# નિવેદન

ઇ. સ. ૧૮૯૮ ની સાલ ! આ વર્ષમા કોઈ અકલ્પિત યોગને પરિણામે આ શ્રીમદ્ભગવદ્ગીતાના પ્રકાશનનો આદ્યગર્ભ અંકુરિત થવા પામ્યો ! મારા પોસાળ તથા મોસાળની નિર્મળ સ્વધર્મનિષ્ઠાના સંસ્કારો તો મારા કુટુંબજનોના ચિત્તક્ષેત્રો વિષે ઉંડા ઉતરેલા જ; તથાપિ એ સંસ્કારોને જાગૃત થવા સારૂ કોઇ પ્રબળ આઘાતની જરૂર હતી. અર્વાચીન વિદ્યાસંસ્કાર પામવાના ઉત્સાહમા હું તણાઇ રહેલ હતો. એક બાજુ એલ. એલ. બીની પરીક્ષા પસાર કરેલી તેથી વકીલાતના ધંધા અર્થે અમદાવાદ નિવાસ કરવા નક્કી કર્યું. તેજ અરસામા બીજી બાજુએ મારાં પ્રથમના ધર્મપત્ની સૌ. સવિતાલક્ષ્મી પ્રસૂતિરોગની ટુંક વ્યાધિ ભોગવી મૃત્યુને અધીન થઇ ગયા. તેના પરિણામે જૂનાગઢ રાજ્યની નોકરીમા જોડાઇ જવાનું થયું. આપત્તિ ઘણીવાર તાત્ત્વિક વિચારોની જનની થઇ પડે છે એ ન્યાયે મારા જીવનની નવઘટના થવાનું બીજ રોપાયું. મારા મામાઇ કનિષ્ઠ પણ સગોવઠીયા સુહૃદ્ જેવા બંધુ ગ. જયસુખરાય વિ. પુરૂષોત્તમરાય જોષીપણ આ સમયે મારી પાસેજ રહેતા હતા. પ્રસંગોચિત સમાશ્વાસક ચર્ચા કરી તેમણે આપણા આર્ય સનાતન ધર્મના ગ્રંથોમાં ઓધાયલ ઉંડા તાત્ત્વિકજ્ઞાન તરફ મારી વૃત્તિને ફેરવી તેના પરિણામમા અમોએ આખી શ્રીમદ્ભગવદ્ગીતાનો મુખપાઠ પણ કરી લીધો.

આ રીતે મને શ્રીમદ્ભગવદ્ગીતાનો પરિચય થયો તો ખરો; પરંતુ વસ્તુતઃ તે અન્ય દિશાએથી વૃદ્ધિંગત થયલો. મારા પરમપૂજ્ય સ્વર્ગસ્થ પિતાશ્રી રવિશંકર મયાશંકર ઘોડાને વિદ્વાનાગમમાત્ર પરત્વે દૃઢાનુરાગ હતો, અને તેઓ જૂનાગઢ રાજ્યમા મોટા અધિકાર પદે હોઇ ત્યાંજ રહેતા હતા, તથાપિ તેના ગૃહજીવનમા તેમની સ્વધર્મનિષ્ઠા મોટો ભાગ ભજવી રહેતી હતી. વહેલા પ્રાતઃકાળે તેઓ નિત્ય વિદ્વાન્ બ્રાહ્મણો સાથે

વેદવેદાંતના વિવિધ ધર્મગ્રંથો વાચતા તથા વિચારતા. શ્રીયુત જોશી વલ્લભજી તથા ડોસા મહારાજ પાસે ચારે વેદોનું અધ્યયન કરતા. એટલુંજ નહિ કિંતુ જુનાગઢના સુપ્રસિદ્ધ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ વેદાંતાચાર્ય વ્યાસ મૂળશંકરજી પાસે આજ શંકરાનંદી ગીતાનુ અધ્યયન કરતા. આ રીતે અમારા ઘરમ જ નિત્ય વેદાંતનુ પઠનપાઠન થતું તેના ઉહાપોહના સંસ્કારો દૂર બેઠે પણ ઝીલી શકતો હતો. અને તેને લીધે મારા વેદાંતજ્ઞાન પ્રતિના અનુરાગમા વૃદ્ધિ થતી જતી હતી. ત્યાર બાદ મારા પૂજ્ય માતુશ્રી સૌ. કેસરલક્ષ્મીનો સને ૧૯૦૦ મા સ્વર્ગવાસ થતા તે બનાવે પણ મારા મન ઉપર મોટી અસર કરી. પછીથી તરતમાં મારો દ્વિતીય ગૃહસ્થાશ્રમ મંડાયો અને સને ૧૯૦૪ માં જૂનાગઢ રાજ્યની નોકરીથી મોકળો થતાં સને ૧૯૦૫ ની સાલથી અમદાવાદમા વકીલાતના ધંધામાં પડી ગયો; તથાપિ મારા હૃદયના કોઇ અગોચર પ્રદેશમાં બીજરૂપે ઠરીઠામ બેઠેલો મારો વેદાંતાનુરાગ અનુકુળ સંયોગો આવતાં અંકુરિત થઇ પલ્લવિત થવાની રાહ જોતો રહેલો તે મને છોડી ગયેલો નહિ.

મારા કનિષ્ઠ બંધુ ગ. જયસુખરાય પણ પોતાનો વિદ્યાભ્યાસ પૂરો કરી વડોદરા રાજ્યની આદિત્યવિષયક નોકરીમાં જોડાઇ મારો સંસર્ગ રાખી શકે તેમ ગુજરાતમાં આવી ચડયા. આ પણ એક સુયોગ. આખરે સને ૧૯૨૧ ની સાલમા મે માસના અરસામાં જામનગરના સુપ્રસિદ્ધ સદ્બોધ પ્રવર્તક ગુરૂ કૃષ્ણુલાલજી ભગવાનજીનું ચતુર્માસ અર્થે અમદાવાદમાં આગમન થયું. તેઓ ખાંડીયામાં હીંગલોક જોશીની પોળમાં મારા ઘરની સામેજ સવિતા મેન્સનમાં રહેતા; શ્રી ધોળેશ્વર મહાદેવમાં નિત્ય બે વખત પ્રવચન કરતા હતા. પ્રાતઃકાળે નિત્ય શ્રી શંકરાનંદી ગીતાનું પ્રવચન થતું. શ્રી કૃષ્ણુલાલજીનો સમાગમ દિનપ્રતિદિન ગાઢ થતાં વેદાંતના મુખ્ય તમામ ગ્રંથો વાંચવા તથા વિચારવાની અભિરૂચિ વધતી ગઇ; મેં તથા મારાં સ્વર્ગસ્થ ધર્મપત્ની સૌ. હીરાલક્ષ્મીએ તેમના પાસે આ ગીતાનું અધ્યયન કરી લીધું એટલુંજ નહિ પરંતુ આ અદ્વિતીય ગ્રંથને ગૂજરાતી ભાષામા

ઉનારી લોકબુધ્ધિગમ્ય કરી દેવાનો મને મારા ધર્મપત્નીએ આગ્રહ કરતાં મેં તેમની એ પુનિત ઇચ્છાને અધીન થઇને તે ગ્રંથનો અનુવાદ મારી શક્તિ મૂજબ કરી પણ નાખ્યો.

આ ગ્રંથનો અનુવાદ ગુરૂશ્રી કૃષ્ણલાલજીની મારા પ્રતિની અપૂર્વ કૃપાનું જ ફળ છે. તેઓના સમાગમે મારા જીવનને વેદાંતનો અપૂર્વ રંગ ચઢાવેલો. ચતુર્માસમા તેઓ અંકલેશ્વર, ભરૂચ, વિગેરે સ્થળે જતા ત્યારે તેમની ગેરહાજરીમાં તેમના શ્રવણસ્થાનમા (સવિતા મેન્સનમા) પ્રવચનનું કામ મને સોંપતા; તેથી આજ ગીતા, ઉપનિષદો, પંચદશી ભાગવત આદિ ગ્રંથોનું પ્રવચન કરના વેદાંતવિષયનો દઢ પરિચય થવા પામ્યો. આ પુણ્ય સંયોગ માટે હું તેમનો પુર્ણ ઋણી છું.

આ ગ્રંથનો અનુવાદ મેં કરી તો નાંખ્યો પરંતુ તેને છપાવી પ્રસિદ્ધિમાં લાવવો એ આર્થિક ગુંચવણ રૂપે થઇ પડેલું પરંતુ ઇશ્વર કૃપાથી રા. જયસુખરાયની સહાયથી તેનો પણ ઉકેલ થવા પામ્યો. મને રૂા. ૨૫૦ પારિતોષિક તરીકે આપવાનું ઠરાવી વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ખાતા તરફથી આ ગ્રંથ મંજુર થયો. આ ગ્રંથ સંબંધમા શ્રીયુત હીરાલાલ વ્રજભૂખણદાસ તરફથી જે અભિપ્રાય અપાયો છે તે નીચે પ્રમાણે છે એટલે આ મારા પ્રયાસ પરત્વે હું કશું પણ કહેવા માગતો નથી:—

Shree Sayaji High School Baroda No. ૩૮ of 1923-24. તા. ૨૫-૯-૨૩

મે. રા. રા વિદ્યાધિકારીના જોડીઆ ભાષાંતર મદદનીશ

સાહેબ, વડોદરા

મે. સાહેબ,

આપના તા. ૨૨-૯-૨૩ ના ' શ્રી શંકરાનંદીગીતા'ના ગુજરાતી ભાષાન્તરના અભિપ્રાય બદલ પત્રના પ્રત્યુત્તરમાં નીચે પ્રમાણે મારો અભિપ્રાય છે તે મે. સાહેબને વિદિત થાય:—

'શ્રી શંકરાનંદીગીતા' એ વેદાંતશાસ્ત્રનો પ્રસિદ્ધ ગ્રંથ છે, અને તીવ્ર મુમુક્ષુઓમાં એ ઘણાજ આદરપૂર્વક વંચાય છે; વિશેષતઃ ચતુર્થાશ્રમીઓ યતિઓ, સંન્યાસીઓ વિ. ને તો અત્યંત ઉપકારક છે. વિવેચનશૈલી પણ મધુસૂદની ગીતા કરતા સરળ અને સહેલી છે તેથી અધિકારીજનો એને હરહમેશ વાંચે છે. વળી જ્યા જ્યા અદ્વૈતનું શ્રવણ કરાવામાં આવે છે, ત્યાં પણ પ્રાયશઃ આજ ગ્રંથનું પ્રવચન કરવામા આવે છે. ટૂંકામાં આ ગ્રંથ અતિ ઉપકારક છે.

આવા ગ્રથનું ગુજરાતીમા ભાષાન્તર આવશ્યક હતું. વેદાંતશાસ્ત્રના ગુજરાતી ભાષામા પ્રમાણિક ગ્રંથો બહુજ થોડા છે. આ ભાષાંતરથી ગુજરાતી વાઙ્મયમા એક આદરણીય વૃદ્ધિ થશે. સમગ્ર ભાષાન્તર જોવાને મને અવકાશ મળ્યો નથી. પણ જેટલો ભાગ મેં જોયો છે તે ઉપરથી ભાષાન્તર કેવળ શુદ્ધ, સ્પષ્ટ, સંસ્કારી અને સરલ ભાષામાં થયું છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું એમ છું. દ્વિતીયાધ્યાયમાં જે મુખ્ય મુખ્ય શાસ્ત્રાર્થના પ્રતિપાદક શ્લોકો છે તેનું ભાષાન્તર હું શાન્તિથી, ધૈર્યથી અને સૂક્ષ્મદૃષ્ટિથી જોઈ ગયો છું. અને તે સર્વથા ઉપર કહ્યા પ્રમાણે શુદ્ધ, સ્પષ્ટ અને સરળ ભાષામાં થએલું છે. અવતરણો પણ ભિન્ન ભિન્ન આપેલા છે, કોટિક્રમ પણ ભિન્ન ભિન્ન દર્શાવ્યો છે, જેથી પૂર્વ પક્ષ અને સિદ્ધાન્ત પણ સ્પષ્ટરીતે સમજાય એમ છે. આવા ગ્રંથો મુદ્રિત થવાની અત્યંત આવશ્યકતા છે. આ ગ્રંથના મુદ્રણથી રાજ્યના કેળવણી ખાતાને પણ માન પ્રાપ્ત થશે અને લોકો ઉપર સંગીન ઉપકાર થશે. આવાં અત્યુત્કૃષ્ટ અને લોકોપકારક પુસ્તકો પ્રસિદ્ધ થાય તોજ ભાષાંતર શાખાના અસ્તિત્વનું સાર્થક થયું કહેવાય, અને કાર્યવાહકોને યશ પ્રાપ્ત થાય.... ... ... ... ... ... ... ... ...

... ...ભાષાન્તર કેવળ શબ્દશઃ અને વાક્યશઃ છે. એની શુદ્ધિ સંબધે જરા પણ શંકા નથી.... ... ... ... ... ... ...

... ... નિતપાઠ કરનારને પણ એટલે જેને શાસ્ત્રાર્થની જરૂર નથી તેવાઓને પણ પુસ્તક ઉપકારક થવા સંભવ છે. કારણ ભાષાંતરમાં મૂળ શ્લોક, અન્વય અને મર્માન્વિત વાક્યાર્થ આપેલ છે ... ... ...

આ પુસ્તકના મુદ્રણથી ઘણો મગીન લાભ થશે એમ પુનઃ કહ્યા વિના ચાલતું નથી કર્તાએ અવકાશ મહીને જે પ્રયાસ આદર્યો છે તેને માટે એમને ધન્યવાદ છે. જોકે આવા પુસ્તકના ભાષાંતરથી તદ્દ્વારા પ્રાપ્ત થતા મનનાન્દથી એમને લાભ તો થઈ ચૂક્યો છે, અર્થાત્ અંતઃકરણમાં એમને આનંદવ્યાપીજ રહેલો હશે એટલે આવા એક બાહ્ય ધન્યવાદની વા અભિનંદનની અપેક્ષા રહેતી નથી છતાં એમને પ્રોત્સાહન મળશે એ ઉદ્દેશથી મે તે સમર્પ્યો છે એજ.

લી,

હીરાલાલ વ્રજભુખણદાસ સરાફ.

આમ મારો પ્રથમ પ્રયત્ન લોક સમક્ષ મૂકાય છે તે જોઈને મને કે મારા મિત્રોને આનંદ થાયજ, પરંતુ આ મારા પ્રયાસથી જો આપણા હિંદુધર્મનિષ્ઠ દેશજનોને અંશમાત્ર પણ લાભ થવા પામશે તો તેથી મને અધિક આનંદ થશે. વળી આ ગ્રંથની પ્રસિદ્ધિ પૂર્વે મારા દ્વિતીય ધર્મપત્ની સને ૧૯૮૨ માં તથા મારા પૂજ્ય પિતાશ્રી સને ૧૯૨૭ માં ગુજરી ગયા, અને તે ઉભય પુણ્યાત્માની સંસ્કાર-પ્રેરણા વડે આ ગ્રંથ લખવાને મને સુયોગ પ્રાપ્ત થએલો, તેથી આ ગ્રંથપ્રસિદ્ધિથી તે આત્માઓની ભાવનાસિદ્ધિ થશે એ વિચારથી પણ મને આનંદ થાય છે.

મારા આ ગ્રંથમાં અનેક પ્રકારની અપૂર્ણતા કદાચિત્ જણાશે તથાપિ હંસક્ષીર ન્યાયે આ ગ્રંથના પાઠકો મારી તે અપૂર્ણતાને દૃષ્ટિ બહાર રાખી તે મને જણાવી દેવા કૃપા કરશે તો હું તેમનો આભારી થઈશ.

કિં બહુના ! નિવેદન લાંબુ થઈ ગયું છે, પરંતુ જે યોગને પ્રભાવે આ ગ્રંથની ઉત્પત્તિ થઈ આવી છે તે ન જણાવું તો એક પ્રકારની લોકવંચના ગણાય તેથી મે ફક્ત મારો ધર્મ બજાવ્યો છે.

વધારામાં જણાવીશ કે શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ જેવા વિદ્યાપ્રેમી નરેશે મને જે પ્રકારનું ઉત્તેજન આપેલું છે તે બદલ હું તેમનો સદાનો ઋણી છું. આ એકજ ગ્રંથને ઉત્તેજન આપી તેઓશ્રીની ઉદારતા અટકી પડેલી નથી; મારી પાસે "ઋગ્વેદ સંહિતા" નો ગૂજરાતી અનુવાદ પણ એઓશ્રીએ કરાવેલા છે અને તે બદલ યોગ્ય પારિતોષિક આપી મને સત્કારેલો છે. એ વાત પણ અત્રે નિર્દિષ્ટ કરી દેવી એ ઉચિત છે આ મારો ગ્રંથ સત્વર પ્રકાશમાં આવશે તો એ ઋગ્વેદ જેવા વિશ્વ માન્ય ગ્રંથનું ભાષાંતર આપણા વાઙ્મયમાં એક **જયસ્તંભ** રૂપ થઈ પડશે, એમ મારું નમ્ર માનવું થાય છે.

છેવટમાં મારે મુક્તકંઠે જણાવી દેવું જોઇએ કે જે જે ગૃહસ્થે મારા આ પ્રયાસમાં સહાનુભૂતિ દેખાડી સહાય્ય આપેલી છે તેનો હું સદાનો ઋણી છું. વળી, ખાસ કરીને શ્રીયુત હીરાલાલ શ્રોફનો તેમજ આ ગ્રંથને માટે ઉપોદ્ઘાત લખનાર ગુજરાતના પ્રખર વિદ્વાન્ શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાનો જેટલો આભાર માનું તેટલો થોડો છે; તેમજ ગુજરાતના અગ્રેડ ગ્રંથપ્રકાશક શ્રીયુત એમ. ગી. કોઠારી જેઓ આપણા ગુર્જર વાઙ્મયને સમૃદ્ધ કરવાને અર્થે મોટા પ્રયાસ કરી રહેલા છે તેમનો તથા ભારતવિજય મુદ્રણાલયના વ્યવસ્થાપક રા. પ્રભુલાલનો તેટલોજ આભારી છું. કિંબહુના !

તા. ૧૮-૪-૨૮
મુ. નડીઆદ, દીવાળીપોળને નાકે

મોતીલાલ રવિશંકર ઘોડા

---

## શાંકરાનંદી તાત્પર્યબોધિનીનો

# ઉપોદ્‌ઘાત.



### ૧ ગીતાશાસ્ત્રનું પ્રસ્થાનત્રયીમાં સ્થાન.

મહાભારતયુદ્ધ પછીની હિન્દુધર્મની વ્યાપકભાવનાનું સુન્દર ચિત્ર જે ગ્રન્થમાં આલેખાયેલું છે તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા હિંદુધર્મના સર્વ સમ્પ્રદાયો તથા પન્થોનો સર્વમાન્ય પ્રમાણ ગ્રન્થ છે શૈવો, શાક્તો, વૈષ્ણવો, ગાણપત્યો, સૌરો વિગેરે ગમે તે દેવમાં પરમેશ્વરભાવના બાંધનાર હિંદુ ધર્મના અનુયાયીઓ ગીતાને પોતાના સિધ્ધાન્તને ટેકો આપનાર છે એવું માને છે મુખ્યત્વે કરીને વેદાંતશાસ્ત્રના ત્રણ આધારગ્રન્થોમાં ગીતાનું સ્થાન શ્રુતિથી બીજે નમ્બરે આવે છે, જે માર્ગે વટેમાર્ગુ જાય તો લુંટાય નહિ અથવા ભયમાં આવી પડે નહિ તેના રાજમાર્ગને પ્રસ્થાન+ કહેવામાં આવે છે આવા પ્રસ્થાનો ત્રણ છે, અને તે ત્રણે એકજ પદે લઇ જાય છે. ઇશાદિ ઉપનિષદો જે વેદના અંગમાં આવેલા છે તેનું નામ શ્રુતિપ્રસ્થાન છે વેદની અનેક શાખાઓના પ્રસંગે પ્રસંગે લોપ થવાથી ઉપલબ્ધ શ્રુતિઓનું તાત્પર્ય શામાં છે તે તારવવામાં મદદ આપનાર સ્મૃતિપ્રસ્થાન છે. વેદરાશિ યુગાંતરોમાં લય પામે, પરંતુ તેના ધર્મ અને તત્ત્વને લગતા સનાતન નિયમો જે સર્વજ્ઞ પરમેશ્વરના ચિત્તસત્વમાં ગુપ્ત રહ્યા હોય તેની સ્મૃતિ ઋષિમુનિઓ જાગવે છે, અને તે પ્રત્યક્ષશ્રુતિને અવિરોધી હોય તો પ્રમાણ ગણાય છે. શ્રુતિના અદ્વૈતવાદને બંધ ન બેસે એવી સાંખ્યાદિ સ્મૃતિઓને દૂર રાખી શ્રુતિને સર્વાંશે બંધ બેસે એવી સ્મૃતિ ભગવાનના શ્રીકૃષ્ણાવતારી

---

\+ प्रतिष्ठते परंपरया विहरति येन् मार्गेण तत्प्रस्थानम् (अभिनवगुप्त)–
પરંપરાવડે જે માર્ગે મનુષ્યો વિહાર કરે તેનું નામ પ્રસ્થાન.

રૂપને થયેલી તેની ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સ્મૃતિ ભગવાન્ શ્રીકૃષ્ણના ચિત્તમા ભારતયુદ્ધના આરંભે જાગેલી અને તેનું ભાન અર્જુનને કરાવવામા આવેલું આ પ્રસક્ષ ધર્મ અને બ્રહ્મનો બોધ શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો તેનુ શુદ્ધ રૂપ કૃષ્ણદ્વૈપાયન વ્યાસે ધારણ કરી પ્રબોધેલુ હતુ ભારતના પૂર્વભાગની જય નામના મૂળગ્રથમા તે રૂપ હતુ કે નહિ, અને હતુ તો જેમા રૂપમા તે તારવવુ હાલ દુર્ઘટ છે તોપણ વૈશપાયને ભારતયજ્ઞિમા ઇ સ. પર્વે ૧૫૦૦ મા તે ઉપદેશનો જે સગ્રહ કર્યો છે તે ઇ સ પૂ ૩૦૦ ના અરસામા સૂતે મહાભારતની રચના રચી તેમા સારી રીતે જળવાઇ રહ્યો છે મહાભારત સહિતામા ૭૦૦ શ્લોકમા આ શ્રીકૃષ્ણાર્જુનનો સવાદ પ્રચિત થયો છે મહાભારતમા ઘણે સ્થળ "હરિગીતા" ની સ્તુતિ આવે છે, અને તે ઉપરથી અનુમાન થાય છે કે વૈશપાયનપ્રણીત ગીતાગ્રથ ભારતસહિતામા હતો તે સૂતપ્રણીત મહાભારતમા ગોઠવવામા આવ્યો છે વળી આ ગ્રથ બ્રહ્મસૂત્ર ઇ. સ પૂ ૨૫૦ મા બાદરાયણ વ્યાસે રચ્યા તે પહેલાનો છે, કારણ કે જ્યા જ્યા બ્રહ્મસૂત્રમા સ્મૃતિ શબ્દ આવે છે ત્યા ત્યા ગીતા વાક્યોનો ઉલ્લેખ કરવામા આવે છે શકરાચાર્યે (ઇ. સ ૭૮૮-૮૨૦) આ ગીતાનો પ્રમાણગ્રથ તરીકે સ્વીકાર કર્યો તે પહેલા તેને આમ્નાય એટલે વેદતુલ્ય માનવાની પ્રથા હતી તેના અભ્યાસનો ક્રમ વેદના પઠનપાઠન જેવો હતો, એમ અભિનવગુપ્તાચાર્ય (ઇ સ ૯૯૩) ગીતાતાત્પર્યસગ્રહના આરંભમા જણાવે છે

સ્મૃતિપ્રસ્થાનમા ભગવદ્ગીતા એ ગારૂગ્રથ છે, અને તેના એક એક દેશને વર્ણવનાર પ્રકરણગ્રથો મહાભારતમા સમાયેલા ચાર છે (૧) ઉત્તરગીતા, (૨) અનુગીતા (૩) વિષ્ણુસહસ્રનામ, (૪) સનત્સુજાતીય આ સર્વનો સ્મૃતિપ્રસ્થાનમા સમાસ થાય છે

મૂલશ્રુતિના તાત્પર્યને ભગવાનની કૃષ્ણાવતારની સ્મૃતિ અનુસાર

સમજવું તેમા પણ તર્કવડે સિદ્ધાતની એકવાક્યતા કરાવનાર શાસ્ત્રને ન્યાયપ્રસ્થાન કહે છે. આવું ન્યાયપ્રસ્થાન તે બાદરાયણ વ્યાસના બ્રહ્મ-સૂત્રો છે.

આ ત્રણે પ્રસ્થાનોની એકવાક્યતા કરી પોતાના સિધ્ધાતનું સ્થાપન કરે અને પ્રજામા તે સિદ્ધાંતને અનુસાર ધર્મના અનુષ્ઠાનનો આચાર સ્થાપે અને વિવિદિષુને વિદ્વાના વિચારોની પદ્ધતિ રચી આપે તેમને આચાર્ય સંજ્ઞા આપવામા આવે છે.

અદ્વૈતવેદાતના વ્યવસ્થાપક જગદ્દગુરૂ શંકરાચાર્યે (ઇ સ. ૭૮૮-૮૨૦) ત્રણે પ્રસ્થાનો ઉપર ભાષ્યો રચી કેવલાદ્વૈત સપ્રદાય સ્થાપ્યો તે પૂર્વે પણ કેટલાક ઋષિઓએ આ પ્રસ્થાનગ્રંથો ઉપર પોતાના સિદ્ધાતની ઇમારત ચણવાના પ્રયત્નો કર્યા હતા ઉદાહરણ તરીકે ભગવાન્ ઉપવર્ષા-ચાર્યે (ઇ. સ. પૂ. ૨૬૦) ઘણે ભાગે શાકરમતના અદ્વૈતવાદને અનુ-સરતી પૂર્વપીઠિકા રચી હતી, ત્યાર પછી દ્રાવિડાચાર્યે અને ભર્તૃપ્રપચે પ્રયત્ન કર્યા હતા.

વિશિષ્ટ અદ્વૈત સિદ્ધાતના પુનરૂદ્ધારક રામાનુજાચાર્યના (ઇ. સ. ૧૦૧૭-૧૧૩૭) પૂર્વગામી બૌધાયનમુનિ (ઇ. સ પૂ. ૩૫૦) ની બ્રહ્મ-સૂત્ર ઉપર વૃત્તિ હતી, અને તેને અનુસરતા વિવરણો ગૂહ, ટંક, ભારૂચિ વિગેરે આચાર્યોએ કર્યા હતાં. આ વૃત્તિઓનુ સાહિત્ય હાલ અસ્ત પામી ગયુ છે.

તેવી રીતે દ્વૈતમતને અનુસરતાં પૂર્ણપ્રજ્ઞ અથવા મધ્વાચાર્ય (ઇ સ. ૧૦૩૯-૧૧૨૦) ના પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો છે. અને શુદ્ધાદ્વૈતવાદી શ્રીવલ્લભાચાર્યે પણ અણુભાષ્યાદિમા (ઇ સ. ૧૪૭૯-૧૫૩૦) પ્રયત્નો કર્યા છે.

હાલના જમાનામા કેળવાયલા સસ્કારી જનોએ આ ત્રણે પ્રસ્થાનોના મૂલ તાત્પર્યો તારવવામા આ સર્વ ભાષ્યો અને ટીકાઓના વાઙ્મયનો ઉપયોગ કરતા કરતા આ મૂળગ્રંથોને સ્વતંત્રબુદ્ધિથી વિચારવાની અગત્ય

છે. આવો પ્રબલ કર્મયોગમા ગીતાનું તાત્પર્ય છે, એવું જણાવનાર લોકમાન્ય બાળ ગંગાધર તીલકે ગીતારહસ્યમાં કર્યો છે; જો કે સિદ્ધાંતમાં તે શાંકરમતનો સ્વીકાર કરે છે.

## ૨ ગીતાગ્રંથની પ્રસન્નગંભીરતા.

ભગવદ્દગીતા ગ્રંથ પ્રથમદર્શને રમ્ય, સરળ અને મોહક ભાષામાં ઘડાયો છે, અને તેમા જે આરંભથી તે અંત સુધીમા પ્રતિભાની દિવ્યતા ઝળકે છે તે એવી તો અપૂર્વ છે કે થોડાજ સમય પછી થયેલી અનુગીતામા શ્રીકૃષ્ણ પોતેજ કહે છે કેઃ–" યોગયુક્ત થઇને મેં જે જ્ઞાન રણમાં કહ્યું હતું તે ફરી મારાથી કહી શકાશે નહિ." આ સ્તુતિ મહાભારતની સંહિતામા આવે છે, અને તે એટલું સાબીત કરે છે કે ગીતાની ચમત્કૃતિ ફરી આવવી નથી. તે ગ્રંથના અનુકરણો ૧ શિવગીતા, ૨ રામગીતા, ૩ ગણેશગીતા, ૪ અષ્ટાવક્રગીતા, ૫ અવધૂતગીતા, ૬ સૂર્યગીતા, ૭ યમગીતા, ૮ દેવીગીતા, ૯ શકિતગીતા, ૧૦ બ્રહ્મગીતા, વિગેરે અનેક થયા છે. પરંતુ જેમ કાલિદાસના મેઘદૂતનાં અનુકરણોમા કાવ્યચમત્કૃતિ મૂલની આવી શકી નથી તેવીજ રીતે ધર્મજ્ઞાનનું આર્ષગુંજન બીજી કોઇ ગીતામાં આપણને સંભળાતું નથી. ભગવદ્દગીતા ખરેખર ભગવાને ગાયેલી ઉપનિષદોજ છે

ભગવદ્દગીતાના શબ્દો પ્રસાદવાળા છે, અને તેનો પ્રવાહ એવો તો વેગવાળો અને શાંત ચાલે છે કે વાંચનાર જાણે બધું વાંચતાં વાચતા સમજી જતો હોય એવો તેને મોહ થઇ જાય છે. પરંતુ આ પ્રવાહની અંદર ઘણા પથ્થરના ખડકો છે. તે ખડકો સાથે અથડાતો ધર્મજ્ઞાનનો પ્રવાહ મોટા વમળો, અને ભમરીઓ ઉત્પન્ન કરે છે, અને તેમા ભલભલા વિદ્વાનોની મતિ ગુંચાય છે, તો સામાન્યજનોનું તો પૂછવુંજ શું ? ઉદાહરણ તરીકે या निशा सर्वभूतानाम्...;कर्मण्यकर्म यः पश्येत्...વિગેરે વાકયો દેખાતાં કેવાં સહેલા, પણ અર્થમા કેવા મુંઝવનારા છે તે જેમણે પોતાની બુદ્ધિનું મથન

કર્યું હશે તેનેજ સમજાશે. ગીતાંમાં આવતા योग શબ્દ, योगी શબ્દ, ब्रह्म શબ્દ, आत्मा શબ્દ, निर्वाण શબ્દ, सिद्धि શબ્દ, शान्ति શબ્દ વિગેરે અનેક ભાવોમા વપરાયા છે, અને તેનો તાળો એકદમ વાચનારને લાગે તેવો નથી; આ કારણથી શબ્દાર્થમાં અને તાત્પર્યાર્થમાં ગીતાશાસ્ત્રને સમજવામા આપણે પ્રાચીન વિચારકોના અભિપ્રાયોની તુલના કરવાની જરૂર છે.

## ૩ ગીતાશાસ્ત્ર ઉપરનું ભાષ્ય અને ટીકાઓનું વાઙ્મય.

ગીતાશાસ્ત્રનું અદ્વૈતવાદમાં તાત્પર્ય જણાવનાર શંકરાચાર્યના કેટલા દ્વૈત સંપ્રદાયને અનુસરતા, અથવા ઈશ્વરાદ્વૈતને અનુસરતા ભાષ્યો ઉપર ટીકાઓ અનેક થઇ છે. આ વાઙ્મય વડે ઘણા દુર્બોધસ્થાનો આપણને સુગમ થયા છે.

શંકરભાષ્ય ઉપરની આનંદગીરીની ટીકા (ઇ. સ. ૧૩૮૦) શાકર મતના તાત્પર્યનિર્ણયમાં ઘણી ઉપયોગી છે. તે ઉપરાત મૂલ ગ્રંથ ઉપર—

૧ અભિનવગુપ્તનો (ઇ. સ. ૯૯૩) गीतातात्पर्यसंग्रह
૨ શ્રીધરસ્વામીની (ઇ. સ ૧૩૦૦) सुबोधिनी
૩ શંકરાનંદની (ઇ. સ. ૧૩૫૦) तात्पर्यबोधिनी
૪ મધુસૂદનસરસ્વતીની (ઇ. સ. ૧૬૦૦) गूढार्थदीपिका
૫ નીલકંઠની (ઇ. સ. ૧૬૫૦) चतुर्धरीदीपिका
૬ દૈવજ્ઞસૂરિની परमार्थप्रपा

વિગેરે સ્વતંત્ર ટીકાઓ તે તે નામને અનુસાર ગુણવાળી છે. આ સર્વ ટીકાઓ મૂલસિદ્ધાતમા અદ્વૈતાનુસારી છે, અને અભિનવગુપ્તના શિવા દ્વૈત મતને બાદ કરીએ તો સર્વ શાકરમતને અનુસરતી છે.

## ૪ શંકરાનંદ સ્વામી (ઇ. સ. ૧૩૫૦)

ત્રીજા આંકવાળી तात्पर्यबोधिनी ટીકાના કર્તા શંકરાનંદસ્વામી છે. એ ટીકાનું ભાષાંતર ગૂજરાતી પ્રજાસમક્ષ મૂકવામા ભાષાંતર કર્તાએ ઘણો

થ્રમ લીધો જણાય છે. મૂલ ટીકાકાર શંકરાનંદસ્વામી ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં વિજયનગર સામ્રાજ્યના પ્રભાવ સમયે થયા જણાય છે. સઘળા વેદાર્થનું વિવરણ કરનાર માધવાચાર્યે હિંદુધર્મને શુદ્ધરૂપમાં સમજાવવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો. વીરબુક્ક અને હરિહરના સમયમા સાયણ માધવ નામના બે મંત્રી ભાઇઓએ ઉપનિષદ્ માર્ગનું પુનઃ સ્થાપન કર્યું હતુ. માધવાચાર્યનું સંન્યાસનામ વિદ્યારણ્યસ્વામી હતું. અને તેમના સંન્યાસદીક્ષાના ગુરુ શંકરાનંદસ્વામી હતા એમ પંચદશીના મંગલાચરણથી સમજાય છે. મંગલાચરણમા વિદ્યારણ્યસ્વામી પોતાના ગુરુના ચરણકમલને નમન કરતા કહે છે કેઃ—

नमः श्रीशंकरानंदगुरुपादांबुजन्मने ।
सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥

શ્રી શંકરાનંદના ક્ષરજીવનના અંશો મળી આવતા નથી. તેમના બ્રહ્મવિદ્યાના ગુરુ આનંદાત્મસરસ્વતી હતા, અને તેઓ દ્રવિડ દેશના હતા એમ જણાય છે. પરંતુ તેમનું અક્ષરજીવન તેમના ગ્રંથોમાં સારી રીતે સચવાઇ રહ્યું છે.

સાંભળવા પ્રમાણે તેમને પૂર્વાશ્રમના એક વિધવા દીકરી હતાં. તેમને અદ્વૈતજ્ઞાનનો ઉપદેશ આપવામાં ઇતિહાસ પુરાણના પ્રાચીન ગ્રંથો સ્ત્રી નિંદાથી ભરેલા શ્રવણ કરાવવામાં નિરૂપયોગી લાગ્યા તેથી તેમણે સ્વતંત્ર આત્મપુરાણ નામનો પુરાણના લક્ષણવાળો ગ્રંથ રચ્યો અને તેમાં સર્વ મુખ્ય ઉપનિષદોની આખ્યાયિકાઓ ગુંથી. આ ગ્રંથનું દીકરીને શ્રવણ કરાવી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરાવ્યો. યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોમાં વૈરાગ્ય પ્રકરણમાં જે સ્ત્રીનિંદા જુગુપ્સાભરેલી આવે છે તેવા દોષથી આ ગ્રંથ મુક્ત છે. ઉપનિષદોનાં સિદ્ધાંતો અત્યંત સુંદર ભાષામાં કથાના રૂપમાં તેમણે વર્ણવ્યાં છે.

આ ઉપરાંત પ્રથમના ત્રણ વેદનાં લગભગ સઘળાં ઉપનિષદો ઉપર, તથા અથર્વવેદના અથર્વશિખાથી માંડી હંસપર્યંતના બત્રીસ ઉપનિષદો ઉપર તેમની દીપિકા છે. ભગવાન્ ભાષ્યકારના પછી ભાષ્યરૂપે વિવરણ કરવા કરતાં પોતે મધ્યમ અધિકારીને ઉપયોગી થાય તેવા હેતુથી તેમણે પોતાની ટીકાઓને દીપિકા નામ આપ્યું છે. શ્રુતિપ્રસ્થાન એટલે ઉપનિષદો અને ન્યાયપ્રસ્થાન એટલે બ્રહ્મસૂત્ર ઉપર આ દીપિકાઓ સારો પ્રકાશ નાંખે છે. મૂલના ગૂઢાર્થથી ભરેલા શબ્દોનું તથા વાક્યોનું સ્પષ્ટીકરણ તેઓ સારી રીતે કરી શકયા છે. આ દીપિકાઓ આ બે પ્રસ્થાનોના શિખરો ઉપર દીપમાળ રચતી હોય એવી જણાય છે.

શંકરાનંદ સ્વામીએ ઘણા સ્તોત્રો રચ્યા છે, અને તે પાછળથી આદ્ય શંકરાચાર્યના નામે આરોપાયાં છે. ઉદાહરણ તરીકે પ્રશ્નોત્તરરત્નમાલિકા સ્તોત્ર શંકરાનંદસ્વામીનું છે એમ માણિકયચંદ્ર ભટ્ટની ટીકાના મંગલ વાકયથી સમજાય છે.

## ૫ तात्पर्यबोधिनी

સ્મૃતિપ્રસ્થાનના ગીતાશાસ્ત્ર ઉપરની શંકરાનંદી ટીકાનું નામ तात्पर्य बोधिनी છે. ગીતાશાસ્ત્રના અઢાર અધ્યાયમાં અઢાર યોગોની ભગવાનની સ્મૃતિ છે.

મૂળવેદના ત્રણ કાંડો છે, એટલે વેદાર્થ ત્રણ ત્રણ વ્યૂહમાં પડે છે.

પ્રથમકાંડને કર્મકાંડ કહે છે. અને તેમાં કર્મ કરનાર અને કર્મ છોડનાર અધિકારી જીવને પોતાના પદનુ એટલે त्वं પદનું (તુ કોણ?) ભાન કરાવવામાં આવ્યું છે આ કર્મકાંડના તાત્પર્યને જણવનાર ગીતા શાસ્ત્રના ૭ અધ્યાયોમાં અનુક્રમેઃ—

१ अर्जुनविषादयोग
२ सांख्ययोग

३ कर्मयोग

४ ब्रह्मार्पणयोग

५ कर्मसंन्यासयोग

६ आत्मसंयमयोग

એવા ૭ યોગો છે. અધિકારી જીવ પોતાના સ્વરૂપને શી રીતે કર્મ અને સંન્યાસવડે મેળવી શકે તેનુ ભાન કરાવનાર આ ૭ યોગોનું વર્ણન છે.

બીજા ૭ અધ્યાયોમા વેદના ઉપાસનાકાંડનું તાત્પર્ય સમાવવામાં આવ્યું છે, અને તેમા ઉપાસ્ય અથવા ભજનીય પરમેશ્વર અથવા જગત્‌કારણ-તત્પદ-નુ સ્વરૂપ સમજાવવામા આવ્યુ છે, અને તે સમજણ પણ નીચેના ૭ વિશિષ્ટ યોગવડે આપવામા આવી છે.

७ ज्ञानयोग

८ अक्षरब्रह्मयोग

९ राजविद्याराजगुह्ययोग

१० विभूतियोग

११ विश्वरुपदर्शन

१२ भक्तियोग

અનુભવ કરનાર જીવને જગત્‌કારણ પરમેશ્વરદ્વારથી ભક્તિદ્વારા અદ્વૈતાનુભવ શી રીતે જાગે છે તેનું વર્ણન વેદના ત્રીજા જ્ઞાનકાંડના તાત્પર્યરૂપે ૭ અધ્યાયમાં કરવામા આવ્યું છે. આ ૭ અધ્યાયમાં ગુંથેલા યોગોને અનુક્રમે:—

१३ क्षेत्रक्षेत्रज्ञविभागयोग
१४ गुणत्रयविभागयोग
१५ पुरुषोत्तमयोग
१६ दैवासुरसंपद्विभागयोग
१७ श्रध्धात्रयविभागयोग
१८ मोक्षसंन्यासयोग

એવા નામો આપવામાં આવે છે.

મૂલગીતાશાસ્ત્રમાં આવો ગુપ્તબોધ ગુંથવામાં આવ્યો છે એવું ભાન કરાવનાર શંકરાચાર્યના પહેલાના સમયથી ચાલી આવતી અધ્યાય સમાપ્તિવાચક પુષ્પિકા છે. તે સમાપ્તિમા જણાવવામા આવે છે કે:–

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे....योगो नाम...अध्यायः ।

આ પુષ્પિકા જણાવે છે કે:–વેદના અંતમાં આવેલા ઉપનિષદ્ ગ્રંથો હતા; પરંતુ તે મનુષ્યદેહધારી પુરૂષના વચનરૂપ નથી, પરંતુ આદિ-પુરૂષ બ્રહ્માના વચનરૂપ છે. ને બ્રહ્મદેવના મૂર્તરૂપને સામાન્ય મનુષ્યોએ જોયું જાણ્યું નથી, પરંતુ આ અઢાર અધ્યાયના ઉપનિષદો તો કૃષ્ણાવતારી ભગવાને નારાયણપદમાં અચ્યુતભાવે રહી, નરદેહધારી અર્જુનનામના પુરૂષને નિમિત્ત કરી કહેલા છે તેથી માત્ર શ્રુતિ એટલે ગુરૂપર પરાથી સાંભળેલા ઉપદેશરૂપ નથી, પરંતુ પ્રત્યક્ષ વદાયલાં વાક્યોનો સાર હોવાથી "ભગવાને ગાયેલાં ઉપનિષદો છે"–એવું અવિશેષ જણાવવામા આવ્યું છે..

વળી પ્રાચીન ઈશાદિ ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યા છે તેમા કાંઈ શંકા નથી, પરંતુ તેમા યોગનું શાસન નથી એટલે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના

સાધનો અથવા ઉપાયોની યોજના મૂલ ઉપનિષદોમાં, તારવવી કઠિન પડે છે. ભગવાનથી ઓધાયલાં ઉપનિષદોમા સમાયેલી બ્રહ્મવિદ્યામાં સાધનો અથવા ઉપાયોની શાસ્ત્રીય વ્યવસ્થા છે તેથી તે " બ્રહ્મવિદ્યામાં યોગશાસ્ત્ર " છે.

બ્રહ્મવિદ્યાનું યોગશાસ્ત્ર મૂલ હિરણ્યગર્ભ એટલે બ્રહ્માએ યુગારંભે પ્રવર્તાવ્યું હતું, અને તેનુ અનુશાસન યોગદર્શનમા ભગવાન પતંજલિએ કર્યુ છે, પરતુ તે યોગદર્શન ગુરુશિષ્યના સવાદના રૂપમા સરલ બોધ આપનાર નથી. અને તેમા સાખ્યદર્શનનો દ્વૈતસિદ્ધાત છે પણ મૂલશ્રુતિનો અદ્વૈતસિદ્ધાત નથી તેથી વિશેષણ મુકવામા આવે છે કે નરનારાયણનો —અર્જુન અને કૃષ્ણનો—પ્રત્યક્ષ સવાદ આ શાસ્ત્રમાં છે. આ પ્રમાણે ગીતાશાસ્ત્રમા ( ૧ ) રહસ્યો એટલે ઉપનિષદો છે એટલુંજ નહિ, પણ તે ( ૨ ) ઉપનિષદો ભગવાન્ કૃષ્ણે મનુષ્યાવતારમાં કહેલાં છે; તેમાં પણ (૩) બ્રહ્મવિદ્યા છે; તે બ્રહ્મવિદ્યામા પણ અગાઢ યોગો અથવા ઉપાયોની ન્યાયાનુસાર ( ૪ ) શાસન-પદ્ધતિ રચી છે. અને તે યોગશાસ્ત્ર શુષ્ક તર્કજાલરૂપ નથી. પરંતુ પ્રત્યક્ષ ગુરુશિષ્યના મધુર સંવાદ રૂપે હોવાથી ( ૫ ) ઉત્તમ કાવ્યરૂપ છે. આ પાંચ મુદ્દા ગીતાની રચનામાં સમાયેલા છે.

" ગીતા " શબ્દ સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે વિશેષણરૂપે ગણાવો જોઇએ. પરંતુ ' भगवद्गीतासु उपनिषत्सु એ વાકયમાં સ્ત્રીલિંગે ઉપનિષદ્ શબ્દ હોવાથી ' ભગવાને ગાયેલી ઉપનિષદ્ ' એની રીતે યોજાયેલો હોવાથી રૂઢ નામ તરીકે ગીતા શબ્દ ભાષામાં પ્રવેશ પામ્યો છે. " ભગવાને ગાયેલું રહસ્યવાળું આ કાવ્ય છે " એ કહેવાનો ભાવ ઉપરના વાકયમાં સમાયેલો છે.

ગીતાશાસ્ત્રનું પરમતાત્પર્ય શાંકરમત પ્રમાણે સંન્યાસજ્ઞાનયોગમાં છે; કેટલાક આચાર્યોના અભિપ્રાય પ્રમાણે કર્મયોગમાં છે; કેટલાક આચાર્યોના મત પ્રમાણે જ્ઞાન-કર્મના સમુચ્ચયમાં છે; અને કેટલાક આચાર્યોના

અભિપ્રાય પ્રમાણે ભક્તિયોગમાં છે. પરંતુ ગમે તે પરમ તાત્પર્ય હોય તેટ પણ પ્રત્યેક અધ્યાય અવાંતર તાત્પર્યને જણાવે છે એવું શંકરાનંદસ્વામીનું મંતવ્ય હોવાથી ભગવાનનાં વાક્યો ક્યા અભિપ્રાય પ્રતિ વળે છે તે સમજાવવા શ્રી શંકરાનંદે પોતાની ટીકામાં પ્રયત્ન કરેલો હોવાથી તે ટીકાનું નામ તાત્પર્યબોધિની આપવામાં આવ્યું છે.

## ૬ તાત્પર્ય એટલે શું અને તેનો બોધ શી રીતે થાય ?

કોઇપણ શાસ્ત્ર અથવા પ્રકરણ જે મુદ્દાને સાબીત કરવા વલણ ધરાવે તે મુદ્દાને અથવા વસ્તુને તાત્પર્ય કહે છે. જે વસ્તુને સાબીત કરવા વાક્યોનો પ્રવાહ ચાલે તે વસ્તુનું નામ તાત્પર્ય. આવું તાત્પર્ય સમગ્રશાસ્ત્રોનું હોય, અથવા પ્રકરણનું પણ હોય અથવા અધ્યાયનું પણ હોય, અથવા અમુક વાક્યોનું પણ હોય. સમગ્રશાસ્ત્રના તાત્પર્યને મુખ્ય તાત્પર્ય કહે છે. પ્રકરણાદિનાં તાત્પર્યને અવાંતર તાત્પર્ય કહે છે. ગીતા શાસ્ત્રનું પરમતાત્પર્યઃ—

सर्वे घर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

એ અરાઢમા અધ્યાયના ૬૬ માં શ્લોકમાં છે. ઇશ્વરશરણતા અને તે વડે થતી ચિત્તની નિષ્પાપ અવસ્થા—એ ગીતાનું પરમપ્રયોજન આપણને સમજાય છે. આ પરમ તાત્પર્યનું બીજઃ—

अशोच्यानन्वशोचस्त्वम्=એ બીજા અધ્યાયના અગીયારમા શ્લોકમાં ભગવાનના વાક્યમાં છે. અર્જુનના વિષાદને લઈ મોહપામેલી બુદ્ધિએ રણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો અને તે વડે તેના ચિત્તમાં જડતા ઉત્પન્ન થઈ છે. આ મોહનું અથવા અવિદ્યાનુ નિવારણ કરનારી જડી બુટ્ટી ભગવાને—" શોક ન કરવા યોગ્યનો તું શોચ કરે છે, અને ડહાપણ વાળી વાતો કરે છે–" એ વાક્યમાં રોપી છે. આ બીજ અરાઢે અધ્યાયના

અરાદ્યોગોવડે અંકુરિત થઈ. પલ્લવવિત થઇ, સપુષ્પ થઇ, આખરે બ્રહ્મ-વિદ્યામાં ફલ્યું છે. જે અર્જુનને બીજા અધ્યાયના નવમા શ્લોકમાં न योत्स्ये-नृं નહિ લઉં એવો અવિદ્યાથી નિર્ણય કર્યો હતો તેજ અર્જુન અરાદમાં અધ્યાયના ૭૩ મા શ્લોકમાં કહે છે કે—

## नष्टो मोहः–

" મારો મોહ નાશ પામ્યો છે, મારી સ્મૃતિ, હે અચ્યુત, તમારી કૃપાથી પ્રાપ્ત થઇ છે, મારા સદેહો નાશ પામ્યા છે, અને હું તમે જે કહો છો તે કરવા તત્પર છું.

શાસ્ત્રનો અવિદ્યાથી ઉત્પન્ન થનારો સ્વધર્મનો ત્યાગ કરવાનો મોહ, અને વિદ્યાવડે ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ અને સંન્યાસવડે ચિત્તશુદ્ધિ કરી પરમાત્માની અનન્યશરણતાવડે નિર્ભ્રાંત અને નિઃશંકપણાથી યથા-પ્રાપ્ત પ્રવૃતિ અથવા નિવૃતિ સેવતી એવા જ્ઞાન-ભક્તિ ગોગમા ગીતાનો ઉપદેશ સમાપ્ત થયેલો જણાય છે.

આ પ્રમાણે અવિદ્યાથી બંધાયેલા ઉંધા નિર્ણયને બદલે વિદ્યાથી બંધાયેલા સત્ય નિર્ણય ઉપર અર્જુનને લાવવામાં ગીતાશાસ્ત્રનું પરમ પ્રયોજન છે.

શાસ્ત્રનું અથવા પ્રકરણનું તાત્પર્ય તારવવામાં ૭ સાધનો અથવા લિંગોની જરૂર પડે છે. તે સાધનો અથવા લિંગો વિના તાત્પર્ય તારવી શકાતું નથી. આ તાત્પર્ય–નિર્ણય કરાવનાર સાધનોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા—એટલે કે જે વસ્તુ પ્રતિ-પાદન કરવાનો આરંભ કર્યો હોય તે વસ્તુનું પ્રતિપાદન છેવટે પણ થવું જોઇએ.

૨ અર્થવાદ-એટલે પ્રતિપાદ્યવસ્તુના ટેકામાં સ્તુતિ અને વિરોધી મુદ્દાની નિંદાવાળા વાક્યોનો પ્રયોગ થવો જોઇએ.

૩ અપૂર્વતા-એટલે જે વસ્તુ સાબીત કરવાની છે તે સામાન્ય પ્રમાણથી અથવા સમજણથી સમજાય તેવી નથી, પણ વિશેષ પ્રમાણથી અથવા જ્ઞાનથી પકડાય તેવી છે એવું જણવનારા વાક્યો આવવા જોઇએ.

૪ ઉપપત્તિ-એટલે સાધક બાધક યુક્તિ વડે પ્રતિપાદ્ય મુદ્દાને દૃઢ કરવો.

૫ અભ્યાસ-એટલે તેજ મુદ્દો આખ્યાયિકા વિગેરેથી નજર બહાર ન જાય તેટલા સારૂ ફરી ફરીને વાક્યાન્તરથી નજર આગળ તરતો રાખે તેવા વાક્યોનો પુનઃ પુનઃ ઉપયોગ કરવો.

૬ ફલ-એટલે પ્રતિપાદ્ય વસ્તુ શ્રોતાને પ્રાપ્ત થયાનું ભાન કરાવનાર વાક્ય.

શંકરાનંદ સ્વામીની ટીકામાં આવા તાત્પર્યનિર્ણયના અનેક પ્રકારો જોવામા આવે છે. આપણે ઉદાહરણ તરીકે અર્જુનવિષાદયોગ નામનું પ્રથમ પ્રકરણ તપાસીએ. આ પ્રથમ પ્રકરણ આખા પહેલા અધ્યાયનો મુખ્ય વિષય છે, અને બીજા અધ્યાયના નવમા શ્લોક પર્યંત તે ચાલે છે. બન્ને સેનાની વચ્ચે મારો રથ લાવીને સ્થાપ એમ કહી અર્જુનના હૃદયનો કબજો વિષાદે એટલે મોહવાળા ખેદે લીધો અને "હું નહિ લડું" એવું કહેવડાવી મહાભારત યુદ્ધના આરંભમા આ મહાવીરને પટ જેવો ઉભો કર્યો. મોહજન્ય ખેદ અથવા વૈરાગ્યના ઉપક્રમની અને ઉપસંહારની એકવાક્યતાઃ—

"મારાં ગાત્રો શિથિલ થઇ જાય છે, મુખ સુકાઇ જાય છે મારા શરીરમા કંપ તથા રોમોદ્દગમ થાય છે, ( અ. ૧ શ્લો. ૨૯ ) વિગેરેથી આરંભ

પામી " હું નહિ લડું " ( અ. ૨ શ્લો. ૯ ) એવા અંતવાકયમાં વાચકને ચયેલી સમજાશે.

" મારે રાજ્ય શું કરવું છે, મારે ભોગ શું કરવા છે, મારા જીવવામાં શો અર્થ છે " વિગેરે વાકયોવડે મોહજન્ય વૈરાગ્યનો અર્થવાદ દર્શાવવામાં આવ્યો છે

સામાન્યબુદ્ધિવાળો મનુષ્ય રણસંગ્રામના આરંભમાં યુદ્ધમાં જીતી રાજ્યપ્રાપ્તિ કરવી એવા નિર્ણય ઉપર આવે તેને બદલે રણમા સગાં સબંધીનો નાશ કરી રાજ્યપ્રાપ્તિમા પાપ છે એવી વિશેષબુદ્ધિ દેખાડ-વાનો અપૂર્વતાનો પ્રયત્ન આ પ્રકરણમા જણાશે.

રણત્યાગના અને ક્ષાત્રધર્મને બદલે બ્રાહ્મણધર્મમાં થયેલા મોહના ટેકામાં અનેક સાધકબાધક યુક્તિઓ અર્જુન પહેલા અધ્યાયનાં ૨૮–૪૬ શ્લોકોમાં આપે છે. કુલક્ષયનું પાપ થશે, મિત્રદ્રોહ થશે, સ્ત્રીઓની ભ્રષ્ટતા થશે, વર્ણસંકર પ્રજા થશે, જાતિધર્મો અને કુલધર્મોનો યુદ્ધના પરિણામમાં લોપ થશે, અને છેવટે નરક પ્રાપ્ત થશે એવી તર્કપરંપરા અર્જુન જણાવે છે. તેમાં ઉપપત્તિ નામનું તાત્પર્યનિર્ણયક લિંગ રહેલું વાચકને સમજાશે.

અંતમા પોતાના પ્રથમદર્શને જાગેલા વૈરાગ્યવડે અર્જુન એવું ફલ માગે છે કે—"આ શત્રુઓ મને રણમા મારે અને તેઓ સુખી થાય તો તેમાં મારું કલ્યાણ છે ( ૧ અ. શ્લો. ૪૬ )" આવું વિષાદયોગનું ફલ છે.

અર્જુનના મોહજન્ય વૈરાગ્ય અથવા વિષાદનું આવું સંપૂર્ણ ચિત્ર છ તાત્પર્યનિર્ણયક સાધનો વડે આપણે ઉકેલી શકીએ છીએ.

સંસારનાં સુખો પ્રતિનો વૈરાગ્ય એ પશુધર્મમાંથી નરધર્મમાં લાવનાર પ્રથમ ચિન્હ છે. જે અત્યંત જડ મનુષ્ય છે તેને આવા વિચારો જાગતાજ

નથી; તેનામાં સદસદ્‌નો વિવેકજ ઉઘડેલો હોતો નથી; ગમે તે રીતે હિંસા કરી પોતાનું ઐહિક સુખ સાધવું એવો તેનામાં દુરાગ્રહ હોય છે; આ પશુભાવનાની સુષુપ્તિમાંથી અર્ધજાગ્રત્ અથવા સ્વપ્નાવસ્થા, વિષાદ-યોગ થયા પછી આરંભ પામે છે વિષાદયોગ જાગ્યા પછી મનુષ્ય પશુ-ભાવનામાંથી નરભાવનામાં આવે છે. મુઝાએલું અંતઃકરણ સત્યનિર્ણયને ઝંખે છે અને કોઈ અનુભવી ગુરુના પ્રબોધને મેળવવા મથે છે. એનું ભાન બીજા અધ્યાયના સાઙ્ખ્યયોગમાં કરાવવામા આવ્યું છે. આ પ્રમાણે સઘળા અધ્યાયોની સંગતિ સાધી પ્રત્યેક અધ્યાયની ઉપનિષદ્ અથવા રહસ્યનું તાત્પર્ય જણાય તેવી રીતે આ ગીતાશાસ્ત્ર સમજાવવામા શંકરાનંદ સ્વામીએ પ્રયત્ન કર્યો છે.

ગુજરાતી પ્રજાને ગીતાશાસ્ત્રના શબ્દાર્થનું સુગમતાથી ભાન કરાવનારી, અને અવાંતર અને મુખ્ય તાત્પર્યને સમજવામા મદદ આપનારી શંકરાનંદીનો ગુજરાતી અનુવાદ અવશ્ય ઉપયોગી થશે એમ અમારૂં માનવું છે.

અમદાવાદ.
તા. ૮-૪-૨૮ } નર્મદાશંકર દેવશંકર મહેતા.

# अनुक्रमणिका.



## अ.

अथातो ब्रह्मजिज्ञासा। ( ब्रह्मसूत्र. १ )

अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थितिः। (याज्ञवल्क्यस्मृति-२१)

अदिति र्देवागन्धर्वा मनुष्याः पितरोऽसुराः।

अध्वय एवायमात्मा सन्मात्रो नित्यः शुद्धो बुद्ध सत्यो निरंजनो विभुरव्ययः। आनन्द पर प्रत्यगेकरमः प्रमाणेनैतैरवगनः।

( नृसिंहोत्तरता. उ. खंड ९ )

अध्वयो ह्ययमात्मैकल एव। ( नृसिंहो. तापिनी खं. ८ )

अधीहि भगवो ब्रह्मविद्यां वरिष्ठाम्। ( कैवल्य. १-१ )

अन्धंतम प्रविशन्ति येऽविद्यामुपासते ततोभूय इव ते तमो यउ विद्यायां रताः। ( ईशा ९ )

अनन्यप्रोक्ते गतिरत्र नास्ति। ( कठ. १-२-८ )

अनधीत्याखिलान्वेदाननिष्ट्वैवाखिलान्सुरान्। अनुत्पाद्यसुतान्विप्रो न संन्यसितुमर्हति॥

अपाम सोमममृता बभूम।

१- अप्यकार्यशत कृत्वा भर्तव्या मनुरब्रवीत्।

२- अप्यब्धिपानान्महत सुमेरून्मूलनादपि अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः।

अप्राप्तप्रापणं योगः क्षेमस्तु स्थितरक्षणम्।

अभय सर्वभूतेभ्यो दत्वा नैष्कर्म्यमाचरेत्।

अभयं वै ब्रह्म ( बृ. ४-४-२५ )

अभयं हि वै ब्रह्म भवति। ( बृ. ४-४-२५ )

अयमात्मा ब्रह्म। ( मांडू० २; बृ. २-५-१९ )

अयमात्मा सन्मात्रो नित्यः शुद्धो बुध्धः।

( नृसिंहोत्तर तापिनी. खंड ९. )

अयुध्धेन हतो वाली तस्येदं कर्मणः फलम् ॥

अरुन्मुखान्यतीन्शालावृकेभ्य प्रायच्छम्। ( कौषि. ३-१ )

अविनाशी वाअरेऽयमात्मा ( बृ. ४-५-१४ )

अशब्दमस्पर्शम्। कठ १-३-१५ )

अशरीरंशरीरेष्वनवस्थितमामस्थितम्महान्तं विभुमात्मानं ( कठ. १-२-२१ )

अश्वमेधसहस्राणि वाजपेयशतानि च। कृष्ण ध्यानयोगस्य

कला नार्हन्ति षोडशीम्।

अश्रेष्ठः श्रेष्ठानुसारी।

अहमेव परं ब्रह्म वासुदेवाख्यमव्ययम् । इति बोधो दृढो यस्य तदा भवति भैक्ष्यभुक् ॥

अहमेवेदंसर्वं । ( छां. ७-२५-१ )

अहरहः संध्यामुपासीत ।

अहं विजानामि विविक्तरूप ( कैवल्य. २-२ )

अहिंसा परमो धर्मो यया याति त्रिविष्टपम् ।

## आ

आकाशवत् सर्वगतश्च नित्यः ।

आचार्यवान्वेद । ( छां. ६-१४-२ )

आततायिनमायान्तं हन्यादेवाविचारयन् । नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥ ( मनु० ८-३५०-३५१ )

आत्मक्रीडः क्रियावान् ।

आत्मनः आकाशः संभूतः । ( तै. २-१ )

आत्मरतिरात्मक्रीडआत्ममिथुनः आत्मानंदः । (छा. ७-२५-२)

आत्मलाभान्नपरं विद्यते । ( सत्यापाठ धर्मसूत्र )

आत्मायत्तधृतिसान्तस्वभावपरमात्मसु ।

आत्मा वा अरे दृष्टव्यो, श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः । ( बृ. २-४-५ )

आत्मैवेदंसर्वं । ( छां. ७-२५-२ )

आनन्दो ब्रह्म । ( तै. २-६ )

आपद्यपि च कुर्वीत ।
आवृत्तिरसकृदुपदेशात् । ( ब्रह्मसूत्र. ४-१-१ )
आशास्तेऽयं यजमानोऽसौ ।
आहारशुद्धौ सत्त्वसंशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । (छां ७-२६-२)

इ

इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ( कठ. २-५-५ )
इदं सर्वं यदयमात्मा । ( बृ. २-४-६ )
इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च परं मन । ( कठ. १-३-१० )
इयं पृथिवी सर्वेषां भूतानां मधु । ( बृ. २-५-१ )
इषेत्वोर्जेत्वा । ( शुक्लयजुर्वेद. १ )

उ

उदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति । (तै. २-७)
उदिते सूर्ये प्रातर्जुहोति ।
उपरमः क्रियाभ्यः ।
उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीरा ।
( मुं. ३-२-२ )
उभे ह्येवैष आत्मानं स्पृणुते । ( तै. २-९ )

ऋ

ऋतं च स्वाध्यायप्रवचने च । सत्यं च स्वाध्यायप्रवचने च।
अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च ।

सत्यंवद। धर्मंवद। तानि त्वयोपास्यानि॥ ( तै १-९; १-११ )
ऋतं तपः सत्य तपः श्रुतं तपः शान्तं तपः। (नारायण. उ.१०)

ए

एक एव हि भूतात्मा। ( त्रिपुरातापिनी उ. ५-१२ )
एकमेवाद्वितीयं। ( छां ६-८-७; ६-२-१ )
एकस्तथा सर्वभूतान्तरात्मा। ( कठ. २-५-११ )
एकस्तपोद्विरध्यायी।
एकः सन् बहुधा विचचार।
एका क्रिया द्व्यर्थकरी बभूव।
एकान्तवासो लघुभोजनादि मौनं निराशा करणावरोधः मुनेरसो. संयमनं षडेते चित्तप्रसादं जनयन्ति शीघ्रम्।
एकोदशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम्। शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः।
एको देवः सर्वभूतेषु गूढः। ( श्वे ६-११ )
एतच्छ्रेयो येऽभिनन्दन्तिमूढाजरां तेपुनरेवापियन्ति।
( मुं. १-२-७ )

एतदमृतमयमेतद्ब्रह्म। ( छा. ८-११-१ )
एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति। ( बृ. ४-४-२२)
एतद्यो वेदनिहितं, गुहायां सोऽविद्याग्रन्थिविकिरतीह सोम्य। ( मुं २-१-१० )

एतस्मिन्नुदरमन्तरं कुरुते। अथ तस्य भयं भवति। (तै. २-७)

एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ।
( बृ. ४-३-३२ )

एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणा व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति।
( बृ. ३-५- १)

एतैरुपायैर्यतते यस्तुविद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ।
(मु ३-२-४)

एव वैतमात्म नं विदित्वा ।

एषएव साधु कर्म कारयति । ( कौषितिकी. ३-८ )

एषतआत्मान्तर्याम्यमृत । ( बृ ३-७-९ )

एष नित्यो महिमा ब्राह्मणस्य । ( बृ. ४-४-२३ )

एष पन्था एतत्कर्म ।

एष वन्ध्यासुतो याति ।

एष सर्वेश्वर एष. सर्वज्ञ । ( मांडू. ६ )

एषोऽस्य परमानंदः ।

ओ

ओमित्येवंध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात् ।
( मुं. २-२-६ )

औ

औषधवदाशमनादाचरेत् । ( आरुणि-२ )

क

कर्तुरीप्सिततमं कर्म ।

कर्मणा जायते जन्तुः कर्मणैव प्रलीयते ।

कर्मणा पितृलोको विद्यया देवलोकः । ( बृ. १-५-१६ )

कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते । ( सन्यास उ. ९८ )

कलेवरं मूत्रपुरीषभाजनम् ।

कस्मिन्भगवः प्रतिष्ठित इति स्वेमहिम्नीति । (छा. ७-२४-१)

कामात्तस्य पिजायते ।

कामजानामितेमूलं संकल्पा किल्ज[illegible] ।

( वृद्धशातातप स्मृति—६८ )

कामान्नीकामरूप्यनुंसचरन् ।

कामान्य कामयते मन्यमानः सकामभिर्जायते तत्रतत्र ।

( मुं. ३-२-२ )

कार्योपाधिरयं जीव कारणोपाधिरीश्वर

( [illegible]. ३-१२ )

कारणाभावे कार्याभाव । ( वैशेषिकसूत्र २-१ )

किंगकार्यं दुरात्मनाम् ।

किं प्रजया करिष्यामो येषानोऽयमात्माऽयंलोकः (बृ. ४-४-२२)

कीटवत्संचरेत् ।

कुर्वन्नेवहि कर्माणि जिजीविषेच्छतंसमाः । ( ईशा. २ )

कृत्स्नकर्मकृत् सर्वपाप्मानं तरति ।

कृपणेयोऽजितेन्द्रियः ।

कृषिर्भूवाचकः शब्दोणश्च निर्वृतिवाचक । तयोरैक्यं परंब्रह्म-
कृष्ण इत्यभिधीयते ।

केवलाघोभवति केवलादी ।

कंडणीपेषणीचुलीचोदकुंभीचमार्जनी । पंचसूनागृहस्थस्य पंच-
यज्ञात्प्रणश्यति ।

क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ( मुं. २-२-८)

ग

गुडोगोलेक्षुपाकयोः । (अमरकोश)

गृहस्थः स्त्रियमुद्वहेत् ॥

च

चक्षो सूर्योऽजायत । ( पुरुषसूक्त. )

चिध्धीदं सर्व सध्धीदं सर्व ।

ज

जन्मान्तरकृतं कर्म भुंजते जंतवोऽधुना ।

जन्माद्यस्ययतः । ( ब्रह्मसूत्र. २-२ )

जन्मान्तरसहस्रेषु बुद्धिर्याभाविता पुरा । तामेव भजते जन्तु
रुपदेशो निरर्थकः । जन्मान्तरसहस्रेषु यज्ञदानतपोध्वरैः ।
नराणां क्षीणपापानां कृष्णेभक्तिरुपजायते ॥ स्ववर्णाश्रमधर्मेण
तपसा हरितोषणात् । साधनं भवेत्पुंसा वैराग्यादि चतुष्टयम् ॥

नित्यनैमित्तिकैरेव नियमेनेश्वरार्पितैः बहुजन्मकृतैर्विप्रः सत्त्वशुद्धिं समश्नुते ॥

जाग्रद्यादशनाड्यस्तु निद्रा तु दशनाडिकाः । पश्चाज्जागरणं तथ्यदशनाड्यस्तु योगिन ।
जिज्ञासार्थं संप्रवृत्तोनाद्रियेत्कर्मचोदनाम् ।
जीवापेतं वावकिलेदंम्रियते न जीवो म्रियते । (छां. ६-११-३)
ज्योतिष्टोमेन स्वर्गकाम.

## ज्ञ

ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ।
ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः । ( श्वे. २-१५ )
ज्ञात्वानैष्कर्म्यमाचरेत् ।.शशिखं वपनं कृत्वा बहिःसूत्रंत्यजेत् ।
ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति । ( श्वे ४-२४ )
ज्ञानादेव तु कैवल्यम् ।
ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः । नैवास्ति किंचित्कर्तव्यमस्तिचेन्नसतत्त्ववित् ॥
(पैंगल उ. ४-९) (जाबालदर्शन १-२३)

## त

तत्कर्मयन्त्वन्याय ।
तज्जलानिति शान्तः उपासीत । (छां. ३-१४-१)

ततोमातत्त्वतोज्ञात्वा विशते तदनन्तरम् ॥

तत्रको मोहः कः शोक एकत्वमनुपश्यतः (ईशा० ७)

तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्रचैवापियन्ति ।
(मु. २-१-१)

तथाऽरसं नित्यमगंधवच्च । (कठ १-३-१५)

तत्त्वमसि । छां. ६-८-७)

तदन्यमारंभण शब्दादिभ्यः । (ब्रह्मसूत्र. २-१-१४)

तदा विद्वान्पुण्यपापे विधूय । (मु ३-१-३)

तदेतत्प्रेय.पुत्रात्प्रेयोवित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरंयदय
मात्मा । (बृ. १-४-८)

तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम् । (बृ. २-५-१९)

तद्य इह रमणियचरणा अभ्याशोहयत्ते रमणीयां योनिमा
पद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिम् वा ।
(छां. ५-१०-७)

तद्यथेह कर्मचितो लोकः क्षीयते । (छां. ८-१-६)

तद्योदेवानां प्रत्यबुध्यत स एव भवत्तथर्षीणां तथा मनुष्याणाम्।
(बृ. १-४-१०)

तपसा कल्मषं हन्ति ॥

तपसामपि सर्वेणां वैराग्यं परमं तपः ।

तमेवधीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः । नानुध्यायद्बहूञ्श-
ब्दान्वाचो विग्लापनंहि तत् ॥ ( बृ. ४-४-२१)

तमेव विदित्वातिमृत्युमेति । (श्वे. ६-१५)
तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते । (वसिष्ठस्मृति. २२)
तरति शोकमात्मवित् ( छा. ७-१-३)
तस्माच्च देवा बहुधा संप्रसूता । (मुं. २-१-७)
तस्माद्धर्मं परमं वदन्ति । (नारा. उ ७९)
तस्मात्ज्ञानंपुरस्कृत्यसन्न्यसेदिह बुद्धिमान् । अहमेवाक्षरंब्रह्म वासुदेवाख्यमव्ययम् इतिभावो ध्रुवो यस्य तदा भवति भैक्ष्यभुक
(नारद १५-२०)
तस्मात्संकीर्तनं विष्णोर्जगन्मङ्गलमंहसाम् महतामपि कौरव्य विद्ध्येकान्तिकनिष्कृतिम् । एका विनिष्कृतिः शंभोः सकृदेवह कीर्तनम् ॥
तस्मात्स्वाध्यायोऽध्येतव्य ।
तस्मिल्लोकाः श्रिताः सर्वे । (कठ. २-५ ८)
तस्य ह वा एतस्य यज्ञस्य द्वावनध्यायौ यदात्माऽशुचिर्यद्देशः। तं त्वौपनिषदम् ।
तं यथायथोपासते तदेव भवति । असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् ॥
तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन । (बृ. ४-४-२३)
त्यज धर्ममधर्मं च ।
तेजः परस्यां देवतायां । (छां. ६-८-६)
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् । (ईशा. १)

तेहस्म पुत्रैपणायाश्च वित्तैपणायाश्च लोकैषणायाश्चव्युत्थायाथभि क्षाचर्यं चरन्ति ॥ (बृ. ४-४-२२)

## द

दक्षिणावन्तो अमृतं भजन्ते ।

ददाति प्रतिगृह्णाति ।

दमेनदांताःकिल्बिषमवधुन्वन्ति दमेन ब्रह्मचारिण सुवरगच्छन्
दमोभूतानां दुराधर्षं । (नारा. ७९)

दया सर्वभूतेषु क्षान्तिरनसूयाशुचिरनायासो मांगल्यमकार्पण्यम स्पृहा चेत्यष्टावात्मगुणाः । (गौतमधर्मसूत्र)

दर्शपौर्णमासाभ्यां यजत ।

दुर्लभोमानुषोदेहोदेहिनांक्षणभंगुर ।

दुर्लभो मानुषो देहो ब्राह्मो देहो सुदुर्लभः । ब्राह्मं देहं समा-
माद्य येन मुक्तये न यत्यते । सुमेरोरग्रमासाद्य स्वदेहं
पातयत्यधः । तमेवपतित विद्युर्जातिभ्रष्टं महर्षयः ।

दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता ।

(कठ. १-२-४)

देवदानवगन्धर्वा यक्षराक्षसकिन्नराः ।

देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् । (श्वे. १-३)

देवो भूत्वा देवानप्येति । (बृ. ४-१-२)

देशकालवयोवस्थाबुद्धिशक्त्यनुरूपतः । धर्मोपदेशो भैषज्यं वक्तव्य धर्मपारगै. ।

द्वे रूपे वासुदेवस्य व्यक्तंचाव्यक्तमेवच । अव्यक्तं ब्रह्मणो रूपं व्यक्तमेतच्चराचरम् ।

दैवाधीन शरीरेऽस्मिन्गुणभाव्येन कर्मणा ।

## ध

धर्मज्ञः समयप्रमाणम् ।

धर्मेण पापमनुदति । ( नारायण उ. ७८ )

धर्मावह पापनुदं भगेशं ( श्वे. ६-६ )

ध्यानयोगपरो नित्यं ।

ध्यायतीव लेलायतीव । (बृ. ४-३-७)

## न

न कर्मणा न प्रजया ( कैवल्य. २ )

न गव्यूतेः परं ।

न च संन्यसनादेव सिद्धिं समाधिगच्छति ।

न चास्य कश्चिज्जनिता न चाधिप । (श्वे. ६-९)

न चेदिहावेदीन्महती विनष्टिः । (केन. २-५ )

न जातु कामः कामानामुपभोगेन शाम्यति । (मनु. २-९४)

न जायते म्रियते वा विपश्चित् । (कठ. १-२-१८)

न तदश्नाति किंचन न तदश्नाति कश्चन । (सुबाल उ. ३-१)

न तस्य कार्यं करणं च विद्यते । (श्वे. ६-८)
न तस्य प्राणा उत्क्रामन्ति । (बृ. ४-४-६)
न तु ममान्योऽस्ति नियन्ता न चाधिपः ।
न स पुनरावर्तते न स पुनरावर्तते । (कालाग्निरुद्र. उ.)
न हि कर्माणि कर्मारंभ ।
न हि विज्ञातुर्विज्ञातो र्विपरिलोपो विद्यते । (बृ. ४-३-३०)
न ह्यस्तिद्वैतसिद्धिमात्मैवसिद्धोऽद्वितीय ।
नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति ।
(मुं १-२-१०)
नान्योऽतोऽस्ति विज्ञाता । (बृ. ३-७-२३)
नापुत्रायाशिष्याय वै पुन । (श्वे. ६-२२)
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ।
नाविरतोदुश्चरितात् । (कठ. १-२-२४)
नास्ति पातकमहो कलिकाले नामकीर्तनपरेषुनरेषु ।
न्यास इति ब्रह्मा ब्रह्मा हि पर परो हि ब्रह्मा तानि वाएतान्य-
वराणितपांसि न्यास एवात्यरेचयत् । (नारा. ७८)
न्यासेमषा तपसामतिरिक्तमाहुः ।
निष्कलं निष्क्रियं शांतम् । (श्वे. ६-१९)
नित्यो नित्यानाम् । (कठ २-५-१३)

नित्यः सर्वगतोऽव्ययात्मा कूटस्थो दोषवर्जितः । एकःसन् भिद्यते भ्रान्त्या मायया न स्वरूपतः ।

नित्यनैमित्तिकैरेवकुर्वाणो दुरितक्षयम् । ज्ञानं च विमली कुर्वन्नभ्यासेन च वाचयेत् । अभ्यासात्पक्वविज्ञानः कैवल्यं लभते नरः ॥

निमित्तापाये नैमित्तिकस्याप्यपायः ।

निरपेक्ष एक एव साक्षी एकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वं ।

नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ।

नैतादृशं ब्राह्मणस्यास्ति वित्तम् ।

नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति । ( बृ. ४-४-२३ )

नैव च तस्य लिंगम् । ( श्वे. ६-९ )

नैवधर्मी नचाधर्मी तूष्णीं किंचिदचिन्तयेन् ।

नैवास्ति किंचित्कर्तव्यम् ।

प

परं ब्रह्म परिज्ञाय प्रव्रजेद्ब्राह्मणोत्तमः । अन्यथाकर्म कुर्वीत प्रमाद्येत कर्हिचित् ।

परं ब्रह्मानुसंध्यात् । ( नारद प. उ. ८-६ )

पराचः कामाननुयन्ति बालाः । ( कठ. २-४-२२ )

पर्याप्तकामस्य कृतात्मनस्तु इहैव सर्वे प्रविलीयन्ते कामाः । ( मुं. ३-२-२ )

परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ॥

तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्॥
(मु. १-२-१२.)

पवित्रं मंगलं परं ।

पश्यति पुत्रं पश्यति पौत्रं ।

प्रज्ञां तु सात्विकीं प्राहुस्तामसीं तु विचित्तनाम् । क्रियां तु राजसीं प्राहुर्गुणतत्त्वविदो बुधाः ॥

प्रत्यक्तत्त्वविवेकाय संन्यासः सर्वकर्मणाम् । श्रुत्य भिधीयते तस्मात्तत्त्यागी पतितो भवेत् ।

प्रभुः प्रीणाति ।

प्रवृत्तिलक्षणं कर्म ज्ञान संन्यासलक्षणं । तस्मात्ज्ञानं पुरस्कृत्य संन्यसेदिहबुध्दिमान् । (नारद ५.उ. १५)

प्राणे गते यथादेह सुखं दुःखं न विंदति । तथा चेत्प्राण युक्तोपि स कैवल्याश्रमे वसेत् । (नारद उ. २७)

प्राणोह्येष सर्वभूतैर्विभ तिविजानन्विश्वान्भवतेनातिवादी
( मुं. ३-१-४ )

प्राप्यान्तं कर्मणस्तस्य यत्किंचेह करोत्ययम । तस्माल्लोका-त्पुनरेत्यस्मै लोकाय कर्मणे । ( बृ. ४-४-६ )

पुण्यश्रवणकीर्तनम् ।

पुरस्तात्सिध्यं हि ब्रह्म । ( नृसिंहोत्तर तापिनी उ खं. ९ )

पुरुषान्नपरं किंचित् ( कठ. १-३-११ )

पूरयेदशनेनार्धं तृतीयमुदकेनतु । वायोः संचरणार्थाय चतुर्थमवशेषयेत् ।

ब

बहुभ्य श्रोतव्यं बहुधा ।
ब्रह्मणे ब्राह्मणमालभेत । ( शतपथ० ब्राह्मण. )
ब्रह्मविदाप्नोति परं । ( तै. २-१-१ )
ब्रह्मविन्मुक्तो भवति ज्ञानतस्त्वाच्वामदेवादिवत् ।
ब्रह्म संघंच नन्मे जिन्वतम् ।
ब्रह्मेदं सर्वं । ( बृ. २-५-१४ )
ब्रह्मैवेदं सर्वं ( बृ २-५-१२ )
ब्रह्मात्मैकत्वविज्ञान वेदान्तश्रवणादिना । जायते परम
हसस्यैतेर्मुख्याधिकारिण. । न श्रमान्तरनिष्ठस्य ॥
ब्राह्मणः पांडित्य निर्विद्य बाल्येन तिष्ठासेत् ॥ (बृ. ३-५-१)
ब्राह्मणाविविदिषन्तियज्ञेन दानेन । ( बृ. ४-४-२२ )

भ

भारत पचमो वेदः ।
भिक्षाटनं जपः शौचं स्नान ध्यानं सुरार्चनम् । कर्तव्यानि षडे
तानियतीना नृपदण्डवत् । स्वशाखोपनिषध्दीताम् ।
भीषास्माद्वातः पवते ( तै. २-८ )
भूतानि विष्णुर्भुवनानि विष्णुः ।
भोक्ता भोग्य प्रेरितारं मत्वा सर्वं त्रिविधं ब्रह्मेतत् । (श्वे१-१२)

म

मघवन्मर्त्यं वाइदं शरीरमात्तंमृत्युना । ( छा. ८-१२-१ )

मधु मांसं च मद्यं च ताम्बुलं तैलमौषधम् । राज्यान्यष्टौयते दूरात्तथा कान्ता च काचनम् ॥

मनसश्चेन्द्रियाणां च ह्येकाग्र्यं परमं तपः ।

मनसाह्येव पश्यति ( बृ. १-५-३ )

मनसैवानुद्रष्टव्यम् । ( बृ. ४-४-१९ )

मनसो वृत्तिशून्यस्य निर्विकारात्मना स्थितिः । असम्प्रज्ञातनामासौ समाधिर्योगिनां प्रियः ।

मनस्तु पूर्वमादद्यात्कुमीनमिव तस्करः ।

मनोहराणां भोज्याना युवतीनां च वाससम् । वित्तस्यापिच सान्निध्याच्चलेच्चित्तं सतामपि । तत्सान्निध्यं ततस्त्यक्त्वा मुमुक्षु दूरता वसेत् ॥

मनोवृत्तिमयद्वैतमद्वैत परमार्थतः (मांडू गौडपाद १-१७)

मनोहि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च । अशुद्धं काम संकल्पं शुद्धं कामविवर्जितम् ॥ ( त्रिपुरातापिनी उ. ५-२ )

( मैत्रायणि ४-६ )

महत्पद ज्ञात्वा वृक्षमूले वसेत् । ( सुबाल उ. २ )

मंगलानां च मंगलम् ।

मंत्रेषु कर्माणि कवयो यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा संततानि । तान्याचरथ नियतं सत्यकामा ॥ ( मुं. १-२-१)

मानसं वै प्राजापत्यम् । ( नारा. ७९ )
मायामात्रमिदं द्वैतं । असत्त्वादन्यस्य ।
मायां तु प्रकृतिं विद्यात् ( श्वे. ४-१० )
मुखादिन्द्रश्चाग्निश्च । ( ऋ॰ सं. १०-९०-१३ )
मोघमन्नं विन्दते अप्रचेताः ।

य

य एतद्विदुरमृतास्ते भवंति । ( श्वे. ३-१३ )
यच्छेद्वाङ् मनसी प्राज्ञः । ( कठ. १-३-१३ )
यज्ञो वै विष्णुः । ( वृद्धहारीतस्मृति. ८-८ )
यज्ञौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ( मनु. ३-७६ )
यतयः शुद्धसत्त्वाः ( मुं. ३-२-६ )
यत्तदद्रेश्यमग्राह्यम् । ( मु. १-१-६ )
यतो जातानि भुवनानि विश्वा । ( श्वे. ४-४ )
यतो वा इमानि भूतानि जायन्ते ( तै. ३-१ )
यतो वाचो निवर्तन्ते ( तै. २-४ )
यत्कर्म कुरुते तदभिसंपद्यते ॥ ( बृ. ४-४-५ )
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवंते ॥
( मुं. १-२-९ )
यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते ।
( बृ. ४-४-५ )

यत्प्रयन्त्यभिसंविशंति । ( तै ३-१ )
यथाकारी यथाचारी तथा भवति । ( बृ ४-४ ५ )
यथाकृतायविजितायाधरेयाः संयन्त्येवमेनं सर्वं तदभिसमेति यत्किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्सवेद ॥ (छा. ४ १-६)
यथा शिवमयो विष्णु रेवं विष्णुमयः शिव. । (स्कंद. उ.)
यथा स्वप्नप्रपंचोऽयंमयि मायाविजृंभितः । तथाजाग्रत्प्रपंचोऽयम यिनायाविजृंभित' ।
यथैकस्मिन्नेवदेहेऽनयनमेदम् ॥
यथाचिरात्सर्वपापं व्यपोह्य परात्परपुरुषमुपैति विद्वान् ।
( कैवल्य. १ )
यथा पुष्करपलाशमापोन श्लिष्यन्ते ॥ (छा.४-१४-३)
यदल्पं तन्मर्त्यम् । ( छा ७-२४- १ )
यदहरेव विरजेत्तदहरेवप्रव्रजेत् ॥ ( लघुजाबाल उ. ४ )
यन्मनसाध्यायति तद्वाचा वदति तत्कर्मणा करोति ।
यद्यद्धि कुरुते जन्तुस्तत्तत्कामस्य चेष्टितम्॥ (मनु २-४)
यदा तु विदितं तत्त्वं परब्रह्म सनातनम्। तदैकदंड संगृह्य सोपवीतां शिखां त्यजेत् ॥ ( नारद प. १७ )
यदात्मसंमितमन्नं तदवति न हिनस्ति यद्भूयो हिनस्ति तद्यत्कनीयोन तदवति ॥
यदापंचावतिष्ठन्ते ज्ञानानि । बुद्धिश्चन विचेष्टेत तमाहुः परमां गतिम् ॥ ( कठ २-६-१० )

यदा मनसिसंजातं वैतृष्ण्यं सर्ववस्तुषु । तदा संन्यास मिच्छति । पतितः स्याद्विपर्यये ( विश्वेश्वरीसंगृहीत स्मृति । नारद. परि. ११ )

यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिसंस्थिताः ।

( कठ २-६-१४ )

यदा ह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुते । अथ तस्य भयं भवति ॥ (तै. २ ७ )

यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः । नश्वरं गृह्यमाणंच विद्धि मायामनोमयम् ।

यद्दृश्यं तदसत् । ( तेजो बिन्दु उ ५२ )

यस्तु व्याकुरुते वाचं यस्तु मीमांसते गिरम् । तावुभौ पुण्यकर्माणौ पंक्तिपावनौ ॥

यस्मिन्क्षेत्रे संहरत्येष देवः । ( श्वे ५-३ )

यमानभीक्ष्णं सेवेत नियमान्मत्परमाश्रितः । संप्रवृत्तो नाद्रियेत कर्मचोदनाम् ॥

ययातदक्षरमधिगम्यते । ( मुं. १-१-५ )

यादृशी भावना यत्र सिद्धिर्भवति तादृशी ॥

यावज्जीवमग्निहोत्रं जुहोति ।

युद्धं स्वधर्मो नृपतेः प्रजानां परिपालनम् ।

येन जातानि जीवन्ति । ( तै. ३-१ )

ये युध्यन्ते प्रधनेषु शूरासो ये तनुत्यजः ।

ये विदुर्यान्ति ते परं ।
योग्यप्रयुक्तं साधनं कार्यसाधकम् ।
योवाएतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः ।
( बृ. ३-८-१० )
यो वै भूमा तदमृतम् ॥ ( छां. ७-१४-१ )

र

रमणीयचरणा रमणीयां योनिमापद्येरन् ।
रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ।
रसो रागो गुणे द्रव्ये ।
रागो लिंगमबोधस्य ।

ल

लोकत्रयाधिपतिमप्रतिमप्रभावमीषत्प्रणम्य शिरसा प्रभविष्णुमीशम् । जन्मान्तरमलयकल्पसहस्रमुपजातमाशुपणाशमुपय तिनरस्य पापम् ॥

व

वसन्ते ब्राह्मणोऽग्नीनादधीत ।
वस्त्रं दारिद्र्यदुःखाय दारुरोगाय चोपलः ।
व्यक्ताव्यक्तं भरते विश्वमीशः । ( श्वे. १-८ )
वाचारंभणं विकारो नामधेयं, ( छां. ६-१-४; ५ )
वाचं यच्छ मनोयच्छ । ( कठ. १-३-१३ )

वाजिमेधसहस्राणि राजसूयशतानिच । वाजपेयसहस्राणि अश्वमेधशतानिच । एकस्य ज्ञानयोगस्य कलांनार्हन्तिषोडशीम् ।
वायव्यश्वेतमालभेत भूतिकामः ( तै. सं. २-५-१ )
वायुर्वैक्षेपिष्ठादेवता ( तै. सं. २-१-१ )
विकल्पोनहि वस्तु । ( नृसिंहोत्तरतापिनी. उ. ख. ८ )
विजानन्विद्वान् ।
विज्ञातारमरे केनविजानीयात् ( बृ ४—५—१५ )
विज्ञानमानन्दं ब्रह्म । ( बृ. ३—९—२८ )
विज्ञायचरमावस्थां देवताभ्यो नृपोत्तमः । खट्वांगोनाम राजर्षिमुहूर्तंमुक्तिमयिवान् ।
विद्यांचाविद्यांच यस्तद्वेदोभयंसह । अविद्ययामृत्युंतीर्त्वा विद्ययामृत मश्नुते ( ईशा० १० )
विरक्त प्रव्रजेद्धीमान्सरक्तस्तुगृहेवसेत् । सरागानरकंयाति प्रव्रजन्हिद्विजोधमः ॥ ( नारद० प० १२ )
विद्वान्यजत ।
विशेषणभेदाद्विशिष्टस्यापि भेदः ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं । ( श्वे. ४-१४ )
व्युत्थायाथ भिक्षाचर्यं चरति । ( बृ. ४-४-२२ )
वृक्षइवतिष्ठासिच्छिद्यमानो न कुप्येत न कंपेत उपलइव तिष्ठासिच्छिद्यमानो न कुप्येत न कंपेत ॥ ( सुबाल उ. १३ )
वेदानिमं लोकममुं च परित्यज्यात्मानमन्विच्छेत् ।

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः। ( मुं. ३-२-६ )

श

शते पंचाशत । -

शमेनशांताः शिवमाचरंन्ति शमेन नाकं मुनयोन्वविन्दन्।
तस्माच्छमं परमं वदन्ति ॥ ( नारा० ७२ )

शांतोदांत उपरत तितिक्षुः समाहितो भूत्वाऽस्मान्येवात्मानं पश्यति सर्वमात्मानपश्यति ॥ ( बृ. ४-४-२३ )

शिखंडं श्मश्रुशून्यता ।

*शिलोन्छवृत्त्यापरितुष्टचित्तो धर्मं महान्तं विरजं जुषाणः।*
मय्यर्पितात्मा गृह एव तिष्ठन्नातिप्रसक्तः समुपैति शान्तम् ॥

शौचमाचमनं स्नानं न्तु चोदनया चरेत । अन्यांश्च नियमा
ञ्ज्ञानी यथाहं लीलयेश्वरः ॥

श्वोभावा मर्त्यस्य यदन्तैकतत् । ( कठ १-१-२६ )

श्रेयांसि बहुविघ्नानि भवन्ति महतामपि ।

श्रोत्रियं ब्रह्मनिष्ठम्। ( मुं. १-२-१२ )

श्रौतं चापि तथा स्मार्तं कर्मालम्व्य वसेद्विजः। साध्विहीनः पतत्येवबालम्बरहितान्यवत्।

स

सइमां ल्लोकानसृजत (ऐ. १)

स एव पापिष्ठतमो यः कुर्यात्कुलनाशनम्।

सऐक्षत लोकान्नुसृजाइति । (ऐ० १)
सत्यकामः संकल्प । ( छां ८-७-१ )
सत्यज्ञानमनन्तं ब्रह्म । ( तै. २-१ )
सत्यं तीर्थं क्षमा तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदयातीर्थं तीर्थमार्जमेवच ॥
सत्यं परं परं सत्य सत्येन न सुवर्गालोकाश्चयवन्ते कदाचन
सतां हिमत्यम् । ( नारा. ७९)
सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः ॥ (छां. ७- ६-२ )
स दाधार पृथिवीं द्यामुतेमां । (ऋ. सं. १०-१२१-१)
सदेव ॥ ( छां. ६-२-१ )
सघ्घनोय चिद्घन आनन्दघन एकरसः (नृसिंहोत्तर ता.खं. ८)
सद्धीदं सर्वं चिद्धीदं सर्वं । ( नृसिंहोत्तरतापिनी खं० ७ )
समाहितोभूत्वात्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति
(बृ. ४-४-२१ )
स मोदते मोदनीयं हि लब्ध्वा । ( कठ १-२-१३ )
स य एवं विद्वानेते आत्मानं स्पृणुते । ( तै० २-२ )
स यथाकामो तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते
यत्कर्म कुरुते तदभिसंपद्यते. ( बृ. ४-४-२ )
सर्वगतश्च नित्य ।
सर्वभूतसुहृच्छांतः ।
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि संपश्यन् ब्रह्म

परमं यान्तिनान्येनहेतुना। ( कैवल्य. १-१० )

सर्वमिदमहं च मंझेर ।

सर्वस्मादन्तरंयदयमात्मा । ( बृ १-४-८ )

सर्वं खल्विदं ब्रह्म । ( छां. ३-१४-१)

सर्वंतंपरादाद्योऽन्यत्रात्मनः सर्वं वेद । ( बृ २-४-६ )

सर्वं पदं हस्तिपदे निमग्नम् ।

सर्वपाप्मानं तरति । ( बृ. ४—४—२३ )

सर्वंखलत्वब्रह्म ।

सर्वाधिपत्यं कुरुते महात्मा । ( श्व ५ — ३ )

सर्वेवेदायत्पदमामनन्ति । ( कठ. १—२ —१५ )

साशिखं वपनं कृत्वा वहि.सूत्रं त्यजेद्बुधः । ( ब्रह्म. उ. )

स सर्वेपुगुतेप्वन्ननति ।

सस्यमिवमर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः (कठ. १-१६ )

संकल्पमूलाः कामा वै यज्ञाः संकल्पसंभवाः । ( मनु. २-३)

संकीर्णकानां पितरश्चवन्ते नात्र संशय ।

संन्यस्य श्रवणं कुर्यात्सान्यत्कुर्यात्यतिः क्वचित ।

संन्यासयोगाद्यनयः शुद्धसत्वाः । ( मुं ३-२-६ )

संन्यासाध्ब्रह्मणः स्थानम् ।

संन्यासेनात्सरेचयेत् ।

स्वकर्मणातमभ्यर्च्य सिद्धि विन्दति मानवः ( गी० १८-६ )

स्वर्गकाम यजेत अः पशुकामः ।

स्वर्गवाप्ते लोकं यान्ति ।

स्वतएव सतः शुद्धिनामतायेनकेनचित् ।

स्वप्रकाशमानन्दघनम् ॥

स्वयं तीर्णः परान्तारयति ।

स्वादुष्किराय मधुमां उतायम् ।

स्वेस्वेऽधिकारेयानिष्ठा स गुणः परिकीर्तितः । विपरीतस्तु दोषस्यादुभयोरेष निश्चयः ।

साक्षीचेता केवलो निर्गुणश्च । ( श्वे. ६-११ )

साधनाभावे साध्याभावः ।

सिद्धोऽन्यथार्थे न यनेन तत्र पारिश्रमं तत्र समीक्षमाणः ।

सोऽहं भगवन् शोचामि तं मा भगवन् शोकस्य पारं तारयतु ।

( छा. ७-१-३ )

सोऽहं स च त्वं स च सर्वमेतत् ।

ह

हेतुदृष्टांतवर्जितम् ।



શંકરાનન્દી નામની વ્યાખ્યાવડે સારી
રીતે અલંકૃત થએલી

# શ્રીમદ્ભગવદ્ગીતા

## પ્રથમ અધ્યાય.

ૐ

શ્રી ગોપાળકૃષ્ણને નમસ્કાર હો.

જે સત્ય તથા અનંતરૂપ છે, જે નિષ્કલ, નિષ્ક્રિય તથા પરરૂપ છે, તે અદ્વિતીય નિર્વિશેષબ્રહ્મની અમો સારી રીતે ઉપાસના કરીએ છીએ. ૧

જે અધોભાગમાં દિવ્ય માનવરૂપ છે, ઉપરના ભાગમાં જે ગજની આકૃતિવાન છે, જે માયાથી પર તેજરૂપે છે, તે સદા અમારા અગ્ર ભાગમાં હો. ૨

પરદેવના રૂપ જે શબ્દબ્રહ્મમય વાણી વડે પચાસ વર્ણાક્ષરરૂપે આ જગત વ્યાપ્ત થએલું છે, તે વાણીને હું નમસ્કાર કરૂં છું. ૩

ગુણમદવર્તમાન પ્રકૃતિ તથા વિકૃતિવડે જે કેવળ અલિપ્ત છે, જે મારા હૃદયમાં સદા ભાસે છે, તે ઈશ્વરરૂપ શ્રીકૃષ્ણભગવાનનું હું સેવન કરૂં છું. ૪

મારો બોધ સિદ્ધ થાય તે માટે સનંદન, શ્રીસનક, સનાતન, સનત્કુમાર, સનત્સુજાત, તથા શ્રીવામદેવ અને સદાન શુકદેવને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું. ૫

સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થાય તે અર્થે સદ્ગુરૂ શ્રી શંકરાચાર્યને તથા તેમણે રચેલા શાસ્ત્રને હું ભક્તિવડે વારંવાર શિર નમાવી નમસ્કાર કરૂં છું. ૬

મારા ગુરૂ આનંદાત્મમસ્કરિનિને હું ભક્તિપૂર્વક પ્રણામ કરીને તાત્પર્યબોધિનીગીતા નામનો ગ્રંથ રચું છું. ૭

અમાપ તપ, બળ, તેજ તથા શક્તિવડે જે સંપન્ન છે, સર્વવિદ્યાના જે નિધિરૂપ છે, સર્વજ્ઞ પુરુષોમા જે ચૂડામણિરૂપ છે, જે સાક્ષાત્ અપર શ્રીમન્નારાયણરૂપ છે, પરમ કારુણિક પુરુષો મધ્યે જે અગ્રગણ્યરૂપ છે, તેવા શ્રીકૃષ્ણદ્વૈપાયને ખરેખર આ લોકમાં વિદ્વાન પુરુષો ભવિષ્યમાં અતિ પ્રજ્ઞાથી રહિત થશે તે જાણી પોતે અતિકૃપાવડે યુક્ત થઇને, વર્ણાશ્રમીઓને સકલ પુરુષાર્થ સિદ્ધ થાય તે અર્થે તે પુરુષાર્થની સિદ્ધિના સાધનને પ્રકાશ કરે તેવા અનંતવેદરાશિના ચાર પ્રકારે વિભાગ કરીને પૈલ, વૈશંપાયન આદિ શિષ્ય પ્રશિષ્ય તથા ઉપશિષ્યની પરંપરાદ્વારા પ્રત્યેક શાખાને વૃદ્ધિંગત કરી.

વળી તેમાં પણ વેદનો અર્થ પરમ સૂક્ષ્મ, અતિગૂઢ, તથા દુર્વિજ્ઞેય હોવાથી જે સત્પુરુષો તે અર્થ સમજવાને અશક્ત હોય, તેમને ધર્માદિ સર્વ પુરુષાર્થ સિદ્ધ થાય, તે માટે 'भारतं पञ्चमो वेदः' (અર્થઃ--મહાભારત પાંચમો વેદ છે,) આ વાક્યાનુસાર જે પાંચમા વેદરૂપે પ્રસિદ્ધ છે તથા ધર્માદિ સર્વ પુરુષાર્થ તથા તેનાં સાધનોનો જેમાં પ્રકાશ કરેલો છે તેવી એક લાખશ્લોકી ભારતી સંહિતા પ્રવર્તાવી.

વળી અનાદિરૂપ અવિદ્યા તથા તેના કાર્યની નિવૃત્તિદ્વારા મુમુક્ષુઓને કેવળ વિદેહકૈવલ્યરૂપ ફળ સિદ્ધ થાય તે અર્થે નક્ષત્રમાળા મધ્યે જેમ ચંદ્રમંડળ સ્થાપેલું હોય છે, તેમ જેના વડે બ્રહ્મ તથા આત્મા એકરૂપ છે એમ પ્રતિપાદન કરેલું છે, જે અદ્વૈતરૂપ અમૃતને વર્ષાવે છે, તેવી કૃષ્ણાર્જુનના સંવાદરૂપ ગીતોપનિષદ્ નામની બ્રહ્મવિદ્યાને આ જ ભારતીસંહિતા મધ્યે સાતસો શ્લોકરૂપે સ્થાપિત કરી.

જે મુમુક્ષુ સદસદ્વિવેકયુક્ત હોય, અધર્મ વિષે પ્રવૃત્તિ કરવામાં જે બીક હોય, ઐહિક તથા આમુષ્મિક સુખથી વિમુખ હોય, તથા જે શમાદિ-ષટ્સંપત્તિથી સંપન્ન હોય, તે જ કેવળ આ બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરવાને, તેના અર્થનું શ્રવણ કરવાને, તેનું શ્રવણજન્યજ્ઞાન પ્રાપ્ત થવાને, તથા તે જ્ઞાનના ફળરૂપ મોક્ષ પ્રાપ્ત કરવાને અધિકારી હોય છે, આ સિદ્ધાન્ત સિદ્ધ કરવાને માટે પ્રથમ અધ્યાયનો આરંભ કરેલો છે

આ અધ્યાયમાં, બ્રહ્મવિદ્યાના શ્રોતારૂપ અર્જુનના સદસદ્વિવેક, અધર્મભીરુતા, ઐહિક તથા આમુષ્મિક સુખની વિમુખતા, તથા શમદમાદિ સંપત્તિનું નિરૂપણ કરેલું છે, તેમાં આરંભમાં પાંડવો તથા ધૃતરાષ્ટ્રના પુત્રો જેઓ યુદ્ધ માટે સનદ્ધ થએલા હતા તેમની પ્રવૃત્તિનું શ્રવણ કરવાની કામનાવડે યુક્ત થઈ 'ધર્મક્ષેત્ર' ઇત્યાદિ વાક્યાર્થ વડે ધૃતરાષ્ટ્ર કથન કરે છે —

ધૃતરાષ્ટ્ર કહે છે —

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

अन्वय —(हे) संजय धर्मक्षेत्रे कुरुक्षेत्रे युयुत्सव समवेता
मामका पाण्डवा च एव किम् अकुर्वत ? (तद्ब्रूहि) ॥

(अर्थ)—હે સંજય, ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રવિષે યુદ્ધ કરવાની ઇચ્છાથી સનદ્ધ થએલા મારા પુત્રો તથા પાંડવોએ શું કાર્ય કર્યું તે કહે ?

(विवरण)—धर्मक्षेत्रे—જે ક્ષેત્ર વિષે ધર્મ પ્રધાનરૂપ હોય, જેના વડે ધર્મ પ્રાપ્ત થતો હોય, અથવા જેના વિષે ધર્મના નાશનું પરિત્રાણ થાય તે; તાત્પર્ય કે, જે ક્ષેત્ર મધ્યેના વાસ માત્ર વડે ધર્મ તથા તેનું ફળ પ્રાપ્ત થાય તે વિષે, युयुत्सव युद्ध કરવાની કામનાવાળા. समवेता એકત્રપણે પ્રાપ્ત થએલા, સંનદ્ધ થએલા मामका દુર્યોધનાદિ મારા પુત્રોએ किमकुर्वत શું કાર્ય કર્યું

ધર્મક્ષેત્ર રૂપ કુરુક્ષેત્ર વિષે યુદ્ધ કરવાની કામનાવાળા મારા પુત્રો તથા પાંડવો એકત્ર થએલા તેમણે શું કાર્ય કર્યું તે, હે સંજય, કહે?

( शंका )—જેઓ યુદ્ધ માટે સંનદ્ધ થએના હોય તેમનું કર્તવ્ય તો કેવળ યુદ્ધ જ હોય, તેથી આ વાકયમા ' युयुत्सवः ' વિશેષણના બળ વડે તો કેવળ યુદ્ધ કર્તવ્ય રૂપે પ્રતીત થાય, તેથી ' યુદ્ધ કેવી રીતે પ્રવૃત્ત થયું?' આવો પ્રશ્ન યોગ્ય ગણાય તથાપિ આવા પ્રકારના પ્રશ્નનો પરિત્યાગ કરી, હે સંજય, મારાપુત્રો ઇત્યાદિએ શું કર્યું ? આમ ધૃતરાષ્ટ્રે જે પ્રશ્ન કરેલો તે અનુપપન્ન છે.

( समाधान )--ઉપરની શંકા કરવી યોગ્ય નથી. ૧ કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર રૂપ કહેલું છે તેથી તે ક્ષેત્રના મહિમાવડે ધર્મપરાયણ થઇને દુર્યોધને પિતૃગત અર્ધરાજ્ય પાંડવોને પોતેજ ધર્મપૂર્વક આપી દીધું ! અથવા ( ૨ ) તે જ ધર્મક્ષેત્રના મહિમાવડે ધર્મબુદ્ધિ પ્રવૃત્ત થવાથી, સ્વજનના વધવડે નરક પ્રાપ્ત થાય છે એમ જાણીને નરકના ભયથી ધર્મપુત્ર ( યુધિષ્ઠિર ) શું બુદ્ધિથી ઉપરામ પામ્યા ? અથવા ( ૩ ) શું એકત્ર થએલા સર્વેએ યુદ્ધ જ કર્યું ? આ પ્રમાણે ત્રણ પક્ષ ઉપસ્થિત થાય છે, તેથી " જે ત્યા પ્રવૃત થયુ તેનું કથન કર. " આ પ્રકારનો પ્રશ્ન અતિ ઉપપન્ન છે એમ તાત્પર્ય સિદ્ધ થાય છે.

( अवतरणिका )—ઉપર કહેલા પક્ષો મધ્યે કેવળ તૃતીય પક્ષ સિદ્ધ છે એમ ' दृष्ट्वा तु पाण्डवानीकम् ' ઇત્યાદિ વાકયાર્થવડે સંજય કહે છે. સંજય કહે છે—

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

अन्वयः—राजा दुर्योधनः तु तदा व्यूढं पाण्डवानीकं दृष्ट्वा आचार्यम् उपसंगम्य ( इदम् ) वचनम् अब्रवीत् ॥

(અ૦)રાજા દુર્યોધને તો ત્યારે યુદ્ધની તૈયારી વખતે વ્યૂહાકારે ગોઠવેલું પાંડવોનું સૈન્ય જોઇને દ્રોણાચાર્ય પાસે જઇને આ રીતે વચન કહ્યું:--

(વિ૦) तदा યુદ્ધકાળ પ્રાપ્ત થતાં. व्यूढम् વ્યૂહ આકારને પ્રાપ્ત થએલું अनीकं બળ, સૈન્ય. आचार्यम् ધનુર્વિદ્યાના આચાર્ય દ્રોણને.

યુદ્ધની તૈયારી વખતે પાંડવોના સૈન્યને વ્યૂહ આકારે ગોઠવેલું જોઇને દુર્યોધન રાજાએ દ્રોણાચાર્ય પાસે જઇ પાંડવોના સૈન્યનું ઉત્કૃષ્ટરૂપે વર્ણન કરવાથી પોતાનાં સૈન્યને શૌર્ય, બળ, પુરુષાર્થ તથા ઉત્સાહ અતિશય રીતે સંપાદન થાય તે ઇચ્છા વડે આ પ્રમાણે વચન કહ્યું--

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

अन्वयः—( हे ) आचार्य धीमता तव शिष्येण द्रुपदपुत्रेण व्यूढां एतां महतीं पाण्डुपुत्राणाम् चमूम् पश्य (इति उवाच दुर्योधनः)॥

(અ૦)-હે આચાર્ય, સૂક્ષ્મબુદ્ધિવાળા તારા શિષ્ય ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહાકારે ગોઠવેલી આ મહાન પાંડવ સેનાને તું જો.

(વિ૦) धीमता સૂક્ષ્મ બુદ્ધિવાળા વડે, द्रुपदपुत्रेण ધૃષ્ટદ્યુમ્નવડે શકટ પદ્મ આદિ આકારે ગોઠવેલી. महतीम् વ્યૂહાદિઆકારે રચેલી તેથી જ દેવતાઓને સ્તુતિ કરવા યોગ્ય. चमूम् સેનાને. एतां અદૂરવર્તિ, સમીપમાં રહેલી. ( બીજા અધ્યાયના પહેલા શ્લોકમાં ) 'उवाच मधुसूदन.' આ વાક્ય વડે જેમ श्रीभगवान् उवाच એમ ઉક્તિ કહેલી છે તેમ આ વાક્યમાં પણ ' दुर्योधन उवाच 'એમ ઉક્તિનો નિવેશ કરવો ઘટતો હતો; કિંતુ તેવો પાઠ જોવામાં આવતો નથી તે કેવળ પ્રમાદ લાગે છે. ' तव शिष्येण ' આ વચન ગૂઢ અર્થનું અભિસંધાન કરે છે. ( તાત્પર્ય કે તારો શિષ્ય જ તારી સામે યુદ્ધની તૈયારી કરી રહ્યો છે ).

હે આચાર્ય, સૂક્ષ્મબુદ્ધિવાળા તારા શિષ્ય ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહાદિ આકારે ગોઠવેલી આ મહાન સેનાને તું જો; તાત્પર્ય કે તેજ, બળ તથા પુરુષાર્થ યુક્ત યોદ્ધાઓવડે આ સેના સારી રીતે વિકાસ પામેલી છે તે તું જો.

(અવ૦) હવે 'अत्र', 'धृष्टकेतु', 'युधामन्यु' આ ત્રણ વાક્યાર્થવડે તે યોદ્ધાઓના તેજ, બળ તથા પુરુષાર્થના સ્વરૂપનું નિરૂપણ કરે છે—

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

અન્વયઃ—युयुधानः विराटः च महारथः द्रुपदः ( इत्यादि ) अत्र शूराः महेष्वासाः युधि भीमार्जुनसमाः ॥

(અ૦) સાત્યકિ, વિરાટ, તથા મહારથી દ્રુપદ રાજા ( ઇત્યાદિ ) સર્વ યોદ્ધાઓ જે શૂર તથા મહાન ધનુર્ધારિ તથા ભીમ અને અર્જુન સમાન બળ વાળા આ પાંડવ સેનામાં છે તે.

(વિ૦) अत्र આ પાંડવ સેના વિષે, शूराः વિક્રમશીલ પુરુષોનો પણ જે નાશ કરે તેવા પુરુષો; આ શબ્દ શૄ ધાતુ ઉપરથી થએલો છે; શૄ નાશ કરવું- महेष्वासाः જેમના ઇષ્વાસ મહાન છે તેવા પુરુષો. આ શબ્દ इषु તથા अस् એમ બે પદનો બનેલો છે. इषुः બાણ, अस् ફેંકવું, અર્થાત્ જેના વડે બાણો ફેંકાય છે તે; કોદંડ. भीमार्जुनसमाः બળ તથા પરાક્રમવડે ભીમ તથા અર્જુનની સમાન; તાત્પર્ય કે સર્વ યોદ્ધાઓ ભીમ તથા અર્જુનની પેઠે સમાન બળ તથા પરાક્રમ વાળા છે.

આ યોદ્ધાઓ કોણ કોણ હતા એમ આકાંક્ષા પ્રાપ્ત થાય તે પરત્વે 'युयुधानः' ઇત્યાદિ વાક્યવડે તે તે યોદ્ધાઓનો નામપૂર્વક નિર્દેશ કરે છે. 'युयुधानः' અતિશય રીતે જે યુદ્ધ કરે તે; સાત્યકિ; विराटः વિશેષરીતે રાડપાડી જે શત્રુઓની અભિમુખ થાય તેવો પુરુષ; આ શબ્દ रट् ધાતુનો બનેલો છે. द्रुपदः વૃક્ષરૂપ ચિહ્ન જેની ધ્વજાવિષે છે તે; द्रुः વૃક્ષ, पदः ચિહ્ન

'एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम् ।
शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः ॥'

(अर्थ)—જે એકલો દસ હજાર ધનુર્ધારી યોદ્ધાઓ સાથે યુદ્ધ કરે તથા જે શસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ હોય તે મહારથી કહેવાય. આ સ્મૃતિ-વાક્યાનુસાર દ્રુપદને મહારથી કહેલો છે

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥

अन्वयः—धृष्टकेतु· चेकितानः वीर्यवान् काशिराज· च पुरुजित् कुन्तिभोजः च शैब्य· च नरपुंगवः ॥

(अ०) ધૃષ્ટકેતુ ચેકિતાન તથા વીર્યવાળા કાશિરાજ તથા બહુ યોદ્ધાઓને જીતે તેવો કુન્તિપિતા તથા પુરુષોમાં શ્રેષ્ઠ શૈબ્ય રાજા.

(वि०) धृष्टकेतु જેનો ધ્વજ અતિભયંકર છે તે, ધૃષ્ટકેતુ નામનો રાજા, धृष्ट–અતિ ભયંકર केतु ધ્વજા, चेकितान ચિકિતાન રાજાનો પુત્ર, पुरुजित् બહુ યોદ્ધાઓને જે જીતે તે, पुरून् બહુને (યોદ્ધાઓને) कुन्तिभोज કુન્તિપિતા. शैब्यः શિબિ ગોત્રનો અપત્ય, શૈબ્ય નામનો રાજા.

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

अन्वयः—युधामन्युः च विक्रान्तः उत्तमौजाः च वीर्यवान् सौभद्रः द्रौपदेया· च सर्वे एव महारथा· ॥

(अ०)–પરાક્રમવાળો યુધામન્યુ, વીર્યવાળો ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર, તથા દ્રૌપદીના પુત્રો, આ સર્વે મહારથીઓ છે.

(वि०) युधामन्युः युद्ध विषे જેને ક્રોધ વેગ છે તેવો, मन्युः-ક્રોધવેગ. उत्तमौजाः જેનું બળ ઉત્તમ છે તે, પાંચાલ, ओजः બળ, सौभद्रः સુભદ્રાનો પુત્ર वीर्यवान् જેને વીર્ય છે તેવો પુરુષ, वीर्य વીર પુરુષનું કર્મ, वीरः તેજ તથા બળવડે વિક્રાન્ત હોય તથાપિ તેવા શત્રુઓને જે પલાયન કરાવે તેવો પુરુષ; આ શબ્દ वि વિવિધ રીતે ईरयति પલાયન કરાવે છે, આમ એ પદનો બનેલો છે. द्रौपदेयाः प्रतिविन्ध्य, આદિ દ્રૌપદીના પુત્રો. महारथाः

आत्मानं सारथिं चाश्वान्रक्षन्नक्षतमायुधैः ।
यो युध्यत्ययुतैर्वीरैः स महारथ उच्यते ॥

अर्थ)—પોતાને, સારથિને તથા અશ્વને આયુધવડે કાંઇ પણ હાનિ થયા વિના જે પુરુષ તે સર્વનું રક્ષણ કરીને કોટિ વીર પુરુષો સાથે એકલો યુદ્ધ કરે તે, આ વાક્યમાં જણાવેલા લક્ષણયુક્ત હોવાથી દ્રૌપદીના સર્વ પુત્રો મહારથી છે એમ સિદ્ધ થાય છે.

(अव०)—આ રીતે પાંડવની સેનાના નેતાઓનો નિર્દેશ કરી હવે 'अस्माकं तु' ઇત્યાદિ વાક્યાર્થવડે પોતાની સેનાના નેતાઓનો નિર્દેશ કરે છેઃ—

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥

अन्वयः—( हे ) द्विजोत्तम अस्माकं ये तु विशिष्टाः मम सैन्यस्य नायकाः तान् ते संज्ञार्थं ब्रवीमि तान् ( त्वम् ) निबोध ॥

(अ०)—હે દ્વિજોમાં શ્રેષ્ઠ, મારા સૈન્યના જે નેતાઓ વિદ્યાદિવડે વિશિષ્ટ છે તેનું તને પરિજ્ઞાન થાય તે અર્થે જે હું નિર્દેશ કરું તે તું જાણ.

(वि०)-विशिष्टाः વિદ્યા, બળ, પુરુષાર્થ, પરાક્રમ, કુલ શીલ, આદિવડે પ્રસિદ્ધ, नायकाः નેતાઓ તે संज्ञार्थं તું મારો પરમ આપ્ત હોવાથી તારા પરિજ્ઞાન અર્થે,

વિદ્યા, બળ આદિવડે જેઓ સુપ્રસિદ્ધ છે તેવા મારા સૈન્યના નેતાઓનો તું આપ્તરૂપ હોવાથી તને નિર્દેશ કરૂં છું તે તું જાણ.

(અવ૦) તે સૈન્યના નાયકો કયા તેનું 'भवान्' તથા 'अन्ये' એ વાક્યાર્થવડે કથન કરે છેઃ—

भवान् भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥

अन्वयः—भवान् भीष्मः च कर्णः च कृपः च समितिंजयः । अश्वत्थामा विकर्णः च तथा एव सौमदत्तिः च ॥

(અ૦)–તમે, ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય તથા યુદ્ધમા દુર્જય અશ્વત્થામા, વિકર્ણ તેમ જ ભૂરિશ્રવા.

(વિ૦)–कृप. કૃપાચાર્ય, समितिंजयः યુદ્ધક્રિયામાં વીર પુરુષોને પણ જીતે તેવો, યુદ્ધમાં દુર્જય. सौमदत्तिः સોમદત્તનો પુત્ર, ભૂરિશ્રવા.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

अन्वयः—अन्ये च बहवः शूराः नानाशस्त्रप्रहरणाः युद्धाः विशारदाः सर्वे मदर्थे त्यक्तजीविताः ॥

(અ૦)—વળી અન્ય શૂરવીર યોદ્ધાઓ જેઓ સકલ યુદ્ધમાં નિપુણ છે તથા વિવિધ પ્રકારના શસ્ત્રસાધનવાળા છે તેઓ સર્વે પ્રાણત્યાગથી પણ મારો જય સંપાદન કરવાનો નિશ્ચય કરી ઊભેલા છે.

(વિ૦)—अन्यः બાહુલિક, ભગદત્ત આદિ બાકીના યોધ્ધાઓ शूराः શૌર્યશાળી, नानाशस्त्रप्रहरणाः જેમને નાના પ્રકારના શૂળ, ચક્ર, ગદા, ખડ્ગ, પરિઘાદિ શસ્ત્રો પ્રહાર કરવાના સાધનરૂપે છે તેવા

युद्धविशारदा અકલયુદ્ધવિષે નિપુણ, મદર્થ ભાગ વિજયના અર્થે त्यक्तजीविता પ્રાણનો ત્યાગ કરીને પણ જય સપાદન કરીશુ એમ નિશ્ચય કરીને રહેલા

વળી 'अपर्याप्तं' આ વાક્યાર્થવડે ઉભય બળનુ નિરૂપણ કરે છે:—

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

अन्वय —अपर्याप्त तत् अस्माक बल भीष्माभिरक्षित (सत्) पर्याप्तं
( एव भवति ) । एतेषा तु इदम् बल पर्याप्तम् ( अपि )
भीमाभिरक्षित ( सत् अपर्याप्त एव भवति ) ॥

(અ०)—આપનુ સૈન્ય અપૂરતુ છે તથાપિ તે ભીષ્મવડે અભિરક્ષિત હોવાથી પૂરતુ જ છે, અને પાડવોનુ આ સૈન્ય પૂરતું છે તથાપિ તે ભીમવડે અભિરક્ષિત હોવાથી અપૂરતુ જ છે

(वि०)—अपर्याप्त યુદ્ધ કરવાને માટે અપૂરતુ. भीष्माभिरक्षित ભીષ્મ વડે જે અભિરક્ષિત છે તે, अभिरक्षितम् શરીર, વાણી, શસ્ત્ર તથા અસ્ત્ર બળ વડે જે સર્વત્ર રક્ષિત હોય તે, इदम् જે ચક્ષુ સમીપમા જોવામા આવે છે તે, પુરો દૃશ્યમાન

ઉપર કહેલા યુયુધાનાદિ યોદ્ધાઓથી ભિન્ન પ્રકારનુ આપણુ સૈન્ય યુદ્ધ કરવા માટે પૂરતુ નથી, તથાપિ તે શરીર, વાક્, શસ્ત્ર તથા અસ્ત્ર બળથી, ભીષ્મપિતામહ વડે સર્વત્ર રક્ષિત હોવાથી મહાન પુરુષના આશ્રય બળથી યુક્ત છે તેથી તે મારો જય સપાદન કરવા અર્થે અવશ્ય પર્યાપ્ત થશે જ, તેથી ઉલટુ આ પાડવોનુ સૈન્ય ભીમવડે અભિરક્ષિત છે તેથી તેને હીન પુરુષનો આશ્રય હોવાથી તે કેવળ અપર્યાપ્ત રૂપ છે આમ તાત્પર્ય સિદ્ધ થાય છે.

આ અર્થથી અન્યથા અર્થ કરવામાં સંધિનો પ્રસંગ પ્રાપ્ત થાય; તેવી સંધિ જોવામાં આવતી નથી, તેથી ઉપર કહેલો અર્થ જ યોગ્ય લાગે છે; (અર્થાત્ 'अपर्याप्त' તથા 'बल' પદની સંધિ આ વાક્યમાં જોવામાં આવતી નથી.)

(अव०)—તમે કહ્યું તેમ જ ભલે હોય, તો હવે શું કર્તવ્ય છે તે કહો. આ વિષે 'अयनेषु' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥

अन्वयः—हि भवन्तः एव सर्वे सर्वेषु अयनेषु च यथाभागम् अवस्थिताः ( सन्तः ) भीष्मम् एव अभिरक्षन्तु ॥

(अ०)—આમ છે તો તમે સર્વ ઉપર કહેલા યોદ્ધાઓ સર્વ અયન માર્ગમાં યથાભાગ અવસ્થિત થતા કેવળ ભીષ્મનું જ અભિરક્ષણ કરો.

(वि०)—हि મારો જય ભીષ્મને અધીન છે તે કારણથી अयनेषु, ચક્રઆદિ વ્યૂહમાર્ગ વિષે, यथाभागम् જે રીતે પોત પોતાના સ્થાનનો વિભાગ કરેલો હોય તે પ્રકારે, भवन्तः નિરુક્ત યોદ્ધાઓ.

મારો જય ભીષ્મપિતામહને અધીન રહેલો છે તેથી ઉપર કહેલા તમે સર્વ યોદ્ધાઓ જ પોતપોતાના વિભક્ત સ્થાને અવસ્થિત થઇને સેનામુખે યુદ્ધ કરનાર ભીષ્મનું જ અભિરક્ષણ કરો; તાત્પર્ય કે જે રીતે દુશ્મનોથી ભીષ્મને કાંઇ ઉપદ્રવ ન થાય તે પ્રકારે તેનું પરિવેષ્ટન કરી તેનું રક્ષણ કરતા કરતાં તમે યુદ્ધ કરો.

(अव०)—આમ દુર્યોધન રાજાએ કહ્યું તે પછી શું પ્રવૃત્ત થયું? આમ ધૃતરાષ્ટ્ર પ્રશ્ન કરતાં 'तस्य' તથા 'तत.' ઇત્યાદિ વાક્યાર્થ વડે સંજય કહે છે—

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥१२॥

अन्वयः—प्रतापवान् कुरुवृद्धः पितामहः तस्य हर्षं संजनयन् सिंहनादं विनद्य उच्चैः शंखं दध्मौ ॥

(अ०)—प्रतापशील कुरुवृद्ध भीष्मपितामहे तेने हर्ष संपादन करतां सिंहनाद करीने उच्च स्वरे पोतानो शंख वगाड्यो.

(वि०)-विनद्य निनाद करीने, उच्चैः उदात्तस्वरथी, दध्मौ पूर्यो, वगाड्यो; तेज रीते प्रतापवान कुरुवृद्ध भीष्मपितामहे, हुं जय संपादन करीश एम सूचन करता होय तेम दुर्योधनने हर्ष संपादन करतां सिंहनाद करीने पोतानो शंख वगाड्यो.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

अन्वयः—ततः शंखाः च भेर्यः च पणवानकगोमुखाः सहसा एव अभ्यहन्यन्त सः शब्दः तुमुलः अभवत् ॥

(अ०)-त्यार पछी शंखो, भेरीओ, पणव, आनक, गोमुख आदि वाद्यविशेष अतित्वराथी वाग्यां, तेनो महान संकीर्ण ध्वनि थयो.

(वि०)-सहसा अतित्वरावडे, शब्दः ध्वनि, तुमुलः संकीर्ण; महान रूप. त्यार पछी भीष्मना शंखनाद वडे जेमने रणोत्साह उत्पन्न थएलो तेवा द्रोण आदि सर्व सैनिकोए पोतपोताना शंखो तथा सेनाचरोए भेरी तथा पणवादि वाद्यविशेषो अतित्वरा पूर्वक वगाड्यां; शंख, भेरी आदिना वगाडवाथी जे ध्वनि उत्पन्न थयो ते संकीर्ण महान रूप थयो.

(अवत०)-दुर्योधननी सेनानी प्रवृत्तिनुं आ रीते कथन करी "ततः" -इति वाक्यार्थवडे पांडवसेनानी प्रवृत्तिनुं कथन करे छे—

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥

अन्वयः—ततः एव श्वेतैः हयैः युक्ते महति स्यन्दने स्थितौ माधवः पाण्डवः च दिव्यौ शंखौ प्रदध्मतुः ॥

(अ०)-ત્યારપછી તુરત જ, શ્વેત હયોવડે યુક્ત પૂજ્ય રથવિષે સ્થિત થએલા માધવ તથા અર્જુને દિવ્ય શંખો વગાડયા.

(वि०)-तत. ભીષ્માદિના શંખોનો ઉદ્દ્ઘોષ થયો, તદનન્તર જ महति પૂજ્ય स्यन्दने રથવિષે, पाडव અર્જુન, दिव्यौ દિવ્ય.

(अव०)-પૂર્વ વાક્યમાં જે કહ્યું તે જ અર્થનું "पाचजन्य" "अनतविजय" ઇતિ વાક્યાર્થવડે વિશેષ સ્પષ્ટીકરણ કરે છેઃ—

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

अन्वयः—पांचजन्यं हृषीकेशः दध्मौ देवदत्तं धनंजयः ( दध्मौ ) भीमकर्मा वृकोदरः पौंड्रं महाशंखं दध्मौ ॥

(अ०)-હૃષીકેશે પાચજન્ય નામનો, ધનંજયે દેવદત્ત નામનો, તથા ભયંકર કર્મવાળા ભીમે પૌંડ્ર નામનો મહાશંખ વગાડ્યો.

(वि०) पाचजन्य પંચજનથી ઉત્પન્ન થએલો. देवदत्त દેવોએ આપેલો. भीमकर्मा-भीमः અર્થાત્ લોકોને ભય ઉત્પન્ન કરે તેવા જેના કર્મ છે તેવો. वृकोदरः-वृकः અર્થાત્ અગ્નિવત્ જેનું ઉદર છે તેવો પુરુષ, ભીમ. १५

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

अन्वयः—कुंतीपुत्रः राजा युधिष्ठिरः अनन्तविजयं (नामशंखं दध्मौ)
नकुलः सहदेवः च सुघोषमणिपुष्पकौ ( शंखौ प्रदध्मतुः )॥

(અ૦)–કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામનો તથા નકુલ અને સહદેવે સુઘોષ તથા મણિપુષ્પક નામના શંખો વગાડ્યા.

(વિ૦)–युधिष्ठिरः યુદ્ધ વિષે જે સ્થિરરૂપ છે તે ધર્મપુત્ર अनन्तविजय અનંત અર્થાત્ નાશરહિત વિજય જેનાથી પ્રાપ્ત થાય તેવો. ૧'

(અવત૦)–હવે તે જ વિષયનું 'કાશ્ય', 'દ્રુપદ' તથા 'સૌ' ઇતિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે.

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥

अन्वयः—परमेष्वासः काश्यः च महारथः शिखण्डी च धृष्टद्युम्नः विराटः
च अपराजितः सात्यकिः च ॥

(અ૦)–મહાન બાણાવળિ કાશીપતિ, મહારથી શિખંડી, સેનાપતિરૂપ વિરાટ રાજા, તથા જેનો પરાજય થઈ શકે નહિ તેવો સાત્યકિ રાજા.

(વિ૦)–काश्य કાશીપતિ, परमेष्वास પરમ અર્થાત્ મહાન ઇષ્વાસ છે જેનો તે ( મહાન કોદંડવાળો ) शिखण्डी જેને શિખંડ હોય તેવો પુરુષ, પાંચાલ રાજા 'शिखंडं श्मश्रुशून्यता અર્થઃ–દાઢીરહિતતાને શિખંડ કહે છે.' આ વાક્યાનુસાર જે પુરુષ શ્મશ્રુ શૂન્ય હોય તેને શિખંડી કહે છે. धृष्ट પરધર્ષક, द्युम्न બળ. धृष्टद्युम्न–પરધર્ષક બળવાળો સેનાપતિ, अपराजित જે પરાજિત ન હોય, રિપુઓવડે જેનો પરાજય થએલો ન હોય તેવો, सात्यकि સત્યક રાજાનો પુત્ર

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥

अन्वयः—(हे) पृथिवीपते द्रुपदः द्रौपदेयाः च महाबाहुः सौभद्रः च सर्वशः पृथक् पृथक् शंखान् दध्मुः ॥

(અ૦) હે પૃથિવીપતે, દ્રુપદરાજા, દ્રૌપદીના પુત્રો, મહાબાહુવાળો સૌભદ્ર (અભિમન્યુ) આ નિરક્ત યોધ્ધાઓએ સર્વ દિશામા પૃથક્પૃથક્ શંખો વગાડયા; અર્થાત્ પ્રત્યેકે પોતપોતાના શંખો વગાડયા (दध्मुः). महाबाहुः એનુ પર્યંત જેના લાંબા હાથ છે તેવો.

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

अन्वयः—सः घोषः एव तुमुल. (भूत्वा) नभः च पृथिवीं च व्यनुनादयन् धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ॥

(અ૦)–તે મહાધ્વનિ પ્રકીર્ણ થઇ આકાશ તથા પૃથિવી આદિ વિષે અતિધ્વનિત થતા ધૃતરાષ્ટ્રના પુત્રાદિના હૃદય ભેદાઇ ગયા.

(વિ૦)–स घोष પાચજન્ય, દેવદત્ત, પૌંડ્ર આદિ મહાશંખો વગાડવાથી ઉત્પન્ન થએલો જે મહાધ્વનિ તે. तुमुल-સંકીર્ણ, नभः આકાશ, नभः પદ પછી च કારનો પ્રયોગ કરેલો છે તે વડે સર્વદિશાઓનો બોધ થાય છે पृथिवी શબ્દ પછી च પદનો પ્રયોગ કરેલો છે તે વડે પર્વતના છિદ્રનો બોધ થાય છે, व्यनुनादयन् પોતપોતાના નાદાનુરૂપ પ્રતિધ્વનિ ઉત્પન્ન કરતો સતો, धार्तराष्ट्राणां ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રો, પૌત્રો તથા સર્વ સૈનિકોના, हृदयानि હૃદયમા રહેલું કાથખંડ, (કલેજું) व्यदारयत् વિદલિત કર્યું. 'धार्तराष्ट्राणां' આ શબ્દમા अण् પ્રત્યય સંબંધવાચક છે. પાચજન્ય આદિ મહાશંખો વગાડવાથી જે મહાધ્વાન સમુત્પન્ન થયો તે સર્વ શંખોના નિનાદવડે વિસ્તાર પામી આકાશ તથા પૃથિવી આદિમા

પ્રતિધ્વનિત થતાં વૃદ્ધિંગત થયો અને તેથી ધૃતરાષ્ટ્રના પુત્રાદિનાં હૃદયો ભેદાઇ ગયા; તાત્પર્ય કે તે નાદવડે તેઓનાં હૃદય ભાંગી પડ્યાં.

(अवत०)-શ્રુતિવાક્યો—

' तद्यथेह कर्मचितो लोक क्षीयते'छां ८।१।६ અર્થઃ—જેમ કર્મ વડે પ્રાપ્ત થએલો ( જીતાએલો ) આ લોક ક્ષયને પામે છે.' ( છાં. ૮-૧-૬. )

' सस्यमिव मर्त्य पच्यते सस्यमिवाजायते पुन '—कठ (१-१-६.) અર્થઃ—અન્નની માફક મર્ત્યલોક પક્વ થાય છે, તથા અન્નની માફક તે ફરી જન્મ ધરે છે.

'अष्टादशोक्तमवर येषु कर्म ' અર્થઃ-આ યજ્ઞના નિર્વાહ કરનારા અઢાર જણાઓ કે જેઓ શાસ્ત્રમા કહેલું આ નિકૃષ્ટ કર્મ કરે છે' मुण्ड० २-२-७)

'एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरां मृत्यु ते पुनरेवापियन्ति' અર્થઃ—જે મૂર્ખ મનુષ્યો આ કર્મને શ્રેયરૂપે માને છે તેઓ વારંવાર મૃત્યુ તથા જન્મને પામે છે. ( મું૦ ૧-૨-૭ )

'श्वोभावा मर्त्यस्य यदन्तंकतत् ' અર્થઃ-નચિકેતાએ કહ્યું ' આ સર્વ ભોગો આવતી કાળના મરખા છે. હે મનુષ્યના અંતક ' કઠ૦ (૧-૧-૨૬)

'पराच कामाननुयन्ति वालाः અર્થઃ—જે યુવાન પુરુષો બાહ્ય વિષયો તરફ જતા કામોનું અનુગમન કરે છે.' ( કઠ. ૨-૪-૨. )

'कर्मणा पितृलोको विद्यया देवलोक ' અર્થઃ—કર્મવડે પિતૃલોક, અને વિદ્યાવડે દેવલોક, પ્રાપ્ત થાય; બ૦ (૧-૫-૨૬)

'अन्ध तम प्रविशन्ति येऽविद्यामुपासते ततो भूय इव ते तमो य उ विद्या-या रता અર્થઃ—જે ધનના અભિલાષીઓ (ઇશા૦ ૯)

અંવિદ્યાને અર્થાત્ જ્યોતિષ્ટોમાદિ કર્મને કરે છે તે અંધત-મને-હું તથા આ મારું એવા અભિમાનવાળા સંસારને પ્રાપ્તથાય છે. વળી જે કર્મ ત્યાગીઓ સગુણ બ્રહ્મની-દેવતાઓની ઉપાસના કરે

કે તે એથી પણ વધારે દારૂણ તમસને અર્થાત્ સસારને પામે છે.' (ઇશા૦ ૯) શ્રુતિવાકયો—

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च અર્થ -જે જન્મે છે તેને મૃત્યુ અવશ્ય પ્રાપ્ત થાય છે, તથા જે મૃત્યુ પામે છે તે જન્મને અવશ્ય પ્રાપ્ત થાય છે' (ભ ગી ૨-૨૭),

मोघाशा मोघकर्माण અર્થ -નિષ્ફલ આશાવાળા તથા નિષ્ફલ કર્મવાળા (ભ ગી ૯-૧૨),

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति (ભ ગી ૯.-૨૧,) અર્થ -પુણ્યનો જ્યારે ક્ષય થાય છે ત્યારે તેઓ મૃત્યુ લોકને પ્રાપ્ત થાય છે.

जन्यत्व तथा दृश्यत्व આદિ યુકિતઓ-અર્થાત્ જે પદાર્થ જન્ય તથા દૃશ્ય સ્વરૂપ હોય તે અનિત્ય હોય છે. (ભ ગી. ૨-૨૮ નુ વિવરણ)

આ પ્રકારના શ્રુતિ તથા સ્મૃતિ વાકયો તથા યુકિતઓ વડે એમ સૂચન કરેલુ છે કે, જે પડિત પુરૂષ કેવળ મોક્ષપ્રાપ્ત કરવાની કામનાવાળો હોય તેને જે દેવોનુ પૂજન કરવુ હોય તેને ઉદ્દેશીને કયા કર્મો કયા પ્રકારે કરવાં તથા તે તે કર્મો વડે શું ફળ પ્રાપ્ત થાય છે તે સર્વ વાતનો સમ્યગ્ વિચાર કરવો ઘટે છે, આ જ નિયમાનુસાર 'अथ' ઇત્યાદિ વાકયાર્થ વડે આ પ્રકરણનો આરભ કરવામા આવે છે, અર્થાત્ તે વિષે યુદ્ધ કર્તવ્ય રૂપ હોવા છતાં, યુદ્ધરૂપ કર્મ તથા તેના ફલનો સમ્યગ્ વિચાર કરી મોક્ષેચ્છુ અર્જુનને વૈરાગ્ય કેવી રીતે ઉદય પામ્યો તેનુ પ્રતિપાદન કરેલુ છે—

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥

अन्वय —अथ कपिध्वज पांडव व्यवस्थितान् धार्तराष्ट्रान् दृष्ट्वा (स्वयमपि) धनु उद्यम्य शस्त्रसपाते प्रवृत्ते (हृषीकेश उवाच)

(શ૦)-ઉભય સૈન્યની યુદ્ધની તૈયારી થયા પછી, પાંડુનો પુત્ર અર્જુન ધૃતરાષ્ટ્રના પુત્રાદિને યુદ્ધ કરવા માટે સમુપસ્થિત થએલા જોઇને, પોતાનું ધનુષ ઉગામીને, શસ્ત્ર પ્રયોગ કરવાનો સમય પ્રાપ્ત થતા (હૃષીકેશને કહે છે).

(રા૦)-અથ ઉભય સેનાની યુદ્ધ વ્યવસ્થા થઇ રહી તદનન્તર; પાણ્ડવ પાણ્ડુરાજના પુત્ર, અર્જુન વ્યવસ્થિતાન્ યુદ્ધ કરવા માટે સમુપસ્થિત થએલા, શસ્ત્રસંપાતે શસ્ત્ર પ્રયોગના સમય વિષે.

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।
अर्जुन उवाच अર્જુન કહે છે.—
सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥

अन्वय —(हे) महीपते तदा हृषीकेशं इदं वाक्यं आह । योद्धुकामान् अवस्थितान् एतान् यावत् अहं निरीक्षे (हे) अच्युत (तावन्तं देशं) मे रथं (नीत्वा) उभयोः सेनयोः मध्ये स्थापय । अस्मिन् रणसमुद्यमे कैः सह मया योद्धव्यं (भवति) ॥

(અ૦)-હે મહીપતિ, તદનન્તર અર્જુને નીચે કહેવામાં આવેલું વચન કહ્યું:-હે અચ્યુત, જે યોદ્ધાઓ યુદ્ધ કરવાની ઇચ્છાથી યુક્ત થઇ અહીં તૈયાર થઇ ઊભેલા છે તેમને જે સ્થળેથી હું સારી રીતે જોઈ શકું તેવા પ્રદેશમાં મારો રથ ઉભય સૈન્યોની મધ્યમાં ગોઠવ, આ યુદ્ધમાં કોની સાથે મારે યુદ્ધ કરવું ઘટે છે તે પણ જોઉં.

(વિ૦)-इद હવે પછી કહેવામાં આવતું, योद्धुकामान् યુદ્ધ કરવાની કામના વાળા હોય તેમને, अवस्थितान् સેનાને સજ્જ કરીને યુદ્ધ કરવા માટે

જેઓ તત્પર હોય તેમને, यावत् જેટના પ્રદેશમા, निरीक्षे મારી રીતે જોઉ णसमुच्चये યુદ્ધવ્યાપારમા

ત્યારે અર્જુન હૃષીકેશને ઉદ્દેશીને 'सेनयो ઇતિ વાકયાર્થવડે વચન કહે છે કે, હે અચ્યુત, જેટલા પ્રદેશમા રહીને યુદ્ધ કરવાની કામનાવાળા સર્વે યોદ્ધાઓને સારી રીતે જોઇ શકુ તેના પ્રદેશમા મારો રથ લાવીને ઉભય સૈન્યની મધ્યે સ્થાપિત કર, આમ રથ સ્થાપિત કરાવવાથી અર્જુન કેવળ સેનાનુ નિરીક્ષણ કરવા અર્થે અહી આવ્યો હશે, એમ કદાપિ શકા થાય, તો તેનુ 'कै ' આ વાકયાર્થવડે નિરાકરણ થાય છે

योत्स्यमानानवेक्ष्येऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

अन्वय —दुर्बुद्धे धार्तराष्ट्रस्य युद्धे प्रियचिकीर्षव ( सन्त ) ये एते अत्र समागता ( तान् ) योत्स्यमानान् अह अवेक्ष्ये ( तथा रथ स्थापय ) ॥

(અ૦)–અધર્મનિષ્ઠ દુર્યોધનનુ યુદ્ધ વડે ઇષ્ટ સપાદન કરવાની ઇચ્છાથી જેઓ યુદ્ધ કરવા અર્થે અહી આવેના છે, તેમને હુ જોઇ શકુ (તેમ મારો રથ ગોઠવ)

(વિ૦)–दुर्बुद्धे અધર્મનિષ્ઠનુ, धार्तराष्ट्रस्य ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનુ, प्रियचिकीर्षव ઇષ્ટ અર્થ સપાદન કરવાની કામનાવાળા अत्र કુરુક્ષેત્ર વિષે

અધર્મનિષ્ઠ દુર્યોધનનું યુદ્ધવડે ઇષ્ટ સિદ્ધ કરવા અર્થે જેઓ યુદ્ધ કરવા માટે આ કુરુક્ષેત્રમા એકત્ર થએના છે તે સર્વને જોઉ, તાત્પર્ય કે તેઓના નામ, રૂપ તથા સબધ હુ જાણી શકુ તેવા પ્રદેશમા મારો રથ સ્થાપિત કર

સંજય કહે છેઃ—

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥

अन्वयः—( हे ) भारत गुडाकेशेन हृषीकेशः एवम् उक्तः ( सन् )
रथोत्तमम् उभयोः सेनयोः मध्ये स्थापयित्वा ॥

(અં૦)-હે ભારત, અર્જુને આ રીતે શ્રીકૃષ્ણને કહેતા, તેમણે તે ઉત્તમ રથ ઉભય સૈન્યની મધ્યમા સ્થાપિત કરીને ( કહ્યું ).

(વિ૦)-गुडाकेशः ગુડાના પરિમાણુ જેવડા જેના અગ્ર કેશ છે તેવો પુરુષ. 'अंगुष्ठतर्जनीयोगो गुडा नाम्नी तु मुद्रिका' અર્થ:=અંગુષ્ઠ તથા તર્જનીના સંયોગને ગુડા નામની મુદ્રિકા કહે છે' ; અથવા ગુડાકેશ શબ્દનો બીજો અર્થ શિવ થાય છે; ' गुडो गोलेक्षुपाकयो' અર્થ—ગુડ પદવડે ગોળાકાર વસ્તુ તથા ઇક્ષુ (શેરડી) પાક એમ અર્થનો બોધ થાય છે' ; આ વાક્યાર્થ પ્રમાણે જેમ તપ્ત લોહપિંડમા અગ્નિ વ્યાપ્ત થઇને રહે છે તેમ ગુડ અર્થાત્ બ્રહ્માંડગોલકમા આંતર તથા બાહ્ય સ્વરૂપે જે अकाति અર્થાત્ વ્યાપ્ત થઈ રહેલો છે તે શિવ.

' विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं, (શ્વે ૪-૧૪)અર્થ:-શિવને વિશ્વને એક કેવળ પરિવેષ્ટિતા સ્વરૂપે જાણીને. ( શ્વે. ૪-૧૪) આ શ્રુતિવાક્યવડે પણ તે જ અર્થનુ સમર્થન થાય છે.

અથવા ગોળની માફક મધુર થઇ ભક્ત વિષે પ્રાપ્ત થઇ રહે છે તે શિવ ભગવાન ઇશ જેનો છે તે અર્થાત્ અર્જુન એમ પણ આ પદનો અર્થ થાય છે.

' स्वादुष्किलायं मधुमाँ उतायम् અર્થ—ખરેખર આ સ્વાદિષ્ટરૂપ છે, આ મધુરરૂપ છે. ' આ શ્રુતિવાક્યવડે શિવના ગુડાસ્વરૂપનો બોધ થાય છે.

हृषीकेश શ્રીકૃષ્ણભગવાન, रथोत्तमम् આ રથના રથિક, સારથિ, અશ્વ
તથા ધ્વજા ઉત્કૃષ્ટરૂપ હોનાથી આ રથને ઉત્તમરૂપ કહેલો છે हृषीकेश
હૃષીક અર્થાત્ ઇંદ્રિયો તેનો ઇશ અર્થાત્ નિયંતા.

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

अन्वय —भीष्मद्रोणप्रमुखत महीक्षिताम् सर्वेषा च ( शृण्वताम् )
( हे ) पार्थ, समवेतान् एतान् कुरून् पश्य (इति उवाच)॥

(અ૦)-ભીષ્મ તથા દ્રોણાદિ મુખ્ય સર્વ રાજાઓના સાભળતા હે
પાર્થ, આ એકત્ર થએના કૌરવોને તુ જો એમ ( શ્રીકૃષ્ણભગવાને ) કહ્યુ

(वि०)-भीष्मद्रोणप्रमुखत ભીષ્મ તથા દ્રોણ પ્રમુખ અર્થાત્ આદિ
૫ જેઓના છે તેવા રાજાઓ, આ શબ્દના અંતભાગમા અર્થાત્ 'प्रमुख'
શબ્દના અંતમા ' तम् ' પ્રત્યયનો પ્રયોગ કરેલો છે તે વડે છઠ્ઠી વિભક્તિના
બહુવચનનો બોધ થાય છે તેથી ' भीष्मद्रोणप्रमुखाना ' એમ પાઠનો
બોધ થાય છે महीक्षिताम् ભૂપતિઓના, समवतान् સમવાયને પામેના,
એકત્ર થએના છત્રિન્યાયવડે જોતા તો કેવળ ભીષ્મ રાજાને જ મહીક્ષિત
કહી શકાય

(અવત૦)-જે દેવતાઓનુ પૂજન કરવાનુ હોય તેનુ વિદ્વાન મુમુક્ષુએ
અવશ્ય પરિશીલન કરવુ જોઇએ એમ સૂચન કરવા માટે तत्र ઇત્યાદિ
વાક્યોવડે, અર્જુને જે પ્રકારે સૈનિકોનુ પરિશીલન કર્યું તેનુ નિરૂપણ
કરે છે —

तत्रापश्यत्स्थितान्पार्थः पितृनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥२७॥

अन्वयः—अथ पार्थः तत्र ( स्थित्वा ) सेनयोः उभयोः अपि स्थितान् पितॄन् पितामहान् आचार्यान् मातुलान् भ्रातॄन् पुत्रान् पौत्रान् तथा श्वशुरान् सुहृदः च एव अपश्यत् सः कौन्तेयः तान् सर्वान् बन्धून् अवस्थितान् समीक्ष्य ॥

(અ૦)-ઉપર પ્રમાણે હૃષીકેશે કહ્યા પછી અર્જુને તે રથમાં રહીને ઉભય સૈન્યમા ઊભેલા પોતાના વડીલો, પિતામહો, આચાર્યો, મામાઓ, ભ્રાતાઓ, પુત્રો, પૌત્રો તથા શ્વશુર અને કેવળ મિત્રોને જ જોયા. તે અર્જુને તે સર્વ બંધુઓને યુદ્ધ માટે સજ્જ થએલા જોઇને ( તેણે નીચે પ્રમાણે કહ્યું- )

(વિ૦)-अथ શ્રીભગવાને ઉપર પ્રમાણે વચન કહ્યું તદનન્તર, पार्थः પૃથા અર્થાત્ કુંતી તેનો પુત્ર અર્જુન. तत्रः જે પ્રદેશમાં રથ સ્થાપિત કરેલો હતો ત્યાં રહીને पितॄन् વડીલ પુરુષો, सखीन् સમાન વયના સખાઓ, सुहृदः મિત્રો, कौन्तेयः કુંતીનો પુત્ર, અર્જુન, बन्धून् કેવળ બંધુત્વ ધર્મવિશિષ્ટપુરુષો. अवस्थितान् યુદ્ધ કરવા માટે સંનદ્ધ થએલાને, समीक्ष्य સારી રીતે જોઇને, सः રથમાં અવસ્થિત થઇને જે દષ્ટિ ફેરવવા લાગેલો તે.

ઉપર પ્રમાણે શ્રીભગવાને વચન કહ્યું કે તુરત જ અર્જુને પોતાના વડીલ પુરુષો, સખાઓ, આદિ પોતાના સર્વ કુટુંબીઓને જ ઉભય સૈન્યમાં ઊભેલા જોયા; તેમનાથી અતિરિક્તને તે સૈન્યમાં જોયા નહિ. તે સર્વ કુટુંબીઓને જોઇને અર્જુને પછી શું કર્યું તે ' तान् ' ઇતિ વાક્યાર્થવડે કહેલું છે.

પોતાની ડોક ઉંચી કરીને જ્યારે જોવા લાગ્યો ત્યારે અર્જુને કેવળ પોતાના બંધુરૂપ સર્વ કુટુંબીઓને જ. યુદ્ધ માટે તૈયાર થએલા જોઇને समीक्ष्य ( આ વાક્યનો ઉત્તરવાક્ય સાથે અન્વય કરવો ).

कृपया परयाऽविष्टो विषीदन्निदमब्रवीत् ।
दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥

अन्वयः—( तेपु ) परया कृपया आविष्ट ( भूत्वा ) विपीदन् इदं वचनम् अब्रवीत्, ( हे ) कृष्ण युयुत्सु समुपस्थितम् इम स्वजनं दृष्ट्वा ॥

(અ૦)-તેમના પ્રતિ અતિ દયાવડે યુક્ત થઇને વિષાદ પામતો આ પ્રકારે કહેવા લાગ્યો:- હે કૃષ્ણ, યુદ્ધ કરવાની ઇચ્છાવડે યુક્ત થઇને મારા સમીપ કેવળ મારા વડીલ આદિ સ્વજન જ ઊભેલા છે તે જાણીને (सीदति मम ઇત્યાદિ ઉત્તર વાક્ય જોડે અન્વય કરવો )

(वि०)-इद હવે પછી જે કહેવામા આવશે તે પ્રકારનુ युयुत्सु યુદ્ધકરવાની ઇચ્છાવડે, इम આગળ ઊભેલા, स्वजन પિતા પુત્રાદિક दृष्ट्वा મારા પોતાના છે એમ જાણીને

'तस्माच देवा बहुधा सप्रसूता (मु २-१-७) અર્થ —વળી તેનાથી દેવો બહુ પ્રકારે જન્મ પામ્યા' 'मुखादिन्द्रश्चाग्निश्च અર્થ—મુખમાથી ઇદ્ર તથો અગ્નિ દેવના ઉત્પન્ન થયા' ઇત્યાદિ શ્રુતિઓના દેવનાઓનુ જન્યત્વ પ્રસિદ્ધ છે, તેથી તેઓને જન્મ સિદ્ધ હોવાથી તેઓ અનિત્ય, આગન્તુક, ઐશ્વર્યવાન્ તથા મમારી રૂપે હોય છે, વળી તેમના યજન વડે જે ફળ પ્રાપ્ત થાયછે તે બધન રૂપ છે, આમ જાણીને જે મુમુક્ષુ નિત્યસુખરૂપ મોક્ષની કામના વાળો હોય તેણે જે કર્મ અને દુઃખરૂપ હોય છે તેવા યજન. કર્મ વડે કાઇ અર્થ સિદ્ધિ થતી નથી એમ જાણીને તે દેવનાઓના યજન રૂપ કર્મ પ્રતિ પરિતાપ કરવો ઘટે છે એમ સૂચન કરેલુ છે, તે જ રીતે સ્વકર્તૃક સ્વજનવધ નિમિત્તે જે પ્રકારનો પરિતાપ અર્જુનને થએલો તેનું આ અધ્યાયની સમાપ્તિપર્યંત નિરૂપણ કરેલુ છે.

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

अन्वयः—( हन्तुं ) मम गात्राणि सीदंति मुखं च परिशुष्यति मे शरीरे च वेपथुः रोमहर्षः च जायते ॥

( अ० )–હણવા જતા કરચરણ આદિ મારાં ગાત્રો શિથિલ થઇ જાય છે, મુખ સુકાઇ જાય છે તથા મારા શરીરમા કંપ તથા રોમોદ્ગમ પ્રાપ્ત થાય છે.

( वि० )–सीदन्ति શિથિલ થઇ જાય છે, परिशुष्यति–શુષ્કીભૂત થાય છે. वेपथुः કંપ, रोमहर्षः ભય તથા સંતાપથી રોમોદ્ગમ થાય તે, गात्राणि કરચરણાદિ ગાત્રો.

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३०॥

अन्वयः—गांडीवं हस्तात् स्रंसते त्वक् च परिदह्यते एव मे मनः च भ्रमति इव ( अतःएव ) अवस्थातुं च न शक्नोमि ॥

( अ० )–ગાંડીવ ધનુષ હાથમાંથી ગળી પડે છે; મારી ચામડી પરિતાપ વડે બળીજાયછે, મારૂં મન પરવશ થાય છે તેથી ( રથમાં ) હું બેસી શકતો નથી.

( वि० )–स्रंसते ગળી પડે છે. त्वक् ચામડી. भ्रमति પરવશ થાય છે.

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

अन्वयः—विपरीतानि च निमित्तानि पश्यामि । ( हे ) केशव स्वजनं आहवे हत्वा न च श्रेयः अनुपश्यामि ॥

( अ० )–મને અનર્થ સૂચક નિમિત્તો જણાય છે; હે કેશવ, સ્વજનને યુદ્ધમા હણીને કાંઇ પણ યુદ્ધાનંતર ભાવિ શ્રેય હું જોતો નથી.

( वि० )-आहवे યુદ્ધમાં, अनुपश्यामि યુદ્ધ પશ્ચાત્ પ્રાપ્ત થાય તેમ જોતો નથી. યુદ્ધપ્રવૃત્તિનાં કેવળ અનર્થસૂચક વિપરીતનિમિત્તો મને દેખાય છે; કોઇ પણ અનુકૂળ નિમિત્ત હું જોતો નથી. હાલમા ભલે તેવા જ નિમિત્ત દેખાય, તથાપિ યુદ્ધ કર્યા પશ્ચાત્ કાંઇ શ્રેય પ્રાપ્ત થવાનું હોય એમ કોઇ કહે તો તેના સમાધાનમાં 'न च' ઇતિ ઉત્તરાર્ધ વાકય વડે કથન કરે છે કે, હે કેશવ, આ પિતૃવ્ય, પિતામહ, આદિકને યુદ્ધમા હણીને તત્પશ્ચાત્ કાંઇ પણ શ્રેય પ્રાપ્ત થાય એમ હું જોતો નથી; તાત્પર્યકે, તેમનો વધ કરવાથી કોઇ પણ પ્રકારનો પુરુષાર્થ સિદ્ધ થતો હોય એમ મને જણાતું નથી.

(અવ૦)-તેમનો વધ કરવાથી જય આદિરૂપ શ્રેય તો અવશ્ય પ્રાપ્ત થાય છે એમ કહેવામાં આવે, તો તેના ઉત્તરમાં 'न काङ्क्षे' ઇત્યાદિ વાકયાર્થ વડે કહે છે—

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥

अन्वयः—( हे ) कृष्ण, विजयं ( अहं ) न कांक्षे राज्यं सुखानि च ( न अहं कांक्षे ); ( हे ) गोविंद नः राज्येन किं (फलम्) भोगैः जीवितेन वा किम् ॥

( અ૦ )-હે કૃષ્ણ જય, રાજ્ય તથા વિષયસુખની હું આકાંક્ષા કરતો નથી; હે ગોવિંદ, જેને ધર્માધર્મનો વિવેક સિદ્ધ હોય છે તેવા પુરુષને રાજ્ય વિષય, ભોગ અથવા તદર્થક જીવિત વડે શું ફળ સિદ્ધ થાય ? અર્થાત્ કાંઇ ફળસિદ્ધિ પ્રાપ્ત થતી નથી.

( વિ૦ )-नः ધર્મ તથા અધર્મ વિષે વિવેક સંપન્ન અમોને, સ્વજનની હિંસા કરીને જે જય પ્રાપ્ત થાય તેની હું આકાંક્ષા કરતો નથી. તેમ જ તે જય વડે જે રાજ્ય પ્રાપ્ત થાય તેની પણ હું આકાંક્ષા કરતો

નથી; અધર્મ વડે જે કાંઇ પ્રાપ્ત થાય તેનું ઐહિક સુખ અમોને પ્રાપ્ત ન થાઓ; આમ ભાવાર્થ સિદ્ધ થાય છે.

રાજ્યાદિની અપેક્ષા વડે મુક્ત થઇ આ દુર્યોધનાદિ જેમ યુદ્ધ કરવા તૈયાર થએલા છે, તેમ રાજ્યાદિ પ્રાપ્ત થાય તે અર્થે તારે પણ યુદ્ધ કરવું યુક્ત છે, આમ કદાપિ કહેવામા આવે તો તેના સમાધાનમા 'કિં' ઇતિ વાક્યાર્થ વડે કહે છે કે, અમો ધર્માધર્મના વિવેકવાન છીએ, તેથી સ્વજનની હિંસા કરીને રાજ્ય પ્રાપ્ત થાય, અથવા રાજ્યમૂલક ભોગો પ્રાપ્ત થાય, અથવા તેના ભોગ અર્થે જીવન ગળાય તેથી કાંઇ ફળસિદ્ધિ થાય એમ હું ધારતો નથી; તાત્પર્ય કે, વિજય તથા રાજ્યપ્રાપ્તિ આદિ સર્વ પદાર્થો અધર્મમૂલક તથા દોષને વહન કરનાર હોય છે, તેથી સત્પુરુષોએ તેમની કામના કરવી યોગ્ય નથી.

(अव०)—अप्यकार्यशतं कृत्वा भर्तव्या मनुरब्रवीत् अर्थ—ન કરવા જેવા સો (અસંખ્ય) કર્મ કરીને પણ ભરણ પોષણ કરવું એમ મનુએ કહેલું છે; આ વચનાનુસાર પિતા આદિના ભરણપોષણ અર્થે કોઇ અધર્મ રૂપ કર્મ કરે તો તેથી કાંઇ દોષ પ્રાપ્ત થતો નથી; આના ઉત્તરમા 'येषां' ઇત્યાદિ વાક્યાર્થ વડે (અર્જુન) કહે છેઃ-

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥

अन्वयः—येषां अर्थे राज्यं भोगाः सुखानि च नः कांक्षितं ते (एव) इमे प्राणान् धनानि च त्यक्त्वा युद्धे अवस्थिताः ॥

(અ૦)—જેઓના નિમિત્તે રાજ્યભોગો તથા સુખની આકાંક્ષા કરીએ, તેઓ જ આ પિતાપુત્રાદિક સ્વજનો પ્રાણ તથા ધનનો ત્યાગ કરીને યુદ્ધ વિષે મરવા માટે આવીને ઊભેલા છે.

(વિ૦)—યેષાં અકાર્યશત કરીને પણ જેનુ પોષણ કરવું ઘટે છે તેવા વડીલ પુરુષો તથા પુત્રાદિના. अर्थे નિમિત્તે. काङ्क्षित જે કાક્ષિત થાય છે, नः અમો વડે 'नः' પદ ષષ્ઠી વિભક્તિનું રૂપ છે, કિંતુ તે તૃતીયા વિભક્તિના અર્થનો બોધ કરે છે, इमे આ પિતા આદિ સ્વજનો, युद्धे યુદ્ધના નિમિત્તે જે પિતા પુત્રાદિના નિમિત્તે રાજ્યાદિની આકાક્ષા કરીએ, તેઓ જ જીવનની આશાનો પરિત્યાગ કરીને યુદ્ધમા મરવા માટે આવીને ઊભેલા છે

(અવત૦)—કોણ કોણ યુદ્ધમાં આવીને ઊભેલા છે? આ આકાક્ષા પરત્વે 'आचार्याः' ઇત્યાદિ વાકયાર્થ વડે અર્જુન કથન કરે છે—

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥ ३४॥

अन्वयः—(केचित्) आचार्याः (केचित्) पितरः (केचित्) पुत्राः तथा एव (केचित्) पितामहाः च तथा (केचित्) मातुलाः (केचित्) श्वशुराः (केचित्) पौत्राः (केचित्) श्यालाः (केचित्) संबंधिनः ॥

(અ૦)—(આ સૈન્યમાં) અમારા (કેટલાએક) આચાર્યો છે, કેટલાએક વડીલો, કેટલાએક પુત્રો, તેમજ કેટલાએક પિતામહ, કેટલાએક મામાઓ, કેટલાએક શ્વશુર, પૌત્ર, સાળાઓ તથા સંબંધીઓ છે.

(વિ૦)—ચકાર વડે કેટલાએક માતામહ પણ છે એમ બોધ થાય છે. આ સૈન્યમા અમારા કેટલાએક પિતા, પુત્રો આદિ છે; તાત્પર્ય કે, તે સર્વે અમારા સ્વજન જ છે; તેથી અન્ય કોઇ જોવામા આવતુ નથી. ૩૪

(અવ૦)—ભલે તે સર્વે તમારા સ્વજન જ હોય, તેથી તું હવે શું કરવા માગે છે તે કહે? આ આકાંક્ષા પ્રતિ 'एतान्न' ઇત્યાદિ વાકયાર્થ વડે (અર્જુન) કહે છે—

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यस्य राज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५॥

अन्वयः—(हे) मधुसूदन, ( मां ) घ्नतः अपि त्रैलोक्यराज्यस्य हेतोः
अपि एतान् हन्तु न इच्छामि किं नु महीकृते ॥

(અ०)—હે મધુસૂદન, મને મારી નાખે તેમ જ ઇંદ્રનું પદ પ્રાપ્ત થાય તથાપિ આ આચાર્યાદિને મારવાની મારી ઇચ્છા થતી નથી, તો કેવળ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થાય તે અર્થે તેમને મારૂ નહિ તેમા શું આશ્ચર્ય ?

(वि०)—घ्नतोपि ખડગ વડે મારો નાશ કરે તથાપિ, एतान् આચા-ર્યાદિને महीकृते-રાજ્યાર્થે.

એઓ કદાપિ ખડગ વતી મને મારી નાખે તથાપિ આ આચાર્યાદિને હણવાને મારી ઇચ્છા થશે નહિ; આ લોકોનું હનન કરવાથી ભલે ઇંદ્રિપદ પ્રાપ્ત થાય, તથાપિ તે નિમિત્તે પણ તેમની હિંસા કરવાની મને ઇચ્છા નથી, તો કેવળ પૃથ્વીના રાજ્ય અર્થે તેમનો નાશ કરવાની ઇચ્છા મને ન જ થાય, તેમ કહેવાની કાઇ આવશ્યકતા જ નથી; તાત્પર્ય કે, સ્વજનોનો નાશ કર-વાથી સ્વર્ગસુખ પ્રાપ્ત થાય તો તે ભલે પ્રાપ્ત ન થાઓ, આમ ભાવાર્થ સિદ્ધ થાય છે.
૩૫

( अव०)—લાક્ષાગૃહનું દહન આદિ કર્મો વડે આ લોકાએ તમારા ઉપર બહુ અપકાર કરેલા છે, તેથી જે અપકારી પુરુષ હોય તેનો નાશ કરવાથી સંતોષ તથા ધર્મ સિદ્ધ થાય છે, આમ કહેવામા આવે તો તેના ઉત્તરમા ' निहत्य ' ઇત્યાદિ વાક્યાર્થ વડે (અર્જુન) કહે છે–

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

अन्वयः—( हे ) जनार्दन धार्तराष्ट्रान् निहत्य नः का प्रीतिः स्यात्
आततायिनः एतान् हत्वा अस्मान् पापम् एव आश्रयेत् ॥

(અર્થ)—હે જનાર્દન, દુર્યોધનાદિનો વધ કરીને અમોને શું પ્રીતિ પ્રાપ્ત થાય? તેઓ ભલે આતતાયી હોય, તેમના વધરૂપ કર્મવડે તો અમોને કેવળ પાપ આશ્રિત થાય.

(વિ૦)—धार्तराष्ट्रान् બંધુઓ સહિત દુર્યોધનાદિ આપણા ભાઇઓને, निहत्य તેમના હનન વડે, आततायिनः ' અગ્નિદ.' આદિ ૭ પ્રકારના દોષો જેને હોય તેવા પુરુષને, દુર્યોધનનો નાશ કરવાથી આપણને શુ પ્રીતિ સિદ્ધ થાય? અપરાધી બાળપુત્રોનો વધ કરવાથી પિતાને જે પ્રીતિ પ્રાપ્ત થાય તો આ લોકોના વધવડે આપણને પ્રીતિ સભવે; તાત્પર્ય કે, પુત્રોનો વધ કરવાથી પિતાને જેમ શિશુહત્યા પ્રાપ્ત થાય, તેમ આપણને પણ તેમનો વધ કરવાથી ભ્રાતૃહત્યા પ્રાપ્ત થાય.

अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः । क्षेत्रदारापहर्ता च षडेते ह्याततायिनः ( वसिष्ठस्मृति ३–१८, मनु. ८-३५०–३५२. ).

आततायिनमायान्तं हन्यादेवाविचारयन्, नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥ અર્થ—જે પુરુષ અગ્નિ લગાડે, ઝેર આપે, જેના હાથમા શસ્ત્ર હોય, જે ધનનો નાશ કરે, ક્ષેત્ર તથા સ્ત્રીનુ જે હરણ કરે આ પુરુષને ખરેખર આતતાયી કહે છે, જો કોઇ આતતાયી પુરુષ સામો આવતો હોય તો તેનો કાઇ પણ વિચાર કર્યા વિના નાશ કરવો ઘટે છે, આતતાયી પુરુષનો વધ કરવામા કાઇ દોષ નથી' આ વચન અનુસાર ઉકત દોષો વડે જેઓ વિશિષ્ટ હોય તેવા પુરુષોનો વધ કરવામા કોઇ દોષ હોતો નથી આમ કહેવામા આવે તેના સમાધાનમાં 'पापमेव' ઇત્યાદિ વાકયાર્થ વડે કહે છે; આતતાયી પુરુષો ઉકતદોષવડે યુકત હોય, તથાપિ તેમનો વધ કરીએ તો તે હનનકર્મવડે કેવળ પાપના જ આશ્રયી થઇએ. આ વાકયમાં एवकारवडे પાપયોગના અવ્યવચ્છેદનો બોધ થાય છે.

આતતાયી પુરુષના વધ વડે પાપ પ્રાપ્ત ન થાય એમ ક્ષણવાર માનીએ તથાપિ स एव पापिष्टतमो य कुर्यात्कुलनाशनम् અર્થ –જે પુરુષ કુળનો નાશ કરે તે અવશ્ય પાપિષ્ઠતમ હોય છે વળી अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थिति અર્થ –અર્થશાસ્ત્ર કરતા ધર્મશાસ્ત્ર બળવાન હોય છે એમ નિયમ સિદ્ધ છે ( યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ૨૧ અસાધારણ વ્યવહાર માતૃકા પ્રકરણ) આ ન્યાયવડે આતતાયીપણાના દોષ કરતા કુળનાશકપણાનો દોષ વધારે અનુચિત હોય છે તેથી જો સ્વજનનો વધ કરીએ તો અમોને આ કુળનાશન–દોષ પ્રસક્ત થાય, આમ તાત્પર્ય સિદ્ધ થાય છે

( અવ૦ )—જો તુ આમ કહે છે તો તે હવે શો નિશ્ચય કર્યો તે કહે ? આ પ્રશ્નના ઉત્તરમા ' तस्मात् ' ઇત્યાદિ વાક્યાર્થવડે અર્જુન કહે છે–

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥

अन्वय —तस्मात् स्वबांधवान् धार्तराष्ट्रान् हन्तु वय न अर्हा (हे) माधव स्वजन हत्वा कथ हि सुखिन स्याम ॥

( અ૦ )–આ રીતે કુળનાશનદોષ પ્રસક્ત થાય છે તેથી આત્મબાંધવ રૂપ દુર્યોધનાદિનો વધ કરવાની અમોને ઇચ્છા નથી, હે માધવ, સ્વજનનો વધ કરીને અમો કેમ સુખી થઇએ ?

( वि० )–तस्मात् દુર્યોધનાદિના વધવડે કેવળ કુળનાશનદોષ પ્રાપ્ત થાય છે તે કારણથી, स्वबांधवान् દુર્યોધનાદિ, अर्हा યોગ્ય, આમ હોવાથી દુર્યોધનાદિ સ્વબાંધવોનો વધ કરવો ઘટે ન નહિ, તાત્પર્ય કે, તેમનો વધ કરવાની મારી ઇચ્છા નથી

દુર્યોધનાદિનો સ્વસુખ અર્થે વધ કરવો યોગ્ય છે એમ કહેનામા આવે તો તેના સમાધાનમા ' स्वजन ' ઇત્યાદિ વાક્યાર્થવડે ( અર્જુન ) કહે

છે કે, પ્રત્યેક પુરુષ સ્વજનના સુખ અર્થે પ્રવૃત્તિ કરે છે, તો પછી સ્વજનનો વધ કરીને અમે કેમ સુખી થઇએ ?

(अवत० )—સ્વજનના સુખાર્થે પ્રત્યેક પુરુષ પ્રવૃત્તિપરાયણ હોય છે તે વિચાર તો ઉભયપક્ષને સામાન્યરૂપ હોય છે, તો પછી તારે એકલાએ જ તેનો વિચાર કરવો કેમ ઘટે ? આ પ્રશ્નના ઉત્તરમાં ' यद्यप्येते ' તથા ' कथ ' ઈત્યાદિ વાક્યાર્થ વડે ( અર્જુન ) કહે છે–

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥

अन्वयः—एते लोभोपहतचेतसः ( सन्त ) कुलक्षयकृतं दोषं मित्रद्रोहे पातकं च यदि अपि न पश्यन्ति ॥

( अ० )–આ દુર્યોધનાદિક લોભવડે ચિત્તગ્રસ્ત થએલા સતા, કુલક્ષય કરવાથી જે દોષ તથા મિત્રદ્રોહ કરવાથી જે પાતક પ્રાપ્ત થાય તેનો કદાચિત્ વિચાર ન કરે ( તથાપિ આપણે વિચાર કરવો કેમ ન ઘટે, ઇત્યાદિ ઉત્તરવાક્ય સાથે અન્વય કરવો. )

( वि० )–एते દુર્યોધનાદિ પુરુષો लोभोपहतचेतसः લોભવડે હણાએલું હોય ચિત્ત જેઓનું તેવા પુરુષો, लोभ- જે દ્રવ્ય પ્રાપ્ત થએલું હોય તેનો ત્યાગ કરવાની અસહિષ્ણુતા, हत- ગ્રસ્ત થએલું कुलक्षयकृत કુલક્ષય કરવાથી પ્રાપ્ત થાય તે, मित्रद्रोहे વિશ્વાસઘાત જન્ય દ્રોહ વિષે, न पश्यन्ति વિચાર કરતા નથી.

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

अन्वयः—( तथापि ) हे जनार्दन कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिः अस्माभिः अस्मात् ( कुलक्षयकृतात् ) पापात् निवर्तितुं कथं न ज्ञेयम् ॥

(અ० )-તથાપિ હે જનાર્દન, કુલક્ષયરૂપ દોષને આપણે જોઈએ છીએ તો પછી આ પાપમાથી નિવૃત્ત થવાનો વિચાર આપણે ? જોઇએ ?

(ટિ० )-प्रपश्यद्भिः જેઓને અનુભવસિદ્ધ થયો હોય છે વડે, अस्मात् આ કુલક્ષયરૂપ પાપથી ક્રેમ વિચાર કરવો.

આપણે જેઓ ધર્મનુ સ્વરૂપ જાણીએ છીએ, તેઓએ તો પાપમાથી નિવૃત્ત થવાનો વિચાર કરવો ન ઘટે ? અર્થા તેનો વિચાર કરવો ઘટે છે. (આવા પ્રશ્નવાચક વાક્ય કૈમુતિક ન્યાય કહે છે ). તાત્પર્ય કે 'किमकार्यं दुरा' જેઓ દુષ્ટમનના હોય છે તેઓ કયું કર્મ ન કરે ? આ રાજ્યલોભવડે યુક્ત હોવાથી દુર્યોધનાદિ જેમ કુલક્ષય તથા ( પાપ કરે છે તેમ આપણને કરવું યોગ્ય નથી.

(अव० )-કુલક્ષયરૂપ પાપ કરવાથી શું અનર્થ પ્રાપ્ત પ્રશ્નના ઉત્તર રૂપે 'कुलक्षये' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે કે વડે કેવળ એક અનર્થ પ્રાપ્ત થાય છે એટલુંજ નહિ કિંતુ કુલધર્મનો ક્ષય આદિ કેવળ અનર્થની પરંપરા આવી પડે છે; આપતિત થાય છે તેનું 'कुलक्षये' ઇત્યાદિ પાંચ વાક્યાર્થ કરે છે.

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४०

अन्वयः—कुलक्षये( सति ) सनातनाः कुलधर्माः प्रणश्यन्ति ( सति ) कृत्स्नं कुलं अधर्मः उत अभिभवति

( ૧० )-કુલધર્મ પ્રવર્તકનો નાશ થાય છે ત્યારે સનાતન સદંતર નાશ થાય છે, ધર્મનો નાશ થાય ત્યારે આખા કુટુંબમ સર્વતઃ વૃદ્ધિ પામે છે.

( वि० )-'कुलक्षय' આ પદમા કુલપદ વડે કુલ સંબધી પુરષો લક્ષિત થાય છે. कुलक्षये કુળ ધર્મના પ્રવર્ત્તક પુરુષનો ક્ષય થતા, सनातना વંશ પરમ્પરારૂપે પ્રાપ્ત થએલા कुलधर्मा કુળ તથા જાતિને અનુરૂપ જે આચાર-વિશેષો કર્તવ્ય રૂપે હોય તે प्रणश्यन्ति પ્રવર્ત્તકના અભાવથી અત્યંત નાશ પામે છે ધમ કુળ તથા જાતિનો આચાર નષ્ટ સ્વરૂપનો નાશ થાય ત્યારે अधर्म અનાચાર अभिभवति अभित भवति અર્થાત્ કુળની અંદર શિક્ષકનો અભાવ હોવાથી કુળની અંદર સર્વત કેવળ અનાચાર જ અભિવૃદ્ધ થાય છે.

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीपु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥

अन्वय —( हे ) कृष्ण, अधर्माभिभवात् कुलस्त्रिय प्रदुष्यन्ति ।
स्त्रीपु दुष्टासु (सत्सु) हे वार्ष्णेय वर्णसंकर जायते ॥

( અ० )-હે કૃષ્ણ, જ્યારે અનાચાર વૃદ્ધિને પામે છે ત્યારે કુળ સ્ત્રીઓ પ્રકર્ષપણે દુષ્ટ થાય છે, હે વાર્ષ્ણેય, જ્યારે સ્ત્રીઓ દુષ્ટ થાય છે ત્યારે વર્ણસંકરતા પ્રાપ્ત છે.

( वि० )-अधर्माभिभवात्અનાચારની વૃદ્ધિ થવાથી प्रदुष्यन्ति પ્રકર્ષ-પણે દુષ્ટ થાય છે, કુવૃત્તિ વડે દૂષિત થાય છે. स्त्रिय સતી સ્ત્રીઓ वर्णसकर जायते અનુલોમ તથા પ્રતિલોમ વિવાહ વડે બ્રાહ્મણ આદિ વર્ણમા સંકીર્ણતા પ્રાપ્ત થાય છે; તાત્પર્ય કે વર્ણવ્યવસ્થાનો ત્યાગ કરવાથી વર્ણોમા સંકીર્ણતા ઉત્પન્ન થાય છે ( પોતાના વર્ણથી ઉતરના વર્ણમા લગ્ન કરે તેને અનુલોમ તથા તેથી ઉલટાને પ્રતિલોમ વિવાહ કહે છે ४१,

( अवत० )-ઉપર કહ્યો તેટલો જ અનર્થ પ્રાપ્ત થાય છે એમ નથી. કિંતુ તેથી અધિક અનર્થ પ્રગટ થાય છે એમ 'सकर' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે-

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥

अन्वय —कुलघ्नानां कुलस्य च संकरः नरकाय एव ( भवति )। एषां ( कुलघ्नानां) पितरः हि लुप्तपिंडोदकक्रियाः (सन्तः) पतन्ति।

( અ૦ )-જેઓ કુળઘ્ન તથા સાંકર્ય સંપાદન કરનારા હોય છે તેઓ કેવળ નરકમાં પડે છે; તેમજ તેમના પિતૃઓ પિંડોદકક્રિયાનો લોપ થવાથી સ્વર્ગથી ભ્રષ્ટ થઇ નરકમાં અવશ્ય પડે છે.

( વિ૦ )-કુલઘ્નાના કુળધર્મના જે વ્યવસ્થાપક પુરુષો હોય તેમનો જેઓ નાશ કરે તેઓના.

જેઓ કુળધર્મપ્રવર્તકનો નાશ કરે તેવા પુરુષોના કુળવિષે સાંકર્યતા ઉત્પન્ન થવાથી કેવળ નરક ગતિની જ પ્રાપ્તિ થાય છે; તાત્પર્ય કે, જેઓ કુળઘ્ન હોય, વર્ણસાંકર્યના સંપાદક હોય તથા જેઓ સંકીર્ણ અર્થાત્ સાંકર્ય રૂપે સમુત્પન્ન થયા હોય તેઓ નરકમાં પડે છે.

એટલો જ અનર્થ પ્રાપ્ત થતો હોય તો તે ભલે હો તેથી શું ? આમ કહે તો તેના ઉત્તરમાં આથી અધિક અનર્થ પ્રાપ્ત થાય છે એમ 'पतन्ति' ઈત્યાદિ વાક્યાર્થવડે કહે છે. एषां જેઓ કુળઘ્ન હોય તથા જેઓ કુળમાં સાંકર્ય સંપાદન કરે છે તેમના. हि આ પદ ચકાર ( અને ) અર્થમાં અથવા પ્રસિદ્ધ અર્થમાં વાપરેલો છે.

આ કુલઘ્ન તથા સંકીર્ણક પુરુષોના જે વડીલો સ્વર્ગસ્થ હોય છે તેઓ પોતે પિંડોદકક્રિયાનો લોપ થવાથી, કેવળ તે પુરુષોના દોષવડે નરકમાં પડે છે.

'संकीर्णकाना पितरश्च्यवन्ते नात्र संशयः'—જેઓ વર્ણસંકર હોય છે તેમના પિતૃઓ સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે; તેમાં કાંઇ સંશય નથી. આ વાક્યાર્થ વડે તેજ અર્થનો બોધ થાય છે.

( અવ૦ )-વળી, કેવળ કુલઘ્ન પુરુષોના દોષવડે, આમાથી અન્ય અનર્થ પ્રાપ્ત થાય છે એમ ' दोषैः ' તથા ' उत्सन्न ' ઇત્યાદિ વાક્યાર્થ વડે પ્રતિપાદન કરે છે-

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥

अन्वयः—कुलघ्नानां वर्णसंकरकारकैः एतैः ( एव ) दोषैः शाश्वताः कुलधर्माः जातिधर्माः च उत्साद्यन्ते ॥

(अ०)—( કૃત્યાકૃત્યના વિચારનો પરિત્યાગ કરી કામ, ક્રોધ તથા લોભાદિ વડે ) જે કોઇ કુળધર્મનો પ્રવર્તક હોય તેનો જ વધ કરે છે, તેના ઉપર કહેલા વર્ણસંકર કારક દોષ ઉત્પન્ન થવાથી કુળધર્મનો તથા જાતિ આદિ ધર્મનો નાશ થાય છે.

(वि०)—एतैः ઉપર કહેલા તે વડે. शाश्वता. જે વડે સ્વર્ગ તથા મોક્ષ પ્રાપ્ત થાય છે તેવા શ્રુતિમૂલક. उत्साद्यन्ते–ઉત્સાદિત થાય છે.

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

अन्वयः—( ततः हे ) जनार्दन उत्सन्नकुलधर्माणां मनुष्याणां नरके अनियतं वासः भवति इति अनुशुश्रुम ॥

(अ०)—તેથી હે જનાર્દન, જેઓના કુળાદિ ધર્મનો વિધ્વંસ થએલો હોય છે તેવા મનુષ્યોને યુગ મન્વન્તર આદિ કાઇ પણ અવધિ વિના નરકવિષે રહેવું પડે છે એવા ઋષિવચનો અમોએ સાભળેલા છે.

(वि)— उत्सन्नकुलधर्माणा—ઉત્સન્ન થએલા છે કુળ, તથા જાતિ આદિ ધર્મો જેઓના વડે તેમનો उत्सन्न વિધ્વસ્ત અથવા નાશ થએલો

નરકે-રૌરવ આદિ નરક વિષે અનિયત-યુગ તથા મન્વતર આદિ કાંઈ પણ અવધિ વિના હોય તેવી રીતે વાસ સ્થિતિ અનુક્રમ મહર્ષિઓના વચનોથી અમોએ શ્રવણ કરેલુ છે

( અવ૦ )—શ્રુતિવાક્યો —

'पश्यत पुत्र पश्यति पौत्र-તેને પુત્ર તથા પૌત્રનુ દર્શન થાય છે, પુત્ર પૌત્રાદિ પ્રાપ્ત થાય છે

'अपाम सोममममृता अभूम--અમોએ સોમ રસ પીધો, તેથી અમો અમૃતમય થયા.'

'अक्षय्य ह वै चातुर्मास्ययाजिन सुकृत भवति-જે પુરુષ ચાતુર્માસ્યાદિ જુદા જુદા યજ્ઞ કરે છે તેને અક્ષય્ય સુકૃત પ્રાપ્ત થાય છે.'

दक्षिणावन्तो अमृत भजन्ते—જેઓ દક્ષિણા આપે છે તેઓ અમૃત પામે છે' આ તથા અન્ય પ્રરોચક શ્રુતિવાક્ય વડે લલચાઇને જે પુરુષ શ્રૌતાદિ કર્મ વિષે પ્રવૃત્ત થાય છે તે જન્મ તથા મૃત્યુરૂપ પ્રવાહમા નિરન્તર પડે છે એવા મુમુક્ષુ પુરુષને જેમ અવશ્ય સતાપ થાય છે તેમ કુળનો નાશ કરવાથી કુલઘ્ન મનુષ્યોને ઉપર વર્ણવેલા પ્રકારના મહાન અનર્થ પ્રાપ્ત થાય છે એમ નિશ્ચયવડે અર્જુનને પણ સંતાપ ઉત્પન્ન થએલો એમ સૂચન અર્થે તેણે જે પ્રકારના આર્ત વચનો કહેલા તેનુ 'अहो वत' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છે–

अहो वत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

અન્વય —अहो वत महत् पापं कर्तुम् (विवेकिन· अपि) वयम् व्यवसिता-
यत् राज्यसुखलोभेन स्वजन हन्तु उद्यता. ॥

( અ૦ )-ખરેખર આ મહાન આશ્ચર્ય તથા ખેદની વાત છે કે વિવેકવાન હોવા છતા આપણે રાજ્યસુખના લોભવડે યુક્ત થઇને સ્વજનનો વધ કરવાને તૈયાર થયા છીએ

( વિ૦ )-' અહો ' પદ આશ્ચર્ય વાચક તથા ' बत ' પદ ખેદવાચક છે. ' महत् ' અતિ મહાન વાણી વડે કહી શકાય નહિ તેવું व्यवसिता પ્રયત્ન કરીએ છીએ

આ નિશ્ચે મહાન આશ્ચર્ય તથા ખેદની વાત છે કે, આપણે ધર્માધર્મના વિવેકવાના છીએ તથાપિ આવું મહાન પાપ કરવાને તત્પર થયા છીએ તે પાપ કયું ? તેનું ' यत् ' ઇત્યાદિ ઉત્તરાર્ધ વડે હવે નિરૂપણ કરે છે

राज्यसुखलोभेन રાજ્ય પ્રાપ્તિવડે રાજાને યોગ્ય જે સુખ પ્રાપ્તિ થાય તે વિષે લોભરૂપ હેતુ તે વડે स्वजन હણવા उद्यता ઉદ્યુક્ત, તૈયાર થએલા; તાત્પર્ય કે, રાજ્યસુખના લોભ વડે પિતા, ભ્રાતા તથા પુત્રાદિકને શસ્ત્રવડે વધ કરવાને જે આપણે તત્પર થએલા છીએ તે જ મહાન પાપરૂપ છે

(અવ૦)-આ પાપના ભયથી જો તું યુદ્ધમાંથી ઉપરામ પામીશ તો તેઓ જ ( દુર્યોધનાદિક ) બળાત્કારે તારો જ વધ કરશે, આમ કહેવામા આવે તો તેના ઉત્તરમા ' यदि मा ' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે-

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

अन्वयः—अप्रतीकारम् अशस्त्रम् माम् धार्तराष्ट्राः शस्त्रपाणय (सन्त) रणे यदि हन्युः (चेत्) तत् (हननं) मे क्षेमतरं (एव) भवेत् ॥

- ( ચિ૦ )—અપ્રતીકાર પાપની ભીતિ, દયા તથા અનુરાગ યુક્ત થઇ પ્રતીકાર કરે નહિ તેવા પુરુષને. પ્રતીકાર પ્રતિક્રિયા, તાડન પ્રતિ તાડન કરવું તે; અશસ્ત્ર આયુધનો જેણે પરિત્યાગ કરેલો હોય તેને જો દુર્યોધનાદિ પોતે ધર્મનો પરિત્યાગ કરીને સ્વહસ્ત વિષે શસ્ત્ર ધારણ કરી, કાઇ પ્રતીકાર કરું નહિ તેમજ હું શસ્ત્ર ધારણ કરું નહિ તથાપિ મને ધર્મનિષ્ઠને નિર્દયપણે હણે તો તેવી માર અનગ્ય શ્રેય થને

'अप्राप्तप्रापण योगः क्षेमस्तु स्थितरक्षणम्-અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત થાય તેને યોગ કહે છે, પ્રાપ્તવસ્તુનું રક્ષણ કરવું તેને ક્ષેમ કહે છે.' આ ન્યાય પૂર્વક પ્રાપ્તવસ્તુનું પરિપાલન કરવું તેને ક્ષેમ કહે, અને તેનાથી અધિક વસ્તુને ક્ષેમતર કહે છે, તાત્પર્ય કે આ રીતે તેઓ જો મારો વધ કરે તો કુળનાશન દોષ તથા તજ્જન્ય નરકપાત, દુષ્કીર્તિ આદિ અનર્થોથી હું રહિત થવાથી મારા પ્રાપ્ત પુણ્યનો પુંજ કેવળ અક્ષત અર્થાત અબાધિત રહેશે તેજ મારું અધિક શ્રેયરૂપ થને

( અવ૦ ) 'परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन तद्विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत्समित्पाणिः ॥तत्र श्रोत्रियम्-(મુ. ૧-૨-૧૨) કર્મવડે પ્રાપ્ત થએલા લોકનું નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણે ભોગ્ય પદાર્થમાથી વૈરાગ્ય પ્રાપ્ત કરવો જોઇએ કર્મ વડે નિત્ય બ્રહ્મસ્વરૂપ મોક્ષ નથી, એથી બ્રહ્મને ઓળખવાની જિજ્ઞાસાથી શિષ્યે, જે ગુરૂ કેવળ બ્રહ્મમા આસક્ત હોય તથા જે વેદોને જાણતો હોય, તેની પાસે હાથમા સમિત્ લઇને જવું જોઇએ કર્મોમા, કર્મના ફળમા તથા ફળદાતામા ( દેવતાઓ વિગેરે ) ક્લેશકરપણું ( શ્રમયુક્તતા ), અનિત્યપણું તથા મમાર્ગીપણું આદિ દોષો રહેલા હોય છે. વળી જેઓ કર્મ કરે છે તેમન અર્થાત્ કર્મિષ્ઠ પુરુષોને નિરંતર જન્મમરણરૂપ પ્રવાહમા પડવાથી સસારનુ દુખ નિરંતર ભોગવવુ પડે છે, ઇત્યાદિ અનર્થપરંપરા પ્રાપ્ત થાય છે એમ શ્રુતિ સ્મૃતિ તથા યુક્તિ વડે નિશ્ચય કરીને જે વિદ્વાન મુમુક્ષુ બ્રાહ્મણ કેવળ મોક્ષની ઇચ્છા કરતો હોય તેણે અસત્પદાર્થથી વૈરાગ્યને પામીને સાધન સહિત કર્મોનો પરિત્યાગ કરી

મુકિત અર્થે પોતે સદ્ગુરૂ સમીપ જવું જોઇએ; આ રીતનો અર્થ સૂચન કરવા અર્થે, અર્જુનને સદસત્ વિવેક પ્રાપ્ત થયો તેથી અસત્ પદાર્થ પ્રતિ પ્રવૃત્તિ કરવામાં તેને પરિતાપ પ્રાપ્ત થયો તથા અધર્મ વડે પ્રાપ્ત કરેલું રાજ્ય તથા તન્મૂલક વિષયસુખ કુળનાશનઆદિ દોષ-યુક્ત છે એમ જાણીને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો એમ પ્રતિપાદન કર્યું; હવે હિંસારૂપ કર્મના સાધનભૂત શસ્ત્રનો પરિત્યાગ કરીને યુદ્ધ ક્રિયામાથી તે નિવૃત્તિને પામ્યો એમ 'एव' ઇત્યાદિ વાક્યાર્થ વડે પ્રતિપાદન કરી આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

સંજય કહે છે—

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

अन्वयः—अर्जुनः संख्ये (सति) एवम् शोकसंविग्नमानसः (सन्) सशरं चापं विसृज्य रथोपस्थे उपाविशत् ॥

(અ०)–યુદ્ધની તૈયારી થતાં મને રણમા હણે તો મારૂં ક્ષેમતર થાય એમ વચન કહી શોકાવિષ્ટ થતો બાણ સહિત ધનુષનો પરિત્યાગ કરી અર્જુન રથમાં બેસી ગયો.

(वि०)–शोकसंविग्नमानसः–સ્વજનના વિનાશ નિમિત્તે સમુત્પન્ન થએલા શોક વડે સંવિગ્ન થયું છે મન જેનું તેવો. रथोपस्थे–રથના ઉપર एवमुक्त्वा 'દુર્યોધનાદિ રણમા મને હણે તો મારૂં અધિક ક્ષેમ થાય' આ પ્રકારનું વચન કહીને.

અર્જુન આ પ્રકારનું વચન કહીને રથમાં બેસી ગયો; તાત્પર્ય કે મારાથી યુદ્ધ થઇ શકશે નહિ એમ કહીને રથમાં બેસી ગયો.

આ ઉપરથી જે મુમુક્ષુ પુરુષને સદસત્ પદાર્થનો વિવેક પ્રાપ્ત થયો હોય, તથા પરમાર્થ રૂપ મોક્ષ સિદ્ધ કરવાની જેને અપેક્ષા હોય તેણે સ્વ-

ર્ગાદિ સુખ અનિત્ય છે એમ જાણી અસત્ પદાર્થોથી વૈરાગ્યને પામી તે અનિત્ય સુખનાં સર્વ સાધનોનો અવશ્ય સન્યાસ કરવો જોઇએ એમ સૂચન થાય છે; વળી 'परीक्ष्य लोकान् कर्मचितान् । ब्राह्मणो निर्वेदमायात् (મું.૧-૨-૧૨) તથા ' यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ' ( લઘુ જાબાલ. ઉ. ૪ ) જે દિવસે વૈરાગ્ય પ્રાપ્ત થાય તે જ દિવસે સંન્યાસ ગ્રહણ કરવો. આ શ્રુતિવાક્યો વડે તેજ અર્થનો બોધ થાય છે.

## અર્જુનવિષાદયોગ નામનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ.



# દ્વિતીય અધ્યાય.



( અવત૦ )–સદસત્ પદાર્થના વિવેક વડે જેને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તથા વૈરાગ્ય તથા મુમુક્ષા વડે જેણે સર્વ કર્મનો સન્યાસ કરેલો હોય, જે કેવળ મોક્ષની કામનાવાળો હોય તેના બ્રાહ્મણની સદસત્ વિવેક વૈરાગ્યાદિસાધનસંપત્તિ તથા તેનું બ્રાહ્મણત્વ સફળ રીતે સિદ્ધ થાય તે અર્થે ' अथातो ब्रह्मजिज्ञासा '–(શા. શા. ભા. અધિ. સૂ ૧) હવે વળી બ્રહ્મને જાણવાની ઇચ્છા થાય છે. ' ' आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः–ખરેખર આત્મા દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય ' ' तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् ( મું. ૨-૧-૧૨ )—તેનું વિજ્ઞાન પ્રાપ્ત થવા અર્થે તેણે ગુરૂ સમીપ અવશ્ય જવું જોઇએ. ઇત્યાદિ શ્રુત્યુક્ત પ્રકારે સદ્ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુની સમીપમાં જઇ તેણે બ્રહ્મ વિચાર કરવો ઘટે છે; આ જ અર્થનું સૂચન કરવા માટે સદસત્‌ના વિવેકવાળા અર્જુનને પરમાર્થની અપેક્ષા થવાથી તે ઇશ્વરને શરણ ગએલો તથા ઇશ્વરે તેને જે પ્રકારનો આત્મ તથા અનાત્મ જ્ઞાનનો ઉપદેશ કરેલો તે ' शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नं ( ભ. ગી. ૨–૭ ) હુ તારો શિષ્ય છુ હું તને પ્રપન્ન થએલો છું તેને ઉપદેશ કર. ' આ વાક્યાર્થ વડે પ્રતિપાદન કરવા અર્થે દ્વિતીય અધ્યાયનો પ્રારંભ કરાય છે.

તેના આરંભમાં સોડહં ભગવ. शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयतु (છા. ૭-૧-૩) હે ભગવાન્ હું શોકાવિષ્ટ થએલો છુ. તે ભગવાન્ મને શોકને પાર ઉતારો.' આ શ્રુતિ વાક્યાનુસાર સંસારના દુઃખ વડે શોકાવિષ્ટ થએલો જે મુમુક્ષુ ગુરૂના શરણે પ્રાપ્ત થાય તેને અમવસ્ય ન ... અભિમુખ કરીને ગુરૂએ તત્ત્વોનો બોધ કરવો જોઇએ આ સિદ્ધાન્ત ... જ પ્રકારે અર્જુન શોકાવિષ્ટ થએલો હતો તેને વિવેકયુક્ત ... શ્રી ભગવાને તત્ત્વબોધ કર્યો એમ ધૃતરાષ્ટ્ર પ્રત્યે સંજય કહે છે

संजय उवाच । સંજય બોલ્યાઃ—

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

अन्वयः—मधुसूदन तं तथा कृपयाविष्टं अश्रुपूर्णाकुलेक्षणम् विषीदंतम् इदं वाक्यं उवाच ॥

(અ૰)–તે રીતે જે શોકાવિષ્ટ થએલો હતો, અશ્રુ વડે જેનાં નેત્રો આકુળ થએલા હતા તથા જે વિષાદને પામેલો હતો તેને મધુસૂદને આ રીતનું વચન કહ્યું.

(વિ૰)–આ યુદ્ધ વિષે ઉપર્યુક્ત રીત વડે આ મારા ભ્રાતૃપુત્રાદિનું જ મૃત્યુ થશે. એવા વિચારથી મરનાર સ્વજનો સંબંધમાં શોકાવિષ્ટ થવાથી વિષાદને પામી અર્જુનના નેત્રો અશ્રુપૂર્ણ જોઇને તેને મધુસૂદને નીચેનું વાક્ય કહેલું.

મધુસૂદન–મધુ નામના અસુરનો જે નાશ કરે તે, અથવા

'इयं पृथिवी सर्वेषां भूतानां मधुः'આ પૃથિવી સર્વ ભૂતો વિષે મધુરૂપ છે.

આ શ્રુતિ વાક્યાનુસાર જે પુરુષોને પોતાના આત્માનો અપરોક્ષાનુભવ સિદ્ધ થએલો હોય તેમને આત્મસ્વરૂપનો આનંદ જે પ્રકટ કરે છે તે શ્રી કૃષ્ણ ભગવાન; मधुः-સ્વરૂપાનંદ सूदयति સ્ફુરણ કરે છે. મુમુક્ષુ પુરુષ દયા આદિ અષ્ટ ગુણ વડે યુક્ત હોવો જોઇએ એમ સૂચન કરવા અત્રે कृपा પદ વાપરેલું છે તેથી કૃપા પદ વડે शान्ति આદિ ગુણોનું ઉપલક્ષણ કરેલું છે.

दया सर्वभूतेषु क्षान्तिरनसूयाशौचमनायासो मांगल्यमकार्पण्यमस्पृहा चैत्यष्टावात्मगुणाः સર્વ ભૂતપ્રાણી વિષે દયા, ક્ષમા, અનસૂયા, શુચિપણું, અનાયાસ, મંગળતા, કૃપણતારહિતપણું તથા અસ્પૃહા આ આઠ આત્મ-

ગુણો છે, આ રીતે ગૌનમે કહેલા આત્મગુણોથી જે વિશિષ્ટ હોય છે તેને જ સમ્યગ્જ્ઞાન સિદ્ધ થાય છે.

सोऽहं भगवः शोचामि–હે ભગવાન, તે હું શોકાવિષ્ટ થએલો છું. આ શ્રુતિ વાક્યાનુસાર એમ સૂચન થાય છે કે આ સંસારરૂપી સાગર હું કેવી રીતે તરી શકીશ એમ શોકાવિષ્ટ થઇને જે પુરુષ પરિતાપને પામેલો હોય તેને જ શ્રી ગુરૂ તથા ઇશ્વર પ્રસન્ન થાય છે; આ જ અર્થ પ્રતિપાદન કરવા માટે અર્જુનને વિષાદને પામેલો તથા વ્યાકુળ નેત્રવાળો વર્ણવેલો છે; ગુરુની સમીપમાં જવાની ઇચ્છાવાળો પ્રત્યેક મુમુક્ષુ આ પ્રકારના ગુણયુકત હોવો જોઇએ એમ આ વાકય વડે જ્ઞાપિત થાય છે.

શ્રીભગવાનુવાચ શ્રીભગવાન બોલ્યા:—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

अन्वयः—( हे अर्जुन विषमे इदं कश्मलं कुतः त्वां समुपस्थितं ( हे ) पार्थ, अनार्यजुष्टम् अस्वर्ग्यम् अकीर्तिकरम् ( इदं ) क्लैब्यं ( त्वं ) मा स्म गमः त्वयि न एतत् उपपद्यते (हे) परंतप क्षुद्रं हृदयं दौर्बल्यं ( एतत् ) त्यक्त्वा उत्तिष्ठ ॥

( અ૦ )–હે અર્જુન આ સંકટકાળ વિષે તને કયાંથી આ ચિત્તનો વ્યામોહ પ્રાપ્ત થયો ? હે પાર્થ, આ અનાર્ય સેવિત, દુર્ગતિના કારણ રૂપ, તથા અકીર્તિકર બીકણપણાને તું મા પ્રાપ્ત થા; હે શત્રુકર્શન, આ ક્ષુદ્ર હૃદયદૌર્બલ્યનો પરિત્યાગ કરીને તું ઉભો થા.

( વિ૦ )–અર્જુનઃ શુદ્ધ સ્વભાવ વાળો, વિષમે સંકટ વિષે અર્થાત્ શત્રુઓ સાથે શસ્ત્ર વડે યુદ્ધ કરી તેમને હણવાનો સમય પ્રવૃત્ત થયે

છે તે ક્ષણે, एतान् हन्तुमिच्छामि-આ લોકોને હણવાને મારી ઇચ્છા નથી यदि मामप्रतीकार-કાંઈ પણ પ્રતિક્રિયા ન કરૂં તથાપિ મને ઇત્યાદિ વાક્યમાં દર્શાવેલા લક્ષણવાળો कश्मल-ચિત્તનો વ્યામોહ कुत-કયા હેતુથી त्वा તને समुपस्थित પ્રાપ્ત થયો છે તાત્પર્ય કે કાલ દોષથી અથવા કર્મ દોષથી અથવા કયા કારણથી, શુદ્ધ સ્વભાવવાળા તથા વિવેકવાન તને આ ભ્રમ પ્રાપ્ત થયો છે ?

अनार्यजुष्टम् આર્ય શિક્ષાથી રહિત પામર પુરુષો વડે સેવિત अस्वर्ग्यं સ્વર્ગનું અપ્રાપક, દુર્ગતિના કારણરૂપ क्लैब्य-ક્લીબભાવ, શૂરવીરને ઘટે નહિ તેવું मा स्म गम-આશ્રય નહિ કર अकीर्तिकर આ લોક વિષે પણ અયશ પ્રાપ્ત કરાવે તેવું.

તું જે રાજધર્મને જાણનાર છે તથા રણ વિષે પ્રવીણ રૂપ છે તેને આમ કરવું ઘટતું નથી. તાત્પર્ય કે શ્રેષ્ઠ પુરુષો વડે સ્તુત્યરૂપ તને આમ કરવું યુક્ત નથી

परंतप-શત્રુતાપન क्षुद्र-ક્ષુદ્રત્વના કારણરૂપ નિકૃષ્ટત્વને ઉત્પન્ન કરનાર हृदयदौर्बल्य-અધૈર્યતા, મનની કનુતા उत्तिष्ठ-યુદ્ધ માટે તૈયાર થા

( અવત૦ ) શ્રી ભગવાનનું તે વચન સાંભળ્યું તથાપિ ગુરૂ આદિ સ્વજનની હિંસા કરવાથી ઉત્પન્ન થતા દોષનું દુઃખ સહન નહિ કરતા પૂર્વોક્ત અર્થનું જ વિશેષ નિરૂપણ કરવા અર્થે 'कथं' ઇતિ વાક્યાર્થ વડે અર્જુન કહે છે—

अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

अन्वयः—( हे ) मधुसूदन. भीष्मं द्रोणं च संख्ये इषुभिः कथं अहं प्रतियोत्स्यामि ( हे ) अरिसूदन, ( भीष्मद्रोणौ ) पूजार्हौ,

( અ૦ ) હે મધુસૂદન ભીષ્મ તથા દ્રોણ સામે યુદ્ધ વિષે બાણો વડે કેવી રીતે યુદ્ધ કરી શકું ! હે અરિસૂદન તેઓ ઉભય મને પૂજનીય રૂપ છે.

( વિ૦ )-संख्ये યુદ્ધ વિષે प्रतियोत्स्यामि પ્રતિપક્ષી રૂપે યુદ્ધ કરી શકું अरिसूदन—ભક્તો વિષેના કામાદિનો નાશ કરનાર. ભીષ્મ પિતામહ કુલવૃદ્ધ તથા ગુણ વૃદ્ધ છે તથા દ્રોણાચાર્ય મારા વિદ્યાગુરૂ છે તેમના સામે મારાથી યુદ્ધ કેમ થઈ શકે ?

તેઓ ઉભય અધિક શૂરવીર હોવાથી શુ તેમના ભયથી તેમના સામે યુદ્ધ કરી શકતો નથી એમ શંકા પ્રાપ્ત થાય તે પરત્વે ' पूजा ' ઇત્યાદિ ઉત્તરાર્ધ વાક્ય વડે કહે છે—હે અરિસૂદન, ગૃહવિષે પિતા તુલ્ય ભીષ્મ તથા દ્રોણની પુષ્પાદિ વડે પૂજા કરવી ઘટે છે. વાણી વડે પણ તેમના સામે યુદ્ધ કરવુ ઘટે નહિ તો પછી મર્મનો ઘાત કરે તેવા બાણો વડે તેમના સામે યુદ્ધ કેમ થાય ! તેઓ સામે યુદ્ધ કરવુ યુક્ત નથી તો પછી બાણો વડે તેમના મર્મનો છેદ મારાથી કેમ થાય ?

( અવત૦ ) ક્ષત્રિયોને યુદ્ધ કરવુ તે શ્રેયસ્કર હોય છે તેથી તેનો પરિત્યાગ કેમ બને ? આમ કહે તેના ઉત્તરમા ' गुरून् ' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે—

**गुरूनहत्वा हि महानुभावाञ्छ्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**
**हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥**

अन्वयः—महानुभावान् गुरून् अहत्वा हि इह लोके भैक्ष्यं अपि भोक्तुं ( नः ) श्रेय. ( भवति ) अर्थकामान् गुरून् तु हत्वा (अहं) इह एव ( लोके ) रुधिरप्रदिग्धान् भोगान् भुञ्जीय ॥

( અ૦ )-મહાનુભાવ ગુરૂઓને નહિ હણુતા આ લોક વિષે ભિક્ષા વડીકે ભોગવવી શ્રેયસ્કર છે; ધર્માદિ પુરુષાર્થની શિક્ષા આપનારા ગુરૂઓને હણીને તો કેવળ રુધિરમય ભોગો મને ભોગવવા પડે.

( વિ૦ )—महानुभावान् મહાન અનુભાવ જેઓનો હોય છે તેવાઓને મહાન્ અનર્ગલ ( નિરવધિ ) અનુભાવ—ધર્મ તથા બ્રહ્મ વિષયક બોધ. गुरून्—ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, આદિ; भैक्ष्य ભિક્ષાન્ન श्रेयः યુક્તર શ્રેયસ્કર भैक्ष्य भोक्तुं श्रेय —ભિક્ષાન્ન ભોગવવું તે જ યુક્ત છે; તાત્પર્ય કે ગુરૂ આદિ સ્વજનની હિંસાથી રહિત ભિક્ષાશન આપણને શ્રેયસ્કર છે.

'अकृत्वा परसंतापमगत्वा खलमंदिरम् । अक्लेशयित्वा चात्मानं यदल्पमपि तद्बहु' અન્ય પુરુષોને સંતાપ કર્યા વિના, ખળ પુરુષના મંદિરે ગયા વિના તથા આત્માને ક્લેશ આપ્યા વિના જે અલ્પ પણ પ્રાપ્ત થાય તેને બહુ ગણવું જોઇએ, આ પ્રમાણે શાસ્ત્ર પ્રસિદ્ધિનું આ પદ વડે સૂચન થાય છે.

શૂરપુરુષોને અનાથ પુરુષના માફક ભિક્ષાશન કેમ ઘટે ? શત્રુઓને જીતીને તેમને રાજ્યભોગ પ્રાપ્ત થવો ઘટે છે. આમ કહેવામાં આવે તો તેના ઉત્તરમાં ' हत्वा ' ઇતિ ઉત્તરાર્ધ વડે નિરૂપણ કરે છે -अर्थकामान् શિષ્યોને ધર્માદિ પુરુષાર્થનો બોધ કરે તેવા ધર્મોપદેષ્ટા અર્થાત્ ધર્માદિ પુરુષાર્થનો શિષ્યોને બોધ કરે છે. रुधिरप्रदिग्धान् રક્તધારા વડે પ્રસિક્ત રુધિ.. —નારકીય; भोगान् જેમનો ભોગ કરવામાં આવે તે વિષય भुंजीय અનુભવું'.

ધર્મોપદેષ્ટા ગુરૂઓને હણવાથી નારકીય ભોગો ભોગવવા પડે. એટલું જ નહિ, કિંતુ ગુરૂઆદિના વધ વડે તો આ લોક વિષે જ અનિચ્છિત નરક ભોગ પ્રાપ્ત થાય છે. આમ છે તેથી ગુરૂઆદિની હિંસાથી રહિત ભિક્ષાશન હું શ્રેયસ્કર માનું છું એમ અર્થ સિદ્ધ થાય છે.

( અવત૦ )—'ये युध्यन्ते प्रधनेषु शूरासो ये तनुत्यज -જેઓ યુદ્ધ કરે છે; યુદ્ધ વિષે જે શૂરવીર પુરુષો પ્રાણત્યાગ કરે છે.' આ શ્રુતિ વાક્યાનુસાર -ક્ષત્રિઓને તો યુદ્ધ જ શ્રેયસ્કર હોય છે. કિંતુ ભિક્ષાશન શ્રેયસ્કર નથી કહે તો તેના ઉત્તરમાં ' नचैतत् ' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે:—

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

ન્વયઃ—कतरत् नः गरीय यत् वा जयेम यद्वि वा न. जयेयुः एतत् च न विद्मः यान् एव हत्वा ( वय ) न जिजीविषाम. ते ( एव ) धार्तराष्ट्राः प्रमुखे अवस्थिताः ॥

(અ૦)—અમને એમા શ્રે૰ કયુ છે ? અમે જીતીયે કે અમને તેઓ ે ! આ અમે જાણી શકતા નથી, જેઓને હણીને જીવવાની ઇચ્છા ન ીએ તેઓ જ ધૃતરાષ્ટના પુત્રાદિ રણમુખે આવીને ઊભા રહેલા છે

( वि० )-ન અમે જેઓ ધર્મપરાયણ છીએ તેઓનુ गरीय –શ્રેષ્ઠ ક્ષાશન અને યુદ્ધ તે એ મધ્યે ધર્મપરાયણ રૂપ અમને શુ કરવુ શ્રેષ્ઠ ! ? ભિક્ષાશન ગુરૂહિંસા તથા દુષ્કીર્તિ આદિ દોષથી રહિત હોવાથી, શ્રેષ્ઠ છે, અથવા તો સ્વધર્મરૂપ હોવાથી યુદ્ધ કરવુ શ્રેષ્ઠ છે, અથવા ઉભય સમાનરૂપ છે ? આ ઉભય અમે જાણી શકતા નથી 'च' પદ ' શબ્દના અર્થમા વાપરેલો છે

જય પ્રાપ્ત થતા રાજ્યસુખ પ્રાપ્ત થાય અને અપજય થાય તો સ્વર્ગ ન થાય. તેમ જ યુદ્ધ સ્વધર્મરૂપ છે, તેથી આ સબધમા કોઇ સશય નો ઘટે નહિ. આમ કહે તેના ઉત્તરમા 'यानेव' ઇતિ વાકયાર્થ વડે કહે છે અમને જય પ્રાપ્ત થાય તેથી અમને કેવળ દુખ જ પ્રાપ્ત થાય, પણ / પણ પ્રકારનુ સુખ પ્રાપ્ત થાય નહિ.

यान्एव–પ્રાણથી પણ અધિક પ્રિયરૂપ ભ્રાતૃ પુત્રાદિઓને न जीविषाम ી શકીએ નહિ. प्रमुखे રણના મોઢે. अवस्थिता —અમે મરીશુ એવા શ્ચયથી ઊભેલા છે

જેઓને યુદ્ધ વિષે હણીને અમે જીવી શકીએ નહિ તેના ભ્રાતૃપુત્રા- ઓ જ રણમુખે આવીને ઊભેલા છે આમ હોવાથી યુદ્ધ અનર્થના હેતુરૂપ તેના કરતા ભિક્ષાશન કરવુ તે જ અમને શ્રેયસ્કર છે

(અવત૦)-હું પ્રતિરૂપ છે, તથાપિ મૂઢ પુરુષની માફક અધર્મને ધર્મ જેમ, તથા ધર્મને અધર્મ જેમ માને છે ? આ પ્રકારની આકાંક્ષા પરત્વે આ ઉભયના સૂક્ષ્મ અર્થનો નિર્ણય હું કરી શકતો નથી. જે કર્તવ્ય રૂપ હોય તે તમે જ મને ઉપદેશો એમ 'कार्पण्य' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે—

कार्पण्यदोपोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

अन्वय —कार्पण्यदोपोपहतस्वभावः धर्मसंमूढचेताः ( अहं ) त्वां पृच्छामि यत् निश्चित श्रेयःस्यात् तत् मे ब्रूहि अहं ते शिष्यः त्वां प्रपन्नम् मां शाधि ॥

(અ૦)-અવિદ્યા વડે મારા આત્મસ્વરૂપનો તિરોભાવ થવાથી જ્ઞાનાત્મક ધર્મ વિષે મારૂં ચિત્ત મૂઢ થએલું છે જે વડે નિશ્ચય પૂર્વક મારૂં શ્રેય થાય તે સાધનનું નિરૂપણ કરો, હું તમારો શિષ્યરૂપ છું તમારે શરણે આવેલો છું તેથી મને અનુગ્રહ કરો.

( वि० ) कृपण. ( १ ) અવિદ્યાકૃત દેહેન્દ્રિય અનાત્મ પદાર્થ વિષે અહંભાવ ન કરે તેવા પુરુષ; અનત્સન (૨) यो वा एतदक्षर गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः તેમજ હે ગાર્ગિ ? આ અક્ષર બ્રહ્મને ન ઓળખનાર એવો જે પુરુષ આ લોકમાથી જતો રહે છે તે ફરી કૃપણ થાય છે. આ શ્રુતિવાક્યાનુસાર બ્રહ્મને ન ઓળખનાર પુરુષને 'कृपण' કહે છે. ( ૩ ) कृपणो योऽजितेन्द्रिय-જે પુરુષ અજિતેન્દ્રિય હોય તે. આ સ્મૃતિ વાક્યાનુસાર અજિતેન્દ્રિય મનુષ્યને 'कृपण' કહે છે. કૃપણતા ભાવને 'कार्पण्य' અર્થાત્ અસત્ય, અજ્ઞાન કહે છે. કૃપણતા તમ પ્રધાન હોવાથી તે બ્રહ્મસ્વરૂપને દોષિત કરે છે તેથી તેને દોષરૂપ કહે છે ઉપહત તિરોહિત

સ્વભાવઃ અવિકારી રૂપ પ્રત્યગાત્માની સત્તા સ્વ અવિક્રિય પ્રત્યગાત્મા ભાવ ( सत्ता. ) कार्पण्यदोषोपहतस्वभाव —અવિદ્યા વડે તિરોહિત થએલું છે આત્મસ્વરૂપ જેનું તેવો પુરુષ ધર્મે અવિદ્યા વડે યુક્ત થનો સંસાર વિષે પડેલો મનુષ્ય જેના વડે અવલંબિત થઇ શકે તેના વિષે, અર્થાત્ સ્વરૂપના પ્રકાશક જ્ઞાનાત્મક ધર્મ વિષે सम्मूढ—અપ્રવિષ્ટ धर्मसम्मूढचेताः જ્ઞાનાત્મક ધર્મ વિષે જેનું ચિત્ત પ્રવિષ્ટ થયું નથી એવા લક્ષણવાળો હું, त्वा -પરમેશ્વરને નિશ્ચિત શ્રુતિ, સ્મૃતિ તથા મહર્ષિઓએ નિર્ણય કરેલું નિયત ફલવાળું. શ્રેય.—શોકનો નાશ કરે તેવું સાધન.

'नापुत्रायाशिष्याय वै पुन.'–(શ્વે. ૬–૨૨) પુત્રના ધર્મથી રહિત શિષ્ય-ભાવથી રહિત મનુષ્યને ખરેખર આ અતિ રહસ્ય યોગ્ય નથી' આ શ્રુતિ-વાક્યાનુસાર શંકા કરે તો તેના ઉત્તરમા ' શિષ્ય ' આ ઉત્તરાર્ધ વાક્યથી કથન કરે છે. त्वा જગદ્ગુરુરૂપ પરમેશ્વરને પ્રપન્ન. શરણને પ્રાપ્ત થએલો. શાધિ અનુગ્રહ કર ધર્મ જ્ઞાન પ્રાપ્ત થવાની કામના વડે હું તારા શિષ્ય ભાવને પ્રાપ્ત થએલો છું, તેથી મુમુક્ષુ રૂપ મારા ઉપર અનુગ્રહ કર. તાત્પર્ય કે, મારો શોક નિઃશેષ રીતે નિવૃત્ત થાય તે પ્રકારે મને આત્મ બોધ કર ૭

( અવત૦ )-મારે તને શો બોધ કરવો ? તું પંડિતરૂપ છે તેથી સૂક્ષ્મ બુદ્ધિ તથા યુક્તિ વડે ખરેખર. શ્રેય સાધનનું જ્ઞાન તારા પોતાથી જ પ્રાપ્ત કરી લે । આમ કહે તેના સમાધાનમા 'न हि' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે-

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

अन्वय —इन्द्रियाणाम् उत्शोषणम् ( मम ) शोकं यत् अपनुद्यात् ( तत् अहं ) न प्रपश्यामि । भूमौ असपत्न ऋद्धं राज्यं अवाप्य ( वा ) सुराणाम् आधिपत्यम् अपि ( अवाप्य-अहं शोकं त्यक्तुं न प्रभवामि )

( અ૦ )-દેહેંદ્રિયાદિને અત્યન્ત સંતાપ કરનારો મારો શોક કયા પ્રકારે નિવૃત્ત થાય તે હું જાણતો નથી; શત્રુ રહિત પૃથિવીનું રાજ્ય પ્રાપ્ત થાય અથવા ઇંદ્ર વૈભવ મને મળે તથાપિ મારો શોક ટળી શકે તેમ નથી.

( વિ૦ )-इन्द्रियाणाम् દેહિન્દ્રય તથા મનો બુદ્ધિનો उच्छोषणम् અત્યંત સંતાપ પમાડનાર. शोक મારૂ દુઃખ अपनुद्यात् નિવૃત્ત' કરે. यत्–દ્રવ્ય, ગુણ અથવા કર્મ વિશિષ્ટ કોઇપણ પદાર્થ न प्रपश्यामि મારો શોક નિવૃત્ત થાય તેવો કોઇ પણ પદાર્થ હું જાણતો નથી; જો તેવું દ્રવ્યાદિ કાંઇ અસ્તિત્વ ધરાવતું હોય તો આ શોક કેમ પ્રાપ્ત થાય ? ' हि ' પદ વડે અજ્ઞાન પ્રસિદ્ધિનુ ઘોતન કરે છે.

શત્રુઓને જીતી રાજ્ય પ્રાપ્ત થવાથી વિશિષ્ટ પદાર્થનો ભોગ સિદ્ધ થાય તેથી શોકનો પરિત્યાગ કેમ ન થાય ? આ શંકાના સમાધાનમાં ' अवाप्य ' ઇતિ ઉત્તરાર્ધ વડે નિરૂપણ કરે છે.

असपत्न શત્રુવર્જિત ऋद्ध સમગ્ર સમૃદ્ધિવાળું. राज्यं સાર્વભૌમપણું अवाप्य--પ્રાપ્ત થવાથી सुराणां आधिपत्यम् -ઇન્દ્રત્વ અથવા બ્રહ્મત્વ.

સાર્વભૌમત્વ, ઇન્દ્રત્વ તથા બ્રહ્મત્વ આદિ જન્યસ્વરૂપ હોવાથી તેમનો ધ્વંસ અવશ્ય થાય છે. તેથી તે વડે મારા શોકની નિવૃત્તિ સંભવી શકે નહિ: સ્વજનના ધ્વંસરૂપ હેતુના લીધે જ પ્રકૃત શોક પણ પ્રાપ્ત થએલો હતો.

આમ હોવાથી વિવેકવાન મનુષ્યને વિષય પ્રાપ્તિ તથા તેના ભોગ-વડે તેના શોકની નિવૃત્તિ થઇ શકતી નથી; તેથી જ સર્વભોગ પરત્વે વૈરાગ્યભાવ તથા તીવ્રમુમુક્ષા વડે યુકત થઇ અર્જુને ' शाधि मां ' આ વાક્યાર્થ વડે શ્રી ભગવાનને પ્રાર્થના કરેલી કે તેવા ધર્મનો મને ઉપદેશ કરો જેથી નિઃશેષ શોકથી હું મુકત થાઉં.

આ રીતે બ્રહ્મા, વિષ્ણુ, આદિપદના લાભ વડે સંસાર દુઃખની અત્યંત નિવૃત્તિ થતી નથી. કિંતુ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા વિના કેવળ તે પદ દુઃખ રૂપ થાય છે; आचार्यवान् वेद ( છાં.૬-૧૪-૨ ) ગુરૂવાન્ મનુષ્યને જ આત્મ-

જ્ઞાન પ્રાપ્ત થાય છે આ શ્રુતિવાક્યાનુસાર બ્રહ્મજ્ઞાન ગુરુના ઉપદેશ વિના સિદ્ધ થતુ નથી મુમુક્ષુ અધિકારીએ જ્ઞાનઅર્થે ગુરુની સમીપ જવુ જોઇએ એમ સૂચન કરેલુ છે, આ રીતે હુ તમારો શિષ્ય છુ મને શરણાગતનો અનુગ્રહ કરો એમ શ્રી ભગવાનને કહ્યુ, આ રીતનો અર્જુનનો વૃત્તાત ધૃતરાષ્ટ્ર પ્રતિ ( સજયે ) કહ્યો

સજય કહે છે–

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥

अन्वय —परतप गुडाकेश गोविन्द हृषीकेश न ( अहं ) योत्स्ये ( इति ) एवम् उक्त्वा तूष्णीं बभूव ह ॥

( અ૦ )–શત્રુને તાપ પમાડનાર અર્જુન ' હુ યુદ્ધ કરીશ નહિ' એમ ગોવિદરૂપ હૃષીકેશ ભગવાનને કહીને મૌન થઈ રહ્યો.

( વિ૦ )–परतप શત્રુને તાપ આપનાર गुडाकश ગુડ અર્થાત્ દડ, તેના જેવડા ચોતરફ દીર્ઘ તથા સરખા કેશ છે જેના તે, અર્જુન गोविंद गा અર્થાત્ વેદાત વાક્યો વડે જે विद्यते અર્થાત્ લભ્ય છે તે,

સ્વજનની હિસા વડે અત્યત શોકાવિષ્ટ થવાથી અર્જુન પુન, કિચિત્ બોલ્યો નહિ ૯

( અવ૦ )—જે શ્રેયસ્કર સાધન હોય તેનો મને ઉપદેશ કરો એમ પૂછ્યુ ત્યારે શ્રી ભગવાને તેને શોકાવિષ્ટ જોઇને શુ કહ્યુ તે 'तम्' ઇત્યાદિ વાક્યાર્થે વડે નિરૂપણ કરે છે–

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

अन्वयः—( हे ) भारत, उभयोः सेनयोः मध्ये विषीदन्तम् तम् (दृष्ट्वा) हृषीकेशः प्रहसन्निव इदं वचनम् उवाच ॥

( અ० )—હે ભારત, તે ઉભય સેનાની મધ્યમા ઊભેલા અર્જુનને શોકાવિષ્ટ જોઈને શ્રીહૃષીકેશ ભગવાને પ્રહાસ કરતા હોય તેમ નીચે જણાવેલું વચન કહ્યું.

( वि० )—विषीदतम् આ મારા સગા વહાલા મૃત્યુને પામી જશે એમ શોચ કરતા; આને હણીને પ્રાપ્ત થતા દોષ વડે મને નરક પ્રાપ્ત થશે એમ શોચ કરી નિષ્ક્રિય, નિર્વિકારિ તથા કર્તૃત્વાદિ ધર્મશૂન્ય આત્મા વિષે અનાદિ અવિદ્યા વશ થઈને અનાત્મ વસ્તુ તથા તેના ધર્મોનો આરોપ કરીને 'હું કર્તા છું' 'હું ભોક્તા છું' એમ વિપરીત ભાવને પામીને મોહને પ્રાપ્ત થએલો.

આ રીતે અર્જુનને વિષાદ પામેલો જોઈને પરમકૃપાળુ શ્રીભગવાને વિચાર કર્યો કે 'तत्र को मोहः क. शोकएकत्वमनुपश्यतः જ્યારે તે આત્માની એકતાનો નિશ્ચય કરે છે ત્યારે તેને શોક કે મોહ રહેતો નથી.' (ઇશા. ૭) ઇત્યાદિ શ્રુતિ વાક્યોમા જણાવેલા બ્રહ્મ તથા આત્માના એકત્વજ્ઞાન વિના, દ્વૈતબોધક શાસ્ત્ર વડે ઉત્પન્ન થએલો દ્વૈતભ્રમ નષ્ટ થઇ ભ્રમમૂલક શોકસાગર તરી શકાશે નહિ, તેથી तत् તથા 'त्वं' એમ બે પદાર્થોનું સંશોધન કરીને જ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાથી આરંભમા 'त्वं' પદનુ સંશોધન કરવા માટે અવતરણરૂપે તદીયવૃત્ત ( त्व પદવાચ્ય અર્જુન ) અર્જુનને તુ પંડિત હોય એમ મને લાગે છે, અથવા ધન્ય તારી પંડિતાઈ એમ કહી હાંસી કરતા હોય તેમ આ રીતનું વચન કહે છે—

श्री भगवान् उवाच । શ્રી ભગવાન બોલ્યાઃ—

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥

अन्वयः—( एतान् ) अशोच्यान् ( एव ) त्वं अन्वशोचः (अपि तु) प्रज्ञावादान् च भाषसे , पंडिताः गतासून् अगतासून् च न अनुशोचन्ति ॥

( અ૦ )—અશોચ્યરૂપ ભીષ્માદિ વિષે તેં શોક કર્યો અને વળી પ્રૌઢ વચનો બોલે છે; પંડિત મનુષ્યો પ્રાણ ગતપ્રાણ તથા અગત પ્રાણ મનુષ્યો વિષે અનુશોચ કરતા નથી.

( वि० )—अशोच्यान् શોક કરવાને અયોગ્ય; શોચ્ય રૂપ ન હોય તેવા; આ ભીષ્મ દ્રોણાદિ ખરેખર અશોચ્ય રૂપ છે તેથી તેવા અશોચ્ય મનુષ્યોને જ ઉદ્દેશીને તેં શોક કર્યો.

સ્વજનનું મરણ થાય ત્યારે સર્વ મનુષ્યોને શોક અવશ્ય પ્રાપ્ત થાય છે તો પછી આ લોકો માટે તું શોક કેમ કરે છે એમ કેમ કહેવાય ? વળી આ જેઓ મરી જશે તેઓ અશોચ્યરૂપ છે એમ પણ કેમ કહી શકાય !

આ રીતે તું શંકા કરે તો હે અર્જુન, તને પૂછીએ કે ( ૧ ) તું ભીષ્મદ્રોણાદિ શબ્દના વાચ્યાર્થને ઉદ્દેશીને શોક કરે છે અથવા તો ( ૨ ) તે શબ્દના લક્ષ્યાર્થને ઉદ્દેશીને શોક કરે છે તે કહે !

આદ્યપક્ષ પરત્વે ( ૧ ) ભીષ્માદિ અસત્ વર્તનવાળા છે એમ જાણીને અથવા તો ( ૨ ) તેમનો વિનાશ થશે એવા ઉદ્દેશથી તને શોક પ્રાપ્ત થાય છે ? તે કહે. આદ્યપક્ષ સિદ્ધ થતો નથી, કારણ કે તેઓ મહાનુભાવ રૂપ છે ( ૨-૫ ) એમ કહી તેં જ તેઓનું મહત્ત્વ પ્રતિપાદન કર્યું છે. દ્વિતીયપક્ષ પણ સંભવતો નથી; કારણ કે 'मघवन् मर्त्यं वा इदं शरीरमात्तं मृत्युना' ( छा. ८-१२-१ ) હે મઘવન્, આ મર્ત્ય શરીર મૃત્યુ વડે ગ્રસ્ત છે; આ શ્રુતિવાક્યાનુસાર શરીર મૃત્યુગ્રસ્ત હોય છે; વળી 'दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः' દેહિઓનો આ દુર્લભ માનુષ દેહ ક્ષણભંગુર હોય છે. આ શ્રુતિવાક્યાનુસાર દેહ નશ્વરરૂપે પ્રસિદ્ધ છે; વળી સર્વદા પ્રાણીઓ

મરણ પામે છે તે પ્રત્યક્ષ જોઇએ છીએ, તેથી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી દેહાદિનો અવશ્ય નાશ થાય છે તેથી તેના વિષે શોક કરવો સંભવતો નથી.

આદ્યપક્ષનો દ્વિતીયપક્ષ પણ સિદ્ધ થતો નથી. આત્મા અજન્મારૂપે હોવાથી તેનો જન્મ થતો નથી; જન્મના અભાવવાળો હોવાથી મૃત્યુ પામતો નથી, અને મરણનો અભાવ હોવાથી તે નિત્ય-રૂપ છે.

'अजो नित्यः शाश्वतः' (કઠ.૨-૨-૧૮) 'नित्योऽनित्यानां' (૨-૫-૨૩) તે અજન્મા, નિત્ય તથા શાશ્વતરૂપ છે. અનિત્ય વસ્તુઓમાં નિત્યરૂપે છે.' આ શ્રુતિઓવડે લક્ષ્યાર્થરૂપ આત્મા નિત્યરૂપે હોવાનો બોધ થાય છે,. તેથી નિત્ય, સદા આપ્ત સ્વરૂપ આત્મા વિષે શોક કરવો અનુપપન્ન છે.

જે બુદ્ધિમાન મનુષ્ય હોય છે તેને નિત્ય તથા અનિત્ય પદાર્થ વિષે શોક કરવો ઘટતો નથી.

આ રીતે વિચારમાં, વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થરૂપે, વિચાર કરતાં ભીષ્માદિ વિષે શોક કરવો યુક્ત નથી, તેથી મૂઢ મનુષ્યની માફક શોચ્યત્વ બુદ્ધિવડે યુક્ત થઇ કેવળ અશોચ્ય પદાર્થ વિષે તું શોક કરે છે.

प्रज्ञाः સત્ તથા અસત્ પદાર્થના સ્વરૂપનો વિવેક કરીને જેને પ્રકૃષ્ટજ્ઞાન પ્રાપ્ત થાય છે તેવા; પંડિતો. वादान् શાસ્ત્રયુક્ત વાદવિવાદ प्रज्ञावादान् પંડિતવાદ.

તું મૂઢવત્ શોક કરે છે એટલુંજ નહિ, કિંતુ 'કુળનો ક્ષય થવાથી કુળધર્મનો નાશ થશે' (૧-૪૦), 'જેઓના કુળધર્મનો નાશ થાય છે' (૧-૪૪), 'યુદ્ધ વિષે ભીષ્મની સાથે મારાથી યુદ્ધ કેમ થાય (૨-૪)', ઇત્યાદિ પ્રૌઢ વચનોનું કથન કરે છે. એક બાજુ અશોચ્ય પદાર્થ વિષે શોચ કરવો, અને બીજી બાજુએ શાસ્ત્રાર્થ પ્રગટ કરી પંડિતાઇ જેવી વાતો કરવી, તે ઉભય વાત તેજતિમિરની માફક પરસ્પર વિરૂદ્ધ છે અને તે એકત્ર રહેવી ઘટે નહિ. તેથી તું પંડિત નહિ, કિંતુ મૂઢ જ જણાય છે.

ત્યારે આવા સમય વિષે પંડિતો કયા પ્રકારે વર્તન કરે ? આ પ્રશ્ન ઉત્તરમા ' गतासून् ' ઇત્યાદિ ઉત્તરાર્ધવડે ઉત્તર આપે છે.

અરે આ મારા પુત્રો મરણ પામ્યા એમ કહી મૂઢપુરુષો કેવળ મુવેલાનો શોક કરે છે; કિંતુ તેઓ જીવતાઓનો શોક કરતા નથી. આથી ઉલટું શાસ્ત્રજ્ઞ પુરુષો, અરે, આ મારા પુત્રાદિક સગાઓ મૂઢ, દુર્ભાગ્યવાન તથા દુષ્ટ પેદા થયા એમ કહી જીવતાઓનો શોક કરે છે. કિંતુ મુવેલા વિષે કદાપિ શોક કરતા નથી; અને પંડિત પુરુષો તો જીવતા અથવા મુવેલા પુત્રાદિ વિષે શોક કરતા નથી. કિંતુ મુવેલા તથા જીવતા ઉભય પ્રકારના મનુષ્યો અવિદ્યાના કાર્યરૂપ હોવાથી સ્વપ્નના પદાર્થની માફક અસતરૂપે છે એમ વિચારી, ઉભયત્ર કેવળ બ્રહ્મસ્વરૂપને જુવે છે.

મિથ્યા વસ્તુનો પરિત્યાગ કરી સત્ વસ્તુને જ ગ્રહણ કરે તે જ ખરેખર પંડિત કહેવાય.

ब्राह्मण. पाण्डित्य निर्विद्य ( બ્ર ૩-૫-૧. ) અર્થ.-બ્રાહ્મણે પંડિતાઇને જાણીને' આ શ્રુતિ વાક્યાનુસાર સદા સર્વદા બ્રહ્મભાવ કરવો તે જ ખરેખર પંડિતાઇ કહેવાય. તારામાં આ પ્રકારના લક્ષણનો અભાવ જોવામા આવે છે તેથી તું કેવળ મૂઢ જ છે; કિંતુ પંડિત નથી આમ તાત્પર્ય સિદ્ધ થાય છે.

( અવત૦)—ઉપર્યુક્ત રીતે અશોચ્ય વસ્તુનો તું શોક કરે છે એમ કહી ભીષ્માદિ અશોચ્યરૂપે છે એમ પ્રતિપાદન કરી ભીષ્માદિના લક્ષ્યાર્થરૂપ આત્મા દેહ તથા ઇંદ્રિયોથી ભિન્નરૂપે તથા નિત્યરૂપે છે એમ સૂચન કર્યું.

આત્મા દેહાદિથી ભિન્ન તથા નિત્યરૂપે છે તે અર્થ અર્જુન બરોબર સમજેલો નથી એમ વિચારીને લક્ષ્યાર્થરૂપ આત્મા નિત્યરૂપ છે એમ સિદ્ધ કરવા અર્થે તે આત્મા અજન્મા છે એમ ઉપર થી બતાવાને અજત્વનો હેતુરૂપે નિર્દેશ કર્યો; પણ આત્મા નિત્ય છે, કારણ કે તે અજરૂપ

છે આમ 'अजन्म'નો હેતુ નિર્દેશ કરીએ તો શશવિષાણ (સસલાનું શીંગડું) પણ અજન્મા રૂપે છે તેથી તેની નિત્યત્વ સિદ્ધિ થશે; આમ હોવાથી આત્મ સ્વરૂપે જે વસ્તુ અજન્મા હોય તે જ નિત્યસ્વરૂપે સિદ્ધ થઈ શકે છે.

કાલત્રય વિષે, જેની સત્તા અબાધિત હોય તે જ ભાવને નિત્યરૂપ કહેવાય, અને જેની સત્તા વ્યભિચરિત હોય છે તે વસ્તુ અનિત્ય રૂપે હોય છે

આ રીતે આત્માની સત્તા ત્રણે કાળ વિષે અબાધિત છે એમ પ્રતિપાદન કરી તે દેહેન્દ્રિયાદિથી ભિન્ન તથા નિત્યરૂપે છે એમ સૂચના કરવા અર્થે શ્રી ભગવાન્ પુનઃ 'तत्' તથા 'त्वं' પદાર્થનું સશોધન કરી તે ઉભયનુ એકત્વ પ્રતિપાદન કરે છે; વળી त्वं પદાર્થરૂપ જીવને સંસાર દુઃખની નિઃશેષ રીતે નિવૃત્તિ થાય અને તેથી નિત્ય નિરતિશય અખંડાનંદ પ્રાપ્ત થાય, તેમજ તત્પદાર્થરૂપ માયોપાધિક બ્રહ્મની પરોક્ષ તથા પરિચ્છિન્નપણા રૂપ અનર્થના નિવૃત્ત થઈ અદ્વિતીય અખંડૈકરસપણું સિદ્ધ થાય તે માટે 'नत्वेवाहम्' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतःपरम् ॥ १२ ॥

अन्वयः—अहं जातु न आसम् ( इति ) न् त्वं ( जातु न आसीः इति ) न इमे जनाधिपाः ( च न आसन् इति ) न (यतः अहं त्वं च इमे जनाधिपाःच) न भविष्यामः (इति) न एव अतः सर्वे वय परब्रह्म ( एव ) ॥

(અ૦)-હું પરમાત્મારૂપ પરમેશ્વર ભૂતકાળમાં નહિ હતો તેમ નથી; તું તેમ જ આ રાજાઓ પૂર્વે નહતા એમ નહિ; તેમ જ ભવિષ્યકાળમાં હું, તું તથા તેઓ નહિ હોઇએ એમ નથી; આમ હોવાથી આપણે સર્વે પરબ્રહ્મ સ્વરૂપ છીએ

(વિ૦)-અહ તત્પદાર્થ વાચક પરમાત્મારૂપ સર્વજ્ઞરૂપ, સર્વશકિતમાન્ સર્વતંત્રના નિયંતા પરમેશ્વર જાતુ કદાચિત્.

હું પરમેશ્વર પૂર્વકાળમા નહતો એમ નહિ; કિંતુ સર્વદા હતો જ; હું ન હોઉં તો જગત, સૃષ્ટિ આદિ કેમ સંભવે ?

વળી નીચેના શ્રુતિવાક્યોવડે જગતની ઉત્પત્તિ કેવળ મારામાથી હોવાનું સિદ્ધ થાય છે.

'जन्माद्यस्य यत '-જે સર્વજ્ઞ શકિતમાન્ કારણમાથી આ આકાશાદિ પ્રપંચનો જન્મ, સ્થિતિ તથા લય થાય છે. (બ્રહ્મસૂત્ર અધિ. ૨-૨)

'यतो वा इमानि भूतानि जायन्ते'-જે બ્રહ્મમાથી આ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે. (તૈ. ભૃગુવલ્લી ૧ અનુવાક.)

'यतोजातानि भुवनानि विश्वा '-જેમાથી સર્વ ભુવનો ઉત્પન્ન થયા છે; (શ્વે ૪-૪)

'सऐक्षत लोकान्नु सृजाइति '-હું લોકોની ઉત્પત્તિ કરૂં એમ તેણે ઇક્ષણ કર્યું. (ઐ. ૧.)

'सइमाँल्लोकानसृजत'-તેણે આ લોકોની ઉત્પત્તિ કરી; ' (ઐ. ૨.)

નીચેના શ્રુતિવાક્યો વડે જગતની સ્થિતિ મારા વિષે જ હોવાનું પ્રતિપાદિત થાય છે.

'येन जातानि जावन्ति'-જેના વડે ઉત્પત્તિને પામેલા પ્રાણીઓ જીવે છે. (તૈ. ભૃગુ. ૧ અનુવાક.)

'व्यक्ताव्यक्त भरते विश्वमीश. '-ઇશ્વર, વ્યકત તથા અવ્યકત સર્વ વિશ્વને ધારણ કરે છે. (શ્વે ૧-૭.)

'गदाधार पृथ्वीं द्यामुतेमा''-તેણે આ પૃથ્વી તથા સ્વર્ગને ધારણ કર્યું; (ઋ. સં. ૧૦-૧૨૧-૧ )

'भीषाऽस्माद्वातः पवते'—વાયુ આ બ્રહ્મના ભયને લીધે વાય છે. (તૈ. ૨-૮ અનુ૦)

'इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ।'–ઈતરવડે તેઓ જીવે જેના વિષે આ બેઉ ઉપાશ્રિત છે, (કઠ. ૨-૫-૫.)

'तस्मिँल्लोकाः श्रिताः सर्वे'— તેના વિષે સર્વ લોક આશ્રય કરી રહેલા છે; (કઠ. ૨-૫-૮.)

તેમજ વળી નીચેના વાક્યો વડે (શ્રુતિ) જગતનો લય પણ મારા વિષે જ થવાનું પ્રતિપાદન થાય છે.

'यत्प्रयन्त्यभिसंविशन्ति' (तै. भृ. ३-१)—મરણ પ્રાપ્ત થયા પછી જેને વિષે પ્રાણીઓ પ્રવેશ કરે છે.

'यस्मिन्क्षेत्रे संहरत्येष देवः'–(શ્વે.— ૫-૩) જે ક્ષેત્રને વિષે આજ દેવ સંહાર કરે છે.

तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति (મુ. ૨-૧-૧) હે સોમ્ય સ્વરૂપ ? તેમજ તે અક્ષર તત્ત્વમાંથી બે પ્રકારના પદાર્થો ઉત્પન્ન થાય છે; તેમાં જ તે લય પામે છે; આ રીતે જગતની સૃષ્ટિ આદિ ક્રિયા કેવળ મને અધીન હોવાથી. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તેઓના અધિષ્ઠાતારૂપે સદા હું પોતે જ હોઉં છું; તેથી નિરૂક્ત શ્રુતિવાક્યોના બળ વડે ત્રણે કાળ વિષે મારો સદ્‌ભાવ (અસ્તિત્વ) નિશ્ચિત થાય છે; વળી, મેઘ તથા તેની ઉત્પત્તિ, સ્થિતિ આદિના આધારરૂપ આકાશની માફક; પ્રપંચ તથા તેની ઉત્પત્તિ આદિના અધિષ્ઠાનરૂપ તત્પદાર્થરૂપ પરબ્રહ્મતત્ત્વ સ્વસ્વરૂપે નિષ્કલ,તથા નિષ્ક્રિય રૂપે હોવાથી પ્રપંચ તથા તેના ધર્મ તથા કર્મના લેશ માત્ર સંબંધથી રહિત, ભિન્ન રૂપ તથા નિત્ય રૂપે છે એમ આ વડે સૂચિત થાય છે.

પરમેશ્વર સ્વતંત્ર રૂપે હોવાથી તેનો ત્રણે કાળ વિષે સદ્‌ભાવ ભલે હોય, કિંતુ હું તો મર્ત્ય મનુષ્ય છું તેથી મને નિત્યતા કેમ સિદ્ધ હોય ? આ શંકાનું નિરાકરણ 'नत्वं' ઇતિ વાક્યાર્થ વડે થાય છે.

ત્વં પદનો લક્ષ્યાર્થ રૂપ કદાચિત્ નહિ હતો એમ નહિ, કિંતુ તું પૂર્વ હતો જ; જાગ્રત આદિ અવસ્થા વિષે જેમ તારૂં અસ્તિત્વ હોય છે, તેમ ભૂતકાળના તથા આગામિ દેહની ઉત્પત્તિ વિષે તારૂં અસ્તિત્વ હોય છે જ.

જેમ જાગ્રત દશામાં અધિષ્ઠિત થએલો તું તે જ સ્વપ્નાવસ્થામા અધિષ્ઠિત હોય છે; જેમ સ્વપ્નાવસ્થામા અધિષ્ઠિત થએલો તે જ સુષુપ્તિ દશામાં અધિષ્ઠિત હોય છે તથા સુષુપ્તિમા અધિષ્ઠિત થએલો તે જ તું જાગ્રત વિષે અધિષ્ઠિત હોય છે; અર્થાત્ ત્રણે અવસ્થામા તું જ અનુસ્યૂત છે

આજ રીતે પૂર્વકાળના દેહમાં અધિષ્ઠિત રહેલો તું તે જ આ વર્તમાન દેહ વિષે અધિષ્ઠિત થઇ ભાવિદેહવિષે પણ તુ જ અધિષ્ઠિત થઇશ એમ ત્રણે દેહ વિષે તારા આત્માનું અનુસ્યૂતપણું અંગીકાર કરવું યોગ્ય છે; જો આમ અંગીકાર ન કરીએ તો સુખદુઃખાદિની વિચિત્રતા કેમ સંભવે? કર્મની વિચિત્રતા વડે જ સુખદુઃખાદિની વિચિત્રતા તને જોવામા આવે છે. અને તે કારણને લીધે જ તે તે પ્રકારના કર્મના કર્તારૂપનો તારો સદ્ભાવ અન્યદેહો પરત્વે અવશ્ય અંગીકાર કરવો જોઇએ;

વળી જો તેમ અંગીકાર ન કરીએ તો કૃતહાન તથા અકૃત અભ્યાગમના દોષ પ્રસક્ત થાય, તથા ' जन्मान्तरकृत कर्म भुजन्ते जतवोऽधुना ' જન્માતરમા કરેલા કર્મનું ફળ પ્રાણીઓ આ જન્મમા ભોગવે છે.' 'यत्कर्म कुरुते तदभिसपद्यते'–જેવું કર્મ કરે છે તેવુ ફળ પ્રાપ્ત થાય છે| બૃ. ૪-૪-૫ ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વાકયનો વિરોધ ઉપસ્થિત થાય; આવી રીતે પૂર્વે કરેલા કર્મનું ફળ આ જન્મમા તથા આ જન્મમા કરેલા કર્મનુ ફળ ભાવિ જન્મમા અનુભવવું પડે છે.

વળી શ્રુતિમા કહ્યું છે કે, ' प्राप्यान्त कर्मणस्तस्य यत्किंचेह करोत्ययम् । तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मणे ॥ '—તે કર્મના ફળને પ્રાપ્ત કરી, જે કાંઇ કર્મ તે અહીં કરે છે તેથી તે લોકમાથી પુનઃ ગમન કરી, આ લોકમા કર્મફળ ભોગવવાને પુનઃ આ વર્તનને પ્રાપ્ત થાય છે; (બૃ ૪-૪-૬)-

આમ હોવાથી જાગ્રત આદિ અવસ્થા માફક વર્તમાન દેહ વિષે જેમ તારો સદ્ભાવ છે તેમ ગતદેહ તથા ભાવિદેહવિષે એમ ત્રણે કાળમા તારો સદ્ભાવ અવશ્ય છે એમ તાત્પર્ય સિદ્ધ થાય છે

આ રીતે, ત્વ પદાર્થરૂપ આત્મા, દેહ તથા ઇન્દ્રિયો આદિથી ભિન્ન તથા નિત્ય સ્વરૂપ હોવાનુ સૂચન થાય છે

આ સર્વે જનાધિપો પણ પૂર્વ નહતા એમ નહિ, કિંતુ ત્વ પદાર્થની માફક તેઓ પણ ત્રણે કાળમા હતા જ, તાત્પર્ય કે, મારી માફક તેમનો, સદ્ભાવ પણ (સત્તા) નિત્ય સિદ્ધ છે

'जनाधिपा' આ પદમા અવિદ્યા જન્ય વૃત્તિ ભેદવડે બહુવચનનો પ્રયોગ કરેલો છે, પણ તેથી કાઇ આત્મા ભિન્ન ભિન્ન છે એમ સમજવાનું નથી; કારણ કે આત્મભેદ પ્રતિપાદક પ્રમાણનો અભાવ છે (શંકા)–આત્મભેદ પ્રતિપાદક કોઇ પ્રમાણ નથી એમ કહેવુ શુ અતિ સાહસ યુક્ત નથી ? આત્મતત્ત્વનો વિચાર કરીએ તો આત્માનુ એકપણુ ઘટતુ નથી, કારણ કે પ્રત્યક્ષ પ્રમાણથી તે વાત વિરૂદ્ધ લાગે છે દૃષ્ટાત –જ્યા જ્યા અહંપ્રત્યયનો ભેદ જોવામા આવે ત્યા ત્યા આત્માનો ભેદ સમજવો પ્રત્યેક દેહ વિષે જુદો જુદો પ્રત્યય પ્રત્યક્ષ ઉપલબ્ધ હોય છે, વળી આત્માનું એકત્વ માનીએ તો 'હુ આ' ઇત્યાદિ પૃથક્ પ્રત્યયનો વ્યવહાર જોવામા આવે છે તેનો લોપ થાય, આ રીતે પ્રત્યક્ષ પ્રમાણ વડે આત્મા ભિન્ન ભિન્ન છે એમ પ્રતિપાદન થાય છે

વળી આત્મભેદનો અભાવ માનીએ તો વ્યવહાર સિદ્ધ ન થાય, અને વ્યવહારસિદ્ધિની અન્યથા અનુપપત્તિ હોય છે તેથી અર્થાપત્તિ પ્રમાણ વડે પણ આત્મભેદ સિદ્ધ થાય છે [1]

---

१ अनुपपद्यमानार्थदर्शनात्तदुपपादकभूतार्थान्तरकल्पनं अर्थापत्तिः । અર્થ - અનુપપદ્યમાન–અયોગ્ય અર્થના જ્ઞાનવડે અર્થના ઉપપાદકરૂપ-યોગ્ય અર્થાન્તરની જે કલ્પના તેનુ નામ અર્થાપત્તિ પ્રમાણ કહેવાય यथा देवदत्त दिवाऽभुञ्जानोऽपि रात्रौ भुङ्क्ते अर्थ –જેમકે કોઇ દેવદત્ત નામનો પુરુષ દિવસે

વળી અનુમાન પ્રમાણવડે આત્મા ભિન્ન ભિન્ન હોવાનુ સિધ્ધ થાય છે, ૨ કારણ કે ગૌઆદિની માફક વ્યક્તિના ભિન્નપણા ને લીધે આત્મા પ્રતિ વ્યક્તિ ભિન્ન હોય છે, તેમજ ઘટાદિની માફક પ્રત્યેક વ્યક્તિની અહ પ્રતીત તથા વ્યક્તિ પ્રતીતિના ભેદ વડે આત્મા અવશ્ય ભિન્ન હોય છે

વળી अदितिर्देवा गन्धर्वा मनुष्या पितरोऽसुरा અર્થ--અદિતિ દેવો, ગન્ધર્વો, મનુષ્યો, પિતૃઓ તથા અસુરો ! આ શ્રુતિ વાક્યવડે દેવાદિનો ભેદ પ્રતિપાદન કરેલો છે આ રીતે શ્રુતિ પ્રમાણ પણ આત્માનો ભેદ પ્રતિપાદન કરે છે

---

ભોજન કરતો નથી અને જ્યારે તેના શરીર વિષે સ્થૂલતા પ્રત્યક્ષ પ્રતીત થાય છે ત્યારે તે રાત્રિ વિષે અવશ્ય ભોજન કરે છે એમ તેની શરીરની સ્થૂલતા ઉપરથી સિદ્ધ થાય છે આવા પ્રકારના જ્ઞાનને અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે તેવી જ રીતે લોકવ્યવહારની સિદ્ધિ એકાત્મવાદમા સભવતી નથી, માટે આત્મા ભિન્ન ભિન્ન છે એમ લોક વ્યવહારની અસિદ્ધિરૂપ અર્થથી સિદ્ધ થાય છે

૨ लिंगज्ञानजन्यज्ञानमनुमिति અર્થ —લિગના જ્ઞાનજન્ય જે જ્ઞાન તે અનુમિતિ કહેવાય છે તેમા પક્ષ, સાધ્ય, હેતુ, વ્યાપ્તિ અને દૃષ્ટાત એ પાચ અનુમાનના અવયવો છે, જેમકે अय पर्वतो वह्निमान् धू वत्वात्, यत्र यत्र धूम तत्र तत्र वह्नि यथा महानस ॥ અર્થ —આ પર્વત અગ્નિવાળો છે, ધુમવાળો છે તેથી જ્યા જ્યા ધૂમ હોય ત્યા અગ્નિ હોય આ નિયમ છે જેમકે રસોડુ, ત્યા પર્વત પક્ષ છે, અગ્નિ સાધ્ય છે, ધૂમ હેતુ છે ધૂમ તથા અગ્નિની સાહચર્યતા વ્યાપ્તિ છે, અને મહાનસ દૃષ્ટાત છે એ પાચ અવયવ યુક્ત અનુમાન કહેવાય છે ત્યારે અહી પણ આત્મા વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન ભિન્ન છે કારણ કે વ્યક્તિ ભિન્ન ભિન્ન છે જ્યા વ્યક્તિનુ ભિન્નપણુ હોય ત્યા આત્માનો ભેદ અવશ્ય સિદ્ધ જ હોય ગાય અશ્વાદિવત્, એ રીતે અનુમાનથી ભેદની સિદ્ધિ થાય છે )

વળી, ' देवदानवगंन्धर्वा यक्षराक्षस किन्नराः–દેવ, દાનવ, ગન્ધર્વો, યક્ષરાક્ષસો, તથા કિન્નરા ઇત્યાદિ પુરાણનું વચન પણ આ સંબંધમાં પ્રમાણભૂત છે.

વળી જો આત્માનું એકત્વ માનીએ તો સુખદુઃખાદિની વ્યવસ્થા તને સિદ્ધ થશે નહિ; અને તેથી એકના દુઃખે અથવા સુખે સર્વ કોઇ દુઃખી તથા સુખી થાય; તેમજ દેવાદિકના સર્વદેહો વિષે આત્મા એક હોય તો સર્વે સર્વજ્ઞ થાય અને તેમ થવાથી વિધિ તથા નિષેધ શાસ્ત્ર અનર્થક સિદ્ધ થાય વળી એક મનુષ્ય બધ્ધ અથવા મુક્ત હોય તો બીજા સર્વને બંધ અથવ મોક્ષ પ્રાપ્ત થાય.

આ કારણોને લીધે આત્મા અનેક છે એમ પ્રમાણ સિદ્ધ થાય છે, તેથી તારે પણ તેનો અંગીકાર કરવો જોઇએ.

(સિદ્ધાંત)-આ વાત અમે અંગીકાર કરી શકતા નથી કારણકે તેમાં વ્યાપ્તિનો વ્યભિચાર પ્રાપ્ત થાય છે તથા તે પ્રત્યક્ષપ્રમાણ વડે સિદ્ધ થતી નથી.

' જ્યાં જ્યાં અહં પ્રત્યયનો ભેદ હોય ત્યાં આત્માનો ભેદ હોય ' આ રીતની વ્યાપ્તિમાં વ્યભિચાર પ્રાપ્ત થાય છે, જે હું શિશુ હતો, જે હું કુમાર તથા યુવાન હતો તે હું વૃદ્ધ છું–આમ બોલવામાં બાલ્યાવસ્થા આદિ દશાના ભેદ વડે તે તે અહંપ્રતીતિનો પણ ભેદ દશ્યમાન થાય છે.

'હું કુમાર તે હું શિશુ છું' એમ પ્રત્યય સિદ્ધ થતો નથી, કારણ કે તે પ્રત્યયના ઉત્પાદક શિશુભાવનો અભાવ હોય છે; આજ રીતે યુવત્વ તથા વૃદ્ધત્વ પરત્વે અહંપ્રત્યયનો ભેદ જોવામાં આવે; કિંતુ શૈશવ આદિનો અવસ્થાવાન્ અહંપ્રત્યયના વિષય રૂપ આત્માનો ભેદ દશ્યમાન થતો નથી તેથી પ્રત્યક્ષ પ્રમાણ અસિદ્ધ થાય છે.

' विशेषणभेदाद्विशिष्टस्यापि भेद ':–વિશેષણના ભેદ વડે વિશિષ્ટનો પણ ભેદ પ્રાપ્ત થાય ' આ ન્યાય પ્રમાણે અવસ્થાના ભેદ વડે વિશિષ્ટ હોવાથી

અવસ્થાવાન્ પણ ભિન્નરૂપ થાય એમ કહેવું યુકત નથી, કારણ કે, શિશુત્વ આદિ ભેદ તેના અભિમાની રૂપ અહંકાર પરત્વે જ ફલિત હોય છે; કારણ કે આત્મા નિત્ય સ્વરૂપ હોવાથી તેમા કાઇ ભેદ ઉપન્ન થઇ શકે નહિ.

જો આમ ન હોય તો અર્થાત્ આત્મા એક જ નિત્યરૂપ ન હોય તો બાલ્યાવસ્થામા દેહેન્દ્રિય વડે કરેલા કૃત્યનું સ્મરણ કેમ સંભવે? બાલ્યપણામાં 'હું કન્દૂક ખેલન કરતો' એમ સ્મરણ હરકોઇને હોય છે તે વાત અનુભવ સિદ્ધ હોય છે.

જો આત્મા અનેક હોય તો આ પ્રકારનું સ્મરણ ઘટે નહિ, એક મનુષ્ય કાંઇ કર્મ કરે તેની સ્મૃતિ અન્ય પુરુષને હોઇ શકે નહિ. બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થાપર્યંતના કરેલા કર્મોનું સ્મરણ રહે છે તેથી પ્રત્યયના ભેદ વડે પ્રત્યયના વિષયક આત્મા વિષે ભેદ પ્રત્યક્ષ રીતે અસિદ્ધ થાય છે.

વળી વ્યકિતના ભેદ વડે આત્માના પણ ભેદ થાય છે, આ રીતનું અનુમાન પણ સિદ્ધ થતું નથી.

સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ દેહ તથા જાગ્રત અને સ્વપ્ન દેહમા ભેદ હોય છે તથાપિ અહપ્રત્યયાર્થક આત્મામા ભેદનો અભાવ હોય છે તેથી ઉપર કહેલું અનુમાન સિદ્ધ થતું નથી. ૧

'अदितिर्देवागन्धर्वा' આ શ્રુતિ વડે આત્માની ઉપાધિના ભેદનું કથન કરેલું છે, કિંતુ તે વડે આ આત્મા વિષે ભેદભાવ નિર્દિષ્ટ કરેલો નથી;

---

૧ અનુમાનનો મુખ્ય આધાર ( હેતુ ) છે તે જો અસિદ્ધ હોય તો અનુમાન યથાર્થ કહેવાય નહિ. તો વાદીએ કહેલ અનુમાનમા વ્યક્તિ ભેદરૂપ જે હેતુ આપેલો છે તે અસિદ્ધ છે, કારણ કે વ્યક્તિભેદ આત્મભેદ સયોજક નથી, કિંતુ શરીરભેદ સંયોજક છે. અને આત્મા અહવૃત્તિ ગમ્ય સર્વત્ર એક જ છે સર્વ પ્રાણીઓમાં 'હું' એ એક શબ્દ સર્વત્ર અનુસ્યૂત એક રૂપે જ પ્રતીત થાય છે. 'હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, હું ગૃહસ્થ છુ, હું સન્યાસી છુ' એમ સર્વ વ્યવહાર અધ્યાસમિશ્ર હોવાથી વિવેક વિના અહંવૃત્તિગમ્ય આત્માનો અનુભવ થઈ શકતો નથી.

સર્વત્ર ચૈતન્ય એકરૂપે પ્રાપ્ત હોય છે તેથી આત્મા ભિન્ન ભિન્ન છે એમ ઉપપન્ન થતુ નથી.

આમ હોવાથી દેવ, ગન્ધર્વ, મનુષ્ય, આદિના સર્વ દેહો, જાગ્રત્ તથા સ્વપ્નાદિના દેહો માફક કેવળ આત્માના ભોગાયતન રૂપે હોય છે, તેથી કાઇ આત્માની અનેકતાનો બોધ થતો નથી

સ્થૂલાદિ દેહની માફક દેવાદિના દેહવડે એક જ આત્માના ભોગની અનેકતા સિદ્ધ થાય છે તેથી દેવાદિ દેહો કેવળ આત્માના ભોગના સ્થાન રૂપે હોય છે, અને તેથી વે તે દેહો વિષે રૂપ, તેજ, તથા સ્વભાવાદિના ભેદ જેવામા આવે કિન્તુ ચૈતન્યની અનેકતા જેવામા આવે નહિ

આ રીતે ' હુ છુ ' આ પ્રકારની આત્મવિષયક અહં પ્રતીતિ સર્વદા એક જ રૂપની હોય છે.

આ ઉપરથી શ્રુતિ કેવળ વ્યક્તિનો ભેદ પ્રતિપાદન કરેછે, કિંતુ તે આત્મભેદને પ્રતિપાદન કરતી નથી એમ સિદ્ધ થાય છે.

વળી, पर्वस्मिन्नेव देहेऽवयवभेदम् જેમ કેવળ એક જ દેહ વિષે, અવયવના ભેદનો ઉપાશ્રય કહીને આ શિર, આ કર, આ પાદ, એમ વ્યવહારમા કથન કરાય છે, તેમ પુરાણવચનની માફક આત્મા કેવળ એક જ હોય છે તથા,, તે વ્યક્તિભેદના ઉપાશ્રય વડે, 'હુ, તુ, આ', ઇત્યાદિ વ્યવહાર રૂપે સિદ્ધ થાય છે, પણ તેવડે કાઇ આત્માનો ભેદ સિદ્ધ થતો નથી, આ રીતે વ્યવહારસિંદ્ધ પ્રાપ્ત થાય છે તેથી અન્યથા અનુપપત્તિનો અસભવ હોવાથી અર્થાપત્તિ પ્રમાણ પણ સિદ્ધ થતુ નથી [1]

---

૧ લોકવ્યવહારના આસિદ્ધિરૂપ અર્થથી આત્મનો ભેદ વાદીએ સ્વીકારી અર્થાપત્તિ પ્રમાણ કહ્યુ. પરન્તુ વ્યવહારસિદ્ધિમા આત્મભેદની કશી અપેક્ષા નથી હુ. તુ, આદિ ભેદ વ્યવહારમા અતકરણનો ભેદ ઉપયાગી છે તે અતકરણ દેહ દેહ પ્રતિ ભિન્ન છે તેથી વ્યવહારની સિંદ્ધમા કશો બાધ પ્રાપ્ત થતો નથી માટે અર્થાપત્તિ પ્રમાણથી આત્મભેદ સિદ્ધ થતો નથી

વળી, આત્મા ભિન્ન ભિન્ન ન હોય તો સુખદુ ખાદિની વ્યવસ્થા સિદ્ધ થશે નહિ એમ પણ કહેવું યોગ્ય નથી; કારણ કે તે વ્યવસ્થા તો કેવળ કર્મમૂળક હોય છે. અને તેથી જ એક જ દેહ વિષે કર્મના ભેદ વડે સુખદુ ખાદિની વિચિત્રતા જોવામા આવે છે, અને સુખ તથા દુ ખ પુણ્ય તથા પાપકર્મના કાર્ય રૂપે હોય છે, તેથી તે પુણ્ય, પાપ તથા ભોક્તાના ભેદને લઇ સુખદુ ખાદિની વ્યવસ્થા ઉપપન્ન ( સિદ્ધ )થાય છે.

વળી, यत्कर्म कुरुत तदभिसपद्यते—જેવું કર્મ કરે છે તેવુ ફળ પ્રાપ્ત થાય છે. ( બૃ ૪-૪-૫ ).

'यथाकारी यथाचारी तथा भवति '—( બૃ ૪-૪-૫. ) જેવુ કર્મ તથા આચરણ કરે તેવું ફળ પ્રાપ્ત થાય છે. આ શ્રુતિવાકયો તે જ અર્થનો બોધ કરે છે.

આ કારણોને લીધે ' नान्योऽतोऽस्ति विज्ञाता—( બૃ. ૩-૭-૨૩ ). આથી અન્ય કોઇ વિજ્ઞાતા નથી. ' આ શ્રુતિવાકયાનુસાર તથા ફલના ભોકતાઓ ભિન્ન ભિન્ન હોય છે, તેથી આત્મા એક હોવાથી સુખાદિની સાકર્યતા સિદ્ધ થતી નથી.

( શંકા )-ભલે આત્મા એક જ હોય તથાપિ તેના અનેક આભાસો દેખાય છે તેનું શું ?

જો કે એક આત્મા જ સદા સર્વદા જ્ઞાતારૂપે હોય છે તથાપિ તેને દેહ વિષેની બુદ્ધિના ઉપાદાન વડે જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને દેહના ભેદ વડે બુદ્ધિનો ભેદ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે; આમ હોવાથી પ્રત્યેક દેહ વિષેનું જ્ઞાન પણ ભિન્ન ભિન્ન હોય છે.

જેના વડે વસ્તુનું જ્ઞાન થાય તેને જ્ઞાન અથવા બુદ્ધિવૃત્તિ કહે છે; સ્વસંપૃક્ત વસ્તુ માત્રને જેમ ચક્ષુ પ્રકાશ કરે છે તેમ તે બુદ્ધિ વૃત્તિ પણ પરિચ્છિન્ન હોય છે; અને વૃત્તિ પરિચ્છિન્ન રૂપે હોવાથી સર્વ પદાર્થો સાથે તેને સંબધ ઘટતો નથી.

જો સર્વ પદાર્થ સાથે વૃત્તિનો સંબંધ હોય તો સર્વ મનુષ્યો સર્વજ્ઞ સિદ્ધ થાય; પણ આવો સર્વ–સંબંધ સિદ્ધ નથી તેથી સર્વ સર્વજ્ઞતા સિદ્ધ નથી.

વળી જો કે આકાશ વિભુ રૂપે તથા શબ્દની ઉત્પત્તિના કારણ રૂપ છે, તેથી ભેરીપણવ આદિ સાથે સર્વત્ર તેને સંયોગ સંબંધ હોય છે, તથાપિ જે સ્થલ વિષે ભેરી આદિનું તાડન થાય છે, તે સ્થલે જ તેનો શબ્દ ઉત્પન્ન થાય છે કિંતુ તે સર્વત્ર ઉત્પન્ન થતો નથી; તેજ રીતે એક જ આત્મા જો કે સર્વત્ર પરિપૂર્ણ સ્વરૂપે હોય છે, તથાપિ બુદ્ધિ વૃત્તિનો વિષય સબંધ જે સ્થલ વિષે હોય, ત્યાં જ જ્ઞાનોદય સિદ્ધ થાય, કિંતુ અન્ય સ્થળે તે સિદ્ધ થતો નથી.

આ રીતે, બુદ્ધિવૃત્તિ અનેક તથા અવ્યાપક રૂપે હોવાથી સર્વ પુરુષો પરત્વે સર્વજ્ઞતા ઉપપન્ન થતી નથી એમ સિદ્ધ થાય છે; તેથી જેઓ અલ્પજ્ઞ હોય છે તેમની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ અર્થે જ વિધિ નિષેધ શાસ્ત્રો ઉદ્દિષ્ટ થએલા હોવાથી તેમની સાર્થકયતા ઉપપન્ન ( સિદ્ધ ) થાય છે.

ઉપર કહેલી રીત પ્રમાણે સર્વ પ્રાણિઓ સર્વજ્ઞ નથી, એમ પ્રતિપાદિત થાય છે. તેથી વેદાન્તના શ્રવણજન્ય જ્ઞાન વડે જ મનુષ્યને પોતાના આત્માવડે પ્રત્યગભિન્ન પરબ્રહ્મતત્ત્વનુ વિજ્ઞાન પ્રાપ્ત થાય તેને જ મુકિત પ્રાપ્ત થાય છે; કિંતુ તેનાથી અન્ય કોઇને તે સિદ્ધ થતી નથી.

વળી શ્રુતિમા કહ્યુ છે કે 'तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तद् भवत्तथर्षीणां तथा मनुष्याणाम् ( બૃ. ૧-૪-૧૦ ) દેવો મધ્યે જેને આત્મસાક્ષાત્કાર સિદ્ધ થયો તેજ પરબ્રહ્મ સ્વરૂપ થાય છે; મનુષ્યો તથા ઋષિઓ વિષે પણ તેમજ સમજવું.

આમ છે તેથી આત્માનું એકત્વ ભલે સિદ્ધ હોય તથાપિ 'ज्ञानादेव तु कैवल्यम्—કેવળ આત્મજ્ઞાન વડે કૈવલ્ય–મુકિત સિદ્ધ થાય છે ' આ શ્રુતિવાકયાનુસાર, આત્મજ્ઞાન વડે જ મુકિત સિદ્ધ થાય છે તેથી આત્મ (

એક જ છે એમ કહીએ તો પણ ઉપર કહેના સર્વ દોષોને અવકાશ પ્રાપ્ત થતો નથી

આત્મા અનેક તથા પૂર્ણ સ્વરૂપે છે એમ તેજ ઉપર પ્રતિપાદન કર્યું તે તારા પક્ષ વિષે જ દોષો ઉપસ્થિત થાય છે તે કહીએ તે તુ સાભળ

આત્માને અનેક રૂપ તથા વિભુ રૂપે માનીએ તો અન્યોન્ય આત્માનો અન્યોન્ય મન તથા બુદ્ધિ આદિ સાથે સયોગ થાય, તેથી પૂર્વોકત રીત પ્રમાણે સુખદુખ, તથા બધમોક્ષાદિને સાકર્ય પ્રાપ્ત થાય, આ એક દોષ પ્રાપ્ત થાય એમ નથી, કિંતુ આત્માનુ વિભુપણુ ઇત્યાદિ પણ અસિધ્ધ થાય

જે જે વસ્તુ પોતાથી ભિન્ન વસ્તુથી ભિન્ન રૂપે હોય તે તે વસ્તુ પરિચ્છિન્ન સ્વરૂપ વાળી હોય છે, તેથી આત્માનુ અનેકપણુ માનીએ તો અન્યોન્ય સત્તાવડે અન્યોન્ય ભિન્નતા સિદ્ધ થતાથી પરિચ્છિન્નપણુ પ્રાપ્ત થાય અને તેથી પૂર્ણત્વ સિધ્ધ થાય નહિ, અને જો આત્માનુ પૂર્ણત્વ અગીકાર કરીએ તો તેનુ અનેકત્વ સિદ્ધ થાય નહિ

પૂર્ણત્વ તથા અનેકત્વ પરસ્પર વિરોધિ હોય છે તેથી પૂર્ણત્વ તથા અનેકત્વની એકતાનુ નિર્વહન બ્રહ્માવડે પણ થઇ શકે નહિ આમ છે માટે તારે (વાદી) પણ આત્મા એકજ છે એમ અગીકાર કરવુ પડે છે

વળી, પરિચ્છિન્ન સ્વરૂપ ચિદ્રૂપ આત્માઓ અનેક છે, આ પક્ષ પણ સિદ્ધ થતો નથી, કારણ કે તેમા શ્રુતિ, સ્મૃતિ તથા યુકિતના અનેક વાક્યો-વડે વિરોધ પ્રાપ્ત થાય છે

'आकाशवत्सर्वगतश्चनित्य –' આકાશની માફક તે સર્વ વ્યાપક તથા નિત્ય છે '

'एकस्तथासर्वभूतान्तरात्मा—' કઠ ૨-૫-૧૧ તે એક જ તથા સર્વભૂત પ્રાણીઓના અતરાત્ના રૂપ છે

'एकादेव सर्वभूतेषु गूढ '—શ્વે ૬-૧૧ સર્વભૂત પ્રાણીઓ વિષે તે એક જ દેવ ગૂઢ સ્વરૂપે રહેલો છે

'एक सन्बहुधा विचचार'—તે એક છતો બહુ પ્રકારે પ્રવર્તે છે

'एकएव हि भूतात्मा—ત્રિપુરાતાપિની ઉ ૫-૧૨ તે એક સર્વ ભૂત પ્રાણીઓના આત્મા રૂપે છે'

'निरपेक्षएकएवसाक्षी एकस्तेनेद पूर्णंपुरुषण सर्वं—તે નિરપેક્ષ, કેવળ એક સાક્ષિરૂપે છે, તે પુરુષવડે આ સર્વ જગત પૂર્ણ છે'

'अशरीरशरीरेष्वनवस्थेष्ववस्थितमामहान्त विभुमात्मानम् —કઠ ૧-૨-૨૧ શરીરોમા શરીરથી રહિતરૂપે સર્વક્ષણિક શરીરોમા અનવસ્થિત-સ્થિરરૂપે, મહાન્ રૂપે તથા સર્વત્ર વ્યાપક રૂપે' ઇત્યાદિ શ્રુતિવાકયો અનુસાર તથા—

'नित्य सर्वगत स्थाणु'—ગી ૨-૨૪ તે નિત્ય સર્વવ્યાપક તથા સ્થાણુ રૂપે છે'

'नित्य सर्वगतोऽप्यात्मा कूटस्थो दोषवर्जित एक सन् भिद्यते भ्रान्त्या मायया न स्वरूपत—આત્મા નિત્ય, સર્વગત છે તથાપિ કૂટસ્થરૂપે દોષવર્જિત એક છતો ભ્રાંતિ તથા માયાવડે તેમા ભેદ દશ્યમાન થાય છે, તેથી કાંઇ સ્વરૂપમા ભિન્નતા પ્રાપ્ત નથી'

ઇત્યાદિ સ્મૃતિ વાકયાનુસાર, સર્વ ઘટાદિ વિષે જેમ આકાશ સર્વગત રહેલુ છે તેમ આત્મા પૂર્ણ સ્વરૂપ હોવાથી, સર્વ શરીરો વિષે તે એકજ અનુસ્યૂત રહેલો હોય છે એમ સિદ્ધ થાય છે

વળી, આત્મા નિષ્કલ, સર્વ પ્રકાશક, સર્વ સાક્ષિરૂપ, તથા સર્વત્ર અહપ્રત્યયાર્થ રૂપે હોવાથી તે એકજ હોવાનુ સિદ્ધ થાય છે, આ રીતની યુકિતઓ વડે પણ આત્મા પૂર્ણ સ્વરૂપે હોય છે એમ નિશ્ચય થાય છે; તેમજ નિરૂકત, શ્રુતિ, સ્મૃતિ તથા યુકિતના પ્રમાણોવડે આત્મા કેવળ એક છે એમ સિદ્ધાત સિદ્ધ થાય છે.

પૂર્વોક્ત રીતવડે, હું, તું, તથા આ જનાધિપો ભૂત, ભવિષ્યત્, તથા વર્તમાન કાલ વિષે કવચિત્ પણ નહિ હોઇએ એમ માનીશ નહિ; કિંતુ અવશ્ય હોઇશું જ; અર્થાત્ ત્રણે કાલ વિષે આપણે સર્વેને અસ્તિત્વ હોય છે જ; આમ હોવાથી હું, તું તથા આ સર્વે જનાધિપો કેવળ પરબ્રહ્મ સ્વરૂપે છીએ; અર્થાત્ આપણે પ્રપંચ તથા તેના અભિમાની આદિ સર્વ દૃશ્ય કલ્પનાના અધિષ્ઠાનભૂત તથા નિષ્કલ, નિષ્ક્રિય, શાંત તથા અનંત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ તથા આનંદ સ્વરૂપ કેવળ અદ્વય બ્રહ્મ જ છીએ.

તાત્પર્ય કે—' भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्— શ્વે. ૧–૧૨. ભોક્તા, ભોજ્ય, તથા પ્રેરક, આ ત્રણે બ્રહ્મના સ્વરૂપ છે. '

' ब्रह्मेदं सर्वम्–બૃ. ૨–૫–૧૪ આ સર્વ દૃશ્ય બ્રહ્મરૂપ છે. ' આ શ્રુતિવાક્યાનુસાર તું, હું, તથા આ રાજાઓ તે સર્વે પરબ્રહ્મ સ્વરૂપ છીએ એમ તું સમજ.

(અવત૦)–આ રીતે, શ્રુતિ તથા યુક્તિવડે 'तत्' તથા 'त्वं' પદાર્થનું સંશોધન કરીને તે ઉભય પદાર્થની ઐક્યતાનું પ્રતિપાદન કર્યું; તથાપિ ત્વંપદાર્થના વિષયરૂપ પ્રત્યક્ આત્મા, અવિદ્યા, તથા તેના કાર્ય કોટિવડે તિરોહિત અતિસૂક્ષ્મ તથા દુર્વિજ્ઞેય હોવાથી મન્દબુદ્ધિવાળા મુમુક્ષુ શ્રોતાજનને આત્માનો યાવત્ અપરોક્ષ સાક્ષાત્કાર ન થાય તાવત્ પર્યંત ' आवृत्तिरसकृदुपदेशात्–પુનઃ પુનઃ ઉપદેશ કરવો તેને આવૃત્તિ કહે છે.' આ ન્યાય વાક્યાનુસાર ત્વં પદાર્થનું પુનઃ પુનઃ શોધન કરવું યોગ્ય છે એમ ઉદ્દેશથી ઉત્તરગ્રંથનો આરંભ કરેલો છે.

ત્વં પદાર્થરૂપ આત્માનો ત્રણે કાલવિષે સદ્ભાવ હોય છે એમ પૂર્વે પ્રતિપાદન કર્યું; તથાપિ આ દેહનો નાશ થયા પશ્ચાત્ તે સત્તા દૃશ્યમાન થતી નથી તેનું કેમ ? આમ અર્જુનને શંકા થયાનું જાણીને દેહાન્તર વિષે પણ આત્માની સત્તા હોય છે એમ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણવડે દૃષ્ટાંત

સહિત પ્રતિપાદન કરવા માટે ' देहिनः ' ઇતિ વાક્યાર્થવડે શ્રી ભગવાન્ કહે છે—

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ॥
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

अन्वयः—अस्मिन् देहे देहिनः यथा कौमारं यौवनं जरा (आयाति)·
तथा देहांतरप्राप्तिः धीरः तत्र न मुह्यति ॥

(અ૦)-દેહોપાધિવાન્ આત્માને જેમ કુમારપણું, યૌવન, તથા જરા પ્રાપ્ત થાય છે, તેમ મરણાતે દેહાન્તર પ્રાપ્ત થાય છે એમ જાણીને તે સબંધમા આત્મતત્વજ્ઞ પુરુષ મોહ પામતો નથી.

(વિ૦)-આ દેહ વિષે, કેવળ અવિક્રિય સ્વરૂપે ' હું હું ' રૂપે સર્વદા પ્રવર્તે છે, તથા દેહીનો દેહ પોતે જ આત્મ સ્વરૂપે ઉપલબ્ધ થાય છે તેથી આત્માને ' દેહી ' કહે છે

देहिनः દેહોપાધિવાન્ આત્માને कौमारं કુમાર વપુ. यौवन યૌવન વપુ. जरा જરોપલક્ષિત જીર્ણવપુ. देहान्तरं અન્યદેહ. धीरः વિદ્વાન્ પુરુષ આત્મતત્વજ્ઞ. तत्र આત્માના નિત્યત્વ વિષયપરત્વે. यथा જે પ્રકારે.

આત્મા કેવળ અવિનાશી છે તેથી આ દેહ વિષે, જેમ કૌમારાવસ્થા પ્રાપ્ત થાય છે; તદનંતર યોવન વપુ અને યૌવન વપુના પરિત્યાગાનંતર જરઠ વપુનું અન્વાગમન થાય છે. તે જ પ્રકારે આ સ્થૂળ દેહના પરિત્યાગાનંતર અન્ય દેહ પ્રાપ્ત થાય છે; શ્રુતિમાં પણ કહ્યું છે કે, ' जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते ( છાં. ૬-૧૧-૩ ) તે જ પ્રમાણે. જ્યારે આ શરીર જીવથી મુક્ત થાય છે ત્યારે તે મૃત્યુને પામે છે, પણ જીવ કદી મૃત્યુને પ્રાપ્ત થતો નથી.

વળી, જો કે જાગ્રત્ તથા સ્વપ્નના દેહનો સુષુપ્તિદશામાં લય થાય છે. તેથી આત્મસદ્‌ભાવ પ્રતીત થતો નથી, તથાપિ જે મેં સ્વપ્ન જોએલું

જે હું સુખે સુતેલો તે જ હું અધુના જાગું છું એમ સુષુપ્તિમાંથી જાગી ઉઠનાર મનુષ્યને સ્વપ્રત્યભિજ્ઞા સિદ્ધ હોય છે, આ ઉપરથી જાગ્રત્ સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં આત્માનું સત્ત્વ તથા નિત્યત્વ સિદ્ધ થાય છે; આ જ રીતે આ સ્થૂળ દેહના નાશાન્તર આત્માનું અસ્તિત્વ તથા નિત્યત્વ અવશ્ય હોય છે તે જાણીને ધીર પુરષને મોહ થતો નથી.

વળી અનુમાનવડે પણ આ સિદ્ધાતનું પ્રતિપાદન થાય છે; ગત જન્મ વિષે જે પ્રાણિએ અન્નાદિનું પ્રાશન કરેલું હોય છે તે જ આ જન્મ વિષે, કાંઇ પણ ઉપદેશ પ્રાપ્ત કર્યા વિના, પોતાથી જ સ્તનપાન તથા આહાર વિષે પ્રવૃત્ત થઇ શકે છે; પ્રતિમા આદિને તેવી પ્રવૃત્તિ સિદ્ધ નથી, કારણ કે પૂર્વ જન્મ વિષે તેવી સ્થિતિનો જેને અભાવ હોય છે તેને આ જન્મમાં તેવી પ્રવૃત્તિ સિદ્ધ થતી નથી.

આ ઉપરથી તાત્પર્ય કે જેમ આ દેહ વિષે, કોમારાદિ દેહ પ્રાપ્ત છતાં આત્મા ત્રણે અવસ્થામા અવસ્થિત હોય છે તે રીતે, આત્મા નિત્યરૂપે હોવાથી દેહાંતર પ્રાપ્ત થાય ત્યારે પણ અવસ્થિત હોય છે એમ સિદ્ધ થાય છે. વળી ઉક્ત શ્રુતિ તથા પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણવડે જન્માન્તર વિષે પણ આત્માનો સદ્‌ભાવ હોય છે એમ વિનાન સિદ્ધ થવાથી આત્મા કેવળ નિત્ય સ્વરૂપે છે એમ નિશ્ચય થાય છે, તેથી આત્મા છે કિંવા નથી આ પ્રકારનો ભ્રમ પંડિત પુરુષને થતો નથી. ૧૩

(અવત૦)-જો કે પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણ તથા શ્રુતિ અને સ્મૃતિ વાક્યોવડે 'ત્વં' પદના લક્ષ્યાર્થ રૂપ પ્રત્યક્ આત્મા અવશ્ય નિત્ય રૂપે છે એમ તો અનુભવ નિષ્પન્ન થયો તથાપિ ભીષ્માદિ શબ્દના વાચ્યાર્થ રૂપ ભીષ્માદિ વ્યક્તિઓના મૃત્યુ થવાથી વિયોગજન્ય જે દુઃખ થાય તે સહન કરવું અશક્ય હોય છે એમ અર્જુન કહે છે તેને ઉદ્દેશીને 'શ્રી ભગવાન્' બ્રહ્મવેત્તાઓને અનાત્મવિષયક સુખદુઃખનું અનુસંધાન કરવું ઘટતું નથી; કિંતુ તેને શરીરાન્તરની અસક્તિ હોવાથી

( અપ્રાપ્તિ ) પ્રારબ્ધવશાત્ જે કાંઇ આધ્યાત્મિકાદિ ત્રિવિધ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય તે સહન કરી તીવ્ર મુમુક્ષાવડે યુકત થઇ સદા બ્રહ્મનું સંધાન જ કરવું જોઇએ; ઇત્યાદિ સૂચન કરવા માટે 'मात्रास्पर्शा' ઇત્યાદિ વાકયાર્થ વડે કથન કરે છે.—

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदु खदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

अन्वयः—(हे) कौन्तेय मात्रास्पर्शा तु शीतोष्णसुखदुःखदाः आगमापायिनः अनित्याः (हे) भारत तान् तितिक्षस्व ।

( અ૦ )–હે કૌન્તેય, ઇન્દ્રિય તથા વિષયના સંયોગ વડે જ શીતોષ્ણવત્ સુખદુઃખ પ્રાપ્ત થાય છે; આ વિષયેન્દ્રિયસંયોગ ઉત્પત્તિ તથા વિનાશવાન્ હોવાથી અનિત્ય રૂપે છે, માટે હે ભારત, તે સુખદુઃખ તું સહન કરી લે. ૧૪

( વિ૦ )–मात्रा. સામાન્ય રીતે ચક્ષુ આદિ જ્ઞાનેંદ્રિય વડે જેની પ્રમિતિ થઇ શકે તે स्पर्शाः વાગ્ આદિ ઉભય પ્રકારની ઇંદ્રિયો વડે જે સ્પૃષ્ટ હોય છે, અર્થાત્ જેનું ગ્રહણ કરાય છે તે શબ્દાદિ ભોગ્ય પદાર્થો, વિષયો. शीतोष्णसुखदु खदा શીત તથા ઉષ્ણવત્ સુખ અથવા દુઃખને આપનારા.

જેમ શીત તથા ઉષ્ણ પદાર્થોવડે, અનુકૂળ અથવા પ્રતિકૂળ સંયોગો પ્રમાણે સુખદુઃખ પ્રાપ્ત થાય, તેમ શબ્દાદિ પદાર્થો પણ અનુકૂળ અથવા પ્રતિકૂળ સંયોગાનુસાર સુખ અથવા દુઃખના કર્તારૂપે થાય છે; આમ અર્થ સિદ્ધ થાય છે; વળી બીજો પણ એવો અર્થ થાય છે કે, શબ્દાદિ બાહ્યપદાર્થો આધ્યાત્મિક પ્રતિકૂળના અથવા અનુકૂળના, શીતળના અથવા તો ઉષ્ણના ઉત્પાદન કરીને તે દ્વારા અથવા સાક્ષાત્ રીતે સુખ અથવા દુઃખ ઉત્પન્ન કરે છે.

( શંકા )–વિષય તથા ઇંદ્રિયનો સંયોગ નિત્ય રૂપ હોય છે તથા તેનાવડે ઉત્પન્ન થતા સુખદુઃખો પણ નિત્ય રૂપ હોય છે, તો પછી સુખદુઃખના અનુસંધાનથી રહિત થઇને આત્મવેત્તા મનુષ્યને બ્રહ્માનુસંધાન કેમ સિદ્ધ થાય ? આ શંકાનું ' आगम ' ઇતિ ઉત્તરાર્ધ વાકયાર્થ વડે નિરાકરણ કરે છે

आगम ઉત્પત્તિ, अपाय વિનાશ. आगमापायिन ઉત્પત્તિ તથા વિનાશવાન્ વિષયો તથા તજ્જન્ય સુખદુઃખાદિ અનિત્યા વીજળીની માફક ક્ષણમાત્ર રહેનાર तान् તે વિષયો, તથા તેના સંયોગ વિયોગને भारत ' भा ' અર્થાત્ બ્રહ્મવિદ્યા, તે વિષે જ રમણ કરનાર કૌન્તેય.

હે કૌન્તેય, મોક્ષરૂપી નિત્ય સુખની ઇચ્છા કરનાર મુમુક્ષુ પુરુષે જે કાંઇ સુખદુઃખાદિ પ્રારબ્ધ વશાત્ પ્રાપ્ત થયા તે અવશ્ય સહન કરવું જોઇએ તે સહન કરે તેને જ શ્રવણાદિ તથા તજ્જન્ય જ્ઞાન તથા તેના ફળરૂપ મોક્ષ સિધ્ધ થાય છે, આમ હોવાથી તેમના સમાગમના સુખની માફક તેઓના વિયોગ જન્ય દુઃખને પણ તું સહન કરી લે

કાંઇપણ પ્રતિક્રિયાના ચિન્તાવિષાદથી રહિત થઇને પ્રાપ્ત થએના દુઃખને સહન કરવું એ જ મુમુક્ષુનો ઉત્તમ ધર્મ છે

વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે वृक्ष इव तिष्ठासेच्छिद्यमानो न कुप्येत न कम्पेत, उपल इव तिष्ठासेच्छिद्यमानो न कुप्येत न कम्पत–સુબાલ ઉ ૧૩ વૃક્ષની માફક અડગ ઊભો રહે, તેનું છેદન કરે તથાપિ કોપ કરતો તથા કંપાયમાન થતો નથી, ડગ પથ્થરની માફક સ્થિર રહે, તથા તેનો દ્રોહ કરે તથાપિ કોપ કરે નહિ તેમજ કંપાયમાન થાય નહિ '

દેહેન્દ્રિય આદિ તથા શબ્દાદિ વિષયો અનિત્ય છે, કારણ કે તેઓ આગમાપાયિ છે, જે આગમાપાયિ ન હોય તે પદાર્થ અનિત્ય ન હોય, દૃષ્ટાંત કે આત્મા

આત્મા નિત્ય સ્વરૂપ છે, કારણ કે તે આગમાપાયના સાક્ષિરૂપે છે, જે આ રીતે સાક્ષીરૂપે ન હોય તે નિત્ય ન હોય, દૃષ્ટાન્ત કે દેહ, આ રીતના

અનુમાનવડે, દેહેન્દ્રિયાદિ અનિત્ય છે તથા તે સર્વેના સાક્ષિરૂપ આત્મા નિત્યરૂપ છે એમ અહીં પણ સૂચિત થાય છે. १४

(અવત૦)-વિવેક, વૈરાગ, તથા શમ. દમ, સન્યાસાદિ સહિત તિતિક્ષા શ્રવણાદિના સાધનરૂપે હોવાથી તેના વડે જ્ઞાન ઉત્પન્ન થતા મોક્ષ રૂપી ફલ સિદ્ધિ થાય છે એમ હવે 'यहि' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે-

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।

समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

अन्वय—हे पुरुषर्षभ, धीरं समदु खसुखं यं पुरुषं हि एते न व्यथ. यन्ति सः अमृतत्वाय कल्पते ॥

(અ૦)-હે અર્જુન, આત્મનિષ્ઠ તથા સુખદુઃખમા સમાનતા રાખનાર પુરુષને આ શીતોષ્ણાદિ પદાર્થોવડે દુખ થતુ નથી; તે મુક્ત થાય છે.

(વિ૦)-પુરુષર્ષભઅર્જુન; સર્વ દુખ સહન કરીને નિરન્તર બ્રહ્મનિષ્ઠ થઈને જે મનુષ્ય કૈવલ્ય મુક્તિ સપાદન કરે તે ખરેખર સર્વોત્તમ પુરુષ છે એમ સૂચન કરવા માટે આ પ્રકારનું સંબોધન વાપરેલું છે ધીર વિષય ગ્રહણમાંથી ધિયઃ બુદ્ધિનો જે રાતિ નિગ્રહ કરે તેવા પુરુષને; આત્મનિષ્ઠ પુરુષને समदुःखसुखं દુ:ખ સુખ જેને સમાન છે તેને; અર્થાત સુખદુ:ખ પ્રાપ્ત થતા અવિકારી રૂપે રહેનારને, અથવા જેના સુખદુઃખ બ્રહ્મભાવને પામેલા છે તેવા પુરુષને य पुरुष જે બ્રહ્મવેત્તા પુરુષને. न व्यथयन्ति બાધ કરતા નથી બ્રહ્મનિષ્ઠાથી પ્રચલિત કરે નહિ. अमृतत्वाय कल्पते બ્રહ્મભાવને પામે છે; અર્થાત મુક્ત થાય છે. જેના અજ્ઞાનવડે મનુષ્યને જન્મ તથા મરણ પ્રાપ્ત થાય છે તેને અમૃત અથવા બ્રહ્મ કહે છે; આ વિષે શ્રુતિમાં પણ કહ્યુ છે કે 'एतदमृतमभयमेतद् ब्रह्म-' આ અમૃતરૂપ. છે, અભયરૂપ છે, તથા બ્રહ્મરૂપ છે. (છાં. ૮-૧૧-૧) 'हि' પદવડે

સિદ્ધાંતની શ્રુતિ પ્રસિદ્ધતાનો બોધ થાય છે, આ સિદ્ધાંત સંબંધમાં નીચેની શ્રુતિઓ તેજ અર્થનું સમર્થન કરે છે—

शान्तोदान्त उपरतास्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति ॥ (બૃ. ૪-૪-૨૩) જે શાંત છે, દાંત છે, સહનશીલ છે તથા એક જ વસ્તુને વિષે પોતાના મનને લગાડનારો છે, તે આત્માને વિષે કેવળ આત્માને જ જુવે છે.

'अभयं वै ब्रह्म-(બૃ ૪-૪-૨૫) બ્રહ્મ ખરેખર અભયરૂપે છે?

अभय हि वै ब्रह्म भवति-(બૃ ૪-૪-૨૫) બ્રહ્મ જ અભયરૂપે હોય છે. ૧૫

(અવત૦)-શબ્દાદિ વિષયો સર્વત્ર વિદ્યમાન હોય છે, તેથી તેના અનુસંધાનનો જ અત્યંત ત્યાગ કરીને હમેશા બ્રહ્મનુ જ અનુસંધાન કરવુ તે કેમ બની શકે? આ આકાંક્ષા પરત્વે એમ સૂચન કરે છે કે બ્રહ્મથી અતિરિક્ત વસ્તુનો સદા અભાવ હોય છે, અને બ્રહ્મતત્ત્વ જ પૂર્ણ સ્વરૂપ તથા નિરન્તર રૂપે હોય છે તેથી મુમુક્ષુએ કેવળ તેનું જ અનુસંધાન કરવુ જોઇએ. આ રીતે કેવળ બ્રહ્મતત્ત્વ જ સત્તાવાન તથા તેનાથી અન્ય પદાર્થ—માત્ર અસત્ રૂપ છે આમ 'नासत' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રતિપાદન કરે છે—

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

अन्वयः—असतः (वस्तुनः) भावः न विद्यते सतः न अभावः विद्यते अनयोः उभयोः अपि अन्तः तु तत्त्वदर्शिभिः दृष्टः ॥

(અ૦)-જે વસ્તુ અસતરૂપે છે તેની સત્તા વિદ્યમાન હોય નહિ; અને જે વસ્તુ સતરૂપે છે તેનો સત્તાભાવ હોય નહિ, કેવળ તત્ત્વદર્શિ બ્રહ્મવેત્તાઓએ જ આ બન્નેનો નિશ્ચય કરેલો હોય છે. ૧૬

(ટિ૦)-भाव. सत्ता.सत्. यातत्. અસ્તિતારૂપ. વસ્તુ, આ. વસ્તુ વેદાંત. શાસ્ત્રમા સર્વગત, સૂક્ષ્મ, એકરૂપ, એકરસ નિત્ય, નિરવયવ, નિરંજન, તથા

વિનાનરૂપે પ્રસિધ્ધ છે. અસત્ સત્ વસ્તુથી વિલક્ષણ. વસ્તુ; અસત્ આદિ શબ્દવડે ઉપલક્ષિત જગત.

અસતરૂપ જગતને અસ્તિત્વ હોઇ શકે નહિ, જે વસ્તુ સત્ સ્વરૂપે હોય છે તે સત્તાસ પન્ન હોય છે; તેથી જે વસ્તુ સ્વરૂપવડે અસિદ્ધ હોય તેને સત્તાનો અભાવ હોય છે; વળી અસત્સ્વરૂપ જગતને સત્તા સંપાદન કરનાર કોઇપણ પ્રમાણ નથી.

(શંકા) જગતની સત્તાસિદ્ધિ પ્રત્યક્ષાદિ પ્રમાણવડે થાય છે તેનું શું ?

(સમાધાન)–જો આમ શંકા થાય તો તને પૂછીએ છીએ કે–કયા પ્રમાણોવડે જગતની સત્તાસિદ્ધિ સંપાદન થાય છે? પ્રત્યક્ષ (૧), અનુમાન (૨), ઉપમાન (૩). અથવા શાબ્દ પ્રમાણ ૪), આ પ્રમાણમાંથી કયા પ્રમાણવડે સત્તાસિદ્ધિ સંપાદન થાય છે તે કહે ?

આ પ્રમાણો મધ્યે પ્રત્યક્ષ પ્રમાણ વડે તેમ સિદ્ધ થતું નથી; કારણકે આ પ્રમાણમા વ્યભિચાર જોવામા આવે છે, જેમ કે છીપને જોઇને કહીએ કે 'આ રૂપુ છે,' તથા ચંદ્રને જોઇને કહીએ કે તે પ્રાદેશ ભાગ જેવડો જ મોટો છે; આ બન્ને દષ્ટાંતમા પ્રમાણ તથા પ્રમેય વસ્તુ વચ્ચે સમ્યક્ સંસર્ગ સિદ્ધ થતો નથી; આ રીતે પ્રત્યક્ષ પ્રમાણમાં આ વ્યભિચાર સિદ્ધ થાય છે.

આ બે દષ્ટાંતો સિવાય પ્રત્યક્ષ પ્રમાણ અન્વય સિદ્ધ છે એમ કહે તો તે પણ યોગ્ય નથી; જેમકે 'કાષ્ટ વિષે કોતરેલો આ ગજ છે;' 'મૃદ્‌વિષે આ ઘટ છે' આ વાક્યાર્થમા પણ પ્રત્યક્ષ પ્રમાણનો વિરોધ જોવામાં આવે છે તેથી ઉપરનો વ્યભિચાર ટળતો નથી.

તારો દ્વિતીય અનુમાન પક્ષ પણ સિદ્ધ થતો નથી. તું જગત પ્રપંચને પ્રત્યક્ષ સિદ્ધ કહે છે એટલે તારો અનુમાન પક્ષ આપોઆપ અસિદ્ધ થાય છે. તારો તૃતીય ઉપમાનપક્ષ પણ સિદ્ધ થતો નથી; ગાયના જેવું ગવય છે,

આ વાકયાર્થમા જેમ ગાયની સાદૃશ્યતા વડે ગવય ( રોઝ ) વ્યક્તિનુ નિરૂપણ કર્યું, તેમ જગતના સાદૃશ્યરૂપે અન્ય કોઇ પદાર્થ નથી, તેથી ઉપમાન પ્રમાણ સિદ્ધ થતુ નથી, તુ એમ કહે કે, જગતને સ્વપ્નની ઉપમા આપી શકાય તો તે પણ યોગ્ય નથી કારણ કે સ્વપ્ન તો મિથ્યા સ્વરૂપે હોય છે, અને તુ તો જગતનો સત્તાભાવ પ્રતિપાદન કરવા માગે છે આ રીતે આ પક્ષ અસિદ્ધ છે

ચોથો પક્ષ પણ સિદ્ધ થતો નથી, પરબ્રહ્મમા વિકલ્પતા હોઇ શકે નહિ બ્રહ્મતત્ત્વ સિવાય અન્ય વસ્તુ સિદ્ધ નથી એટલે કોઇ રીતે દ્વૈતસિદ્ધિ પ્રતિપાદન થઈ શકે નહિ વળી શ્રુતિ જગતને અસત્ રૂપે કથે છે એટલે જગતનો સદ્‌ભાવ કોઈપણ શ્રુતિમા સિદ્ધ કરેલો નથી, આ રીતે જગતની સત્તા પ્રતિપાદન કરે તેવુ કોઇ શાબ્દ પ્રમાણ નથી તેથી તારો આ પક્ષ પણ અસિદ્ધ થાય છે.

' आत्मन आकाश सभूत –तै २ १ આત્મામાથી આકાશ ઉત્પન્ન થયુ '

'यतो वा इमानि भूतानि जायन्ते'—तै ३ १ જે બ્રહ્મમાથી આ સર્વ ભૂત પ્રાણિઓ ઉત્પન્ન થાય છે આ શ્રુતિ વાકયોથી એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મમાથી જગત ઉત્પન્ન થાય છે, તેથી જગત બ્રહ્મના કાર્ય રૂપ છે, એટલે બ્રહ્મના કાર્ય રૂપે જગતની સત્તા શ્રુતિ સિદ્ધ થાય છે તેનુ કેમ ?

આ તારૂ કહેવુ કોઇ રીતે યુક્તિ સિધ્ધ નથી જગતને બ્રહ્મના કાર્ય રૂપે તુ કહે છે તો તને પૂછીએ કે, તે જગતને તું બ્રહ્મથી ભિન્ન રૂપે (૧) અભિન્ન રૂપે (૨) કે ભિન્નાભિન્ન રૂપે (૩) માને છે તે તુ કહે !

જો જગતને બ્રહ્મથી ભિન્નરૂપે માને તો તે સત્‌રૂપે (૧) અસત્‌રૂપે (૨) અથવા તો સદસત્‌રૂપે (૩) ભિન્ન છે તે કહે !

કાર્ય રૂપ જગતની કારણ રૂપ બ્રહ્મથી ભિન્ન સત્તા છે એમ કહે તો પૂછીએ છીએ કે, તારા કાર્ય રૂપ જગતની સત્તા કારણરૂપ બ્રહ્મની સત્તા જન્ય છે કે, તે સ્વતંત્ર સત્તા છે !

જો કાર્ય તથા કારણની એક જ સત્તા હોવાનું કહે તો કાર્યની સ્વતઃ સત્તાનો અભાવ થવાથી તારા કાર્યની અસત્તા સિદ્ધ થશે

જો તારા કાર્યને તુ સ્વતંત્ર સત્તાવાન કહે તો, તે સત્તા સદ્રુપ અથવા અસત્ રૂપ છે ? જો તે કાર્ય સત્તા સત્ રૂપે છે એમ કહે, તો તે કારણ સત્તાથી ભિન્ન છે અથવા અભિન્ન છે ?

કાર્ય સત્તા કારણ સત્તાથી ભિન્ન હોય જ નહિ, કારણ રૂપી બ્રહ્મ પૂર્ણ સ્વરૂપ તથા નિરંતર રૂપે છે તેથી કોઇપણ અન્ય વસ્તુની તેની સત્તાથી વ્યતિરિક્ત સત્તા હોઇ શકતી નથી; આ રીતે તારા કાર્યની સત્તા અસત્ રૂપ સિદ્ધ થાય છે.

જો કારણ તથા કાર્ય આ ઉભયની એક જ સત્તા હોવાનું કહે તો, તે સત્ રૂપે બન્નેની ઐક્યતા થવાથી અને કારણથી કાર્ય ભિન્ન સંભવે નહિ, તેથી તારી કાર્ય સત્તાની અસત્તા જ પર્યવસાન પામે છે.

અસતરૂપે ભિન્ન સ્વરૂપ કાર્ય સત્તા છે એમ કહે તો તેમા પણ દોષ આવે છે, કાર્ય સત્તા સ્વતઃ સ્વરૂપના અભાવવાળી હોય, ત્યારે તે કાર્ય શૂન્યરૂપે જ અર્થાત્ અસતરૂપ સિદ્ધ થાય છે આ રીતે શશવિષાણની માફક સ્વરૂપ શૂન્ય હોવાથી જગત બ્રહ્મના કાર્ય રૂપે છે એમ કોઇ રીતે ઉપપન્ન થતું નથી.

જગત ભલે અસતરૂપે હો, તથાપિ પ્રધ્વંસાભાવની માફક તેની કાર્ય સત્તા ઉપપન્ન કેમ ન થાય ?

આ કલ્પના પણ યોગ્ય નથી, કારણ કે પ્રધ્વંસાભાવને કોઇ કારણ સંબંધ સંભવતો નથી તેથી કાર્યત્વ સિદ્ધ થઇ શકતું નથી; જેમ કર્તા કરણ આદિ કારક સંબંધનો યોગ થાય છે, ત્યારે ઉત્પત્તિ ક્રિયાના યોગે ઘટાદિનું કાર્યત્વ દશ્યમાન થાય છે. તે પ્રકારે કર્તા આદિ કારક સામગ્રીનો યોગ હોય તો પ્રધ્વંસને ભાવાપત્તિ સિદ્ધ થાય તેથી પ્રધ્વંસને

અભાવનિર્દેશનો અયોગ સિદ્ધ થાય; સત્ રૂપ સાવયવ ઘટને જ કારક સંબંધ ઘટે છે, તે સિવાય અન્ય પદાર્થને તે સબંધ ઘટતો નથી. ઘટનો નાશ કરવામાં જે સામગ્રી સંબંધની જરૂર પડે છે તેનો પ્રધ્વંસરૂપી અત્યંત અભાવમાં કાંઈ ઉપયોગ રહેતો જ નથી; ઘટનો અભાવ હોય છે એટલે પ્રધ્વંસાભાવની કાર્ય રૂપે કાઇ સિદ્ધિ રહેતી જ નથી; આજ રીતે જગત અસત્ રૂપે છે તેથી તેનું પણ કાર્યત્વ સિદ્ધ થતું નથી.

હવે, જગત સત્ તથા અસત્ રૂપે ઉભયાત્મક સ્વરૂપવાન્ છે એમ કહેવું તે પણ ઉચિત નથી; કારણ કે સત્ તથા અસત્ વસ્તુના ભાવ તથા અભાવરૂપ ભિન્ન ભિન્ન ધર્મો હોય છે; આ ધર્મો અન્યોન્ય વિરૂદ્ધ રૂપે છે તેથી એક અધિકરણમા તે સંભવી શકે નહિ; આવા વિરૂદ્ધધર્મોવાળું જગત હોઇ શકે નહિ તેથી જગત બ્રહ્મના કાર્ય રૂપે નથી એમ દૃઢ રીતે સિદ્ધ થાય છે.

વળી, કાર્ય કારણથી અભિન્ન રૂપે જ હોય છે એમ કહે તો તે પણ યોગ્ય નથી; આ પક્ષનો અગીકાર કરીએ તો અનેક અનર્થો પ્રાપ્ત થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય; એટલે કે, કાર્ય રૂપ જડાત્મક જગત સાથે બ્રહ્મની અભિન્નતા માનીએ તો બ્રહ્મતત્ત્વને પણ દૃશ્યત્વ, અનિત્યત્વ, અપ્રકાશત્વ તથા દુઃખરૂપત્વ અને સાવયવત્વ આદિ દોષ લાગુ થાય; બ્રહ્મ દૃશ્યાદિરૂપ ભલે થાય તે તો અમારે ઇષ્ટ છે; આમ જો કહે તો તારૂ જગત અંધકાર મય થાય અને તેથી 'હુ' 'મારૂ' 'આ' ઈત્યાદિ તમામ વ્યવહાર અસિદ્ધ થાય અને તું પણ જડ રૂપ થવાથી તને જ્ઞાન ઉત્પન્ન થશે નહિ તેથી મોક્ષ અસિદ્ધ થશે.

વળી तरति शोकमात्म वित् (છાં ૭- આત્મવેત્તા પુરૂષ શોકને તરી જાય છે' ઇત્યાદિ શ્રુતિઓ વ્યર્થરૂપ થાય, અને તેથી બ્રહ્માનંદ પ્રાપ્ત કરવાની કામનાવાળો કોઇ પણ સત્પુરુષ મુક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રવૃત્ત થશે નહિ, તેથી મુક્તિપ્રવૃત્તિનો સદંતર ઉચ્છેદ થાય; તેમજ 'यत्तदद्रेश्यमग्राह्यम्'

મુ ૧ ૧ ૬ તે બ્રહ્મતત્ત્વ અદૃશ્ય તથા અગ્રાહ્યરૂપ છે. ' 'अजोनित्यः शाश्वत. કઠ ૧-૨-૧૮ તે અજન્મા, નિત્ય, તથા શાશ્વતરૂપ છે ઇત્યાદિ શ્રુતિઓને વિરોધ પ્રાપ્ત થાય

હવે વળી જગત બ્રહ્મથી ભિન્નાભિન્ન છે એમ કહે, તો તે પણ યુક્ત નથી, કારણ કે ભિન્ન તથા અભિન્ન એ ઉભય અન્યોન્ય વિરૂદ્ધરૂપે છે તેથી તેમનો એક જ આશ્રય હોવાનુ સંભવી શકે નહિ.

આ રીતે, જગત બ્રહ્મના કાર્યરૂપે છે એમ કોઇપણ શ્રુતિ પ્રમાણવ સિદ્ધ થતુ નથી.

જો તમે આમ કહેશો તો ' यतोवा '– તૈ ૩-૧-૧ જે બ્રહ્મમાથી ઇત્યાદિ શ્રુતિવાકય મિથ્યાવાદી ઠરશે અને તેથી શ્રુતિવાકયની અપ્રમાણ્યવાત થશે તેનુ કેમ ? આમ શંકા કરવી યુકત નથી, કારણ કે તે શ્રુતિવડે બ્રહ્મનુ અદ્વિતીયત્વ મુખ્યત્વે કરીને પ્રતિપાદન કરેલું છે તેથી તેની પ્રમાણત સિદ્ધ છે.

વળી, કેટલાએક પરમાણુઓને તો કેટલાએક (સાખ્યવાદી) પ્રકૃતિને જગતના કારણરૂપે પ્રતિપાદન કરીને સર્વ શ્રુતિપ્રસિદ્ધ બ્રહ્મતત્ત્વના અદ્વિતીયપણાને કાર્ય કારણ સહિત બાધિત કરે છે; અન્યમાર્ગીઓના આ રીતના સિદ્ધાંતોનુ કેવળ નિરાકરણ કરવા માટે જ ' यतोवा ' ઇત્યાદિ શ્રુતિઓ વડે બ્રહ્મ જગતના ઉપાદાન કારણ રૂપે છે એમ પ્રતિપાદન કરેલુ છે.

જગત તથા બ્રહ્મ વચ્ચે કાર્ય કારણભાવ તો અનુપપન્ન છે એમ ઉપર આપ કહી ગયા તો બ્રહ્મને જગતના ઉપાદાન કારણ રૂપે કેમ કહી શકાય ! આ વિષે અમે એમ કહીએ છીએ કે બ્રહ્મ વિવર્ત સ્વરૂપે જગતના ઉપાદાન કારણરૂપ છે એમ અર્થ સમજવાનો છે.

અધિષ્ઠાન વસ્તુનું જે અન્યથા ભાન થાય તેને વિવર્ત કહે છે, અને તે પદાર્થના ગ્રહણ કરનારના ઇન્દ્રિય ગ્રહણ દોષવડે પ્રાપ્ત થાય છે. તેથી જેમ શુક્તિની રજત આકારે જે પ્રતીતિ થાય છે તેના જ્યારે શુક્તિનાં

યથાર્થ સ્વરૂપનું સંદર્શન થાય છે ત્યારે જે પ્રથમ રજતના આભાસ રૂપે પ્રતીત થતું હતું તે કેવળ શુક્તિ રૂપે પ્રતીત થાય છે તેમ અધિષ્ઠાન રૂપ બ્રહ્મતત્ત્વના સ્વરૂપનો જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે જગત કેવળ પ્રતીતિ માત્ર ભાસે છે.

'વળી तदन्यत्वमारम्भणशब्दादिभ्यः—બ્ર. સૂ. ૨-૧-૧૪, અર્થઃ—આરંભણ આદિ શબ્દોથી કાર્યનું તથા કારણનું અનન્યપણુ સિદ્ધ છે.' તથા 'वाचारंभणं विकारो नामधेयं' છા. ૬-૧-૪, ૫. ઇત્યાદિ શ્રુતિઓ-વડે પણ કેવળ એક બ્રહ્મ જ હોવાનું સિદ્ધ થાય છે; આ રીતે બ્રહ્મને ઉપાદાન રૂપે નિરૂપણ કર્યું તેથી તેના અદ્વિતીયપણાને કાંઇ બાધ આવતો નથી, એટલે ઉપર્યુક્ત દોષ લાગુ પડતો નથી.

આ રીતે જગતરૂપી કાર્ય કેવળ નામરૂપે કલ્પિત છે તેથી શબ્દાદિ યાવત્ પ્રપંચનો સદ્ભાવ કોઇ પણ શ્રુતિવાક્યથી સિદ્ધ થતો નથી; તેમજ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણવડે પણ જગતની સત્તાસિદ્ધિ થતી નથી; એટલે કાંઇ પણ પ્રમાણુ નહિ હોવાથી જગતની સ્વતઃ સત્તા કોઇ પણ પ્રકારે સિદ્ધ થતી નથી.

આ રીતે શબ્દાદિ પ્રપચનો સત્તા-અભાવ પ્રતિપાદન કર્યો; હવે 'नाभावो विद्यते सत' ઇતિવાક્યવડે બ્રહ્મના સ્વ-સ્વરૂપના સદ્ભાવનું પ્રતિપાદન કરે છે.

જે સામાન્ય તથા વિશેષ ભાવથી શૂન્ય છે, અખંડ, ચિદ્રૂપ, એક રસરૂપ, સર્વ વિક્રિયા રહિત છે, જેનુ 'सदेव' ઇત્યાદિ સ્વરૂપે શ્રુતિમાં નિરૂપણ કરેલું છે, જે અપૂર્વ, અનપર, અનન્તરરૂપ તથા અબાહ્ય રૂપે છે તેવા 'सत्' તત્ત્વનો અભાવ અર્થાત્ નાસ્તિતા કવચિત્ કદાચિત્ સિદ્ધ થઇ શકે નહિ.

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આદિ અવસ્થા વિષે, આત્માનો સદ્ભાવ સદા દશ્યમાન હોય છે એટલે સત્ સ્વરૂપ આત્માનો સદ્ભાવ પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ થાય છે.

વળી આત્મા નિત્ય સત્તાવાળો છે, કારણ કે તે ત્રણે અવસ્થાના સાક્ષિરૂપે છે; જે પદાર્થ તેનો સાક્ષિરૂપે ન હોય તે નિત્ય સત્તાવાન્ હોય નહિ; જેમકે દેહાદિ; આ રીતે અનુમાન પ્રમાણવડે પણ એ જ સિદ્ધાન્ત સિદ્ધ થાય છે.

વળી 'अयमात्मा सन्मात्रो नित्य शुद्धोबुद्धः—(નૃસિંહોત્તર તાપિની ઉ. ખંડ ૯) આ આત્મા સત્ રૂપ છે, તે નિત્ય, શુદ્ધ તથા બુદ્ધ સ્વરૂપ છે. 'अजोनित्य शाश्वत (કઠ ૧-૨-૧૮) તે અજન્મા, નિત્ય તથા શાશ્વત રૂપ છે. 'तथाऽरस नित्यमगन्धवच' (કઠ. ૧-૩-૧૫) તે અરસ, નિત્ય અગન્ધવાન છે.' ઇત્યાદિ શ્રુતિઓ પણ આ જ સિદ્ધાંતનું સમર્થન કરે છે.

આ રીતે નિત્યસત્તાવાન તથા પ્રત્યક્ આત્માથી અભિન્ન રૂપ બ્રહ્મ તત્ત્વનો અભાવ કદાચિત્ નથી એમ સર્વ પ્રમાણો વડે નિશ્ચિત થાય છે અને તેથી જ બ્રહ્મવેત્તાઓ કહે છે કે સદા સર્વત્ર કેવળ એક બ્રહ્મ જ સત્તાવાન છે; તે સિવાય બીજો કોઇ પદાર્થ છે જ નહિ.

આમ છે માટે આત્મા અનિત્ય છે એવો તારો ભ્રમ છોડી દે અને શોકરહિત થઇને सर्वं खल्विदं ब्रह्म (છા. ૩-૧૪-૧.) આ સર્વ દૃશ્ય બ્રહ્મરૂપ છે આ શ્રુતિનું તાત્પર્ય લક્ષમાં લઇને તું સર્વત્ર બ્રહ્મદર્શનપરાયણ થા એમ સૂચન કરેલુ છે.

अभावः નાસ્તિના तत्त्वदर्शिभिः સર્વ પદાર્થના અધિષ્ઠાનભૂત બ્રહ્મતત્ત્વનું યથાર્થ સત્ય, જ્ઞાન તથા આનંદાત્મક અબાધિત સ્વરૂપ જેઓ સદા સર્વત્ર જાણે છે તેવા બ્રહ્મવેત્તા પુરુષો उभयोः સત્ તથા અસત્ વસ્તુનો अंतः નિશ્ચય; સદા સર્વત્ર કેવળ એક બ્રહ્મ જ છે, તેથી વ્યતિરિક્ત કાંઇ વસ્તુ નથી એવો નિષ્કર્ષ.

अत्र०—'सत्' શબ્દ સામાન્ય તથા સ્વરૂપવાચક છે. પ્રલય દશા વિષે યાવત્ અશેષ વિશેષ સ્વરૂપનો વિનાશ થાય છે એટલે આ 'सत्' તત્ત્વ પણ સામાન્ય સ્વરૂપે હોવાથી તેનો પણ વિનાશ થાય; વળી વિશેષ સ્વરૂપનો નાશ થાય એટલે કાર્યરૂપે હોવાથી વિશેષણનો પણ નાશ થાય;

વળી સામાન્યપણું, સત્ તત્ત્વના ધર્મરૂપે હોય એટલે પણ ધર્મનો તો વિનાશ અવશ્ય પ્રાપ્ત થાય; સત્ તત્ત્વથી તેના સ્વરૂપને જો ભિન્ન સ્વરૂપે માનીએ તો પણ તેને વિનાશપણું પ્રસક્ત થાય; અને જો તે સ્વરૂપને સત્ તત્ત્વ વિષે અનુસ્યૂત થએલું માનીએ તો પણ તે વિનાશને પામે; આ રીતની શંકા પરત્વે 'अविनाशि' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરી કહે છે કે તે 'સત્' તત્ત્વ સામાન્ય તથા વિશેષ ભાવથી કેવળ રહિત છે અને તેથી તેનો કદાપિ વિનાશ થાય નહિ—

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमिच्छति ॥ १७ ॥

अन्वयः—इदं सर्वं येन ततं तत् तु अविनाशि विद्धि। अस्य अव्ययस्य विनाशं कर्तुम् न कश्चित् अर्हति ॥ २७ ॥

(અ०)—જે સત્ વસ્તુ વડે આ સર્વ જગત વ્યાપ્ત છે તે તત્ત્વ અવિનાશ સ્વરૂપે હોય છે એમ તું જાણ; આ અવિનાશિ તત્ત્વનો વિનાશ કરવાને કોઇ પણ મનુષ્ય સમર્થ નથી.

(વિ०)—इदं અવિદ્યાના કાર્યરૂપ, દૃશ્યસ્વરૂપ, અસત્ રૂપ યાવત્ જગત્; येन અતિ સૂક્ષ્મ, સર્વ વ્યાપક, સત્સ્વરૂપ તત્ત્વ વડે; ततं સૂર્યના કિરણો વડે જેમ જળનો પ્રવાહ વ્યાપ્ત થએલો હોય તેમ સત્ તત્ત્વ વડે અંદર તથા બહાર સર્વત્ર વ્યાપ્ત થએલું હોય છે; तत् સત્ શબ્દ વડે વાચ્ય રૂપ વસ્તુ; अविनाशि અસત્ વસ્તુની માફક, વિનાશન=વિક્રિયાની વિષયતાને પ્રાપ્ત થવાને અયોગ્ય સ્વભાવવાળું; અર્થાત્ આ સત્ તત્ત્વ અતિ સૂક્ષ્મ તેમજ અતિ મહાન્ સ્વરૂપે હોય છે, એટલે તે પોતે વિનાશન ક્રિયાની પેલી પાર ગએલું હોવાથી કેવળ નિત્ય સ્વરૂપ હોય છે.

આત્મા નિત્ય છે કારણ કે તે ગગનની માફક પરિપૂર્ણ સ્વરૂપે છે; આમ આત્મા નિત્ય સ્વરૂપે છે એમ અનુમાન પ્રમાણ વડે સિદ્ધ થાય છે;

તેમ જ અર્થાપત્તિ પ્રમાણ વડે પણ તે નિત્ય હોવાનું પ્રતિપાદિત થાય છે, એટલે તેના નાશ થાય તથાપિ સર્વ મનુષ્યોને સર્વ પદાર્થો સર્વ । ઉપનર્ગ અર્થાત્ પ્રકાશમાન થાય છે, સૂર્યની માફક આત્મા સર્વ પદાર્થોનો પ્રકાશક હોય તો યાવત્ પદાર્થોનું પ્રકાશન થાય, જો તે રીતે પ્રકાશક ન હોય તો આ રીતે પદાર્થોનું પ્રકાશન થાય નહિ માટે આત્મા નિત્ય પ્રકાશક હોવાનું સિદ્ધ થાય છે આત્મા નાશવાન છે એમ કોઇ વાદી કહે તો તેને પૂછીએ કે— આત્માનો નાશ પોતાની મેળે જ કે (૨) કોઇ પર વસ્તુ વડે, કિંવા (૩) આત્માના આશ્રયભૂત પદાર્થના નાશ વડે, કિંવા (૪) તેના સબંધવાળા કોઇ પદાર્થના નાશ વડે કિંવા (૫) તેના કારણના, કિંવા (૬) તેના કાર્યના નાશ વડે નાશ થાય તે કહે ?

આ સર્વ પક્ષો મધ્યે પ્રથમ પક્ષ ઘટે નહિ, કારણ કે આત્મા તો નિરવયવ રૂપે હોય છે, કોઇ પણ પદાર્થ અવયવવાળો હોય તેના અવયવોની હાનિ થાય ત્યારે તે પદાર્થ સ્વત નાશને પામે, કિંતુ આત્મા તો નિરવયવ સ્વરૂપ હોય છે એટલે તેનો સ્વત નાશ કેમ ઘટે !

વાદીનો બીજો પક્ષ પણ ઘટે નહિ, કારણ કે કર્તા તથા કર્મપણું, આ ઉભય એક જ આત્મા પ્રત્યે અસિદ્ધ હોય છે.

વળી શ્રુતિમા કહ્યુ છે કે, 'कस्मिन् भगव. प्रतिष्ठित इति स्वे महिम्नीति अर्थ (છા ૭-૨૪-૧) શ્રી પરમાત્મા સ્વરૂપ ભગવાન કયા પદાર્થ વિષે પ્રતિષ્ઠિત થએના હોય છે ? તે પોતાના મહિમા વિષે જ પ્રતિષ્ઠિત થએના હોય છે ' આ શ્રુતિવચન અનુસાર, આત્માને પોતાનાથી વ્યતિરિક્ત આશ્રયભૂત પદાર્થ હોય નહિ, એટલે તેને (આત્માને) આશ્રય નિમિત્તક નાશ ઉદ્‌ભવે નહિ, આ રીતે ત્રીજો પક્ષ પણ અસિદ્ધ થાય છે.

આત્મા નિરવયવ રૂપે હોય છે એટલે તેને અન્ય દ્રવ્ય, ગુણ, અથવા ક્રિયાદિ સાથે સ યોગાદિ સબંધ નિરૂપણ થઇ શકે નહિ, અને તેને આ રીતે દ્રવ્યાદિ સાથે સયોગાદિ સબધ અસિદ્ધ હોય, તો તેવા સબંધનો નાશ કેમ ઘટે ? માટે આ ચોથો પક્ષ પણ કેવળ અસિદ્ધ થાય છે.

વળી શ્રુતિમાં કહ્યું છે કે 'नचास्य कश्चिज्जनिता' શ્વે. ૬-૯ અર્થ -આ આત્માનો અન્ય કોઇ ઉત્પાદક નથી.' આ વચનાનુસાર બ્રહ્મ તત્ત્વને અન્ય કોઇ કારણનો અભાવ હોય છે, એટલે આત્માને કારણ નિમિત્તક નાશ સંભવે નહિ; આ રીતે પાંચમો પક્ષ પણ અસિદ્ધ થાય છે.

વળી શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે કે 'न तस्य कार्यं करणं च विद्यते (શ્વે ૬-૮) અર્થ: તે બ્રહ્મતત્ત્વને કાર્ય અને કરણ હોય નહિ.', આ વચનાનુસાર બ્રહ્મતત્ત્વને કાર્યનો અભાવ હોય છે, એટલે આત્માના કાર્યનાશ નિમિત્તે આત્માનો નાશ ઘટે નહિ; આ રીતે વાદીનો છઠ્ઠો પક્ષ પણ અસિદ્ધ થાય છે.

આ રીતે આ સત્‌સ્વરૂપ બ્રહ્મતત્ત્વ કોઇ પણ પ્રકારે વ્યયને પ્રાપ્ત કરતું નથી તેથી કોઇ પણ વાદી, આ અવ્યય સ્વરૂપ અર્થાત્ નિત્યસિદ્ધ સત્તા-સ્વરૂપવાળા આ બ્રહ્મતત્ત્વનો વિનાશ કરવાને અથવા તે વિનાશવાન છે એમ વચનોક્તિ કરવાને પણ સમર્થ થઇ શકે નહિ.'

તાત્પર્ય:--આત્મા વિનાશ સ્વરૂપે છે એમ કહીએ તો, 'હું નથી' આ રીતનો અભાવ પ્રસંગ પ્રાપ્ત થાય, તેથી અનેક શ્રુતિઓ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોને વિરોધ આવે; માટે આત્મા અવિનાશી તથા નિત્યસ્વરૂપે જ છે એમ પ્રતિપાદિત થાય છે.

સૂત્ર०- 'अशोच्यानन्वशोचस्त्व અર્થ:—(જેમનો શોક કરવો ઘટે નહિ તેઓનો તું શોક કરે છે' (૨-૧૧) આ વાક્યાર્થ વિષે, ત્વં પદના વાચ્યાર્થરૂપ આ દેહાદિ પદાર્થો જન્મ, મરણઆદિ ધર્મવાન હોય તેથી તે અનિત્યરૂપે હોવાથી કેવળ અશોચ્યરૂપ હોય છે; વળી ત્વં પદના લક્ષ્યાર્થરૂપ આત્મા પણ પોતે અજન્મારૂપે હોવાથી જન્માદિ ધર્મોથી રહિત હોય, એટલે તે પણ નિત્યસ્વરૂપે હોવાથી કેવળ અશોચ્ય હોય છે, આમ પૂર્વે કહી ગયા; તદનન્તર આ દેહાદિ તથા આત્માના અનિત્ય તથા નિત્ય-સ્વરૂપના અજ્ઞાનના લીધે આ રીતનો શોક ઉપસ્થિત થાય છે એમ શ્રી ભગવાને સ્વમુખે વિશેષ રીતે સ્પષ્ટીકરણ કર્યું. આ ઉપરથી અર્જુનનો

શોક નિવૃત્ત થએલો જાણીને, તે પૂર્વે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થએલા તે વિષે પુનઃપ્રવૃત્ત થવા 'अन्तवन्त' ઇત્યાદિ વાક્યાર્થ વડે તેને પ્રોત્સાહિત કરે છેઃ—

अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

अन्वयः—अप्रमेयस्य अनाशिनः शरीरिणः नित्यस्य ( आत्मनः ) इमे उक्ताः देहाः अन्तवंतः (यस्मात् तस्मात् हे) भारत, युद्धस्व॥

અ૦—અપ્રમેયરૂપ, અવિનાશી તથા સર્વ શરીરો વિષે હું રૂપે ઉપલબ્ધ થનારા, નિત્યસ્વરૂપ આત્માના તે પૂર્વે નિરૂપણ કરેલા આ સર્વ આચાર્યાદિ રૂપ દેહો વિનાશવંત હોય છે, માટે હે ભારત, તું યુદ્ધ કરવાને પ્રવૃત્ત થા. ૧૮

વિ૦—અપ્રમેયસ્ય પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જેનું માપ થઇ શકે નહિ તેના; પ્રત્યક્ષાદિ પ્રમાણવડે આત્મા કદાપિ વિષયીભૂત થાય નહિ; આત્મા શબ્દાદિ વિષયોથી રહિત હોય છે, એટલે પ્રત્યક્ષસ્વરૂપે તે વિષયીભૂત થાય નહિ; શ્રુતિમાં કહ્યું છે કે "अशब्दमस्पर्शम् (કઠ. ૧-૩-૧૫) અર્થઃ--આત્મા, શબ્દ તથા સ્પર્શથી રહિત હોય છે "

વળી, આત્માને કાંઇ લિંગ હોય નહિ, એટલે લિંગના અભાવના લીધે, અનુમાન પ્રમાણવડે પણ તે વિષયીભૂત થાય નહિ; શ્રુતિ વિષે પ્રતિપાદન કર્યું છે કે, 'नैव च तस्य लिंगम्'(શ્વે.૬-૯) અર્થઃ તેને (આત્માને) કાંઇપણ લિંગ હોય નહિ.

વળી, આત્માના જેવી અન્ય કોઇ વસ્તુનો અભાવ હોય છે, એટલે ઉપમાન પ્રમાણવડે પણ તે વિષયીભૂત થાય નહિ; શ્રુતિ વિષે કહ્યું છે કે, "हेतुदृष्टांतवर्जितम् અર્થઃ—તે (આત્મા) હેતુ, તથા દૃષ્ટાંતથી રહિત હોય છે.

વળી, તેને (આત્માને) નામ, રૂપ, જાતિ આદિનો અભાવ હોય છે,

એટલે શબ્દ પ્રમાણવડે પણ તે વિષયીભૂત થાય નહિ, શ્રુતિ વિષે કહ્યું છે કે, 'यत्तदद्रेश्यमग्राह्यमगोत्रम्' મું (૧-૧-૬) અર્થ -તે (આત્મ તત્વ) અદૃશ્ય, અગ્રાહ્ય, તથા ઇન્દ્રિયોને અગોચરરૂપ હોય છે.

(શંકા)-શ્રુતિમા કહ્યું છે કે 'तत्वौपनिषदम् (બૃ ૩-૯-૨૬)અર્થ.-તે તો ઉપનિષદ વડે જાણી શકાય છે,' આમ શાબ્દિક પ્રમાણ તો વિદ્યમાન છે તો શબ્દ પ્રમાણ વડે આત્મા વિષયીભૂત થાય નહિ એમ કહેવુ કેમ ઘટે ? આ શકા પ્રત્યે કહીએ છીએ કે આ રીતનુ શાબ્દ પ્રમાણ વિદ્યમાન છે એ વાત સત્ય છે તથાપિ, આ આત્મતત્ત્વ વિષે શબ્દ પ્રવૃત્તિનુ કાઇ નિમિત્ત હોય નહિ એટલે તેના સબધી શબ્દ પ્રવૃત્તિ કેમ ઘટે ? 'यतोवाचोनिवर्तन्ते (તૈ. ૨-૪) અર્થઃ- જે તત્ત્વ (બ્રહ્મ) વાણી કથન કરી શકે નહિ એટલે જેનાથી તે નિવૃત્ત થાય છે, જો આમ હોય તો ઉપરનુ શ્રુતિ પ્રમાણ નિરર્થક થાય ! આમ કહેવાય નહિ; કારણ કે તેના વડે આત્માના નિર્વિશેષ સ્વરૂપનો બોધ કરેલો છે, શ્રુતિવડે, આત્મા વિષે અધ્યસ્તરૂપે રહેલા યાવત્ અશેષ વિશેષનો પ્રતિષેધ કરી, આત્માના સર્વ પદાર્થોના અધિષ્ઠાન ભૂત સત્સ્વરૂપ નિર્વિશેષ સ્વરૂપનુ સમર્થન થાય છે, એટલે આ રીતનુ શ્રુતિ પ્રમાણ સર્વથા ઉપપન્ન છે

સવિશેષ સ્વરૂપે આત્માનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે, તથાપિ તેનુ નિર્વિશેષ સ્વરૂપ અજ્ઞાત હોય તેનુ અર્થાત્ આ અજ્ઞાન સ્વરૂપનું તો શ્રુતિ વડે જ જ્ઞાન સિદ્ધ થાય છે, તો શ્રુતિ પ્રમાણ વડે આત્મા વિષયીભૂત થાય છે એમ વાદી કહે તો તે પણ યોગ્ય નથી; કારણ કે આત્માનુ નિર્વિશેષ સ્વરૂપે નિરૂપણ કરેલું હોય છે તથાપિ, તે તે શ્રુતિઓ વિષે નિરૂપણ કરેલો આત્મા તે 'આ' એમ તેનો ઇદંસ્વરૂપે સાક્ષાત્કાર થવો અશક્ય હોય છે, એટલે શ્રુતિ પણ આત્માને વિષય કરે જ નહિ-આમ કહેવું યથાર્થ છે, આત્મા ખરેખર શ્રુતિઓ વડે પણ વિષયીભૂત થઇ શકે નહિ.

વળી, આત્મ વિષય પરત્વે, અન્યથા અનુપપત્તિનો અભાવ છે, એટલે આત્મા, અર્થાપત્તિ પ્રમાણનો પણ વિષયીભૂત થઇ શકે નહિ.

વળી આત્મા, ભાવ સ્વરૂપે હોય છે એટલે અનુપલબ્ધ પ્રમાણનો પણ તે વિષયભૂત થાય નહિ; વળી તેને વાણી વિષય કરી શકે નહિ એટલે પૌરાણિક પ્રમાણ વડે પણ તે વિષયભૂત થાય નહિ.

આ રીતે, પ્રત્યક્ષાદિ યાવત્ પ્રમાણ વડે, આત્મા અપ્રમેયરૂપે હોવાનું સિદ્ધ થાય છે; સર્વ પ્રમાણો તથા પ્રમેયવસ્તુની પ્રમાણતા જે તત્ત્વવડે સિદ્ધ થાય, તે આત્મતત્ત્વને કોણ સિદ્ધ કરી શકે ? શ્રુતિમા કહ્યું છે કે, विज्ञातारमरे केन विजानीयात् બૃ. ૪-૫-૧૫. અર્થઃ--જે તત્ત્વ પોતે વિજ્ઞાતા રૂપે હોય તેને અન્ય કયો પદાર્થ જાણી શકે ? પોતાવિષે અધ્યસ્ત રૂપે રહેલા સર્વ પ્રમાણ તથા પ્રમેય વસ્તુના સદ્ભાવ તથા અસદ્ભાવને તે પ્રકાશન કરે છે; અને પોતે સ્વયં પ્રકાશરૂપે હોય છે એટલે આ રીતનો આત્મા સ્વતઃ પ્રમાણ સિદ્ધ હોય, એટલે તે પર વસ્તુવડે કવચિત્ પણ સિદ્ધ થઇ શકે નહિ.

વળી આ આત્મા અવિનાશી રૂપ છે; અવિનાશી-વિનાશ-સત્તાનું અદર્શન, પરિચ્છિન્નસ્વરૂપ, તેનો અભાવ જેને હોય તેવો=અનન્તસ્વરૂપઃ શ્રુતિમા કહ્યું છે सत्यं ज्ञानमनन्तम् ( તૈ. ૨-૧ ) અર્થઃ-તે સત્ય, જ્ઞાન તથા અનન્તસ્વરૂપ હોય છે,

વળી જે તત્ત્વ અવિનાશસ્વરૂપ હોય તે અપરિચ્છિન્ન, પરિપૂર્ણ, સ્વરૂપવાન હોય એટલે તે નિત્યસ્વરૂપ હોય એટલે આ આત્મા નિત્યસ્વરૂપે છે.

(शङ्का)-પરમાણુઓ પરિચ્છિન્ન સ્વરૂપવાળા હોય તથાપિ તેઓ નિત્યસ્વરૂપ હોય છે આમ કોઇ વાદી કહે તે પણ યોગ્ય નથી; કારણ કે આ પરમાણુઓ નિત્યસ્વરૂપે હોય છે તેવું કોઇએ શ્રુતિ પ્રમાણ નથી; તેથી ઉલટું કહ્યું છે કે सर्वगतश्च नित्यः અર્થઃ-આત્મા સર્વ વ્યાપક તથા નિત્યસ્વરૂપ છે; यो वै भूमा तदमृतम् અર્થઃ-ખરેખર જે વસ્તુ સર્વ વ્યાપક સ્વરૂપે હોય તે જ અમૃતસ્વરૂપે હોય; (છાં.૭-૨૪-૧)આ વાક્યાનુસાર ભૂમાસ્વરૂપ પરબ્રહ્મતત્ત્વ, જે અપરિચ્છિન્ન સ્વરૂપે હોય છે તેને જ નિત્યત્વ ઘટે. કિંતુ જે વસ્તુ પરિચ્છિન્ન સ્વરૂપે હોય તેને નિત્યત્વ કોઇ પણ પ્રકારે ઘટે નહિ.

શ્રુતિમાં કહ્યું છે કે, यदल्पन्तन्मर्त्यम् ( છા. ૭-૨૪-૧ ) અર્થ -જે અલ્પ અર્થાત્ પરિચ્છિન્ન સ્વરૂપ હોય તે વસ્તુ મર્ત્યરૂપ અર્થાત્ અનિત્યરૂપે હોય છે

શરીરિણ બ્રહ્મા આદિથી માંડીને સ્તંભ પર્યંતના યાવત્ શરીરો, 'ઉપલબ્ધિસ્થાન રૂપે જેને પ્રાપ્ત થાય તેના, આત્મા યાવત્ પ્રાણિઓના શરીર રૂપી ઉપાધિ વડે યુક્ત હોય છે તેથી તેને ' શારીરી ' કહે છે; આ પદવડે શ્રીભગવાન, આત્મા કેવળ એક જ હોય છે એમ પ્રતિપાદન કરે છે

આ રીતે સર્વ પદાર્થો વિષે એક જ આત્મા અનુસ્યૂત થએલો હોય છે એટલે આત્મા તો કેવળ એક છે એમ પ્રતિપાદન કરી, યુદ્ધ વિષે આચાર્યાદિ જેઓ ઊભેલા છે તેમના દેહમાત્ર ભિન્ન ભિન્ન તથા અનેક રૂપે હોય છે એમ સૂચન કરે છે,

ઇમે ભીષ્માદિ શબ્દવડે વાચ્ય સ્વરૂપે ઉભય સેના મધ્યે જેઓ આ દૃશ્યમાન થાય છે ને,उक्ता =આ મારા આચાર્યો,પિતૃઓ તથા પુત્રો (૧-૩૪) ઈત્યાદિ વાક્ય વડે તે નિરૂપણ કરેલા, अन्तवत અવસાન અથવા અદર્શન, તે વડે યુક્ત, અર્થાત્ આ સર્વ દેહો જન્મ આદિધર્મ વાળા તથા પ્રતીતિમાત્ર હોય, એટલે તેઓ નિરત પ્રકારની સત્તાસ્વરૂપથી રહિત હોય છે. અર્થાત્ તેઓ નાશવંત તથા અનિત્ય રૂપ હોય છે,

યાવત્ ભૂતપ્રાણિઓના શરીરો વિષે જે નિત્ય આત્મા હું રૂપે ઉપલબ્ધ થાય છે તે આત્માના યાવત્ શરીરો તો કેવળ અનિત્ય હોય છે

રજત વિષે જેમ શુક્તિ કેવળ અધ્યસ્ત રૂપે હોય છે તેમ દેહાદિ અધિષ્ઠાન વસ્તુ વિષે કેવળ અધ્યસ્ત સ્વરૂપે રહેલા હોય છે એટલે આ દેહાદિને વસ્તુતઃ સત્તા સિદ્ધિ ઘટે નહિ પૂર્વે (૨૧૬) પ્રતિપાદન કર્યું છે તેમ જે પદાર્થ અસતસ્વરૂપે હોય તેને સત્તાભાવ ઘટે નહિ;

આ રીતે દેહાદિ અંતવાન તથા દેહી સ્વરૂપ આત્મા નિત્ય રૂપે હોય છે તે સિદ્ધાંતની તને સારી રીતે ખબર નહિ તેથી જ હે અર્જુન, આ મારા આચાર્યાદિઓ મરણ પામશે ઇત્યાદિ વચનો વડે તું શોકને પ્રાપ્ત થએલો.

હવે શ્રુતિ પ્રમાણો, યુક્તિ વાક્યો, તથા અનુભવાનુસાર વિચાર

કરતાં આત્મા તથા દેહ, આ ઉભય અશોચ્ય રૂપ છે એમ તને જણાયું. માટે હે વિવેક તથા વિજ્ઞાન સંપન્ન ભારત, તું યુદ્ધ કર અર્થાત્ યુદ્ધ કરવાને માટે પ્રયત્ન કર;

પૂર્વે, અર્જુન યુદ્ધ કરવાને પ્રવૃત્ત તો થએલો હતો જ; કિંતુ ભ્રાંતિના લીધે તે શોકાવિષ્ટ થતા તેના શોકના મૂળનો ઉચ્છેદ કરી જેમ કોઇ મુમુક્ષુ પુરુષને કાંઇ પણ શંકા ઉત્પન્ન થાય તો તે દૂર કરીને !'તુ આ અન્નનું ભક્ષણ કર ' એમ કોઇ અનુજ્ઞા કરે, તે રીતે આ યુદ્ધ વિષે તું પ્રવૃત્ત થએલો છે તે યુદ્ધ કરવું તે તારો સ્વધર્મ છે માટે તું યુદ્ધ કરે તે યોગ્ય છે એમ કેવળ અનુજ્ઞાનો નિર્દેશ કરેલો છે; કિંતુ આ વાક્ય વડે, તું યુદ્ધ કર એમ કહી, શ્રી ભગવાને અર્જુનની યુદ્ધ પ્રવૃત્તિનો કાંઇ આરંભ કરાવેલો નથી, કારણ કે જ્ઞાનકાંડના વિષયમાં કર્મ વિધિનો કાંઇ પણ ઉપયોગ ઘટે નહિ;

વળી કહ્યું છે કે न हि कर्मणि कर्मारम्मः અર્થઃ—કર્મ પ્રત્યે કર્મારંભ ન ઘટે. ' આ રીતે એક કર્મ વિષે કર્માન્તરનો આરંભ ન ઘટે તો પછી કર્મકાંડના વિરોધી જ્ઞાનકાંડ વિષે તો કર્મનું વિધાન કરવું કેમ જ ઘટે ?

કોઇ મનુષ્ય પ્રયાણ કરવાને તત્પર હોય તેને કહીએ કે ભલે તું પ્રયાણ કર, એ રીતે યુદ્ધ કરવાને તૈયાર થએલા અર્જુનને, તું ભલે યુદ્ધ કર એમ શ્રી ભગવાને કેવળ અનુમતિવાચક ઉક્તિ કરેલી છે.

અથવા તો શ્રુતિમાં ' एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणा व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति (બૃ. ૩-૫-૧.) અર્થઃ—ખરેખર તે આત્મતત્ત્વને જાણી સર્વેષણાઓનો પરિત્યાગ કરી, બ્રાહ્મણો ભિક્ષાચર્યાનું સેવન કરે છે." આ શ્રુતિવચનાનુસાર જ બ્રાહ્મણો બ્રહ્મવેત્તા હોય તેઓ યાવત્ એષણાઓનો પરિત્યાગ કરી કેવળ શરીરયાત્રા અર્થે ભિક્ષાટન કરે છે; આ રીતે જેમ જ્ઞાની પુરુષોને પણ શરીરયાત્રા અર્થે ભિક્ષાટન આદિ કર્મ અવશ્ય કર્તવ્ય હોય, તેમ બ્રહ્મવેત્તા પુરુષોને પોતાના પ્રાણનું અવશ્ય રક્ષણ કરવું ઘટે એમ અહીં પણ સૂચન કરવાનો ઉદ્દેશ છે.

આ જ્ઞાન પ્રકરણનો વિષય છે અને અર્જુન આત્મજ્ઞાની છે તથાપિ, તે ક્ષત્રિય તથા તરૂણ અવસ્થાવાન્ છે એટલે સંન્યાસ અથવા વાનપ્રસ્થનું સેવન કરવાને તે યોગ્ય અધિકારી ન હોય, વળી તે રાજા છે અને રાજાને તો રાજ્યભોગ વડે જ પોતાની શરીરયાત્રા કરવી ઘટે, તેથી પરાક્રમ કરી રાજ્ય પ્રાપ્ત કરવી તે જ રાજાની યોગ્ય શરીરયાત્રા કહેવાય. આ ઉદ્દેશથી જ રાજ્ય પ્રાપ્તિ માટે તું યત્ન કર આ રીતની ઉકિતવડે ભગવાનશ્રીએ કેવળ રાજાઓની શરીરયાત્રાની સ્થિતિનુ કથન કરેલુ છે.

વળી ' शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मण અર્થઃ—તુ કર્મ ન કરે તો શરીરયાત્રા પણ તને સિદ્ધ થશે નહિ આમ આગળ કહેશે ( ૩-૮) આ વચનાનુસાર તું યુદ્ધ કર, આ વાકય વડે અહીં કોઇ પણ કર્મનું વિધાન કર્યું છે એમ સમજવુ નહિ.

અવ૦—આપણને કેવળ પાપ આશ્રિત થાય ( ૧–૩૬ ), કુળ ઘાતક પુરૂષોને વર્ણસંકરતાના લીધે કેવળ નરક પ્રાપ્તિ થાય ( ૧-૪૨ ), તથા યુદ્ધ વિષે ભીષ્મને બાણોવડે હું કેમ યુકત કરૂ (૨-૪) આ વાકયાર્થ વડે, આત્મા પાપક્રિયાનો વિષયીભૂત, તે પાપકર્મોના ફળનો ભોકતારૂપ તથા તે પાપક્રિયાના કર્તારૂપે હોય એમ તુ માને છે તે કેવળ હે અર્જુન, આત્મતત્ત્વના યથાર્થ સ્વરૂપના તારા અજ્ઞાનને લીધે જ છે, આત્મતત્ત્વનું તને પરિજ્ઞાન થએલું હોય તો કોઇ પણ પ્રકારના વિકલ્પને અવકાશ પ્રાપ્ત થાય નહિ માટે તેના યથાર્થ સ્વરૂપનુ પ્રકાશન કરનાર બે મંત્રોનું હવે નિરૂપણ કરે છે; તેમા પ્રથમ મંત્રવડે આત્મા ક્રિયાનો આશ્રયભૂત તથા તેનો વિષયભૂત છે એમ જે કોઇ પુરૂષ માને, તેણે વેદાંત રહસ્યનું શ્રવણ કરેલુ હોય, તથાપિ તે તો કેવળ મૂઢ હોય છે એમ ' य एनं ' ઇત્યાદિ વાકયાર્થવડે કથન કરે છે.—

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥

अन्वय —यः एनम् हन्तारं वेत्ति यः एनम् हतम् च मन्यते तौ उभौ (आत्मानं) न विजानीतः (यतः) अयं ( आत्मा ) न हन्ति न हन्यते ॥

અ૦—જે પોતાના આત્માને હંનારૂપે માને, વળી હું હણાયો એમ જે માને, તે આ ઉભય પ્રકારના મનુષ્યો આત્માના યથાર્થ સ્વરૂપને જાણતા નથી, આ આત્મા પોતે કોઇનો વધ કરે નહિ તેમ કોઇના વડે તેનો વધ થાય નહિ ૨૯

વિ૦—एन પ્રકૃત આત્માને; हन्तार હનન ક્રિયાના કર્તારૂપે; हत પર પુરુષવડે હણાએલો, અર્થાત્ હનનક્રિયાના વિષયીભૂત રૂપે; विजानीत. આત્મતત્વના યથાર્થ સ્વરૂપને સાક્ષાત્‌રૂપે જાણતા નથી.

વળી જે પુરુષ 'હું આને હણુ છુ' 'હું આનાવડે હણાએલો છું' આ રીતના વાક્યાર્થવડે અહંપ્રત્યયાર્થરૂપ આ પ્રકૃત આત્માને હનન ક્રિયાના આશ્રયરૂપ ( કર્તા ) તથા વિષયભૂત માને, આ ઉભય પ્રકારના પુરુષો આત્મતત્વના યથાભૂત સ્વરૂપને જાણતા નથી, કારણ કે આ આત્મા પોતે તો કોઇને પણ હણતો નથી તેમ તે કોઇવડે હણાતો નથી.

જેમ કોઇ વૃક્ષ ચલાયમાન થાય તથાપિ તે વૃક્ષ મધ્યે રહેલા આકાશ ચલાયમાન થાય નહિ તેમ, દેહેન્દ્રિય આદિ ચલાયમાન થાય તથાપિ આત્મા પોતે તો કૂટસ્થ અસંગ ચિત્સ્વરૂપે તથા સર્વત્ર ઉદાસીનપણે તૂષ્ણીરૂપે રહેલો હોય છે.

શ્રુતિમા પણ કહ્યુ છે કે, 'न तदश्नाति किंचन न तदश्नाति कश्चन' સુબાલ. ઉ. ૩–૧. અર્થઃ–આ મા કોઇનું ભક્ષણ કરતો નથી; તેમ કોઇએ તેનું ભક્ષણ કરતુ નથી' વળી આ મા કેવળ નિષ્ક્રિયરૂપ છે એમ યુક્તિઓ તથા શ્રુતિઓ વડે પણ પ્રતિપાદન થાય છે.

આકાશની માફક આત્મા નિરવયવરૂપ હોય છે, એટલે તે નિષ્ક્રિયરૂપ હોય છે, શ્રુતિઓમા પણ કહ્યું છે કે, 'निष्कलं निष्क्रियं शांतम्' (શ્વે ૬–૧૯)

અર્થઃ-તે આત્મા કલાઓથી રહિત નિષ્ક્રિય તથા શાંતરૂપ છે '' સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ (શ્વે. ૬-૧૧) અર્થઃ-આત્મા સાક્ષીરૂપ, ચૈતન્યસ્વરૂપ કેવળ તથા નિર્ગુણ સ્વરૂપ હોય છે.

આ રીતે આત્મા કેવળ નિષ્ક્રય સ્વરૂપ છે એમ શ્રવણ તથા મનન કર્યા છતાં તે પોતે કર્તારૂપ, ભોકતારૂપ, સુખી તથા દુઃખી છે એમ જે માને, તે પુરુષ આત્મતત્ત્વના સ્વરૂપને જાણતો નથી, કિંતુ, મુવેલ પ્રમવની માફક તે પુરુષની શ્રવણ આદિ ક્રિયા કેવળ વૃથા શ્રમવત્ નિરર્થક થાય છે. ૧૯

अवतरणिका—જો આમ હોય તો હવે આત્મતત્ત્વ કયા પ્રકારનું હોય તેવી આકાંક્ષાપ્રાપ્ત થાય તેથી 'न जायते' ઇત્યાદિ વાકયાર્થવડે (દ્વિતીય મંત્ર વડે) આત્મતત્ત્વના સ્વરૂપનો નિર્ણય કરે છે; આ આત્મતત્વ, યાસ્કાચાર્યના પાઠાનુસાર, જન્માદિ ૭ પ્રકારના ભાવ વિકારથી રહિત, તથા કૂટસ્થ, અભંગ તથા ચિત્સ્વરૂપ હોય છે.

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यःशाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥२०॥

अन्वय—अजः ( अयंआत्मा ) कदाचित् न जायते ( न ) म्रियते वाअयं ( आत्मा ) भूत्वा भूय. भविता वा न भवति । (आत्मा) नित्यः शाश्वतः अयं पुराणः ( अस्मिन् ) शरीरे हन्यमाने ( सति अपि आत्मा स्वयं ) न हन्यते

(अ०)—જન્મ રહિત આ આત્મા કદાપિ જન્મને પ્રાપ્ત કરતો નથી, તે કદાપિ મરણને પ્રાપ્ત કરતો નથી; તે જન્મ ભાવને પ્રાપ્ત કરીને પુનઃ ઉત્પન્ન થતો નથી. આ આત્મા, નિત્ય, શાશ્વત તથા પુરાણ સ્વરૂપ હોય છે; આ શરીરનો નાશ થાય તથાપિ આત્મા પોતે હણાતો નથી. ૨૦

આ મંત્રમા 'કદાચિત્' શબ્દનો તે કદાચિત્ જન્મે નહિ, તે કદાચિત્ મરણ પામતો નથી આમ સર્વત્ર સંબંધ કરવો; वा શબ્દ च વાચક સમજવો;

આ મંત્રમાં 'अज' શબ્દના પ્રયોગવડે યાવત્ વિકારનો અભાવ પ્રાપ્ત થાય, તથાપિ આત્મા કેવળ નિર્વિકાર રૂપે છે, આ રીતનું નિશ્ચયાત્મક જ્ઞાન મિદ્ધ થાય તે માટે જ શ્રુતિ આત્મા વિષે પ્રત્યેક વિકારનો પોકાર કરીને નિષેધ કરે છે

જેનો સાક્ષાત્કાર થવાથી અજ્ઞાની પુરુષ પુનર્જન્મને પ્રાપ્ત ન કરે તે તત્ત્વને 'अज' કહે છે, અથવા પોતે જન્મ રહિત હોય, એટલે આ આત્મા કદાચિત જન્મને પ્રાપ્ત કરે નહિ, અર્થાત્ નિરવયવરૂપે હોય એટલે તે પુનઃ ઉત્પન્ન થાય નહિ.

વળી શ્રુતિઓ વિષે પણ કહ્યું છે કે, निष्कलं निष्क्रियम् ' (શ્વે. ૬-૧૯) અર્થઃ-આ આત્મા નિષ્કલ તથા નિષ્ક્રિયરૂપ છે' 'न चास्य कश्चिज्जनिता न चाधिप (શ્વે ૬-૯) અર્થઃ--આત્માનો કોઇ ઉત્પાદક અથવા અધિપતિ હોય નહિ.' આ વાકયાનુસાર આત્મા કેવળ નિરવયવ તથા નિષ્કારણ અર્થાત્ કારણ રહિત હોય, એટલે તેને જન્મ ક્રિયા ઘટે નહિ; આ રીતે જન્મરૂપ પ્રથમ ભાવ વિકારનુ નિરાકરણ થયું न जायते--જનિ ક્રિયાને પ્રાપ્ત કરતો નથી

આત્મા ઉત્પન્ન થાય નહિ, તો તે જ કારણોના લીધે તે મરણને અર્થાત્ નાશ ક્રિયાને પ્રાપ્ત કરે નહિ એટલે આ રીતે નાશરૂપ છઠ્ઠા વિકારનું નિરાકરણ થયું; न म्रियते તે નાશ ક્રિયાને પ્રાપ્ત કરતો નથી भूत्वा-જનિ ક્રિયાને પ્રાપ્ત કરીને: ભૂય પુન'; वा અને भविता અસ્તિત્વ રૂપે.

વળી આ આત્મા પોતે સત્ સ્વરૂપે હોય છે એટલે જન્મને પ્રાપ્ત કરી (भूत्वा) પુન અસ્તિત્વમાન થતો નથી, (भविता) અર્થાત્ ઘટની માફક જન્માનન્તર ભાવિ અસ્તિત્વ ભાવને તે પ્રાપ્ત કરે નહિ, કિંતુ તે મૃદ્દની પેઠે, જન્મની અપેક્ષા વિના પૂર્વકાલીન સત્તાવાળો જ હોય છે; આ રીતે દ્વિતીય ભાવવિકારનુ નિરાકરણ થયુ

નિત્ય એક સ્વરૂપવાળો; વળી આત્મા નિરવયવરૂપ હોય તેથી તે એક જ પ્રકારના સ્વરૂપવાળો હોય છે; તે કદાપિ વિપરિણામ ભાવને પ્રાપ્ત કરે નહિ; એટલે આ રીતે વિપરિણામ રૂપ ચતુર્થ વિકારનું નિરાકરણ થયું

શાશ્વતઃ આત્માની એક જ સ્વરૂપની સત્તા હોય તેથી તે શાશ્વતરૂપે હોય છે; અર્થાત્ આત્માનું સ્વરૂપ કોઇ પણ ક્ષય વિકારને પ્રાપ્ત કરે નહિ, તેથી તે અક્ષય સ્વરૂપે છે; આ રીતે આત્મા પ્રત્યે 'ક્ષય' રૂપ પાંચમા વિકારનું નિરાકરણ કર્યું.

વળી નિરવયવરૂપે હોય, એટલે આ આત્મા જે પૂર્વે તથા અધુના પણ સર્વદા નવીન સ્વરૂપે જ હોય (પુરાણ) તેથી તે વૃદ્ધિરૂપ વિકારથી રહિત હોય છે; આ રીતે 'વૃદ્ધિ' રૂપ તૃતીય વિકારનું નિરાકરણ થયું.

તાત્પર્ય—આ રીતે જન્માદિ વિકારોથી રહિત હોવાથી, આત્મા નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિત્સ્વરૂપ, આદિ તથા અંતથી રહિત, કેવળ અદ્વિતીય રૂપે છે એમ સૂચન કરેલું છે.

આ રીતનું આત્માનુ યથાર્થ સ્વરૂપ હોય છે; તથાપિ કોઇ પણ પુરુષને એવો ભ્રમ થાય કે, દેહનો નાશ થવાથી આત્માનો પણ નાશ થઇ જાય; એટલે, આવા પુરુષને સમ્યક્ પ્રકારે બોધ કરી તેનો ભ્રમ ટાળવા માટે કહેછેઃ—

ખડ્ગ આદિવડે આ શરીરનો કદાપિ છેદ કરીએ તો પણ, જેમ ઘટનો ભેદ થવાથી તેના અંદરના આકાશનો નાશ થાય નહિ, તેમ આત્મા પોતે તો નિર્વિકારી હોય, એટલે તે હનનક્રિયાનો વિષયીભૂત થાય નહિ; કિંતુ ઘટાકાશની માફક દેહનો નાશ થાય, તથાપિ આત્મા પોતે તો સ્વસ્વરૂપે સર્વદા અવસ્થિત રહે છે; શ્રુતિમાં પણ કહ્યું છે 'અવિનાશી વાઅરેઽયમાત્માઽનુચ્છિત્તિધર્મા બૃ. ૪-૫-૧૪ અર્થઃ-અરે આ આત્મા અવિનાશી, તથા ઉચ્છેદ ધર્મથી રહિત હોય છે.' ૨૦

અર્થ—આ રીતે અહં અર્થરૂપ આત્મા નિર્વિકારી તથા નિત્ય, કૂટસ્થ, અસંગ તથા ચૈતન્યરૂપ છે, અને તે જ પારમાર્થિક તત્ત્વ છે એમ પ્રતિપાદન કર્યું; હવે આ રીતના આત્મતત્ત્વનું જેને જ્ઞાન પ્રાપ્ત થએલું હોય, તેવા આત્મવેત્તા પુરુષને તો કેવળ યાવત્ કર્મોનો પરિત્યાગ ઘટે, એમ સૂચનઅર્થે 'વેદ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે.—

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥

अन्वय —हे पार्थ एनं अजं अव्ययं अविनाशिनं नित्यं यः वेद सः पुरुषः कथं कं हन्ति कं घातयति ॥

અ૦-હે પાર્થ, જે આ આત્માને અજન્મા, અવ્યય, અવિનાશી, તથા નિત્યરૂપે જાણે તે પુરુષ તે કયા પ્રકારે કોનો વધ કરે, કરાવે ? ૨૧

વિ૦-अज જન્મ આદિ યાવત્ વિકારોથી રહિત; अव्यय જે તે પ્રકારે પણ જેનો વ્યય થાય નહિ તેવો, अविनाशिनम् વિનાશનો અભાવ જેને હોય તે, પરિપૂર્ણ સ્વરૂપ, તેને, વિનાશ રજ્જુસર્પની માફક, પ્રમાણવડે જેનો બાધ થાય તે, સત્તાનો બાધ, દ્રવ્ય, તથા ગુણાદિવડે યુક્ત થવાથી જે પરિચ્છિન્ન સ્વરૂપ પ્રાપ્ત થાય તે પ્રકારનો પરિચ્છેદ; नित्यम એકરૂપ; અદ્વિતીયરૂપ वेद=અજન્માદિરૂપ આ આત્મતત્ત્વ 'તે જ હું પોતે છુ' એમ જેને સાક્ષાત્કાર થાય कथं=કયા પ્રકારે; कं हन्ति=કોને વિષયીકૃત કરીને હનન ક્રિયા કરે ? कं घातयति=હનન ક્રિયા પ્રત્યે કોને પ્રવૃત્ત કરાવે ? एनम्=અહંઅર્થક પ્રત્યક્ સ્વરૂપ આત્મતત્ત્વને.

આ મંત્રમાં 'किं' શબ્દ સર્વત્ર આક્ષેપાર્થક છે; કોઇપણ પ્રત્યુત્તર જોવામાં આવતો નથી એટલે તે શબ્દ પ્રશ્નવાચક હોય નહિ; 'कथं' શબ્દવડે સાધનનો આક્ષેપ કરી, 'कं' શબ્દવડે વિષયનો આક્ષેપ કરેલો છે. 'कं घातयति' આ વાક્યમાં પ્રયોજ્ય વસ્તુનો આક્ષેપ સૂચવેલો છે.

બ્રહ્મચર્ય, અહિંસા આદિ, વિવેક, વૈરાગ્ય તથા શમ, દમ આદિ તથા શ્રુતિ, ઇશ્વર તથા આચાર્યનો પ્રસાદ આદિરૂપ, નિયતસ્વરૂપ, શ્રુતિ આદિ રૂપ સાધન સંપત્તિ વડે જે યુક્ત હોય, જે કેવળ મોક્ષની ઇચ્છાવાળો હોય, તેવો મુમુક્ષુ અધિકારી, બ્રહ્મવેત્તા ગુરુની સંનિધિમાં જઇ, શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક શ્રવણ મનન આદિનું સતત સેવન કરી, આત્મતત્ત્વના

યથાર્થ સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત કરે, તેવો જ્ઞાની પુરુષ સર્વાત્મભાવને પ્રાપ્ત થએલો હોય, એટલે તે કયા પ્રકારે કોને હણે વા હણાવે ?

આ રીતે પોતાનો પ્રત્યક્ આત્મા તે નિર્વિકાર બ્રહ્મસ્વરૂપે હોય છે. એમ જે જાણે છે તેવા આત્મજ્ઞાની તેમને યાવત્ ક્રિયા તથા તેના સાધન આદિનો અસંભવ હોય એટલે તેઓ કેવળ સર્વ કર્મના સંન્યાસના જ અધિકારી હોય છે એમ સિદ્ધ થાય છે.

( શંકા )—ઉપરના મંત્ર વિષે તો, જેઓ નિર્વિકાર બ્રહ્મતત્ત્વને જાણે તેવા પુરુષોને ઉદ્દેશીને, પુર્વોક્ત સાધન આદિના આક્ષેપ વડે કરીને કેવળ હનનક્રિયાની નિવૃત્તિનુ સૂચન કરેલુ છે, કિંતુ તે ઉપરથી, મનુષ્યે સર્વ કર્મોથી નિવૃત્ત થવુ એ રીતનુ સૂચન કેમ ઘટે ?

આ શંકા યોગ્ય નથી, કારણ કે યાવત્ ક્રિયાઓના હેતુ સામાન્ય જ હોય છે, આત્મા અવિકારી છે એમ જ્યા જ્યા જ્ઞાન થએલુ હોય, ત્યા ત્યા અર્થાત્ તેવા પુરુષને કોઇ પણ પ્રકારની કર્મપ્રવૃત્તિ ઘટે જ નહિ; આ રીતનુ આત્મજ્ઞાન યાવત્ પ્રવૃત્તિયોના પ્રત્યે તેમની નિવૃત્તિના હેતુરૂપે હોય છે, તેથી કેવળ હનનક્રિયાને નિવૃત્ત કરવાને તે હેતુ રૂપે હોય એમ કહેવુ ઘટે નહિ, આમ છે એટલે જેઓ નિર્વિકાર, અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણે, તેવા આત્મવેત્તાઓને કોઇ પણ કર્તવ્ય વા કાર્યિતવ્ય હોય નહિ એમ સિદ્ધ થાય છે.

(શંકા)-આત્મા જન્મ તથા મરણાદિ-સર્વ વિકારોથી રહિત હોય એટલે તે જ્ઞેય રૂપ આત્મતત્ત્વ અથવા બ્રહ્મતત્ત્વ નિર્વિકાર હોય, અને આ બ્રહ્મતત્ત્વના જ્ઞાતારૂપ આત્મજ્ઞાની પુરુષ તો વિકાર ગુણવાળો હોય એટલે આ નિર્વિકાર તથા સવિકારધર્મના લીધે જ્ઞાતા તથા જ્ઞેયનો પરસ્પર વિરોધ થયે, આત્મજ્ઞાની પુરુષને અવિક્રિયત્વ જ્ઞાનનો અસંભવ થાય અર્થાત્ આત્મા અવિકાર સ્વરૂપ છે એમ જ્ઞાન સિદ્ધ થાય નહિ, તો તેને સંન્યાસ કેમ ઉપપન્ન થાય ? જો એમ કહો કે બ્રહ્મ અવિક્રિય રૂપે હોય છે, આ જ્ઞાન

તો સુપ્રસિદ્ધ છે એટલે તે બ્રહ્મજ્ઞાન વડે સન્યાસ સિદ્ધ થઇ શકે, તો તે પણ યોગ્ય ન કહેવાય કારણ કે જ્યા લગી આ બ્રહ્મજ્ઞાન અમુક મનુષ્યને જ્ઞેય સ્વરૂપે પ્રત્યક્ષ અનુભવરૂપે વિષયીભૂત ન થાય, ત્યા લગી બ્રહ્મજ્ઞાન અવિક્રિય છે આ રીતના કેવળ શાબ્દિક જ્ઞાન વડે સન્યાસ ઉપલબ્ધ થાય નહિ પરંતુ અચળ રૂપે હોય છે, આ રીતના શાબ્દિક જ્ઞાન વડે જો ક્રિયા નિવૃત્તિ સિદ્ધ થાય તો જ વિકારી હોવાથી આવા જ્ઞાનીને હુ અવિક્રિય બ્રહ્મ છુ એ રીતનુ અવિકારી બ્રહ્મતત્ત્વનુ જ્ઞાન સિદ્ધ થાય; એટલે આ રીતના જ્ઞાની પુરુષને, ‘ હુ અક્રિય છુ ’ આ રીતના કેવળ શાબ્દિક જ્ઞાન વડે આત્મા અવિક્રિયરૂપે છે તે રીતનુ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ, તો પછી તેને સર્વ કર્મનો સન્યાસ ( પરિત્યાગ ) તો કેમ જ ઘટે ?

આ રીતની શકા કરે તો વાદીને અમો પૂછીએ છીએ કે ‘ આ ( इद ) પદાર્થ ને હુ ( अह ) જાણુ છુ ’ આ વાક્ય વિષે, ઇદ અર્થક વિષયના જ્ઞાતારૂપે જ અહપ્રત્યયાર્થક ‘ હુ ’ તે તુ ૧ તારા દેહને, ૨ પ્રાણને, ૩ ઇન્દ્રિયોને, ૪ મન, અથવા ૫ અહકાર, ૬ વિશ્વ (જીવાત્મા) ૭ તૈજસ, ૮ પ્રાજ્ઞ અથવા ૯ આત્માને આ સર્વ મધ્યેથી કોને હુ રૂપે જ્ઞાતા કહે છે તે કહે ?

જો દેહ હુ રૂપે જ્ઞાતા છે એમ કહે, તો તે તારો સ્વપ્ન દેહ જાગ્રત દેહ અથવા તો તે ઉભય પ્રકારનો દેહ જ્ઞાતારૂપે હોય તે તુ કહે ( समाधान )–દેહની જાગ્રત અવસ્થામા, સ્વપ્ન દેહનો નાશ થાય, એટલે તે દશામા અહ અર્થક જ્ઞાતાનો પણ નાશ થાય, એટલે અહ પ્રતીતિનો અનુદય થાય, અહ પ્રતીતિનો ઉદય ન થાય તે તો ઇષ્ટ કહેવાય ? ( વાદી ). ના, તેમ ઇષ્ટ હોય નહિ, કારણ કે તેમ હોય તો જાગ્રત અવસ્થામા, ‘હુ નથી’ એમ કહીએ તો તારો (વાદીનો) અભાવ સિદ્ધ થાય, વળી સર્વ કોઇને ‘ હુ છુ ’ એમ પ્રતીતિ થાય છે એટલે પણ આ વાત પ્રત્યક્ષ અનુભવથી વિરુધ્ધ થાય, આ રીતે, દેહને ( જાગ્રત ) અહ પ્રતીતિ થાય છે, તે પક્ષ અસિધ્ધ થાય છે

હવે સ્વપ્ન દેહને અહ પ્રતીતિ થાય, આ દ્વિતીય પક્ષ પણ કેવળ અસિદ્ધ હોય છે; સ્વપ્ન દશામા 'હુ છુ' આ રીતની પ્રતીતિનો ઉદય કોઇને પણ થતો નથી.

'હુ ગમન કરૂ છુ' આમ ઉક્તિ કરીએ ત્યારે દેહ જ ગમન કરે છે આમ અર્થ સિદ્ધ થાય તેથી દેહ જ અહ પ્રતીતિવાન હોય, આમ કોઇ કહે તો તેમા પણ વ્યભિચાર દોષ પ્રસક્ત થાય, કારણ કે 'દેવોનુ' યજન કરી, હુ સ્વર્ગ વિષે ગમન કરૂ છુ' આ વાક્યાર્થ વડે મૃત દેહને અહપ્રતીતિ વિષયગત થાય, અને વિદ્યમાન દેહને અહ પ્રતીતિનો અભાવ થાય

હવે તૃતીય પક્ષ કેવળ અસિદ્ધ થાય છે, કારણ કે જાગ્રત્ તથા સ્વપ્ન દેહનુ એક અધિકરણ હોય નહિ, અર્થાત્ આ ઉભય વસ્તુ એક સ્થળે એક વખતે રહે નહિ

હવે મૂળ દ્વિતીયપક્ષ પણ કેવળ અસિદ્ધ હોય છે, કારણ કે, પ્રા ! સ્વભાવસિદ્ધ જડ સ્વરૂપ હોય છે, એટલે જાગ્રત્ ના સ્વપ્ન દશામા, તે પોતાને અથવા અન્ય કોઇ પદાર્થને કયા પ્રકારે જાણે ? એટલે આ રીતે જ્ઞાનનો જ અભાવ સિદ્ધ થાય તો તેને ( પ્રાણને ) અહપ્રતીતિ કેમ સિદ્ધ થાય ? આ રીતે પ્રાણ પણ અહ પ્રત્યયાર્થરૂપ નથી એમ સિદ્ધ થાય છે

હવે તૃતીયપક્ષ પણ કેવળ અસિદ્ધ હોય છે, કારણ કે એક જ ઇન્દ્રિયને યાવત્ પદાર્થોની અહ પ્રતીતિ થાય એમ માનીએ તો તેમા પ્રત્યક્ષ વિરોધ જણાય છે; કારણ કે એક જ ઇન્દ્રિય સર્વ પદાર્થ નુ ગ્રહણ કરે તો તે ઇન્દ્રિયને શબ્દાદિક એક જ વિષયનુ જ્ઞાન પ્રાપ્ત થયે, સ્પર્શાદિ યાવત્ વિષયનુ સર્વ ન જ્ઞાન સિદ્ધ થાય આ કેમ ઘટે ?

વળી, સર્વ ઇન્દ્રિયોને એકત્ર રીતે જ્ઞાનની પ્રતીતિ થાય અર્થાત્ તે સર્વે એકત્ર રીતે જ્ઞાતા રૂપે છે એમ માનીએ તો તે પક્ષ પણ સિદ્ધ થાય નહિ, 'હુ બ્રાહ્મણ છુ' આ વાક્યવડે જો, શ્રોત્રેન્દ્રિયાદિ પ્રત્યેક ઇન્દ્રિયને બ્રાહ્મણત્વનુ જ્ઞાન પ્રાપ્ત થાય, તો બ્રાહ્મણોની અનેકતા સિદ્ધ થાય

તે કેમ ઘટે ? પ્રત્યક્ષ વ્યવહાર જોતા બ્રાહ્મણ તો એક જ હોય; વળી જે ઘટને મે ચક્ષુવડે જોએલો તેને હુ મારા હાથવડે સ્પર્શ કરું છું આમ કહેવુ કેમ ઘટે ? કારણ કે પૂર્વકાલીન જે ઘડો ચક્ષુ આદિથી ભિન્ન હોય તેનુ સ્પર્શરૂપે પ્રત્યક્ષ જ્ઞાન કેમ જ ઉપપન્ન હોય ?

ચતુર્થપક્ષ પણ સિદ્ધ થાય નહિ, ચક્ષુઆદિની માફક મન પણ સામાન્ય ઇન્દ્રિયવત્ હોય છે એટલે મન પણ અહ પ્રતીતિના જ્ઞાતા રૂપે હોય નહિ, શ્રુતિમા કહ્યુ છે કે, मनसाह्येव पश्यति (બૃ ૧-૫-૩) અર્થ- આત્મ મનવડે જ જુવે છે '

પાચમો પક્ષ પણ સિદ્ધ થાય નહિ; અહંકાર વિકારવાન હોય છે, એટલે તેને જ્ઞાતાપણુ ઘટે નહિ, એટલે તેને અહ પ્રતીતિ કેમ જ હોય?

' હુ જાણુ છુ ' આ વાકયાર્થ વડે અહંકારને પણ જ્ઞાતાપણ પ્રતીત થાય એમ વાદી કહે તો તે યુક્ત નથી; કારણ કે અહંકાર પોતે જડરૂપે હોય એટલે તેને જ્ઞાતાપણુ કેમ ઉપપન્ન હોય ? જેમ, ' હું મનુષ્ય છુ ' આ વાકયાર્થ વડે આત્મા વિષે મનુષ્યત્વ ધર્મનો અધ્યાસ થાય તેમ ' હુ જ્ઞાતા છુ ' આ વાકય વડે, અહંકારને વિષે કેવળ અન્ય ધર્મનો ( જ્ઞાતૃત્વ ) અધ્યાસ જ થાય છે; અહંકાર પોતે તો જડરૂપે હોય, એટલે તેને જ્ઞાતૃત્વ સભવે નહિ; અગ્નિના દાહકપણાની માફક જ્ઞાતાપણુ તો ચૈતન્ય ધર્મ હોય છે;

બાલ્યાવસ્થામા મે દ્રાક્ષો ખાધેલી તેનો જ અનુભવ અથવા જ્ઞાન, તે જ બાલ્યાવસ્થાજન્ય જ્ઞાન વૃદ્ધાવસ્થામા ઉપલબ્ધ થાય નહિ; કારણ કે શૈશવ અવસ્થા વિષેનો જે અહંકાર તે વિકારી હોવાથી વિનાશને પામેલો હોય એટલે એક જ અહકાર આ ઉભય દશા વિષે સળગ હોય નહિ આ રીતે સર્વ દશામા અહંકારનું સળંગ રૂપ ન હોય, એટલે તેને પણ અહ પ્રતીતિ કેમ સભવે ?

' મારો આ અહંકાર દુષ્ટ રૂપ છે ' આ વાકયાર્થ વડે, અહંકાર

આત્માથી ભિન્ન રૂપે હોવાનું સિદ્ધ થાય છે, એટલે તેને જ્ઞાતૃત્વ સિદ્ધ ન હોય તો અહંપ્રતીતિ કેમ જ ઘટે ?

વળી આ જ રીતે, છઠ્ઠો, સાતમો તથા આઠમો પક્ષ પણ અસિદ્ધ હોય છે; વિશ્વ, તૈજસાદિ જીવાત્માનાં સ્વરૂપો, જ્ઞાતા સ્વરૂપથી કેવળ ભિન્ન હોય છે. એટલે તેમને પણ અહંપ્રતીતિ સિદ્ધ થાય નહિ; વિશ્વાદિ પ્રત્યેક સ્વરૂપ એક એક અવસ્થાના અભિમાની દેવ હોય છે, એટલે તે પ્રત્યેક સ્વરૂપવાળા જીવાત્માને જાગ્રત્ આદિ ત્રણે અવસ્થા તથા તેના અંતર્ગત ધર્મનું વિજ્ઞાન ( અનુભવ ) કેમ જ ઘટે ?

જે મેં સ્વપ્ન જોયું, વળી જે હું સુખે સુતેલો તે જ હું જાગું છું, આ રીતનો આત્મા, ત્રણે અવસ્થાઓના જ્ઞાતારૂપ વિશ્વાદિ સ્વરૂપોથી કેવળ ભિન્ન, નિત્ય તથા અવિકારી રૂપ હોય છે, આ રીતે અવશેષ કેવળ આત્મા જ જ્ઞાતા રૂપે હોય છે એમ અવશેષ પૂર્વક સિદ્ધ થાય છે; શ્રુતિમા કહ્યું છે કે, 'नान्योऽतोऽस्ति विज्ञाता ( બૃ. ૩–૭–૨૩ ) અર્થઃ— આ આત્માથી વ્યતિરિક્ત અન્ય વિજ્ઞાતા હોય નહિ. '

( शङ्का )—આત્મા નિરવયરૂપે હોય એટલે તેને બુદ્ધિ, તેની વૃત્તિઓ ઇન્દ્રિયો તથા ઇન્દ્રિયોના વિષયો સાથે સંબંધ સંભવે નહિ, એટલે તેને જ્ઞાતાપણું કેમ ઘટે ? આમ વાદી કહે તો તે યુક્ત નથી; કારણ કે આત્માને, બુદ્ધિ આદિ પદાર્થો સાથે આધ્યાસિક ( કલ્પિત ) સંબંધ સંભવે છે, એટલે તે અવિક્રિય રૂપે હોય તથાપિ તેને જ્ઞાતૃત્વ સિદ્ધ થાય છે. ''

આ રીતે કેવળ આત્મા વિજ્ઞાતારૂપે હોય છે એટલે તેને અહંપ્રતીતિ સિદ્ધ થાય છે; શ્રુતિમા કહ્યું છે કે, 'अहं विजानामि विविक्तरूपः ( કૈવલ્ય. ૨–૨) અર્થઃ—વિવિક્ત સ્વરૂપવાન હું ( આત્મા ) આત્મતત્ત્વને જાણું છું.' આમ હોવાથી, જ્ઞાતારૂપ આત્માને જ બ્રહ્મતત્ત્વનું વિજ્ઞાન બોધ્ય થાય છે એટલે જ્ઞાતારૂપ આત્મા અને જ્ઞેય રૂપ બ્રહ્મ વચ્ચે કાંઇ

ભેદ રહે નહિ શ્રુતિમા પણ કહ્યુ છે કે, ' अयमात्मा ब्रह्म ' અર્થ —આ આત્મા પોતે જ બ્રહ્મરૂપે છે ' ( મા ૭ તથા બૃ. ૨–૫–૧૯ )

હુ અવિક્રિયરૂપ છુ એમ જે જાણે, અર્થાત્ પોતાનો આત્મા અવિક્રિય, અદ્વિતીય રૂપે છે એમ જેને પરિપૂર્ણ જ્ઞાન સિદ્ધ થયુ હોય તેવા મુમુક્ષુને, અવિક્રિય સ્વરૂપ બ્રહ્મ તથા આત્મતત્ત્વની એકતાનુ જ્ઞાન આરૂઢ થએલુ હોય એટલે તેને યાવત્કર્મનો પરિત્યાગ કરવો અવશ્ય ઘટે છે ૨૧

અવ૦—ભલે આત્માને સ્વત વિકારપણાનો અભાવ હોય, તથાપિ પૂર્વાપર ગિરિના યોગ વડે જેમ સૂર્યનુ સ્વરૂપ વિકારગત થાય તેમ પૂર્વાપર દેહનો પરિગ્રહ તથા પરિત્યાગ કરવાથી આત્મસ્વરૂપ સોપાધિક વિકારને પ્રાપ્ત કરે જ, અને તેથી તેને અવિક્રિયત્વ કેમ ઘટે ? આ શ કા પરત્વે જેમ કોઇ પુરુષ પોતાના નવાં વસ્ત્રો ગ્રહણ કરે અને જૂનાનો ત્યાગ કરે તેથી તેના સ્વરૂપને કાઇ બાધ આવે નહિ ગમે તે દેહનુ ગ્રહણ અથવા પરિત્યાગ કરે તથાપિ તે વડે આત્માના અવિકારી સ્વરૂપને કાઇ બાધ આવતો નથી, આ મતત્ત્વનો દેહાદિથી ભિન્ન સ્વરૂપે તથા દેહાદિના ધર્મ, કર્મ, તથા તેની અવસ્થાઓથી કેવળ રહિત હોય છે. આમ સૂચન કરવા માટે હવે ' वासासि ' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

**वासासि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

अन्वय —नर· जीर्णानि वासासि विहाय अपराणि नवानि यथा गृह्णाति तथा देही जीर्णानि शरीराणि विहाय अन्यानि नवानि सयाति ॥

અ૦—જેમ કોઇ પુરુષ જીર્ણ વસ્ત્રોનો પરિહાર કરી, અન્ય નવીન વસ્ત્રોને

ધારણ કરે તેમ આ આત્મા, જીર્ણ શરીરોનો પરિત્યાગ કરી, અન્ય નવીન દેહોને પ્રાપ્ત કરે છે ૨૨

વિ૦-अपराणि પૂર્વ પ્રકારથી (સ્વરૂપથી) વિપરીત નામરૂપવાળા, देही દેહ વિષે, હું સ્વરૂપે ઉપલબ્ધ થતો આત્મા, जीर्णानि કાળ તથા કર્મવશાત્ ત્યાગ કરવાને યોગ્ય, अन्यानि નામ, રૂપ જાતિ તથા ગુણ વિશેષ વડે, પૂર્વ સ્વરૂપથી વિલક્ષણ સ્વરૂપવાળા, संयाति પ્રાપ્ત કરે છે

પોતાના સ્વરૂપનો કોઇ પણ વિકાર થયા વિના જેમ કોઇ પુરુષ જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરી નવીન વસ્ત્રોને ધારણ કરે, તેમ આત્મા પોતે કોઇ પણ વિકારને ન પામતા જીર્ણ દેહોનો ત્યાગ કરી નવીન દેહોને પ્રાપ્ત કરે છે,

આ રીતે, આત્મા નવીન દેહોને પ્રાપ્ત કરે, તથાપિ પોતે તો કોઇ-પણ વિકારને પામે જ નહિ

જેમ કેવળ વસ્ત્રોને જ આગમ તથા નિર્ગમ ( ઉત્પત્તિ તથા નાશ ) નામરૂપની વિચિત્રતા, તથા શિથિલતા આદિ પ્રમકત હોય, અને પુરુષને તો આગમાદિ કાંઇ હોય નહિ, તેમ ઉત્પત્તિ, નાશ આદિ અનાતર વિકારો કેવળ શરીરોને ઉદ્દેશીને હોય; અને આત્મા તો નિર્વિકારી હોવાથી તેને ઉત્પત્તિ આદિનો અલેપ હોય, એટલે આત્મા, દેહેન્દ્રિયાદિથી ભિન્ન, અવિકારી, તથા નિત્યરૂપે છે એમ સૂચન કરેલુ છે

अव०—ઘટ વિષેના જળનો નાશ થતા, જળ વિષેનુ પ્રતિબિંબ નાશ પામે, તેમ શસ્ત્રાદિ વડે દેહનો નાશ થાય, તો દેહ વિષે રહેલા આત્માનો પણ નાશ થતા ( चरमविकार ) આત્માનુ અવિક્રિયત્વ અસિદ્ધ ન થાય ?

આ શંકા પરત્વે ' नैनं ' ઇત્યાદિ વાકયાર્થ વડે હવે કથન કરે છે—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ २३ ॥

अन्व० —शस्त्राणि एनम् न छिन्दन्ति पावकः एनम् न दहति आपः च न एनम् क्लेदयन्ति मारुतः एनं न शोषयति ॥

અ૦–શસ્ત્રો, આ આત્માના અવયવોનો વિશ્લેષ કરી શકે નહિ; અગ્નિ તેને દહન કરી શકે નહિ; જળ તેને આર્દ્રીભૂત કરી શકે નહિ; અને વાયુ તેનુ શોષણ કરી શકતો નથી.

વિ૦–शस्त्राणि જેના વડે પદાર્થો કપાય તે; અર્થાત્ તલવાર, ગદા ઇત્યાદિ પૃથ્વીના વિકારરૂપ પદાર્થો; एनं પ્રકૃત આત્મતત્ત્વના न छिन्दन्ति અવયવોનો વિશ્લેષ અર્થાત્ પૃથક્પણું કરી શકે નહિ;

આત્મા આકાશની માફક નિરવયરૂપે છે એટલે દેહની માફક તે વિશસન (છેદન) ક્રિયાનો વિષયીભૂત થાય નહિ; તેમ જ જળ પણ, આત્માને દેહની માફક, આર્દ્રીભૂત કરી શકતું નથી, અર્થાત્ તે સાવયવ પદાર્થને જેમ શિથિલ કરે, તેમ તે આત્મા નિરવયરૂપ હોવાથી, તેને શિથિલતા સંપાદન કરવાને સમર્થ થતું નથી. તે જ રીતે અગ્નિ પણ દેહની માફક આ આત્માને દહન કરી શકે નહિ; અર્થાત્ આત્મા દહન ક્રિયાનો અવિષયીભૂત હોય છે, એટલે તેને અગ્નિ ભસ્મીભૂત કરી શકે નહિ; વળી જેમ સ્નિગ્ધ પદાર્થનું શોષણ કરીને દેહને સુકાવી નાખે તેમ, વાયુ પણ આત્માનું શોષણ કરી શકે નહિ; આત્મા શોષણ ક્રિયાને અગોચર અર્થાત્ અવિષયીભૂત હોય છે, એટલે વાયુ તેનું કયા પ્રકારે શોષણ કરી શકે?

જેમ જળ ઘટને આર્દ્રીભૂત કરે, તાડન કરવા યોગ્ય પદાર્થોનું શસ્ત્રો વડે જેમ તાડન કરાય, વાયુવડે પદાર્થોનું જેમ શોષણ થાય તથા અગ્નિ વડે જેમ તેમનું દહન થાય, તેમ તે તે પદાર્થો વિષે નિરવયવરૂપે રહેલા આકાશનું ક્લેદન, તાડન, શોષણ વા દહન થઇ શકે નહિ; તે જ રીતે દેહાદિનું છેદન, શોષણ આદિ થાય, તથાપિ તે તે દેહ વિષે રહેલું આત્મતત્ત્વ કદાપિ છેદન

આદિ તે તે ક્રિયાનું વિષયીભૂત થાય નહિ એટલે આત્મા અવિકારી રૂપે છે એમ તાત્પર્ય સિધ્ધ થાય છે.

तात्पर्यः–આ રીતે, જરા, રોગ આદિ ભૌતિક તથા દૈવિક જે જે ઉપદ્રવો થાય તે તો કેવળ શરીરને ઉદ્દેશીને હોય છે, કિંતુ અર્થ–અર્થક આત્માને તો જરા આદિ કાઇપણ પ્રમક્ત હોય નહિ, આત્મા તો દેહાદિથી ભિન્ન હોય છે, એટલે જે અનર્થો દેહને વિષય કરે છે, તે આત્માને વિષયીભૂત કરી શકે નહિ, એટલે આવા અનર્થો પ્રાપ્ત થાય તેવે પ્રસંગે બ્રહ્મવેત્તા પુરુષોએ સ્થિર બુદ્ધિ રાખવી ઘટે છે ૨૩

અવ૦–બાવીશમા મંત્રવડે, આત્મા દેહથી વ્યતિરિક્ત છે એમ પ્રતિપાદન કરી. છેદ આદિ ક્રિયાએ જ જોવામા આવે તે તો કેવળ દેહ વિષયક હોય, કિંતુ તે નિરવયવ રૂપ આત્માને હોય નહિ એમ પણ પ્રતિપાદન કર્યું, હવે, છેદ, ક્લેદ દહન તથા શોષણ, આ ચાર ભૂતકાર્યો આત્મતત્ત્વ વિષે કદાપિ અસક્ત ન હોય એમ 'अच्छेद्य' આદિ વાક્યાર્થ વડે સ્પષ્ટ રીતે કથન કરે છે —

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यःसर्वगत स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥

अन्वय —सनातन अय (आत्मा) नित्य सर्वगत स्थाणु अचल अय अच्छेद्य अदाह्य अक्लेद्य अशोष्य च एव ( भवति )

અ૦–આ આત્મા, અનાદિ સ્વરૂપ, નિત્ય, સર્વગત, સ્થિરસ્વભાવવાળો, અચળ છે તેથી તેનો છેદ, ક્લેદ, શોષણ કદાપિ થઇ શકતુ નથી ૨૪

वि०—સનાતન-અનાદિ સ્વરૂપ, શ્રુતિમા કહ્યુ છે કે 'न तस्य क श्चिज्जनिता न चाधिप श्वे ૬-૯ અર્થ –આ આત્માનો કોઇ જનક રૂપ નથી, તેમ તેનો કોઇ અધિપતિ નથી ' એટલે આ વાક્યાનુસાર, આત્મા નિરવયવ રૂપ હોય તેથી કોઇપણ કારણ વડે ઉત્પન્ન થાય નહિ તેથી તેને સનાતન અર્થાત્ જન્માદિ વિકાર રહિત કહે છે

આત્મા આ રીતે જન્માદિ વિકાર રહિત છે એટલે જ તે નિત્ય, અને નિત્ય હોય તેથી જ તે સર્વગત અર્થાત્ પરિપૂર્ણ સ્વરૂપ હોય છે.

આત્મા ભલે નિત્ય તથા સર્વગત હોય તથાપિ તે ક્રિયા શક્તિનો આશ્રય ન કરે ? આ રીતની શંકા કરવી યોગ્ય નથી. કારણ કે નિત્યત્વ આદિ ધર્મવાળા આકાશ વિષે જેમ ક્રિયા શક્તિનો અભાવ હોય, તેમ આત્મા વિષે પણ તેનો અભાવ જ હોય છે, અને આ રીતની ક્રિયા શક્તિનો અભાવ હોય એટલે તે સ્થાણુ અર્થાત્ સ્થિર સ્વભાવનો, અને સ્થિર સ્વભાવનો હોય એટલે તે અચળ સ્વરૂપ હોય છે.

આ મંત્રમાં, અયં ( આ ) શબ્દ વડે આત્માનો અપરોક્ષ સ્વરૂપે નિર્દેશ કરેલો છે તે વડે આત્મા, વિદ્વાન પુરુષને પ્રત્યક્ષ સ્વરૂપે વિજ્ઞાત થઈ શકે છે એમ સૂચન કરેલું છે.

ઉપર કહ્યું તેમ આત્મા સનાતન આદિ સ્વરૂપવાન હોય છે એટલે જ તેનું શસ્ત્રાદિવડે છેદન, ક્લેદન, દહન અથવા શોષણ કદાપિ થઈ શકતું નથી.

તાત્પર્ય-સનાતનત્વ વિશેષણ વડે આત્માના નિર્વિકારપણાનું, નિત્યત્વ વિશેષણવડે પ્રમાણાન્તરવડે તેના અબાધ્યપણાનું, સ્થિરત્વ તથા અચલત્વ આ ઉભય વિશેષણો વડે ક્રિયાના અનાશ્રયપણાનું ( અવિષયપણાનું ), પૂર્ણત્વ વિશેષણ વડે તેના અદ્વિતીયપણાનું, તથા તેના નિત્યત્વ, શુદ્ધત્વ, આનંદત્વ તથા એકરસત્વનું સૂચન થાય છે. ૨૪

અવ૦—' तरति शोकमात्मवित् ( છા. ૭-૧-૩ ) અર્થ:—આત્મવેત્તા પુરુષ શોકને તરી જાય છે; ' આ શ્રુતિવાક્યાનુસાર, આત્મતત્ત્વનો સાક્ષાત્ અનુભવ થાય એટલે શોકની નિવૃત્તિ થાય છે, અને આત્માનુભવ, આત્મ તથા અનાત્મ વસ્તુનું સંશોધન કર્યા વિના સિદ્ધ થાય નહિ, તેથી પૂર્વ મંત્રો વિષે, આત્મતત્ત્વના સંશોધનનો ઉપક્રમ (આરંભ) કરી, બાવીસમા મંત્રમાં નિરૂપણ કરેલું તે પ્રમાણે સ્થૂળ શરીરથી આત્મા ભિન્ન-

હોય છે એમ પ્રતિપાદન કર્યું, તેનો શસ્ત્રાદિ વડે છેદ થઈ શકે નહિ ઇત્યાદિ (મત્ર ૨૩) વાકયાર્થ વડે, આત્મા છેદન આદિ ક્રિયાનો અવિષયીભૂત હોય છે એમ પ્રતિપાદન કર્યું, હવે સૂક્ષ્મ તથા કારણ રૂપ શરીરો પણ શસ્ત્રાદિના અવિષયીભૂત હોય, તેથી કદાચ આ ઉભય શરીરને વિષે આત્મત્વ બુદ્ધિ થાય તેથી તે દૂર કરવા માટે 'अव्यक्त' ઇત્યાદિ વાકયાર્થ વડે, આત્મા તે ઉભય શરીરોથી ભિન્ન તથા અવિકારી છે એમ કથન કરી, આત્મ તત્ત્વના આ રીતના લક્ષણને જાણનાર તને અર્જુનને પુન શોક કરવો ન ઘટે એમ નિરૂપણ કરી, આત્મતત્ત્વના સંશોધનનો ઉપક્રમ કરીને તેનો ઉપસહાર (સમાપ્ત) કરે છે—

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

अन्वय —अय अव्यक्त अय अचिन्त्य अय अविकार्यः उच्यते।
तस्मात त्व एव एन विदित्वा न अनुशोचितुम् अर्हसि ॥

અ૦—આ આત્મા અવ્યક્ત અચિન્ત્ય તથા અવિકારી સ્વરૂપ છે, માટે તેનુ આ રીતનુ સ્વરૂપ જાણીને તારે શોક કરવો ઘટે નહિ ૨૫.

(વિ૦) અહકાર મમકાર આદિ વડે જે અભિવ્યક્ત થાય તે व्यक्त લિગ શરીર, તેના ધર્મ તથા તેની અવસ્થાઓના સાક્ષિ રૂપે હોવાથી આ વ્યક્ત સ્વરૂપ લિગ શરીરથી ભિન્ન રૂપે હોય, તેથી આ આત્માને 'अव्यक्त' કહે છે, મને આ દુ ખ થયુ આમ કહીએ એટલે તે વાકયાર્થ વડે દુ ખનો અનુભવ કરનાર જે લિગ શરીર તેના વિષેનુ જેને જ્ઞાન થાય તે દુ ખનો અનુભવ કરનાર આ શરીરથી અવશ્ય ભિન્ન છે એમા કાઇ પણ સશય વિના જણાઇ આવે છે.

આ જ રીતે આ આત્મતત્ત્વ કેવળ અચિન્ત્ય સ્વરૂપ હોય છે, અદૃષ્ટ આદિની માફક, શોક તથા મોહ આદિ કાર્યવડે જેનુ ચિન્તન અર્થાત્

અનુમાન કરાય તે ચિન્ત્ય અવ્યાકૃત, કારણ શરીર રૂપ અજ્ઞાન તેનું જ્ઞાન જેનાવડે થાય તે 'अचिन्त्य' સ્વરૂપ આત્મા, આ ચિન્ત્યરૂપ અજ્ઞાનથી અત્યંત ભિન્ન હોય છે.

'હુ અજ્ઞ છુ, હુ મને પોતાને જાણતો નથી' આ વાકયાર્થ વડે, જે અજ્ઞત્વ અર્થાત્ અજ્ઞાનનો અનુભવ કરાય છે તે સ્વવિષયક અજ્ઞાનનો આ આત્મા સાક્ષિ રૂપે હોય, એટલે તે ચિન્ત્ય સ્વરૂપ અજ્ઞાનથી ભિન્ન સ્વરૂપે હોઇને, જે અચિન્ત્ય સ્વરૂપ હોય તે ચિન્ત્ય સ્વરૂપથી અવશ્ય ભિન્ન હોવાનું સિધ્ધ થાય છે.

વળી, આ આત્મા નિરવયવ રૂપ હોવાથી, વિકારનો અવિષય રૂપેહોય એટલે તે કેવળ अविकार्य અર્થાત્ વિકાર રહિત હોય છે. 'અવિકાર્ય' શબ્દ વડે, આત્માના અનુત્પાદ્યત્વ (ઉત્પન્ન થવાને અયોગ્ય) ઇત્યાદિ ધર્મો ઉપલક્ષિત થાય છે; पुरस्तात्सिद्धं हि ब्रह्म અર્થઃ—બ્રહ્મતત્ત્વ, મૂળથી જ સિધ્ધ સ્વરૂપે હોય છે; એટલે આ શ્રુતિ (નૃસિંહોત્તર તાપિની ઉ. ખં. ૯.) વચનાનુસાર આત્મા અનાદિ સિધ્ધ છે એટલે તે અનુત્પાદ્ય હોય છે.

વળી 'नान्योऽतोऽस्ति विज्ञाता' (બૃ. ૩–૭–૨૩) અર્થઃ—'આ આત્મા-થી અન્ય કોઇ વિજ્ઞાતા નથી.' આ શ્રુતિવાકયાનુસાર, આત્મા સ્વરૂપ વડે કેવળ અનાપ્ય (પ્રાપ્ત કરવાને અયોગ્ય) હોય છે; વળી તે શુધ્ધ અર્થાત્ અબાધ્ય સ્વરૂપ (જેના સ્વરૂપનો કોઇ પણ પ્રકારે બાધ અર્થાત્ વિકાર થાય નહિ તેવો) તથા તે શુધ્ધ અર્થાત્ સુખસ્વરૂપ હોય છે એમ શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે એટલે આ રીતે આત્મા નિત્ય તથા શુદ્ધ સ્વરૂપે હોય છે તેથી તે અસંસ્કાર્ય રૂપ અર્થાત્ શુધ્ધ થવાને અયોગ્ય હોય છે.

વળી अद्वय एवायमात्मा सन्मात्रो नित्यः शुद्धो बुद्धः सत्यो निरञ्जनो विभुर द्वय आनन्दः परः प्रत्यगेकरसः प्रमाणैरेतैरवगतः અર્થઃ—આ પ્રમાણો વડે, આ આત્મા કેવળ અદ્વય, કેવળ સત્સ્વરૂપ, નિત્ય, શુધ્ધ, બુદ્ધ, સત્યસ્વરૂપ,

નિરંજન, વ્યાપક સ્વરૂપ, અદ્વિતીય, આનંદ સ્વરૂપ, શ્રેષ્ઠ, પ્રત્યક્ સ્વરૂપ, તથા એકરસ હોવાનું સિદ્ધ થાય છે' આ શ્રુતિ વાક્યાનુસાર, આત્મતત્ત્વનુ સ્વરૂપ આ રીતનુ નિરૂપણ કરેલુ હોય છે, માટે તારો પોતાનો આત્મા પણ આ જ રીતના સ્વરૂપનો અર્થાત્ અસ્થૂળ, અવ્યકત, અચિન્ત્ય, નિષ્કળ, નિષ્ક્રિય, કૂટસ્થ, અસંગ, તથા ચૈતન્ય સ્વરૂપે છે એમ સાક્ષાત્ અનુભવ કરી, તને કોઇપણ પ્રકારનો શોક કરવો ઘટે નહિ, અર્થાત્ હુ આ લોકોનો હન્તારૂપે છુ, મારાવડે આ સર્વેનો વધ થશે એ રીતે પૂર્વે તે શોક કર્યો તે પ્રકારે તને શોક કરવો ઘટે નહિ

તાત્પર્ય-આ મંત્રાર્થ વડે, જેઓને આત્મતત્ત્વના અદ્વિતીય સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત થએલુ હોય, તેવા બ્રહ્મવેત્તા પુરુષોને કોઇ પણ પદાર્થ વિષે શોક કરવો ઘટે નહિ, આ રીતનુ સૂચન કરેલુ છે.

અવ૦--આ રીતે, જેના વડે સંસારરૂપી ભ્રમનો નાશ થાય તે આત્મતત્ત્વના યથાર્થ વિજ્ઞાનનો ઉપદેશ કર્યો; હવે, આત્મપ્રમાદ વિના આ રીતનુ આત્મ વિજ્ઞાન સિદ્ધ થાય નહિ, અને અર્જુનના અંતઃકરણ વિષે આ રીતના આત્મપ્રસાદનો ઉદય થએલો નથી એમ જાણીને અન્ય પ્રકારે તેનો શોક ટાળવા અર્થે 'अथ च' ઇત્યાદિ વાક્યાર્થવડે, શ્રી ભગવાન નીચે પ્રમાણે કથન કરે છે—

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥ २६ ॥

अन्वयः-(हे) महाबाहो, अथ एनम् (आत्मानम्) नित्यजात नित्य मृतं वा च मन्यसे तथापि त्व एवं शोचितुम् न अर्हसि॥२६॥

અ૦-હે મહાન ભુજાવાળા, આ આત્મા નિત્ય ઉત્પન્ન થાય, તથા નિત્ય મરણને પ્રાપ્ત કરે છે એમ જો તું માનતો હોય તથાપિ તને આ રીતનો શોક કરવો ઘટે નહિ ૨૬

वि०—' महाबाहो ' આ શબ્દ વડે અર્જુનને સંબોધનામાં અંતર્ગત પ્રયોજન રહેલું છે ' च ' શબ્દ ' જો ' વાચક છે,

અથવા, આ ઉપર નિરૂપણ કરેલા આત્મા, नित्यजात અર્થાત્ જ્યારે જ્યારે દેહની ઉત્પત્તિ થાય, ત્યારે ત્યારે તે તે દેહની સાથે તે નિત્ય ઉત્પન્ન થાય છે, તથા જ્યારે દેહ મૃત્યુને પ્રાપ્ત કરે ત્યારે ત્યારે આત્મા તે તે દેહની સાથે જ નિત્ય મૃત્યુને પ્રાપ્ત કરે છે, આમ તું મૂઢ લોકની માફક માને, તથાપિ તે પક્ષનો વિચાર કરીએ તો પણ આપણને સ્વ-બાન્ધવ રૂપ આ ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ કરવો ઘટે નહિ ' એ રીતે ( १ ૩७ ) ને પૂર્વે શોકોદ્ગાર કરવા તે ઘટે નહિ. २६

अव०—હવે આપક્ષપૂર્વક વિચાર કરતા પણ શોક કરવો કેમ યોગ્ય નથી તેનો હેતુ ' जातस्य ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે—

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

अन्वय –हिं जातस्य मृत्यु ध्रुव मृतस्य च जन्म ध्रुव तस्मात् अपरिहार्ये अर्थे त्व शोचितु न अर्हसि ॥२७॥

अ०–જે કોઇ જન્મે તેનું અવશ્ય મૃત્યુ થાય, તથા જે કોઇ મૃત્યુ પામે તેને અવશ્ય જન્મ પ્રાપ્ત થાય, આ રીતનો જ્યારે અપરિહાર્ય નિયમ હોય છે તો પછી તને આ માટે શોક કરવો ઘટે નહિ. २७

वि०—हि જે કારણને લઇને, जातस्य જે કોઇ પદાર્થ જન્મ પ્રાપ્ત કરે તે દરેકોઇ પદાર્થનું; मृत्यु મરણ, ध्रुव કાંઇ પણ અપાય અર્થાત્ વિનાશ થયા વિના, जन्म પુનર્જન્મ, ध्रुव નિયમ પૂર્વક; अपरिहार्ये જેનો આમા વડે પણ પરિહાર કરી શકાય નહિ તે.

જે પદાર્થનો જન્મ થએલો હોય તે અવશ્ય મરણને પ્રાપ્ત કરે છે તથા જે મરણ પામેલો હોય તે નિયમપૂર્વક જન્મને પ્રાપ્ત કરે છે, આ રીતે જન્મ તથા મરણ, અને મરણ અને જન્મ, આ ઉભય વચ્ચે જેમ દિવસને અંતે રાત્રિ, અને રાત્રિની અંતે દિવસ, એમ દિવસ તથા રાત્રિ વચ્ચે અવ્યભિચારી નિયમ સંબધ હોય, તેવો અટળ સબધ હોય છે. 'માટે આ મારો દેવદત્ત મરી જશે' એ પ્રકારનો શોક કરવો ઘટે નહિ.

અવ૦—હવે, ભીષ્માદિ શબ્દ વડે વાચ્યરૂપ આ સર્વ દેહો માયાના કાર્ય રૂપે હોવાથી, અસતરૂપ છે માટે 'આ મારા ભીષ્માદિ,' એમ કહી કદાપિ શોક કરવો ઘટે નહિ એમ अव्यक्तादीनि ઇત્યાદિ વાક્યાર્થ વડે સૂચન કરે છે—

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

अन्वयः– (हे) भारत, अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि अव्यक्तनिधनानि एव तत्र का परिदेवना ॥ २८ ॥

અ૦-હે ભારત, અવ્યકતસ્વરૂપ માયા વડે જ જન્મ પામે છે, તે આ સર્વભૂતપદાર્થો મધ્યકાળ વિષે (સ્થિતિ દશામા) વ્યક્તસ્વરૂપે હોય છે; અને પુનઃ તેઓનો ક્ષય અવ્યકત સ્વરૂપ માયાવિષે જ થાય છે, માટે આ સંબંધમા શોક કરવો કેમ ઘટે?

વિ૦-अव्यक्तादीनि નામ, રૂપ તથા ગુણાદિ વડે જે વ્યકત ન થાય તે अव्यक्त અર્થાત્ માયાતત્ત્વ, તેના થકી જેઓનો આદિ અર્થાત્ જન્મ થાય તે; भूतानि જેની ઉત્પત્તિ હોય તે, અર્થાત્ શરીરો; व्यक्तमध्यानि મધ્યકાળમા (ઉત્પત્તિ દશા) જેમને વ્યક્ત સ્વરૂપ પ્રાપ્ત થાય તેવા, દેવ, તિર્યક (પશુ-પક્ષી), મનુષ્ય, બ્રાહ્મણ, ઇત્યાદિરૂપે, મધ્યકાળમા આભાસરૂપે

વ્યક્ત સ્વરૂપને પ્રાપ્ત થનારા अव्यक्तनिधनानि અવ્યક્ત તત્ત્વરૂપ કેવળ માયા વિષે જેઓનો નિધન નાશ થાય તેવા, અર્થાત્ ઐન્દ્રજાલિક પદાર્થોની માફક દૃષ્ટનષ્ટ સ્વરૂપવાળા વસ્તિવના પરિતાપ.

આ રીતે સર્વ ભૂત શરીરો કેવળ માયાના કાર્યરૂપ હોય છે, વળી, यथा स्वाप्नप्रपञ्चाख्य मयि मायाविजृम्भित। तथा जाग्रतप्रपञ्चाख्य मयि मायाविजृम्भित અથ — જેમ આ સ્વપ્ન પ્રપંચ મારા વિષે, માયા વડે વિજૃભણ કરી રહેલા હાય તેમ આ જાગ્રત્ પ્રપંચ પણ મારા વિષે કેવળ માયા વડે વિજૃભિત થએલો હોય છે, ' આ વચનાનુસાર, આ સર્વ પરિદૃશ્યમાન રૂપ જગત સ્વપ્નના વિષયોની માફક કેવળ માયિક સ્વરૂપવાન હોય છે એટલે આ સર્વ જગત કેવળ માયાના કાર્યરૂપે છે એમ જે જાણે તેવા પુરુષને, આ મિથ્યા ભૂત માયા કાર્ય પરત્વે હું આનો વધ કરૂં છું, આ મૃત્યુ પામે છે, પેલો નાશ પામે છે ' ઇત્યાદિ પ્રકારનો પરિતાપ કેમ જ થાય ? તાત્પર્ય કે આ રીતના આત્મજ્ઞાની પુરુષને કોઈ પણ પ્રકારનો પરિતાપ કરવો યોગ્ય નથી એમ કહી ઉત્તરાર્ધ મંત્ર વડે શ્રી ભગવાન આક્ષેપોક્તિ કરે છે, અથવા

આ મંત્રનો નીચે પ્રમાણે બીજો પણ અર્થ થાય છે—

યાવત્ પ્રમાણો જેને વ્યક્ત કરવાને અસમર્થ હોય, તેવા अव्यक्त અર્થાત્ પરબ્રહ્મતત્ત્વનુ યથાર્થ સ્વરૂપ ગ્રહણ ન કરવાથી જેઓ आदि અર્થાત્ ઉત્પત્તિ અથવા જન્મને પામે છે તેવા ભૂત શરીરો, શુક્તિના યથાર્થ સ્વરૂપને ન ઓળખવાથી જેમ તે શુક્તિ રજતાભાસરૂપે પ્રતીત થાય, તેમ તેઓ આભાસ સ્વરૂપે જન્મ ભાવને પ્રાપ્ત કરે છે

व्यक्तमध्यानि સ્થિતિ કાળ વિષે, ભૂત શરીરો અંતઃકરણરૂપે વ્યક્ત થાય છે તે, व्यक्त જે સર્વ ભૂત પદાર્થોને વ્યક્ત કરે તે, અર્થાત્ અંતઃકરણ કેવળ અંતઃકરણ વડે દેવ, તિર્યક્ મનુષ્યાદિ ભેદ, સ્ત્રી તથા પુરુષાદિ ભેદ, પિતાપુત્રાદિ ભેદ, તથા હું, આ મારું, ઇત્યાદિ સંબંધની કલ્પના કરીને, આ સર્વ જગત પ્રપંચનો નિર્વાહ પ્રચલિત થાય છે, એટલે

જ્યાસુધી અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ તત્વનુ જ્ઞાન સિદ્ધ થયલ ન હોય, ત્યાલગી જ સત્રામનિક અ તઃકરણના બળયોગે આ સર્વ કલ્પિત ભૂત-શરીરોની-સત્તા સ્ફૂર્તિ આદિ દશ્યમાન હોય, એટલે આ ભૂતશરીરોને સ્થિતિકાલમા વ્યક્ત સ્વરૂપ કહે છે વળી, '*મનોવૃત્તિમ યચ્ચૈત-દ્વૈતરસાર્યત*' અથ —આ દ્વૈત પ્રપચજ કેવળ મનોવૃત્તિમય છે તે પરમાથત અર્થાત્ વસ્તુત અદ્વૈત સ્વરૂપ હોય છે.' આ વચનાનુસાર, અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ તત્વનુ જ્યારે વિજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે આ ભૂત શરીરોનો અવ્યક્તનતર અર્થાત્ પોતાના અધિષ્ઠાનભૂત બ્રહ્મતત્ત્વ વિષે, નિધન અર્થાત લય થાય છે એટલે તેમને '*અવ્યક્તનિધનાનિ*' કહે છે

આ રીતે આ ભૂત શરીરો અધિષ્ઠાનભૂત બ્રહ્મતત્વને પ્રાપ્ત થયેલા ન હોય, તેથી તેઓ ઉત્પત્તિભાવને પ્રાપ્ત કરીને, જ્યા લગી અધિષ્ઠાન તત્વનુ વિજ્ઞાન સિદ્ધ ન થાય ત્યાલગી તેઓ કેવળ મરીચિકાના જળની માફક, પોતાથી આભાસ સ્વરૂપે પ્રતીત થાયછે, અને તેઓને જ્યારે પોતાના અધિષ્ઠાન સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ કેવળ અધિષ્ઠાન સ્વરૂપે થઈ જઈને તેનાથી વ્યતિરિક્ત સ્વરૂપે નહિ રહેતા, કેવળ અધિષ્ઠાન સ્વરૂપે થઇ જાયછે, આ રીતે અધિષ્ઠાન તત્વના યથાર્થ સ્વરૂપના કેવળ અજ્ઞાનના લીધેજ વિભ્રમરૂ થયલ આદેહાદ્યિાવત્ પ્રપંચ કેવળ મરીચિજળવત્ પ્રતિભાસ માત્ર હોય છે, અને અધિષ્ઠાન તત્વના યથાર્થ જ્ઞાનવડે તે સર્વ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે આ રીતનુ જેને જ્ઞાન સિદ્ધ થયલ હોય તેના આત્મજ્ઞાની પુરૂષને કાંઈ પણ પરિતાપનો અવકાશ કેમ હોય?

*અવ૦*—અનેક પડિતોએ આ આત્મતત્વનુ શ્રવણ તથા મનન કરેલુ તથા કરાવેલુ તથાપિ પૂર્વોક્ત પ્રકારનુ જ્ઞાન કદાપિ અમોએ જાણ્યુ નથી, આમ કોઇ શકા કરે તો તે સબધમા '*આશ્ચર્યવત્*' ઇત્યાદિ વાકયાર્થવડે, આત્મતત્વનો જિજ્ઞાસુ, શ્રોતા તથા વક્તા અતિ દુર્લભ હોય છે એમ કથન કરી, આત્મા દુર્વિજ્ઞેયરૂપ છે એમ પ્રતિપાદન કરી, હું

ઇશ્વર, શ્રુતિ ભગવતી, આચાર્ય તથા આત્માના પ્રસાદ વિના, આત્માતત્ત્વ કદાપિ પ્રાપ્ત થઇ શકે નહિ એમ સૂચન કરે છે–

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

અન્વ૦ (य) कश्चित् एनम् पश्यति (स) आश्चर्यवत् (एव भवति) तथा एव य च (कश्चित्) अन्य एनम् (उक्तलक्षणमुआत्मान) वदति (स अपि) आश्चर्यवत् (एव भवति) य (कश्चित्) एनम् शृणोति (स अपि) आश्चर्यवत् (एव भवति) कश्चित च श्रुत्वा अपि (एन) न एव वेद.

અ૦–જે કોઇ મનુષ્ય, આ રીતના આત્મતત્ત્વના સ્વરૂપને જાણે તો તે આશ્ચર્યકારક કહેવાય, જે કોઇ મનુષ્ય આત્મતત્ત્વનો ઉપદેશ કરે તો તે પણ આશ્ચર્યકારક કહેવાય, જે કોઇ આ રીતના આત્મતત્ત્વનુ શ્રવણ કરે તો તે પણ આશ્ચર્યકારક વાત કહેવાય, શ્રુતિ, આચાર્ય, અથવા શ્રી ભગવાનનો પ્રસાદ પ્રાપ્ત ન થાય તો ભલે કોઇ આત્મતત્ત્વનું શ્રવણ કરે, તથાપિ તે તેને જાણવાને સમર્થ થાય નહિ

વિ૦–શતકોટિ મનુષ્યો મધ્યે, જે (य) કોઇ મનુષ્ય મારા પ્રસાદને પાત્ર થયલ હોય, તેજ આ રીતે કૂટસ્થ અસંગ, ચૈતન્ય સ્વરૂપ આત્મતત્ત્વને, અદ્વિતીય, અખંડ, આનંદ તથા એક સ્વરૂપે સાક્ષાત્કાર કરવાને ઇચ્છા કરે છે (पश्यति) અને તેવો મનુષ્ય તો લોકોમાં આશ્ચર્યકારક થઇ પડે છે અર્થાત્ તે, જે કર્મ કરવાને સામાન્ય લોકો અસમર્થ હોય તેવું કર્મ કરનાર (आश्चर्यवत्) કહેવાય છે

તાત્પર્ય–જેમ હનુમાને સમુદ્રલંઘન કરેલુ તે આશ્ચર્ય કહેવાય, તેમ આહી સર્વ વિષયના આશાપાશનુ નિર્દલન કરી, કોઇ મનુષ્ય મોક્ષેચ્છા કરે તો તે પણ એક આશ્ચર્યની વાત કહેવાય, મોક્ષેચ્છા, અતિ દુર્લભ હોય બહુ જન્મોવડે પ્રાપ્ય તથા અનેક પુણ્યોના પરિપાકવડે સાધ્ય તથા

કેવળ ચિત્તપ્રમાદ મૂલક હોય છે એટલે જેણે અશેષ વિષય-આશારૂપી સંસારનું મતરણ કરેલ હોય, જે શુદ્ધ ચિત્તવાળો હોય તથા જે કેવળ મોક્ષની કામનાવાળો હોય, તેવો મુમુક્ષુ પુરૂષ અતિ દુર્લભ હોય છે

વળી, પૂર્વોક્ત આત્મજ્ઞાની પુરૂષથી ભિન્ન ( અન્ય. ) જે કોઇ મનુષ્ય, ઉક્ત લક્ષણવાળા (एन) આત્માનુ શ્રવણ કરે, તેપણ જેમ આકાશ વિષે ગમન કરનાર મનુષ્યની માફક, કેવળ આશ્ચર્યભૂત થાય છે, તેમ કદાપિ પ્રાણત્યાગ થાય તથાપિ જે ભોગ્ય પદાર્થનો ત્યાગ કરવો દુર્ઘટ હોય, તેવા ભોગ્ય પદાર્થો વિષે વૈરાગ્ય મતિ થવી દુર્લભ હોય, કદાચિત્ તેની વૈરાગ્યમતિ પ્રાપ્ત થાય તથાપિ તે વૈરાગ્ય મતિના સાધન સહિત યાવત્ કર્મનો પરિત્યાગ કરવો દુષ્કર હોય, અને કદાચિત્ તેવો પરિત્યાગ બને, તથાપિ તેને નિરહંકાર, અક્રોધ તથા બ્રહ્મચર્ય આદિ દૈવી સાધન સંપત્તિ ન હોય, કદાચિત્ તે પણ હોય, તથાપિ ' अनन्यप्रोक्ते गतिरत्रनास्ति કઠ ૧-૨-૮ અર્થ.-અન્ય (ગુરૂ) પુરૂષના ઉપદેશ વિના આ લોક વિષે ગતિ નથી; તેમજ 'आचार्यवान्-पुरुषा वेद' છા ૬-૧૪ ૨અર્થ -આચાર્યવાન્ હોય તેનેજ જ્ઞાન પ્રાપ્ત થાય છે ' આ વાક્યાનુસાર કોઇ બ્રહ્મવેત્તા આચાર્ય પણ મળવો દુર્લભ હોય, વળી કદાપિ ઉક્ત સાધનવાળો ગુરૂ ઉપલબ્ધ થાય, તથાપિ કેવળ મારા પ્રસાદવડેજ લભ્ય હોય તેની શ્રવણઆદિની નિષ્ઠા તો અતિ દુર્લભજ હોય હોય છે, આ રીતે, મારા અનુગ્રહ તથા કેવળ શ્રવણાદિવડે જ સમ્યક્ પ્રકારનુ ( આત્મજ્ઞાન ) જ્ઞાન પ્રાપ્ત થઇ મોક્ષફળ સિદ્ધ થઇ શકે એટલે આત્મજ્ઞાન વિષય સંબંધમા ઉક્ત સાધનવાળો શ્રોતા કેવળ દુર્લભ હોય છે

વળી, તે જ રીતે, જે કોઇ નિરૂક્ત સર્વ સાધન વડે સંપન્ન હોય અદ્વેષ્ટૃત્વ (દ્વેષરહિતતા) આદિ સ્વધર્મથી યુક્ત તથા મારા અનુગ્રહનો પાત્રીભૂત હોય તેવો પૂર્વોક્ત મનુષ્યથી અન્ય તથા શ્રવણાદિ નિષ્ઠાવડે જ આત્મતત્વનું વિજ્ઞાન સિદ્ધ થયેલ હોય તેવો કોઇ કેવળ ક્વચિત્ પુરૂષ

પોતાની સમીપ આવીને ગ્હેલ મહ્ શિષ્યને ઉક્ત લક્ષણવાળો આત્મતત્વનો ઉપદેશ કરે ( વદતિ ) તો તે પણ કેવળ અપૂર્વ આશ્ચર્યવત્ કહેવાય.

तात्पर्य --

'ब्राह्मण पांडित्यं निर्विद्य नाल्येन तिष्ठासे दवाल्यं च पांडित्यं' च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः

બૃ ૩-૫-૧

અર્થ —બ્રાહ્મણે પંડિતાઇને જાણીને બાળકની માફક રહેવું; તે પછી બાલ્યભાવ તથા પાંડિત્યનો પરિત્યાગ કરી કેવળ, મૌનસ્વરૂપે રહેવું; તે પછી અમૌન તથા મૌન, આ ઉભયને જાણીને, આ શ્રુતિવાકયાનુસાર બ્રાહ્મણત્વ નિદ્ધિ અતિ દુઃસાધ્ય હોય છે, એટલે તો પૂર્વોક્ત લક્ષણવાન્. આત્મતત્વનો ઉપદેશ કરે તેવો બ્રહ્મવેત્તા ગુરૂ પણ અવશ્ય દુર્લભ હોય છે.

આ રીતે પરમાર્થ તત્વની કામનાવાન્ શ્રોતા, તથા આત્મતત્વનો ઉપદેષ્ટા પણ અતિ દુર્લભ હોય એમ પ્રતિપાદન કર્યું; હવે, જે મનુષ્ય ઉક્ત સાધન સંપત્તિથી રહિત હોય, તથા જે મ્હારાથી વિમુખ હોય, તેવો મનુષ્ય આત્મતત્વને જાણવાને સમર્થ હોય નહિ એમ 'श्रुत्वा' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છે.

જે કોઇ શ્રુતિના અચાર્યના તથા મ્હારા અનુગ્રહથી રહિત હોય, તથા અમાનિત્વ આદિ દૈવી સંપત્તિથી ( ૧૩-૭ ) રહિત હોય તેવો મનુષ્ય (यः) આત્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવા અર્થે શ્રવણાદિ કરે તથાપિ તે, ઉક્ત સાધનોથી રહિત હોય એટલે તે કદાચિત્ શત વા સહસ્ત્રવાર તેનું શ્રવણવા મનન કરે તથાપિ ( श्रुत्वापि ) આ પ્રકૃત આત્મતત્વને જાણી શકતો નથી. અર્થાત્ આત્મતત્વનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને સમર્થ થાય નહિ, 'अपि' શબ્દવડે મનન વિધિનો પણ બોધ થાય છે,

તાત્પર્ય:—આ મંત્રવડે, ' सर्वमिदं महं च ब्रह्मैव अर्थ:—આ સર્વ ચરાચર જગત તથા હુ કેવળ બ્રહ્મસ્વરૂપે છઇએ ' આ શ્રુતિ વાકયાર્થવડે નિરૂપણ કરેલ બ્રહ્મવિજ્ઞાન સર્વ મનુષ્યોને પ્રાપ્ત થવુ અતિ દુર્લભ હોય છે એમ સૂચન કરેલુ છે.

અ૦—પૂર્વે ૨૮ મા મંત્રમા, ભી આદિ શબ્દવડે વાચ્યરૂપ તેમના દેહો સર્વથા અશોચ્યરૂપ હોય છે એમ ઉપસંહાર કર્યો; હવે ભીષ્માદિ શબ્દના લક્ષ્યસ્વરૂપ તેમના આત્માનો વિચાર કરતા પણ તે અશોચ્યરૂપે હોય છે એમ ' દેહી ' ઇત્યાદિ વાકયાર્થવડે ઉપસંહાર કરે છે—

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

अन्व— (हे) भारत अय देही सर्वस्यदेहे नित्य अवध्य (एवमस्ति) तस्मात् सर्वभूतानि त्वं शोचितु न अर्हसि ॥

અ૦—હે ભારત, પ્રાણીમાત્રના દેહવિષે રહેલ આત્મા સર્વદા અવધ્ય હોય છે તેથી આ સર્વભૂત શરીરોનો નાશ થશે એમ માની તુને શોક કરવો ઘટે નહિ ૩૦

ટિ૦—ભારત=આત્મજ્ઞાન સંપન્ન અર્જુન, દેહી-જેને યાવત્ દેહો ઉપલબ્ધ થાય છે તે, સર્વ દેહોરૂપઉપાધિવાન્ આ આત્મા સર્વસ્ય-બ્રહ્માથી માંડી સ્તંબપર્યંત યાવત્ પ્રાણિમાત્રના;

હે આત્મજ્ઞાનસંપન્ન અર્જુન, પ્રાણીમાત્રના દેહોનો વધ થાય તથાપિ આ આત્મા પોતે તો કેવળ વધ થવાને અયોગ્ય જ હોય છે અર્થાત્ કદાપિ તેનો વધ થાય નહી.

ઘટનો નાશ થવાથી જેમ ઘટસ્થ આકાશનો નાશ થાય નહિ તેમ આત્મા અવિક્રિયરૂપ હોય છે તેથી દેહનો નાશ થાય તથાપિ તેનો નાશ થતો નથી; આ રીતે, આત્મા અવિનાશી છે એમ અનુભવ થયા પછી તુને

'આ સર્વે, પોતાના પ્રાણ તથા ધનનો પરિત્યાગ કરીને યુદ્ધસ્થાન વિષે આવીને ઉભેલા છે' (૧-૩૩) આ મંત્રમાં કહ્યું તે વડે આ રીતે તો ભીષ્માદિનાં કેવળ સર્વભૂત શરીરોને નાશને પામે છે, એટલે તું'ને શોક કરવો ઘટતો નથી; તાત્પર્ય કે આ ભીષ્માદિનો વધ થ.ય, તેવડે કાંઇ તેમના આત્માનો વધ થાય નહિ; એટલે આત્મા નિત્ય સ્વરૂપ છે એમ જાણીને તુંને તે આત્માને ઉદ્દેશીને શોક કે મોહ કરવો ઘટે નહિ; કેવળ આ મારો દેહ નાશ પામે છે, એમ જાણીને જેને પોતાના દેહ-વિષયક શોક કે મોહ પ્રાપ્ત ન થાય તેવા અપ્રતિબદ્ધ અપરોક્ષ વિજ્ઞાનવાન્ જ્ઞાની પુરૂષને તો, 'दैवाधीने शरीरेऽस्मिन्गुणभाव्येन कर्मणा અર્થ:-આ શરીર દૈવાધીન હોય છે એટલે ગુણવડે ઉત્પન્ન થનાર (ગુણભાવ્ય) કર્મોવડે' ઇત્યાદિ ન્યાય પ્રમાણે શરીર પ્રારબ્ધાધીન હોય છે, એટલે પોતાના શરીર યાત્રાર્થે પણ કિંચિત્ કર્મની કર્તવ્યતા ન હોય, તો બીજા કયા હેતુ અર્થે તેને કર્મની અપેક્ષા હોય?

તાત્પર્ય:—જે મનુષ્ય સિદ્ધ બ્રહ્મવેત્તા હોય તેને તો કેવળ સર્વકર્મના પરિત્યાગનોજ અધિકાર હોય છે, માટે આ ભૂત શરીરો વિષે તુંને શોક કરવો ઘટે નહિ એમ સૂચન કરેલું છે. ૩૦

અવ૦—જે મનુષ્ય, આત્મતત્વને અવિનાશી, નિત્ય આદિ લક્ષણવાન્ જાણે છે ઇત્યાદિ પૂર્વોક્ત (૨-૨૧) મંત્રવડે જેને सर्वमिदमहं च ब्रह्मैव અર્થ—આ સર્વ ચરાચર જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપ છઇએ' આરીતનું બ્રહ્મદર્શન, આત્મપ્રસાદવડે સિદ્ધ થયલ હોય તેવા આત્મજ્ઞાનવાન્ મુમુક્ષુને કંઇપણ કર્મકર્તવ્ય હોય નહિ એમ. અર્થનું સ્ફુટ રીતે નિરૂપણ કર્યું; હવે, જેને આ રીતનું આત્મજ્ઞાન સિદ્ધ થયું ન હોય, તેવા અહંમમાભિમાન-વાન્ મુમુક્ષુને તો 'ब्राह्मणाविविदिषन्ति यज्ञेन दानेन બૃ. ૪-૪-૨૨ અર્થ—આવા બ્રાહ્મણો યજ્ઞ તથા દાનવડે જાણવાની ઇચ્છા કરે છે' ઇત્યાદિ શ્રુતિવાક્યના બળયોગે, પૂર્વોક્ત પ્રકારના

આત્મજ્ઞાનની સિદ્ધિ અર્થે, ચિત્તશુદ્ધિ માટે સ્વધર્મનુ સેવન કરવુ, એ વિધેય રૂપ છે એમ નવીન પ્રકરણનો આરભ કરીને બોધ આપે છે, તેમા આરભમા, અર્જુનવિષે આત્મજ્ઞાનનો અભાવ લક્ષમા લઇને, શ્રીભગવાન્ પોતાના મુમુક્ષુ ભક્તને, 'સ્વધર્મં' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરી પોતાના કર્તવ્યરૂપ સ્વધર્મવિષે પ્રવર્તાવે છે—

स्वधर्ममपिचावेक्ष्यन विकम्पितुर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥

अन्वय —स्वधर्मम् अपिच अवेक्ष्य (त्व) विकम्पितु न अर्ह सि ।
हि धर्म्यात् युद्धात् अन्यत् श्रेय क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥

(અ૦)-સ્વધર્મનો તો સ્વબુદ્ધિવડે વિચાર કરતા, તુને સ્વધર્મથી પ્રચલિત થવુ ઘટે નહિ, ખરેખર ક્ષત્રિયને ધર્મ્યયુદ્ધથી અન્ય કાઇ શ્રેય-સાધન હોય નહિ ૩૧.

(વિ)-જ્યારે કર્તા, કરણ તથા કાર્ય કેવળ બ્રહ્મરૂપે હોવાનુ વિજ્ઞાત થાય ત્યારે તે મનુષ્યને કાઇપણ કર્તવ્ય ઉપપન્ન હોય નહિ, વળી 'આ સર્વે મારા હણાય છે' આ રીતનુ ભેદજ્ઞાન કદાચિત્ ગ્રહણ કરીએ તથાપિ युद्ध स्वधर्मो नृपते प्रजाना परिपालनम् -અર્થ યુદ્ધ તથા પ્રજાનુ પરિપાલન, આ રાજાનો સ્વધર્મ હોય છે' ઇત્યાદિ શાસ્ત્રોક્ત વચનાનુસાર, ક્ષત્રિયોને, સ્વધર્મરૂપે, યુદ્ધ કર્તવ્યરૂપે વિધાન કરેલુ હોય છે એમ સ્વબુદ્ધિવડે વિચારતા (અવેક્ષ્ય) તુને સ્વધર્મથી ચલિત (विकम्पितु ।) થવુ ઘટે નહિ

આ રીતે, 'તુને સ્વધર્મનો પરિત્યાગ કરવો ઘટે નહિ' આ વાક્યાર્થ વડે, સ્વધર્મરૂપે કર્તવ્યરૂપ યુદ્ધનો પ્રસગ પ્રાપ્ત થાય તો, જ્ઞાની પુરુષને, યાગવિષે જેમ હિંસાદિ દોષનો વિચાર કરવો ઘટે નહિ તેમ, આ રીતના યુદ્ધ પ્રસંગે શોક, વા મોહ કરવો ઘટે નહિ એમ સૂચન થાય છે

'ચ' શબ્દ ''તુ' વાચક છે, ધર્મ્યાત્-ધર્મશાસ્ત્રથી પ્રાપ્ત થયેલ, (ધર્મ્ય) અર્થાત્ કર્તવ્યરૂપે વિધાન કરેલ,

ક્ષત્રિયોને આગીનના ધર્મ્ય યુદ્ધથી બીજું અપર સાધન હોય નહિ,

તાત્પર્ય—યુદ્ધનિ।ના જય વડે પ્રાપ્ત કરેલ કેવળ ધનવડે યાગસિદ્ધિ થાય અને યાગ દાન, તથા દાન દિ વડે ચિત્તશુદ્ધિ થાય ચિત્તશુદ્ધિવડે જ્ઞાન, અને જ્ઞાનવડે મોક્ષસિદ્ધ થાય આગીને પરંપરાપૂર્વક, યુદ્ધની શ્રેય સાધનતા સિદ્ધ થાય છે માટે યુદ્ધ અવશ્ય કર્તવ્યરૂપે છે એમ સિદ્ધ થાય છે

'હિ શ [illegible] વે 'દ્વૌ યુદ્ધયન્ત પથનતુરારાત–અથ જે નર ગીગે યુદ્ધવિરે યુદ્ધ કરે છે ન છત્યાદિ શ્રુતિ પ્રસિદ્ધિનું પ્રકાશન કરેલું છે

અ૦ —જો યુદ્ધનિ। જય પ્રાપ્ત થાય તો યુદ્ધ શ્રેયના સાધનરૂપે થાય કિંતુ યુદ્ધનિરે મૃત્યુ થાય તો ફળ પણ ફળસિદ્ધિ । થાય આમ કેઈ શ । કે, તે વિરે 'યદૃચ્છયા' ઇત્યાદિ વાક્યાર્થ વડે, હવે કથન કરે છે—

यदृच्छया चोपपन्नं स्वर्गद्वार मपावृतम् ।
सुखिन' क्षत्रिया पार्थलभन्ते युद्ध मी–दृशम् ॥ ३२ ॥

अन्वय —(हे,) पार्थ, यदृच्छया उपपन्न अपावृत च स्वर्गद्वारं इदृश युद्ध सुखिन क्षत्रिया लभन्ते ॥

(ભા૦)-(હે) પાર્થ, કેવળ યત્ન વિના પ્રાપ્ત થયેલ તથા ખુલ્લાદ્વારવાળા સ્વર્ગરૂપ આ પ્રકારના યુદ્ધને જેઓ કેવળ સ્વર્ગની કામનાવાળા હોય તેવા ધન્યવાન્ ક્ષત્રિયોજ પોતાના પુણ્ય વડે પ્રાપ્ત કરે છે ૩૨

(ટિ૦) પાર્થ=પૃથાનો પુત્ર યદૃચ્છયા ઉપપન્ન=વિનાયત્ને પ્રાપ્ત થયેલ, અપાવૃત=ઉઘાડાદ્વારવાળું, સ્વર્ગદ્વાર=સ્વર્ગપ્રાપ્તીના દ્વારભૂત સુખિન સ્વર્ગ-સુખની કામનાવાળા

જેઓ ભાગ્યવાન્ હોય તેઓનેજ આ રીતનું યુદ્ધ પ્રાપ્ત થાય છે,

તાત્પર્ય —જે મનુષ્ય યુદ્ધ વિષે મૃત્યુને પામે તેને સ્વર્ગ સુખ પ્રાપ્ત થાય છે, એટલે યુદ્ધ કરીને છવતા અથવા યુદ્ધ કરીને મરતા ઉભય પ્રકારે યુદ્ધ કરવાથી ફળ પ્રાપ્ત થાય છે એમ્લે યુદ્ધ અવશ્ય કર્તવ્યરૂપ છે એમ સિદ્ધ થાય છે ૩૨

अव०—મુમુક્ષુ પુરૂષના મોક્ષના સાધનભૂત વિધ્યુક્ત ( વિધિ-રૂપે નિરૂપણ કરેલ ) સ્વધર્મનુ સેવન કરવામા પ્રમાદ ન કરે તે અર્થે, હવે પછીના પાચ મન્ત્રાવડે, સ્વધર્મનાવડે કર્તવ્યરૂપ યુદ્ધ પ્રાપ્ત થાય તે ન કરે, તો પ્રત્યવાય, અકીર્તિ આદિ અનર્થ પગ પગ પ્રસક્ત થાય એમ નિષેધ કરી, નાના તથા ભયદાયક ઉક્તિવડે અર્જુનને સ્વધર્મ વિષે પ્રવૃત્ત કરે છે, તેમા પહેલા મન્ત્રવડે, યુધ્ધ કરવાથી હિંસારૂપ અનર્થ થાય તેથી તે દોષયુક્ત થાય, અથવા ભીષ્માદિ નિ સ્નેહરૂપ ભ્રમણાના લીધે સ્વધર્મ રૂપ યુદ્ધનો તુ પરિત્યાગ કરીશ, તો તુને પ્રત્યવાય ( દોષ પ્રાયશ્ચિત ) તથા કીર્તિનો નાશ થયે આ તથા પરલોકનો ભગ થાય એમ ' अथचत्' ઇત્યાદિ વાક્યાર્થે વડે કથન કરે છે — ૩૩

अथचेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिंच हित्वा पापम वाप्स्यसि ॥ ३३ ॥

अन्व–अथ त्वम् इमम् धर्म्यं संग्राम न करिष्यसि चेत् तत
स्वधर्मं कीर्तिंच हित्वा पापम् अवाप्स्यसि ॥

અ૦-હવે જો તુ આ વિધ્યુક્ત સગ્રામનો પરિત્યાગ કરીશ, તો સ્વધર્મ તથા કીર્તિની હાનિ થવાથી, તુ પાપને પ્રાપ્ત કરીશ.

ત્રિ૦-अथ=યુધ્ધને માટે સંનદ્ધ થયા પશ્ચાત્; धर्म्य=ધર્મરૂપે જ્ઞાત અર્થાત્ શાસ્ત્રમા વિધાનરૂપે નિરૂપણ કરેલ, तत =યુદ્ધના અકરણના લીધે; कीर्ति=અહો અર્જુને ઇશ્વરાદિઓ મહ યુદ્ધ કર્યુ, અથવા અહો અર્જુન સ્વધર્મનિષ્ઠ છે આ રીતની લોક પ્રસિદ્ધ કીર્તિને; स्वधर्म=સ્વકીય ધર્મ, વેદો-

કૃતકર્મ, અથવા ધર્માવબોધક વેદાદિરૂપ શાસ્ત્ર, પાપ=વેદ તથા વેદોક્ત કર્મના ત્યાગરૂપ પાપ.

હવે જો તુ આ વેદોક્ત સંગ્રામ ધર્મનો પરિત્યાગ કરીશ, તો તારી લોકપ્રસિદ્ધ કીર્તિ તથા સ્વધર્મને હાનિ પ્રાપ્ત થઇ, વેદ તથા વેદોક્ત કર્મના ત્યાગરૂપ પાપને પામીશ, કિંતુ હે અર્જુન, આ રીતે સ્વધર્મ રૂપ યુદ્ધના પરિત્યાગથી તુને કાંઈ મન્યાસનુ ફળ પ્રાપ્ત નહિ થાય.

અવ૦ —તારી કીર્તિની હાનિ ઇત્યાદિ દોષને પ્રાપ્ત થઇશ એટલુંજ નહિ કિંતુ ત્હારી અકીર્તિ થશે એમ હવે, 'अकीर्ति' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે—

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्तितेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

अन्व–भूतानि ते अव्यय अकीर्तिम् च कथयिष्यन्ति संभावितस्य च अकीर्तिः मरणात् अतिरिच्यते ॥ ३४ ॥

અ૦–સર્વજનો, ચિરકાલ પર્યંત અવસ્થિત થાય તે પ્રકારે ત્હારી અપકીર્તિનુ કથન કરશે, સંભાવિત પુરૂષને તો તેમની અપકીર્તિ થાય તે મરણના કરતા પણ અધિક કહેવાય ૩૪

વિ૦-भूतानि=આહીના તથા અન્ય સ્થળ વિષે રહેલા સર્વ મનુષ્યો; अव्यया=ચિરકાલ સ્થાયી, ते=તારી अतिरिच्यते=અધિક હોય છે, 'च' શબ્દ 'तु' વાચક છે આહી તથા બીજે સ્થલે સર્વ લોકો, જનસભા વચ્ચે, અરે આ પાપિષ્ઠ પુરૂષે તો સ્વધર્મનો પરિત્યાગ કર્યો, આમ કથન કરી સ્વધર્મના ત્યાગવડે ઉત્પન્ન થયેલ, તથા ચિરકાળ પર્યંત ટકી રહે તે રીતની ત્હારી અપકીર્તિનો ફેલાવ કરશે.

હવે, સ્વજનનો વધ કરવાથી જે પ્રકારની નિન્દા પ્રાપ્ત થાય તેની અપેક્ષાએ તો યુદ્ધમાથી ઉપરત થવાથી જે નિન્દા પ્રાપ્ત થાય તે તો સહન કરી શકાય એમ કદાચિત્ કોઇ કહે તો તેના સંબંધમા કહે છે—

'ब्रह्मणे ब्राह्मण मालमेत अर्थ—નર મેધ વિષે વધ કરવાને માટે બ્રાહ્મણને પ્રાપ્ત કરવો' આ વચનાનુસાર, બ્રાહ્મણના વધનુ વિધાન કરેલ હોય છે એટલે જેમ બ્રાહ્મણવધ દોષયુકત ન થાય, તેમ યુધ્ધનુ શાસ્ત્રવડે વિધાન કરેન હોય છે, એટલે યુદ્ધ વિષે, સ્વજનનો વધ કરાય તેનો કાઇ દોષ પ્રમકત થાય નહિ કિંતુ યુધ્ધમાથી ઉપરામ પામવુ તે કેવળ અશાસ્ત્રીય હોય, એટલે જો કોઇ મભાવિત પુરૂષ યુદ્ધથી ઉપરામ પામે, તો તેને ઉપર્યુક્ત પ્રકારની દુષ્કીર્તિ પ્રસકત થાય

હે અર્જુન, ધર્માત્મા, સત્યવાદી, તથા અત્યન્ત શુરવીરરૂપે તુ સર્વ મનુષ્યોવડે પ્રશસનીય છે, આ પ્રકારની ત્હારી સત્કીર્તિ છે એટલે ત્હાર જેવા પુણ્યાત્મા પુરૂષને તો (सम्भावितस्य) આ પ્રકારની દુષ્કીતિ તો મરણથી પણ અધિકરૂપે થાય, तत्पर्य—આ લોક વિષે, મરણનુ દુખ તો કેવળ ક્ષણકાલિક હોય, કિંતુ સત્પુરૂષોને પોતાની દુષ્કીર્તિરૂપ દુખ તો યાવત્ આયુપર્યંત રહેનાર હોય, એટલે મરણ દુખથી પણ અધિક દુખતર હોય, એટલે આવા પુણ્યાત્મા પુરૂષને તો દુષ્કીર્તિ કરતા મરણ પ્રશસનીય હોય છે. ૩૪

અવ૦—ત્હારી કેવળ અકીર્તિ થશે એટલુંજ નહિ, કિંતુ શૂરવીર પુરૂષો ત્હારી અવગણના કરશે એમ હવે 'भयात्' ઇત્યાદિ વાકયાર્થવડે કથન કરે છે—

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषांचत्वं बहुमतो भूत्वा यास्य सिलाघवम् ॥ ३५ ॥

अन्व—महारथा त्वा भयात् उपरत मस्यन्ते (पूर्वं) येषा च त्व बहुमत भूत्वा (तेभ्याम् एव) लाघवम् यास्यसि ॥

અ૦—આ રીતે દયાના લીધે તુ ઉપરામ પામીશ તો મહાન્ શૂરવીર યોદ્ધાઓ તો ભયના લીધેજ તું યુધ્ધથી ઉપરામ પામ્યો એમજ માનશે,

अन्वयः—हतःवा (त्वं) स्वर्गं प्राप्स्यसि जित्वा वा महीं भोक्ष्यसे तस्मात् युद्धाय (एव) कृतनिश्चयः (सन् हे) कौन्तेय, उत्तिष्ठ॥३७॥

અ૦—જો તારો યુદ્ધમા વધ થશે તો તું સ્વર્ગને પ્રાપ્ત થઇશ, અને યદ્યપિ જયને પ્રાપ્ત થઇશ; તો પૃથિવી પતિ થઇશમાટે યુદ્ધ કરવાનો નિશ્ચય કરી, હે કૌન્તેય, તુ ઉભો થા. ૩૭

(વિ૦)-યદ્યપિ યુદ્ધવિષે કર્યું આ દૈવડે તું નિહત થઇશ તો સ્વર્ગને પ્રાપ્ત થઇશ, અને યદ્યપિ તારા રિપુઓ ઉપર જય પ્રાપ્ત કરીશ, તો તું નિષ્કટક પૃથ્વિનો ભોક્તા થઇશ; આરીતે ઉભય પ્રકારે યુદ્ધ કરવાથી અવશ્ય ફળ પ્રાપ્ત થાય તે યુદ્ધ કદાપિ નિષ્ફળ ન હોય, એટલે યુદ્ધ કરવાનો જ નિશ્ચય કરી, તું સંનદ્ધ થા. ૩૭

યદ્યપિ તારો વધ થાય, તો તુંને સ્વર્ગ પ્રાપ્ત થાય, આ પૂર્વોક્ત વાક્યાર્થવડે તો, યુદ્ધ કેવળ ઐહિક તથા આમુષ્મિક સુખના સાધનરૂપે પ્રતીત થાય, કિંતુ પૂર્વે (૨-૩૧) 'શ્રેય ફળનુ ધર્મ્ય યુદ્ધથી અન્ય કોઇ ભિન્ન શ્રેયઃ સાધન હોય નહિ' એમ કથન કર્યું તે કેમ સિદ્ધ થાય? માટે જેઓ ઇંદ્રિયોના સુખભોગી હોય તેમને યુદ્ધ કરવું ઘટે; અને તેમ હોય તો યુદ્ધ કેવળ સ્વર્ગાદિ સુખના હેતુ રૂપે હોય તો તે યુદ્ધ કરવાથી બંધન પ્રાપ્ત થવાથી, જેઓ કેવળ પરમાર્થરૂપ મોક્ષની અપેક્ષાવાળા હોય, તેમને તો તે યુદ્ધ કરવું કેમ ઘટે? આરીતની શંકા કરવી યોગ્ય નથી; કારણ કે આંહી તો કેવળ ભાવનાના ભેદના લીધેજ ફલની પણ ભિન્નતા હોવાનું પ્રતિપાદન કરેલું છે; જેમ, સ્વર્ગની કામના વડે યુક્ત થઇને જ્યોતિષ્ટોમ યાગનું અનુષ્ઠાન કરાય તો તે સ્વર્ગના હેતુરૂપે હોય, અને જો કામના રહિત થઇને કરાય તો તેના અનુષ્ઠાનવડે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થાય; તેજ રીતે યુદ્ધ, પ્રજાનું પરિપાલન, તથા દાન જો કામનાપૂર્વક કરાય તો તેવડે સ્વર્ગાદિ ફલ, તથા તે કામનાથી રહિત કરાય તો ચિત્તશુદ્ધિરૂપ ફલ પ્રાપ્ત થાય;

અવ૦—હવે, જો તુને શ્રેયઃ ફળ પ્રાપ્ત કરવાની કામના થઇ હોય, તો કેવળ કામનાથી રહિત થઇને તું યુદ્ધ કર એમ 'सुखदुःखे' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

सुखदुःखे समे कृत्वालाभा लाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापम वाप्स्यसि ॥ (३८)

अन्वः—लाभालाभौ जयाजयौ सुखदुःखे (च) समेकृत्वा ततः युद्धाय युज्यस्व एवं पापम् न अवाप्स्यसि ॥

અ૦—લાભ તથા અલાભ, જય તથા અજય, તથા તત્સ્વભૂત સુખ તથા દુઃખ વિષે સમાન બુદ્ધિ કરી, વિધ્યુક્ત યુદ્ધ કરવા અર્થે તું પ્રયત્ન કર; આ પ્રકારે યુદ્ધ કરીને તુને પાપ પ્રાપ્ત થશે નહિ ૩૮

વિ૦—समेकृत्वाः=સમબુદ્ધિવડે યુક્ત થઇ; અર્થાત્ લાભ આદિની સિદ્ધિ વા અસિદ્ધિ વિષે, હર્ષ અથવા વિષાદને પ્રાપ્ત થયા વિના, મ્હારા વિષે ભક્તિયુક્ત તથા શાસ્ત્રવિધિનું પરિપાલન કરીને, युद्धाय=વિધ્યુક્ત યુધ્ધરૂપ સ્વધર્મનું અનુષ્ઠાન કરવા અર્થે; युज्यस्व=યત્ન કર; एवं =જે વિધ્યુક્ત છે તેહું ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક કરીશ. એ રીતના નિશ્ચયવડે યુક્ત થઇ યુધ્ધ કરતો સતો.

તાત્પર્ય—'ब्रह्मणे ब्राह्मणमालभेत અર્થઃ—નર મેધ વિષે બ્રાહ્મણને પ્રાપ્ત કરવો' આ શ્રુત્યુક્ત વચનાનુપૂર્વક, જો કોઇ મનુષ્ય નરમેધ અર્થે બ્રાહ્મણને આલબ્ધ કરે, તો તે નરમેધકર્તા પુરૂષ જેમ પાપને પ્રાપ્ત ન કરે, તેમ 'येयुध्यन्ते प्रधनेषु અર્થઃ—જેઓ સંગ્રામ વિષે યુદ્ધ કરે.' ઇત્યાદિ વચનાનુપૂર્વક, શ્રુત્યુક્ત સ્વધર્મ રૂપ યુદ્ધ વિષે ગુરૂ આદિનો વધ કરે તો તે વડે નરમેધી મનુષ્યની માફક, ગુરૂઆદિનો વધ કરીને જે પાપ પ્રાપ્ત થાય તે પ્રકારનું પાપ પ્રસક્ત થાય નહિ.

અત્ર-પૂર્વે ( ૨-૨૧ ) જે મનુષ્ય, આ આત્મા અવિનાશી, તથા નિત્ય આદિ સ્વરૂપવાન છે એમ જાણે તેવા બ્રહ્મવેત્તાને કાંઇ પણ કર્મ કર્તવ્ય હોય નહિ એમ પ્રતિપાદન કર્યું; અને હવે, સ્વધર્મનો વિચાર કરતાં કેવળ યુદ્ધરૂપ કર્મ કર્તવ્ય રૂપ છે ( ૨-૩૧ ) એમ કથન કરી પુનઃ કર્મનું વિધાન કરો છો આ ઉભય વિધિ, કર્મ અસત કષ્ટસાધ્ય હોય છે, એટલે આ રીતના પરિશ્રમવાળા કર્મો કરવા તેની અપેક્ષાએ તો, કર્તા, કરણ, તથા કાર્યરૂપ યાવત્ સર્વ કર્મ કેવળ મિથ્યારૂપ છે એમ વિચારી સર્વ કર્મનો પરિત્યાગ કરી કેવળ તૂષ્ણીભાવને પ્રાપ્ત થવું એજ સુખરૂપ છે એમ તું કહે તો તે વાત સત્ય છે; આ રીતના જ્ઞાનવડેજ અહંમમાદિરૂપ સંસારભ્રમનો નાશ થઇ શકે, તથાપિ આ રીતનું જ્ઞાન તો કેવળ આરૂઢ જ્ઞાનિઓને સિદ્ધ થયલ હોય, કિંતુ આરૂરુક્ષુ પુરૂષને આ રીતનું જ્ઞાન સિદ્ધ ન હોય, આમ કહી, મુમુક્ષુઓને કર્મ-માર્ગ તથા સંન્યાસ-માર્ગ પરિજ્ઞાત થાય તથા કર્મના અનુષ્ઠાન પ્રકારનો બોધ થાય, તે અર્થે હવે, 'એષા' ઇત્યાદિ વાક્યાર્થવડે કર્મસંન્યાસ, તથા કર્મયોગ, આ રીતના વિષય-વિભાગનું સૂચન કરે છે—

एषातेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्यायुक्तो ययापार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥

अन्व—सांख्ये ( या बुद्धिः अभिहितासा ) एषा बुद्धिः ते अभि हिता कर्मयोगेतु इमां ( बुद्धिं ) शृणु ( हे ) पार्थ, यय बुद्धया युक्त ( सन्त्वं ) कर्म बन्धं प्रहास्यसि ॥ ३९ ॥

અ૦-આ બ્રહ્મ વિષયક જ્ઞાનનો મેં તુંને ઉપદેશ કર્યો; હવે કર્મયોગ વિષે ઉપદેશ કરૂં તે તું સાંભળ; હે પાર્થ, જે કર્મ યોગના જ્ઞાનવડે યુક્ત સતો તું સર્વ કર્મ બંધનોથી રહિત થઇશ. ૩૯

(વિ૦)-સાખ્યે=સમ્યક્+ખ્યાયતે+તસ્મિન્= ' યયાતદક્ષરમધિગમ્યતે મુ. ૧-૧-૫ અર્થ -જે વડે તે અવિનાશી તત્ત્વ પ્રાપ્ત થાય તે ' આ વચનાનુસાર બ્રહ્મવેત્તા તથા ઋષિઓવડે જેનુ સમ્યક્=સારી રીતે, ખ્યાયતે=પઠન કરાય છે તે સખ્યા=પરબ્રહ્મવિદ્યા તેના વડે ' યત્તદદ્રેશ્યમગ્રાહ્યમ્=મુ ૧-૧-૬ અર્થ — જે તે અદશ્ય, અગ્રાહ્ય ' ઇત્યાદિરૂપે જેનુ પ્રતિપાદન કરાય છે તે સાખ્યે= નિર્વિશેષ, પરબ્રહ્મતત્ત્વ, તે બ્રહ્મતત્ત્વ, તે બ્રહ્મ વિષય વિષે બુદ્ધિ=જ્ઞાન અભિહિતા=ઉપદેશ કર્યો

બ્રહ્મ વિષયને ઉદ્દશીને ' આત્મા જન્મ વા મરણને પ્રાપ્ત કરતો નથી ' (૨-૨૦) ઇત્યાદિ વચનોવડે પરબ્રહ્મતત્ત્વને વિષયભૂત કરી, પૂર્વે જે જ્ઞાનનો ( બુધ્ધિ ) તુને ઉપદેશ કરેલો ( અભિહિતા ) તે જ્ઞાન તો કેવળ આરૂઢ મુમુક્ષુઓને આશ્રય કરવા યોગ્ય હોય, કિંતુ આરૂરૂક્ષુ પુરુષને નો તેનુ સેવન કરવુ ઘટે નહિ, તુ તો કેવળ આરૂરૂક્ષુ છે, માટે તુને ચિત્તશુધ્ધિ પ્રાપ્ત થાય તે અર્થે, સુખ તથા દુખાદિ વિષે સમબુદ્ધિ કરી, નિરભિમાન તથા અકામના વડે યુકત થઇ, કેવળ શ્રધ્ધા તથા ઇશ્વરાર્પણ બુધ્ધિપૂર્વક કેવળ કર્મયોગનુજ પરિપાલન કરવુ ઘટે, કિંતુ તુંને જ્ઞાનયોગનુ પરિ- પાલન કરવુ ઉચિત નથી

આ રીતે, તુને તો જે કર્મયોગ્ય ( યોગ ) કર્તવ્યરૂપ છે તેને ઉદ્દેશીને હવે જે ( इमा ) જ્ઞાન ( બુધ્ધિ ) નો ઉપદેશ કરૂ તેનુ તુ શ્રવણ કર

कर्मबन्ध=કર્મરૂપ બધન, बंध=જે પુરુષને જન્મ, મૃત્યુ તથા જરા આદિવડે, પુન પુન બદ્ધ અર્થાત્ યુક્ત કરે તે

હે પાર્થ, જે કર્મ-જ્ઞાનવડે ( बुद्धया ) સમન્વિત થઇ ( युक्त ) હવે પછી જેનો ઉપદેશ કરાય તે પ્રકારના કર્મયોગ વિષેતુ પ્રવૃત્ત થઇશ, તો જન્મ મૃત્યુ આદિ સસાર બધનથી તુ નિર્મુકત થઇશ

તાત્પર્ય-વૈદિક કર્મોના અનુષ્ઠાનવડે સભવતી ચિત્તશુધ્ધિ વડે તુને હુ પોતે સર્વ કર્મોનો અકર્ત્તા છુ, આ રીતનુ અકર્તૃક આત્મવિજ્ઞાન સિધ્ધ

થશે, એટલે તે આત્મવિજ્ઞાનના બળવડે, સર્વ કર્મોના બંધનપણાથી તું નિર્મુક્ત થઇશ.

શંકા–કેવળ એક ઇશ્વરજ સર્વ કર્મોનો કર્તા, કારયિતા, તથા ફલભોક્તા હોય, આ રીતના નિશ્ચયાત્મક જ્ઞાનવડે, જો કર્મબંધનો વિનાશ થાય, તો અકર્તૃત્વ આત્મજ્ઞાનવડે યુક્ત થઇ કર્મો કરવાથી કર્મ બંધથી નિર્મુક્ત થવાય, આ રીતની એટલે કે આત્મજ્ઞાનવડે કર્મબંધની નિવૃત્તિ થાય, આ રીતની મધ્ય કલ્પના કરવી કેમ ઘટે ?

આ રીતની તું શંકા કરે તો તુંને પૂછીએ છીએ કે, કર્મોને કેવળ ઇશ્વરાર્પણ કરીએ તે વડેજ કર્મબન્ધની નિવૃત્તિ થઇ જાય ? અથવા તો, કેવળ ઇશ્વર કર્તા તથા કારયિતા છે આ રીતની ઉક્તિમાત્રવડે કર્મબંધની નિવૃત્તિ થાય ? આ ઉભય પક્ષ વિષે, પ્રથમ પક્ષ સિધ્ધ થાય નહિ: કારણ કે કર્મોને કેવળ ઇશ્વરને અર્પી દઇએ તેટલાજવડે કાંઇ નિષ્કર્મતા મળવે નહિ; વળી 'नादत्ते कस्यचित् पापं नचैव सुकृतं विभुः અર્થઃ સર્વવ્યાપક સ્વરૂપ પરમાત્મા કોઇએના પાપ વા પુણ્યનું ગ્રહણ કરતો નથી' (૫–૧૫) આ સ્મૃતિવચનાનુસાર પરમેશ્વર, ભકતોએ અર્પણ કરેલ સુકૃત વા દુષ્કૃત આદિનું કદાપિ ગ્રહણ કરતો નથી.

પરમેશ્વર, આ રીતનાં સુકૃત આદિનું ગ્રહણ કરે એમ કદાપિ અંગિકાર કરીએ, તથાપિ આ પક્ષનો વિચાર કરતા, શતકોટિ બ્રહ્મકલ્પ વિષે પૂર્વે કરેલ સુકૃત આદિ અનેક કર્મો ઇશ્વરને અનર્પિત થયેલ કરેલ હોય, તે સર્વેની નિવૃત્તિ કેમ મળવે ? આ જન્મ વિષેજ નૂતન ભક્તિ આરમ્ભ કરેલી હોય, એટલે પૂર્વજન્મોના કર્મો ઇશ્વરને સમર્પિત થયલાં કેમ હોય ? જ્યારથી મનુષ્યને જન્મ આરમ્ભ થયલ હોય ત્યારથીજ ભક્તિ આરંભાયલી હોય છે, આમ જો તું કહે તો મુક્તિ તો અન્ય જન્મ વિષે પ્રાપ્ત થાય, અને તેમ થાય તો ઇશ્વરને એક વખત નમસ્કાર કરેલ હોય તો સંસારરૂપે મહાસાગર તરાવનાર ભકત વાક્યો અપ્રમાણભૂત થાય; કહ્યું છે કે-

लोकत्रयाधिपतिमप्रतिमप्रभावमीपत्प्रणम्य शिरसाप्रभविष्णुमीशम्।
जन्मान्तरप्रलयकल्पसहस्रमुपजातमाशुप्रणाशमुपयातिनरस्य पापम्॥

અર્થ—ત્રણે લોકના અધિપતિ, અપ્રતિમ પ્રભાવવાન્ ઈશ્વર પ્રભુને પોતાના શિરવડે પ્રણામ કરે તો મનુષ્યના જન્માતર વિષેના પ્રલય થયલ કલ્પસહસ્ત્રો મધ્યે ઉત્પન્ન થયલ યાવત્ પાપ વિનાશને પામે છે, વળી આ વાક્યાનુસાર તો પાપના નાશ વિષેજ કથન કરેલુ છે, કિંતુ પુણ્ય કર્મના બંધનની મુક્તિ વિષે તો ક્યાઈ એ કથન કરેલુ નથી વાદીનો દ્વિતીય પક્ષ પણ સિદ્ધ થાય નહિ કહ્યુ છે કે 'अयुद्धेनहतो वाली तस्येद कर्मण फलम् અર્થ:—યુદ્ધ કરેલુ નહિ તથાપિ વાલિનો વધ કર્યો તે કર્મનુ (ઈશ્વરને) આ ફળ પ્રાપ્ત થયુ છે' આ વચનાનુસાર, ઈશ્વર સ્વકૃત કર્મનો પરિહાર કરવાને સમર્થ ન હોય, તો તે અન્ય મનુષ્યોના કર્મોનો પરિહાર કયા પ્રકારે કરી શકે?

આરીતે છે માટે આત્મા કેવળ અવિક્રિયરૂપ છે, આરીતનુ આત્મવિજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ સર્વ કર્મોની નિવૃત્તિ થાય એમ કહી શકાય વળી શ્રુતિમા પણ આજ અર્થનુ પ્રતિપાદન કરેલુ છે, 'सर्वे पाप्मानतरति અર્થ—જે આત્મતત્વને જાણે તેજ સર્વ પાપોને તરી શકે છે,' 'क्षीयन्ते चास्य कर्माणितस्मिन्दृष्टे परावरे' બૃ ૪-૪-૨૩, મુ ૨-૨-૮ અર્થ પરાવરરૂપ બ્રહ્મતત્વને જાણે તો તેના સર્વ પાપોનો ક્ષય થાય છે'

(શકા)—જો આત્મજ્ઞાનવડેજ સર્વ કર્મની નિવૃત્તિ થઇ શકે તો પછી આ મંત્રમા, 'હેપાર્થ, જે કર્મયોગના જ્ઞાનથી તુ યુક્ત થઇશ તો તુ કર્મ બંધથી નિર્મુક્ત થઇશ' એમ કથન કરેલુ છે તે નિરર્થક નહિ થાય! આરીતની શકા યુક્ત નથી, કારણ કે તે વચનોવડે તો જે કોઇ મનુષ્ય, ફલાનુસધાનની અપેક્ષા કર્યા વિના કર્મો કરે તો તે રીતના કર્મોવડે બંધન ન થાય, આમ કહી નિષ્કામ કર્મની સ્તુતિ પ્રદર્શિત કરેલી છે, માટે

નિષ્કામ કર્મો કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે તેથી નિષ્કામ કર્મો અવશ્ય કર્તવ્યરૂપ છે એટલે ઉપરનું વાક્ય કર્મવિધિ પરાયણ જ છે એમજ અમારૂં કહેવું છે; આરીતે, આત્મા કેવળ અવિક્રિય અકર્તારૂપ છે આ રીતનો અનુભવ થવાથીજ કર્મબંધની નિવૃત્તિ થઇ શકે છે એમ સિદ્ધ થાય છે.

(અવ૦)-પૂર્વોક્ત કર્મયોગ પ્રત્યે મુમુક્ષુ પ્રવૃત્ત થાય તે અર્થે હવે તે જ કર્મયોગનો 'નેહ' ઇત્યાદિ વાક્યાર્થ વડે પ્રશંસાવાદ કરે છે–

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतोभयात् ॥ ४० ॥

अन्वयः–इह न अभिक्रमनाशः अस्ति (अत्र) प्रत्यवायः न विद्यते
अस्य धर्मस्य स्वल्पम् अपि (कर्म) महतः भयात् त्रायते॥४०॥

(શ૦)-આ કર્મયોગ વિષે, જે કાંઇ કર્મનો આરંભ કરાએલો હોય, તેના ફળનો કદાપિ નાશ થાય નહિ; આ વેદોક્ત ધર્મનું સ્વલ્પ અપિ કર્મ કરેલું હોય, તો તે વડે સંસારરૂપ મહાન્ ભેયથી સંરક્ષણ થાય છે. ૪૦

(વિ૦)-इह=કેવળ મોક્ષ પ્રયોજક પૂર્વોક્ત કર્મ માર્ગ વિષે; अभिक्रम= ઉપક્રમ, કર્મનો આરંભ; प्रत्यवाय=જ્ઞાત, અજ્ઞાતપૂર્વક કરેલ કર્મના નિયમ આદિનો લોપ, તે વડે ઉત્પન્ન થએલો દોષ; अस्यधर्मस्य=ભક્તિ વડે ક્રિયમાણ, ઇશ્વરારાધનાત્મક વેદોક્ત ધર્મ સંબંધી; स्वल्पम् अपि=કેવળ અગ્નિહોત્ર કર્મ, વા શ્રૌત, ઉપાસના, વા શ્રધ્ધાપૂર્વક કરેલું સ્માર્ત કર્મ; महतः भयात्= જન્મ, મરણ રૂપ દુઃખથી; જેમ કૃષિ, વાણિજ્ય આદિ વિષયમાં કાંઇ કર્મને આરંભ કરેલો હોય, તેનાં કોઇવાર ફળ પ્રાપ્ત થાય, કોઇવાર ફળ પ્રાપ્ત ન થાય, આમ બને; કિંતુ આ કર્મયોગ સંબંધમાં તેમ બને નહિ; ભોગને માફક કર્મયોગમાં તો અવશ્ય ફળ પ્રાપ્ત થાય.

રાજાની આજ્ઞાનો લોપ કરવાથી જેમ અનર્થ પ્રાપ્ત થાય તેમ આ

કર્મયોગમા જ્ઞાત, અજ્ઞાત કાઇ કર્મના નિયમાદિનો લોપ થાય તે વડે કાઇ દોષ પ્રમકત થાય નહિ; ઇશ્વરારાધનાત્મક આ વેદોકત ધર્મ સબધી કેવળ અગ્નિ–હોત્રાદિ કર્મ, વા શ્રોત ઉપાસના વા સ્માર્ત કર્મનું મુમુક્ષુ ભક્તિ તથા શ્રદ્ધાપૂર્વક સેવન કરે, તો તે ધર્મ ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનનો હેતુભૂત થઇ, કર્મ કર્તાને જન્મમરણરૂપ મહાન્ ભયથી રક્ષણકર્તા રૂપે થાય છે,

તાત્પર્ય—આ રીતે, મુમુક્ષુ પુરુષને, શ્રોત, તથા સ્માર્ત આ ઉભય પ્રકારના કર્મો, શ્રદ્ધા તથા ભક્તિ પૂર્વક, કામનાથી રહિત થઇ ઇશ્વર પ્રીત્યર્થે યથાશક્તિ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે, જો ઇશ્વર પ્રીત્યર્થે જ કર્મો કરાય, તો મનુષ્ય કેવળ તેના કર્મો વડે સસારને તરી શકે, કોઇ બીજા પ્રકારે સમાર તરી શકાય નહિ, આમ સૂચન કરેલુ છે. ૪૦

(અવ)૦—યોગવિષયક બુદ્ધિવડે જે યુકત હોય તે જ પુરુષ સસારને તરી શકે એમ કહ્યુ, તેથી આ યોગવિષયક બુદ્ધિ કયા પ્રકારની હોય તેવી આકાક્ષા પ્રાપ્ત થાય તેથી હવે, 'વ્યવસાયાત્મિકા' ઇત્યાદિ વાકયાર્થવડે, આ રીતની બુદ્ધિના સ્વરૂપનુ કથન કરી જેઓ આ પ્રકારની બુદ્ધિથી ભિન્ન પ્રકારની બુદ્ધિવાળા હોય, તેવા મનુષ્યો કદાપિ સસારને તરી શકે નહિ એમ સૂચન કરે છે—

> व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
> बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

अन्वयः-(हे) कुरुनन्दन व्यवसायात्मिका बुद्धि इह एका (एवमवति) अव्यवसायिनाम् हि बुद्धय बहुशाखाः अनन्ता च ॥४१॥

(અ૦)-હે કુરુનદન! મુમુક્ષુને, વસ્તુતત્ત્વનો નિશ્ચય કરે તેવી બુદ્ધિ (વિવેકબુદ્ધિ,) આ કર્મયોગ સબધમા સદા એકજ પ્રકારની હોય, જેઓ વિવેકબુદ્ધિથી રહિત હોય તેવા કામી પુરુષોની બુદ્ધિ તો, બહુ પ્રકારની તથા અનત સ્વરૂપની હોય છે.

(વિ૦)—व्यवसायात्मिका बुद्धि.—'मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च। अशुद्धं कामसंकल्पं शुद्धं कामविवर्जितम्' त्रिपुरतापिनी ઉ૦ ૫-૨; મૈત્રાયિણી ૪-૬. અર્થ:-મન, ખરેખર શુદ્ધ તથા કેવળ અશુદ્ધ, આ રીતે બે પ્રકારનું હોય; જે કામ સંકલ્પવાળું હોય તેને અશુદ્ધ કહે, અને જે કામથી વર્જિત હોય, તે તેના મનને શુદ્ધ મન કહે,' આ શ્રુતિવાક્યાર્થ અનુસાર, કામ સંકલ્પ આદિ દોષથી રહિત શુદ્ધ સ્વરૂપે હોવાથી જે બુદ્ધિ વિષે, કેવળ એક ઈશ્વર અમારી પરાગતિ રૂપે છે, આ રીતનો નિશ્ચય (વ્યવસાય) વ્યવસ્થિત થએલો હોય તે પ્રકારની, અર્થાત્ વસ્તુતત્ત્વનો નિશ્ચય કરેલ, તથા કેવળ ઈશ્વરાશ્રયક બુદ્ધિ; इह=કેવળ મોક્ષના પ્રયોજક કર્મયોગ વિષે પ્રવૃત્ત થએલા વ્યવસાયાત્મક બુદ્ધિવાળા મુમુક્ષુને; एका-બહાર તથા અંતરસ્વરૂપે સદા એક રૂપ; વિવેકવાન્ મુમુક્ષુની બુદ્ધિ સદા એકરૂપ હોય છે; વળી શ્રુતિમાં કહ્યું છે કે, 'यो वा एतदक्षरं गार्ग्यविदित्वा स्मिँल्लोके जुहोति यजते तपस्तप्यते ऽन्तवदेवास्य तद्भवति' બૃ ૩-૮-૧૦. અર્થ:—હે ગાર્ગિ, જે વળી આ અક્ષરતત્ત્વને જાણ્યા વિના, આ લોક વિષે, હોમ, યજ્ઞ તથા તપ કર્મ કરે તે કર્મ તે મનુષ્યને કેવળ અંતવાન્ ફળને આપનારૂં હોય' આ વાક્યાર્થવડે આ લોકમાં જે કોઈ આ અક્ષર તત્ત્વના સ્વરૂપને જાણી હોમ આદિ કર્મો કરે તો તે સર્વ વૈદિક કર્મો કેવળ અનંત રૂપ થાય એમ વ્યતિરેક મુખવડે (નકારરૂપે) કથન કરેલું છે એટલે આ રીતે અક્ષરતત્ત્વનો નિશ્ચય કરાવનાર બુદ્ધિ શ્રુતિપ્રમાણ જન્ય હોવાથી, તે સદા એકરૂપ હોય છે; કિંતુ તે પ્રકારની બુદ્ધિ કદાપિ ભિન્ન સ્વરૂપવતી હોય નહિ.

अव्यवसायिना=જેઓ વિવેકબુદ્ધિથી રહિત, કેવળ વ્યવસ્થાશૂન્ય, કામી હોય તેમની; बहुशाखा:-અનેક પ્રકારની; અર્થાત્ 'आशास्ते ऽयं यजमानोऽसौ' અર્થ:-આ યજમાન જે વસ્તુની કામના કરે,' આ વાક્યાર્થાનુસાર અનેક અર્થવિષયક; જેઓ વિવેકબુદ્ધિ રહિત તથા કામી હોય તેવા પુરુષોની બુદ્ધિ બહુધા ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે, એટલે વળી કામ્ય પદાર્થ અનેક હોય તેથી આ રીતના પુરુષોની બુદ્ધિ પણ અનંતરૂપે હોય, અને

તેમની બુદ્ધિ આ રીતે અનંત પ્રકારની હોય તેથી તેમને સંસાર પણ કેવળ અનંત રૂપે પ્રાપ્ત થાય એટલે તે ઉપશાંતિ પ્રાપ્ત કરવાને કદાપિ સમર્થ થઇ શકે નહિ

અવ૰ વિવેકબુદ્ધિ રહિત પુરુષોને પણ યોગબુદ્ધિ કેમ પ્રાપ્ત ન થાય ? આ રીતની આકાંક્ષા ઉપસ્થિત થાય તેથી હવે આ રીતના વિવેકબુદ્ધિ રહિત પુરુષો કેવળ કામપરાયણ બુધ્ધિવાળા હોય એટલે પૂર્વોક્ત પ્રકારની યોગબુદ્ધિ તેમના અંતઃકરણ વિષે આરૂઢ થાય નહિ એમ યામિમા ઇત્યાદિ ત્રણ મંત્રાર્થ વડે તેવા પુરુષોના સ્વભાવનું વર્ણન કરી, બોધ કરે છે—

यामिमा पुष्पिता वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरता पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

अन्वय —( हे ) पार्थ, वेदवादरता न अन्यत् अस्ति इति वादिन अविपश्चित पुष्पिता इमा या वाचम् प्रवदन्ति ॥ ४२ ॥

(અ૰ —હે પાર્થ, વેદવાક્યો વિષે આસક્ત થએના કર્મ તથા કર્મફળ તથા તેના સાધન આદિથી ભિન્ન ઇશ્વર વા મોક્ષ નાઇએ ન હોય એમ વાદ કરનાર વેદતાત્પર્યના અનભિજ્ઞ પુરુષો, ફળશૂન્ય કેવળ પુષ્પિત વાણીનો મિથ્યા પ્રવાદ કરે છે ૪૨

वि॰ वेदवादरता =વેદના વાદ વિષે રત હોય તેવા પુરુષો, વાદ-જેનું કથન કરાય તે, અર્થાત્ વાક્યો रता =નિરત, ( તે વે૰ વાક્યોને જ ) તાત્પર્યવાચક માનનારા, 'वायव्यश्वे, तमालभेत भूतिकाम अर्थ —જે મનુષ્ય સમૃદ્ધિની કામનાવાળો હોય તેણે વાયુની ગતિવાળો શ્વેત અશ્વ પ્રાપ્ત કરવો,' ઇત્યાદિ કર્મ, કર્મના ફળ, તથા તેના સાધનોને પ્રકાશ કરવાવાળા અર્થવાદ (સ્તુતિવાચક) આદિ સ્વરૂપવાળા વેદવાક્યો વિષે જેઓ આસક્ત હોય તેવા પુરુષોને ' વેદવાદરત ' કહે છે, વળી કર્મ, તેના ફળ તથા તેના સાધન તથા સાધ્ય વસ્તુથી ભિન્ન ઇશ્વર વા મોક્ષ, કિંચિત્ વસ્તુ નથી એમ

પ્રશ્નોને (પૂછનાર જિજ્ઞાસુ પુરુષને) જે વક્તાઓ કથન કરે તેમને 'नान्यदस्ति इतिवादिनः' (ગીતા૦ ૪૨) કહે છે; (અનીશ્વરવાદી, કર્મિષ્ટ મીમાંસક પુરુષો). વેદના ઉપક્રમ તથા ઉપસંહાર આદિ વિષે રહેલા તાત્પર્યના અનભિજ્ઞ બહિર્મુખ મીમાંસકોને 'अविपश्चितः' કહે છે; पुष्पिताम्=પુષ્પો વડે મનિકાલના માફક જણાતા, અર્થાત્ ફલશૂન્ય પુષ્પો જેવાં અર્થવાદ પ વાક્યોવડે રંગાએલા.

નીચેના વેદવાક્યો આ રીતના અર્થવાદરૂપ તથા કેવળ રોચક વાક્યો છે 'अपाम् सोमम्' 'दक्षिणावन्तो अमृतत्व भजन्ते' 'पश्यति पुत्रं' 'पश्यति पौत्रं' 'अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति'. અર્થ:—અમોએ સોમરસનું પ્રાશન કર્યું; જેઓ દક્ષિણા આપનાર હોય તેઓ અમૃતત્વને પ્રાપ્ત થાય છે; તેને પુત્રદર્શન પ્રાપ્ત થાય છે, તેને પૌત્રદર્શન પ્રાપ્ત થાય છે; જેઓ ચાતુર્માસ્ય યજ્ઞ કરે તેમને અક્ષય્ય પુણ્ય પ્રાપ્ત થાય છે.'

इमा = જન્મ તથા કર્મફળને પ્રાપ્ત કરાવનાર ઇત્યાદિ; (૨–૪૩) या वाचं प्रवदन्ति='अग्निमीळे पुरोहितं' (ઋ. સં. ૧–૧) 'इषेत्वोर्जेत्वा' (યજુ સ. ૧–૧) 'ब्रह्म संघतं तन्मे जिन्वतम् અર્થ'—પુરોહિતરૂપ અથવા યજ્ઞના અગ્ર ભાગમાં જેને સ્થાનઆપેલું છે તે અગ્નિદેવની હું સ્તુતિ કરૂં છું; હે શાખા, અન્ન તથા વૃષ્ટિ માટે તને કાપું છું;(शुक्ल. यजु. म. १) મેં બ્રહ્મ-તત્ત્વનું અનુસંધાન કર્યું; તે મને પ્રસન્ન થાઓ,' ઇત્યાદિ વાકરૂપ વાણીનું કથન કરે છે; અર્થાત્ આ રીતના વેદવાદુક પુરુષો કર્મકાંડની જ પ્રશંસોક્તિ તેઓ કરે છે; કિંતુ ઉપાસના વા બ્રહ્મકાંડની કદાપિ પ્રશંસા કરતા નથી. ૪૨

(અ૦) આ રીતે, આ વેદવાદી કર્મકાંડી પુરુષો યોગબુદ્ધિને પાત્ર ન હોય એમ કહી તેમના ગુણોનું વર્ણન કરી, હવે શ્રી કૃષ્ણ ભગવાન 'कामात्मानः' ઇત્યાદિ મંત્રાથ વડે, આ પુરુષો કેવળ દુષ્ટ સ્વભાવના હોય એમ સૂચન કરે છે—

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥

अन्वयः—स्वर्गपरा. भोगैश्वर्यगतिं भोगैश्वर्यगतिं प्रति कामात्मानः क्रियाविशेषबहुला जन्म कर्मफलप्रदाम् (वाचंप्रवदान्ति) ॥४३॥

(અ૦) આ સ્વર્ગપરાયણ, તથા સ્રક્ ચંદનાદિ સમગ્ર ભોગૈશ્વર્ય–પ્રાપ્તિની કામનાવાળા વિષયભોગલંપટ મીમાંસકો, અનેક ક્રિયાવિશેષથી યુક્ત ભિન્ન ભિન્ન યોનિ વિષે જન્મ પ્રાપ્ત કરાવે તથા સુખાદિ આપે તે પ્રકારની વાણીનું કથન કરે છે ૪૩

(વિ૦) स्वर्गपरा =સ્વર્ગ તે જ પર =નિરતિશય પુરુષાર્થ છે એમ નિશ્ચય જેઓને હોય તેવા, જેઓ સ્વર્ગપરાયણ હોય તેઓ જ કામાત્મક હોય, भोग =જેનો ઉપભોગ કરાય તે અર્થાત્ સ્રક્ (માળા) ચંદન તથા વનિતા આદિ દિવ્ય ભોગ્ય પદાર્થો, ऐश्वर्य=ઇશ્વરત્વ સ્વામિત્વ, गति=પ્રાપ્તિ, भोगैश्वर्यगतिं प्रति=કેવળ સ્રક્ આદિ સમગ્ર દિવ્ય ભોગની અશ્વર્યતા પ્રાપ્ત કરવા અર્થે, कामात्मान =काम =ઇચ્છાવેગ, आत्मनि=બુદ્ધિ વિષે, જેઓને હોય તે=વિષયભોગલંપટ, મીમાંસક કામી પુરુષો, क्रियाविशेषबहुला ફળ વિશેષના - હેતુરૂપ અગ્નિષ્ટોમ, અતિરાત્ર આદિ बहुल =અનેક, ક્રિયાઓ જેના વડે પ્રતિપાદિત થાય તે, અનેક ક્રિયાથીયુક્ત કર્મો કર તે વડે મનુષ્યને અનેક યોનિમાં જન્મ લઇ, સુખાદિ ભોગ ભોગવવા પડે તેથી જ આ પ્રકારની ક્રિયાયુક્ત વાણીને जन्मकर्मफलप्रदाम् એમ વિશેષણ આપેલું છે તે ઉપપન્ન છે, जन्मकर्मफलप्रदाम्=કેવળ જન્મ, મૃત્યુ આદિ વડે કર્મના અનુષ્ઠાતાઓને તેઓ એમ પોતે પ્રતિપાદન કરેલા કર્મના ફળ પ્રાપ્ત કરાવનાર, અર્થાત્ જે કર્મોનું આ વાણી વડે પ્રકાશન કર્યું છે તે કર્મોના કર્તાઓને ભિન્ન ભિન્ન યોનિઓ વિષે જન્મ, તથા कर्मफल=સુખાદિને પ્રાપ્ત કરાવનાર જન્મ પછી વડે મૃત્યુ, જરા, રોગ તથા તજ્જન્ય દુઃખો ઉપલક્ષિત થાય છે

આ મંત્રનો પૂર્વેના મંત્ર સાથે અન્વય કરવો.

(અવ૦) મીમાંસકો આ રીતના કામી હોય એટલે તેમને યોગબુદ્ધિ તથા તેનું ફળ કદાપિ સિદ્ધ ન થાય એમ હવે ' भोग ' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે—

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥

अन्वयः— तया अपहृत चेतसाम् भोगैश्वर्यप्रसक्तानां समाधौ व्यवसायात्मिकाबुद्धि· न विधीयते ॥ ४४ ॥

(અ૦) આ રીતની કર્મકાંડનો બોધ કરનાર વાણી વડે જેમનુ વિવેકજ્ઞાન નિરોહિત થએલું હોય તેવા ભોગૈશ્વર્ય વિષે પ્રસક્ત થએલા મનુષ્યોના અંતઃકરણ વિષે. આ રીતની યોગબુદ્ધિ પ્રવેશ કરી શકે નહિ. ૪૪

(વિ૦) तया=અધિક અર્થવાદવાળી કર્મકાંડનો બોધ કરનારતે વાણી વડે अपहृतचेतसाम्=अपहृत=તિરોભ વને પ્રાપ્ત થએલું છે चेत=કાર્યાકાર્યનું વિવેકજ્ઞાન જેઓનું તેઓના; અર્થાત્ વિષયોની આશાવડે ભ્રમિત થએલી બુદ્ધિવાળાના; भोगैश्वर्यप्रसक्तानां=ભોગ્ય પદાર્થોના, ऐश्वर्य=કેવળ સ્વા-મિત્વ વિષે-જ જેઓ પ્રસક્ત હોય તેમના. જેઓ કાર્યાકાર્યના વિવેકવિજ્ઞાનથી રહિત હોય તેવા પુરુષો જ ભોગ્ય પદાર્થો વિષે આસકત હોય છે; समाधौ= જેનાવડે પુરુષ વિષયો વિષે સમાહિત ચિત્તવાન થાય તે, અથવા જેનાવડે સર્વ જગત વ્યાપ્ત હોય તે વાસનાત્મક અંતઃકરણ; તેના વિષે व्यवसायात्मिक बुद्धिः=યોગબુદ્ધિ; नविधीयते=પ્રવેશ કરે નહિ; અર્થાત્ અંતઃકરણ વિષે. કામનાઓનો અંતરાલ રહે તેથી તે વિષે આ યોગબુદ્ધિ પ્રવેશ કરી શકે નહિ.

તાત્પર્યઃ—'कारणाभावे कार्याभावः વૈશિષિક સૂત્ર ૨/૧' અર્થઃ—જ્યાં કારણનો અભાવ હોય ત્યાં કાર્યનો પણ અભાવ થાય,' આ ન્યાયાનુસાર, જ્યાં

ફલના સમુચ્ચય રૂપ સંસાર ( त्रैगुण्यं ) તે જ જે મધ્યે, કર્મ તથા તેનાં સાધન આદિના પ્રકાશ દ્વારા કેવળ વૃદ્ધિ પામવાને યોગ્ય હોવાનું ગોચર ( विषय ) થાય તે પ્રકારના; સંસારવૃદ્ધિ કેવળ વેદોક્ત કર્મને અધીન હોય, એટલે વેદોને ત્રૈગુણ્ય ( સંસાર ) વિષયક કહે છે.

સંસાર વેદવિષયક હોવાથી, સર્વ કોઇને તે ગ્રહણ કરવા યોગ્ય હોય તથાપિ મુમુક્ષુ પુરુષને તો, આ સંસારનો આદર કરવો ઘટે નહિ, માટે હે અર્જુન, તુ મોક્ષેચ્છા વડે યુક્ત તથા યોગબુદ્ધિવાન્ થઇ સ્વધર્મનું પાલન કરવાને પ્રવૃત્ત થએલો છે તો રાગદ્વેષયુક્ત પ્રરોચક શ્રુતિવાક્યો, તથા રાગાદિ વડે પ્રધાનમય કર્મ તથા તેના ફલોની અપેક્ષાથી તું નિષ્કાંત થા. ( निस्त्रैगुण्यः भव)

તું નિત્ય સત્ત્વગુણનિષ્ઠ થા; અર્થાત્ નિત્ય વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિ વિષે જ અધિષ્ઠિત થા.

જે પુરુષ યોગક્ષેમ પરાયણ હોય તેને રાગદ્વેષાદિનો પ્રસંગ પ્રાપ્ત થાય, તેથી શમાદિ પલાયન કરી જાય, શમાદિના અભાવવડે સાધનનો વિચ્છેદ થાય, અને સાધનના વિચ્છેદને લીધે મોક્ષ અસિદ્ધ થાય તેથી મુમુક્ષુએ યોગક્ષેમની ચિંતાથી નિર્મુક્ત થવુ ઘટે; માટે તું કેવળ પ્રારબ્ધાધીન થઇ યોગક્ષેમની ચિંતાથી પણ નિષ્કાંત થા. ( निर्योगक्षेमः)

અવિદ્યમાન વસ્તુને સંપાદન કરવી તેને ' યોગ ' તથા વિદ્યમાન વસ્તુનું પાલન કરવું તેને ' ક્ષેમ ' કહે છે.

વળી જો મુમુક્ષુનું મન વિષયાંતર વિષે પરવશ થએલું હોય, તો સ્વધર્મની સિદ્ધિ થાય નહિ એટલે મનને નિર્વિષયાંતર કરી કેવળ આત્મનિષ્ઠ થવું યોગ્ય છે, માટે તું આત્મવાન્ થા, અર્થાત્ શ્રવણ, ધ્યાન તથા કીર્તન જેમ, વિહિત કર્મ વિષે સ્થિર છે મન જેનું ( आत्मा ) તેવો, એટલે કે તું નિશ્ચલ ચિત્તવાળો થા.

અથવા ( ૨ ) ' આત્મા જન્મ પામતો નથી, અથવા મરણ પામતો

નથી ' ( ૨-૨૦ ) તથા ' वेदाविनाशिनं ' 'આત્માને જે અવિનાશી રૂપ જાણે' ( ૨-૨૧ ) ઇત્યાદે વાકયોવડે તને સાંખ્યવિષયક બુદ્ધિ પ્રતિપાદન થઇ ચિત્તારૂઢ થઇ હોય, તો તારે અર્થાત્ હરકોઇ જ્ઞાનિ પુરૂષને આ રીતે આત્મનિષ્ટ થવું અવશ્ય છે એમ સૂચન કરે છે.

त्रैगुण्यविषयाः-જેને સત્ત્વાદિ ત્રણ ગુણો હોય તેનું. અવ્યાકૃત જગતની જ,( त्रिगुण्य ) તેથી ઉત્પન્ન થએલું કેવળ જગત્ ( त्रैगुण्य ) પ્રતિપાદ્યરૂપે જેનુ વિષયભૂત હોય તે.

तात्पर्य—સર્વ વેદો, કેવળ સાધ્ય, સાધન. સાધક તથા ફળ તથા દેવતાત્મક જગતના પ્રકાશપરાયણ હોય છે; વેદ તથા વેદોકત કર્મ તથા તેના ફળ વિષે જે મનુષ્ય પ્રવૃત્ત હોય, તેને દ્વૈતજ્ઞાનનો બાધ થયા વિના, અદ્વૈતજ્ઞાન, તે જ્ઞાનની નિષ્ઠા તથા ફળ પણ કદાપિ સિદ્ધ થાય નહિ તેથી જ્ઞાનીપુરૂષે આ રીતનાં વેદોકત કર્મોથી નિવૃત્ત થવું ઘટે છે, માટે ' वेदानिमं लोकममुं च परित्यज्यात्मानमन्विच्छेत्. અર્થઃ—' 'આ વેદોનો તથા આ પ લોકનો પરિત્યાગ કરી કેવળ આત્મતત્વની ઇચ્છા કરવી ' આ સ્મૃતિવાક ાનુસાર, વેદ. વેદોકત કર્મો તથા ત્રૈગુણ્યરૂપ જગત, આ સર્વથી તું નિર્મુકત થા; અર્થાત્ સર્વ કર્મોનો તું સંન્યાસ ( પરિત્યાગ ) કર.

મુમુક્ષુ પુરુષ સર્વકર્મ સંન્યાસયુકત હોય, તથાપિ દ્વૈત વસ્તુનું અવલંબ ન કરી તે બહિર્મુખ હોય. તો તેને બ્રહ્મનિષ્ઠાનો અયોગ સિદ્ધ થાય, બ્રહ્મનિષ્ઠાનો અયોગ સિદ્ધ થાય તો જ્ઞાનનો નાશ થાય અને જ્ઞાનના નાશ વડે મોક્ષ અસિદ્ધ થાય, એટલે જ્ઞાની પુરૂષે દ્વૈતાવલંબનનો અવશ્ય પરિત્યાગ કરવો ઘટે એમ ' निर्द्वन्द्व ' પદ વડે સૂચન કરે છે.—

द्वंद्व-નામરૂપ; હે અર્જુન, સર્વત્ર નામરૂપાત્મક જગતનો તું પરિત્યાગ કર; અર્થાત્ તુ પદાર્થોના નામરૂપનું ગ્રહણ ન કર.

જે કોઇ મનુષ્ય નિદ્રાવશ થયલ હોય તેને પણ નામરૂપનું ગ્રહણ-સંભવે તેથી નિદ્રાને પ્રાપ્ત થયલ જ્ઞાનિ પુરૂષ પ્રત્યે આ અવસ્થાનો ' नित्यसत्त्वस्थ ' પદ વડે નિષેધ કરે છે.

હે અર્જુન તું, નિત્ય સ્વરૂપ બ્રહ્મસ્વરૂપ વિષે અધિષ્ઠિત થા; અર્થાત્ નું બ્રહ્મસ્વરૂપનું અનુસંધાન કર; नित्यसत्त्वस्थ નિત્ય, તથા सत्त्वस्थ સત્સ્વરૂપ બ્રહ્મતત્વ, તે વિષે અધિષ્ઠિત;

હવે, જે બ્રહ્મવેત્તા હોય તેણે તો પોતાની શરીર યાત્રા પણ કેવળ બ્રહ્મદૃષ્ટિવડે યુક્ત થઇને કરવી પડે એમ 'निर्योगक्षेम' ઇતિપદ વડે સૂચન કરે છે. બ્રહ્મવેત્તાને આત્મદૃષ્ટિવડે શરીર યાત્રા કરવી ન ઘટે.

ક્ષેમ:—સ્થિતિરૂપ આ દેહનું અર્થ, ઢટક આદિથી તાત્પર્યરૂપે પાલન કરવું તે; યોગ:-દેહન અનુકૂળ દ્રવ્યોને સંપાદન કરવું તે; હે અર્જુન, વસ્તુનો યોગ ક્ષેમ, ઉભય પ્રારબ્ધાધીન હોય તથા આત્મદૃષ્ટિએ વિચારતાં આ દેહ કેવળ મિથ્યા સ્વરૂપે હોય એટલે અધિષ્ઠાનભુત આત્મતત્વના કેવળ જ્ઞાનબળવડે યુક્ત થઇ, આ ઉભયનો પરિત્યાગ કર; યોગ ક્ષેમ બુદ્ધિથી નિર્મુક્ત થા.

હવે આ રીતની બ્રહ્મનિષ્ઠા વિષે ક્વચિત્ પણ પ્રમાદ થાય માટે મુમુક્ષુને કેવળ આત્મનિષ્ઠ થવું ઘટે છે એમ 'आत्मवान्' ઇતિ પદ વડે સૂચન કરે છે.

आत्मवान्=आत्मा=સદા અહંકાર બુદ્ધિ, જેને હોય તે; અથવા કેવળ આત્માજ સદા અહંબુદ્ધિનો વિષયભૂત થાઓ, અનાત્મા ક્વચિત્ કદાચિત્ પ્રમાદ પડે પણ, અહં બુદ્ધિનો વિષય-ભૂત નહો; અર્થાત્ અનાત્મવસ્તુને ક્વચિત્ કદાચિત્ પણ અહં બુદ્ધિને વિષયભૂત ન કર. ૪૫

(अ०)-જો કોઇ બ્રહ્મવેત્તા પુરૂષ, આ રીતે શ્રુત્યુક્ત યાવત્ કર્મોનો પરિત્યાગ કરે તો તેને साधना भावे साध्याभावः અર્થ:-સાધનના અભાવે સાધ્ય વસ્તુનો પણ અભાવ સિદ્ધ થાય' આ ધોરણે તે તે કર્મો વડે પ્રાપ્ત થનાર સુખવિશેષ સંભવે નહિ એટલે ઉન્મત્ત પુરૂષની માફક આ બ્રહ્મવેત્તા -ની પ્રવૃત્તિ કેવળ નિષ્ફળ થાય તે કેમ ઘટે ? આ રીતની શંકા કરવી ન ઘટે; ' सर्वपदंहस्तिपदे निमग्नम् અર્થ:-હસ્તિપદ વિષે સર્વ પદ નિમગ્ન થઇ

જાય ' આ ન્યાયનુસાર સત્ ક્રિયાઓ વડે, સાર્વભૌમથી માંડી બ્રહ્મપર્યંત ના યાવત્ આનંદો પ્રાપ્ત થાય તે સર્વે જે પુરૂષ બ્રહ્માનુભૂતિ વિષે અધિષ્ઠિત થઇ કેવળ બ્રહ્મારૂઢ હોય તેને મળને છે એમ હવે ' यावान् ' ઇત્યાદિ વાક્યાર્થ વડે સદૃષ્ટાંત પ્રતિપાદન કરે છે —

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

अन्व-उदपाने अर्थ. यावान् (सिद्ध्यति) तावान् (एव) सर्वत सम्प्लु-
तोदके (सिद्धयति) (एव-म् एव) सर्वेषुवेदेषु (यावान् आनन्दः
भवति) तावान् आनंदः विजानतः ब्राह्मणस्य सिद्ध्यति ॥

(અ૦)-ભૂમિવિષેના સર્વત્ર વિદ્યમાન પુણ્યતીર્થ વિષે સ્નાન દાનાદિ ક્રિયા વડે જેટલો અર્થસિદ્ધ થાય તેટલોજ અર્થ સમુદ્રવિષે સ્નાનાદિ ક્રિયાવડે સિદ્ધ થાય વળી ઋગ આદિવેદો વિષે પ્રસિદ્ધ કરેલા યાગ, યજ્ઞાદિ કર્મોવડે જેટલો આનંદ પ્રાપ્ત થાય તેટલોજ આનંદ બ્રહ્મવેત્તા યોગીને બ્રહ્માનુભવડે સિદ્ધ થાય ૪૬

વિ૦ उदपाने-જેનાવિષે ઉદકનું પાન કરાય તે અર્થાત્ જલાશય, તે વિષે. આ શબ્દ જાતિ વાચક હોવાથી એકવચન વાચક છે, अर्थ પુણ્યરૂપ પ્રયોજન, यावान्-જેટલા પરિમાણમાં सर्वत सम्प्लुतोदके—સર્વત્ર—સમ્પ્લુત પરિપૂર્ણ ઉદક હોય જેને તે અર્થાત્ સમુદ્ર सर्वेषुवेदेषु-ઋક આદિ વેદોવિષે, विजानत —આ સવ જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપે છઇએ એમ જાણીને સર્વ જગત તથા પોતાના આત્માને કેવળ સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ સ્વરૂપે જુવે તેને, ब्राह्मण्य—બ્રહ્મવેત્તા યોગીને.

ભૂમિવિષે સર્વત્ર રહેલા વાવ ( વાપી કૂપ, તડાગ, સરોવર નદ, નદી આદિ પુણ્યતીર્થ વિષે, સ્નાન, દાન, અર્ચન આદિ ક્રિયા કરવા વડે જેટલા પ્રમાણનો પુણ્યાર્થ સિદ્ધ થાય, તેટલાજ પ્રમાણનો તેવો પુણ્યાર્થ સમુદ્ર

વિષે, સ્નાનાદિક કર્મ કરવાથી સિદ્ધ થાય; અર્થાત્ ગંગા આદિ પુણ્યતીર્થો વિષે પૃથક્ પૃથક્ કરેલ સ્નાનાદિ ક્રિયાવડેજે પુણ્ય વિશેષ ઉપલબ્ધ થાય, તેના સમાન પ્રમાણમાજ સમુદ્ર જળવિષે સ્નાનાદિ કર્મ કરવાથી ફળ સિદ્ધ થાય, કિંતુ તેનાથી કાંય ન્યૂન સિદ્ધ થાય નહિ, કારણ કે 'शतेपंचाशत' અર્થ - સોમા પચાશની રકમનો સમાવેશ થઇ જાય, આ ન્યાયે પરિછિન્ન જળવાળી ગંગાદિ નદીઓનો સમુદ્ર વિષે અન્તર્ભાવ થઇ જાય.

વળી, આજ રીતે ઋગાદિ સર્વ વેદો વિષે પ્રસિદ્ધ થયલ કર્મો વડે તેમજ યાગ યજ્ઞ, દાન, અધ્યયન, વ્રત, તપ યોગાદિ અન્ય પુણ્ય વિશેષ વડે ઉત્પન્ન થતો, સાર્વભૌમપણાથી માંડી બ્રહ્મ પર્યંતનો જે શ્રુત્યુક્ત આનંદ તેનો સો ઘણો આનંદ જેટલા પ્રમાણમાં હોય, તેટલાજ પ્રમાણનો આનંદ, આ જગત્ તથા હું કેવળ સચ્ચિદાનંદ સ્વરૂપ છઇએ, એ રીતે બ્રહ્મ સ્વરૂપનો અનુભવ કરનાર બ્રહ્મવેત્તા યોગીને સિદ્ધ થાય છે; આમ હોવાથી બ્રહ્મવેત્તા પુરૂષ કેવળ નિત્યાનંદ સ્વરૂપ હોય છે; પ્રમાણઃ- શ્રુતિમાં કહ્યું છે કે 'समोदतेमोदनीयंलब्ध्वा' (કઠ ૧-૨-૧૩) અર્થઃ-તે મનુષ્ય ખરેખર મોદનીય રૂપ વસ્તુ (બ્રહ્મતત્વ) પ્રાપ્ત થવાથી મોદને (આનંદ) પ્રાપ્ત થાય છે.

અથવા આ મંત્રનો બીજો પણ આ રીતનો અર્થ થાય છેઃ—

ભૂમિ વિષેના સર્વત્ર વિદ્યમાન વાપી, કૂપ, તડાગ નદ તથા નદીઆદિ જળ પ્રદેશ વિષે વિદ્યમાન જળનો જેટલો જળ રૂપે પ્રયોજન સિદ્ધ થાય, તેટલોજ જળરૂપ અર્થ સમુદ્રના જ જળ વડે સિદ્ધ થાય; અર્થાત એક કોણ (ખૂણા) વિષે રહેલ જળ, સંપૂર્ણ રીતે વ્યાપ્ત સમુદ્ર જળના લેશાંશરૂપે હોય છે.

વેદાઃ= શબ્દાદિ યાવત્ વિષયોને જાણનાર; અર્થાત્ બ્રહ્માદિથી માંડી પિપીલિકા પર્યંતના યાવત્ પ્રાણિઓ; 'विद्' ધાતુ કર્તરિ વાચક છે.

સર્વ પ્રાણિઓને પોતાના પુણ્યકર્મનાં પરિપાકના લીધે ઇષ્ટ અર્થની સાન્નિધ્યતા પ્રાપ્ત થતાં જે પ્રમાણમાં આનંદરૂપ અર્થ પ્રતીત થાય, તે પ્રમાણમાંજ આનંદરૂપ અર્થ સમુદ્રસ્થાનીય બ્રહ્મતત્વ વિષે સ્થિતિ કરનાર મનુષ્યને લેશાંશ રૂપે સિદ્ધ થાય છે; પ્રમાણ-શ્રુતિમા કહ્યુ છે કે एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति બૃ ૪-૬-૩૨ અર્થ-અન્યભૂત પ્રાણિઓ કેવળ આ બ્રહ્માનંદની માત્રા વડે (અંશ) ઉપજીવ્યમાન હોય છે

તાત્પર્ય- આ રીતે સર્વતઃ સંપ્લુતોદક (સમુદ્ર) સ્થાનીય અદ્વિતીય બ્રહ્મતત્વ કેવળ પોતાના પ્રતિબિંબના લેશાંશવડે. બ્રહ્માથી આરંભી પિપીલિકા (કીડી) પર્યંત યાવત્ પ્રાણીઓને તેમના પુણ્યના પ્રમાણમા સુખ પ્રાપ્ત થાય તો જે મનુષ્યને સત્ય, જ્ઞાન તથા આનંદઘન સ્વરૂપ પરબ્રહ્મ તત્વનો અનુભવ પ્રાપ્ત થયલ હોય, અર્થાત્ આ બ્રહ્મ તત્વ તે હુ પોતે જ છુ, આ રીતે સ્વસ્વરૂપે જેને બ્રહ્મસાક્ષાત્કાર થાય તેવા બ્રહ્મવેત્તાને જે અનંત સ્વરૂપ બિમ્બાનંદ સર્વદા અખંડાકાર-વૃત્તિરૂપે અનુભવાય તે આનંદના સ્વરૂપ તથા પ્રમાણનું કોણ વર્ણન કરી શકે?

અવ-યદ્યપિ, આ રીતના લક્ષણવાળો કોઇ ઉત્તમ બ્રહ્મવેત્તા પુરૂષ હોય તેને તો સર્વકર્મનો સન્યાસ કરવાનો અધિકાર હોય, તથાપિ તું શોક તથા મોહાદિ ધર્મવડે આવિષ્ટ થયેલ છે. તે વાતનો વિચાર કરતા, પૂર્વોક્ત બ્રહ્મવેત્તાંના લક્ષણ ત્હારા વિષે દશ્યમાન થતા નથી; માટે તું જ્ઞાન અથવા કર્મસંન્યાસનો અધિકારી નથી; તું તો કેવળ કર્મનોજ અધિકારી છે. એમ હવે 'कर्मणि' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરી, ભલે સો વખત શ્રવણ કરે તથાપિ જે મુમુક્ષુઓને આત્મજ્ઞાનનો ઉદય થયલ ન હોય, તેઓને તો સ્વધર્મનું અનુષ્ઠાન કરવું તેજ અવશ્ય કર્ત્તવ્ય હોય છે; તેઓને સ્વધર્મનો તો કદાપિ ત્યાગ કરવો ઘટે નહિ એમ સારબોધ કરે છે—

कर्मण्येवा धिकारस्ते माफलेषु कदाचन ।
माकर्मफलहेतुर्भूमा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

अन्व–ते कर्मणि एव अधिकारः (कर्म) फलेषु मा (ते अधिकार) कदाचन । मा कर्मफलहेतु भूः अकर्मणि ते संग मा अस्तु ।

અ૦–कर्मणि=શ્રુતિ તથા સ્મૃતિવડે વિધાન કરેલ, કામ્યવર્જિત નિત્ય તથા નૈમિત્તિક કર્મો વિષે अधिकार=યોગ્યતા, 'एव' પદ વડે જ્ઞાનનિષ્ઠા, અથવા સન્યાસનો નિષેધ સૂચવેલો છે. अकर्मणि=કર્મવ્યતિરેક, ક્રિયા ત્યાગ संग=મન સક્તિ, તુ મુમુક્ષુને તો કેવળ શ્રુતિ આદિ વિહિત નિત્યાદિ કર્મોજ કરવા ઘટે. તુને અન્યત્ર અર્થાત્ જ્ઞાનનિષ્ઠા વા સન્યાસ વિષે અધિકાર નથી.

વળી 'શ્રુતિમા કહ્યુ છે 'यज्ञोदान तपश्चैव पावनानि ગી. ૧૮-૫ અર્થ= યજ્ઞ, દાન, તથા તપ પવિત્ર કરનાર હોય છે' 'धर्मेण पाप मनुदति માધવાચાર્ય વેદભાષ્ય અર્થ -ધર્મવડે પાપનો બહિષ્કાર થાય' આ રીતના વાક્યાર્થવડે નિત્યકર્મો વિષે પણ ફલોકિતનુંકથન કરેલ હોય છે, તે રીતના કર્મફલો વિષે પણ તુને અધિકાર અર્થાત્ યોગ્યતા ઘટે નહિ તાત્પર્ય કે તારે કર્મફલની કદાચિત્ પણ અપેક્ષા કરવી નહિ, જો કર્મફલની અપેક્ષા કરાય તો બીજ વિદ્યમાન હોય તો જેમ અંકુર ઉદ્‌ભવે તેમ, જન્મ આદિ દુખભૂમિ પોતાથીજ પુન ઉદ્‌ભવે, માટે જેમ સ્વર્ગની કામના વાન્ પુરૂષ સ્વર્ગફલની અપેક્ષા કરે, તેમ તુ તે કરેલ કર્મના ફળની અપેક્ષા નકર, અર્થાત્ કર્મ ફલ વિષે તુ કદાપિ અપેક્ષાવાન્ ન થા

આ રીતે જો કર્મ, ફલ-શૂન્યપૂર્વક કરવુ યોગ્ય હોય, તો આ કર્મો મહાન્ ક્લેશ અર્થાત્ પરિશ્રમયુકત હોય તેથી આ રીતના કર્મો કરવા અશકય થાય તેથી આ રીતના ફળશૂન્ય તથા ક્લેશ પ્રધાન કર્મોની અપેક્ષાએ તો આ કર્મોનો ત્યાગ કરવો સુખરૂપ થાય આ રીતની આકાક્ષા ઉપસ્થિત થાય તે પ્રતે હવે, 'मात्ते' ઇતિ વાક્યાર્થવડે કહે છે– આરૂરૂક્ષુ પુરૂષને કર્મત્યાગ કરવો યુકત ન હોય, માટે કર્મ -ક્રિયાત્યાગ કરવા પ્રતે તુને મન સકિત ન હો, કર્મ ન કરે તો પ્રત્યવાય પ્રાપ્ત થાય,

અને તેના પરિણામે નરકે તથા દુષ્ટ યોનિ પ્રાપ્ત થાય; માટે મુમુક્ષુને કર્મ સંન્યાસ કરવો યુક્ત ન હોય.

તાત્પર્ય—આ વાકયાર્થવડે, જે કોઈ મુમુક્ષુ કર્મફલની અપેક્ષા કર્યા વિના શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક કેવળ ઇશ્વર પ્રીત્યર્થે કર્મો કરે જાય તોજ મોક્ષ પ્રાપ્ત થાય. અન્ય કોઇ પ્રકારે મોક્ષ સિદ્ધ થાય નહિ. આ રીતનું સૂચન કરેલું છે. ४७

અવ—હવે જો તુને જન્માદિ દુઃખોની નિઃશેષે કરી નિવૃત્ત કરવાની અપેક્ષા હોય તો તું આ રીતે કેવળ કર્માનુષ્ઠાનજ કરેજા આ રીતનો 'योगस्थ', ઇત્યાદિ વાકયાર્થવડે, ઉપદેશ કરે છે–

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिध्यसिध्योः समोभूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥

અન્વ-समत्वं योगः (इति) उच्यते हे धनंजय, योगस्थः (सन्) संगंत्यक्त्वा सिध्यसिध्योः समः भूत्वा कर्माणि कुरु ॥

અ–સમભાવને યોગ કહે છે, હે ધનંજય, કેવળ મોક્ષની કામનાવડે યુક્ત થઇ, કામબુદ્ધિનો પરિત્યાગ કરી, કર્મની સિદ્ધિવા અસિદ્ધિ પરત્વે હર્ષ તથા વિષાદથી રહિત થઇને તું કર્માનુષ્ઠાન કર. ४८

વિ–'निर्दोषं हि सम ब्रह्म=ગી. ૫ ૧૯ ખરેખર બ્રહ્મજ્ઞાન નિર્દોષ, અર્થાત્ નિરંજન તથા સમનારૂપ હોય' આ વાકયાનુસાર, 'सम' પદ બ્રહ્મવાચક છે. જ્ઞાનવડે આ સમભાવ પ્રાપ્ત થાય તેથી 'योग' પદવડે સમત્વનો બોધ થાય છે.

योगस्थ=પોતે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય, માટે આ રીતની કેવળ બ્રહ્મ ભાવનાની અપેક્ષાવડે યુક્ત થઇ, જે પુરૂષ યોગ અર્થાત્ બ્રહ્મતત્ત્વ વિષે સ્થિત હોય તે અર્થાત્ કેવળ મોક્ષની કામનાવાન્ પુરૂષ; તુ કેવળ મોક્ષની કામનાવાન સતો આ કર્મો કરવાથી મારા દુરિત નાશ પામો, મુને પાપાદિ

પ્રતિબંધની નિવૃત્તિ હો, અથવા મુંને ઇશ્વર અનુગ્રહ કરો, મુંને કર્મજન્ય ફલ સિદ્ધ હો, ઇત્યાદિ કામનાનો [સંગં] કર્મ વિષે પરિત્યાગ કરી, પ્રારબ્ધ કર્મો સાંગોપાંગ સિદ્ધ થાવ, વા સિદ્ધ ના થાવ, ઇશ્વરપ્રસાદ સિદ્ધ હો વા ન હો, ચિત્ત પ્રસક્તિ સિદ્ધ હો વા ન હો. ઇત્યાદિ વસ્તુસિધ્ધિ. વા વસ્તુ અસિદ્ધિ પરત્વે ( सिध्यसिध्योः ) હર્ષ તથા વિષાદથી શૂન્ય થઇ, તું ( समं भूत्वा ) ભલે કર્મો ક્લેશાત્મક હોય તથાપિ તે શાસ્ત્રોક્ત છે એમ જાણીને કર્મો અવશ્ય કર. ૪૮

અવ—કેવળ મોક્ષેચ્છાથી યુક્ત થઇ, ફલની અપેક્ષા કર્યા વિના, સમ બુધ્ધિવડે યુક્ત થઇ, નિત્ય તથા નૈમિત્તિક કર્મો કરતાં કરતાં જ્યારે આ કર્મો તેનાં ફળ તથા ભોગ્ય વિષયો કેવળ તુચ્છ છે, આ રીતની અસંશુધ્ધિ રૂપે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થઇ કર્મો તો કેવળ નિકૃષ્ટ ફલને આપનાર હોય છે આ રીતની કર્મ વિષે અનાસ્થા પ્રાપ્ત થાય. ત્યારે કેવળ જ્ઞાનયોગનું સેવન કરવું એમ હવે ' दूरेण ' ઇત્યાદિ મંત્રાર્થવડે બોધ કરે છે—

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुध्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

अन्व—अवरंकर्महि बुद्धियोगात् दूरेण ( वर्तते ) फलहेतवः ( तेएव ) कृपणाः ( तस्मात् ) हे धनंजय बुद्धौ शरणम् अन्विच्छ ॥ ४९ ॥

અ—આ નિકૃષ્ટ રૂપ કર્મ ખરેખર જ્ઞાનયોગથી અત્યંત દૂર હોય છે; કર્મ ફલની ઇચ્છાવાળા કામી પુરૂષો હે ય તે તો કેવળ અધમ રૂપ હોય; માટે હે ધનંજય, સાંખ્ય બુદ્ધિ વિષે ત્હારૂં મન સ્થાપિત કર ૪૯

वि—અવરં=નિકૃષ્ટ; बुद्धियोगात=જ્ઞાનયોગથી; बुद्धौ—સાંખ્યબુદ્ધિ વિષે; शरणम् अन्विच्छ=મન સ્થિર કર. कृपणाः=અધમ, નીચ; फलहेतवः—કર્મ ફલની પ્રાર્થનાવાળા કામી પુરૂષો;

કર્મ, અનેક સાધનો વડે સાધ્ય હોય છે, તથા તે અત્યંત પરિશ્રમ યુક્ત હોય છે, વળી જો તેનું સાંગોપાંગ અનુષ્ઠાન સિદ્ધ ન થાય તો ફલની વિપરીતતા સિદ્ધ થાય, જો તેનુ સાંગોપાંગ અનુષ્ઠાન સિદ્ધ થાય તો તે જન્મ આદિ દુખના બીજ રૂપે થાય, અને જો તેનું અનુષ્ઠાન ન કરાય તો પ્રત્યવાય ઉત્પન્ન થતા તે નરકના કારણ રૂપે થાય અર્થાત્ નરક સિદ્ધિ થાય; આ રીતે કર્મ સર્વથા નિકૃષ્ટ પ્રકારનુ હોવાથી તે નિત્ય તથા નિરતિશય મોક્ષ સુખના હેતુ રૂપ જ્ઞાનયોગથી ( बुद्धियोगात् ) અત્યંત દૂર હોય છે, અર્થાત્ 'दूरमेतेविपरीते विषुची अविद्या याचविद्या અર્થ:—વિદ્યા અને અવિદ્યા આ બન્ને ઘણાજ એકબીજાથી અત્યંત વિલક્ષણ છે.'(કઠ. ૧-૨-૪) આ શ્રુતિ વાક્યાનુસાર કર્મ ( अविद्या ) વિદ્યાથી વિપરીત ભાવ રૂપે હોવાથી તે મોક્ષના હેતુ રૂપ જ્ઞાન યોગથી અત્યંત દૂર અર્થાત્ વિલક્ષણ હોય છે.

. કર્મ અવર રૂપ પ્રસિદ્ધ છે. એમ ' हि ' પદ વડે બોધ થાય છે, શ્રુતિમા કહ્યુ છે ' अष्टादशोक्तमवरयेषुकर्म અર્થ: આ યજ્ઞનો નિર્વાહ કરનારા અઢાર જણાઓ જેઓ આ નિકૃષ્ટ કર્મ કરે છે,' ( મુ. ૧-૨-૭ ) આ રીતે છે માટે કર્મ વિષે કદાપિ આસ્થા કરવી ઘટે નહિ.

કોઇ એમ કહે કે-અનેક મનુષ્યો તો કેવળ કર્મયોગનુ સેવન કરે છે. તો કર્મને નિકૃષ્ટ કેમ કહેવાય ? આ શંકા પ્રત્યે હવે ' कृपणा ' ઇત્યાદિ વાક્યાર્થ વડે બોધ કરે છે,

જે મનુષ્યો કર્મ-જન્ય ફલ રૂપ સ્વર્ગીય સુખ અથવા ઐહિક સુખની ઇચ્છાવાન હોય તેવા કર્મફલેચ્છુ કામી પુરુષો ( कर्मफलहेतव ) કેવળ અધમ તથા નીચ ( कृपणाः ) હોય છે, નીચેના શ્રુતિ વાક્યો એજ અર્થનુ પ્રતિપાદન કરે છે.

योवाएत दक्षरगार्ग्यविदित्वा स्माल्लोका प्रैतिम कृपण બૃ ૩-૮-૧૦ અર્થ-હે ગાર્ગિ, જે મનુષ્ય આ અક્ષરતત્ત્વ ( બ્રહ્મતત્ત્વ ) જ્ઞાન પ્રાપ્ત

થયા વિના, આ લોકમાંથી મૃત્યુ પ્રાપ્ત કરી નિર્ગમન કરે તેને કેવળ કૃપણ સમજવો; ' આશ્રુતિવાક્ય ભલે મનુષ્ય ઉત્તમ કુળ વિષે જન્મ પામેલ હોય, કર્મ પરાયણ તથા ગુણવાન હોય તથાપિ બ્રહ્મતત્વથી અત્યંત અજ્ઞાન હોય, તેવા કર્મી પુરૂષને અધમ રૂપે કથન કરે છે.

' વળી एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढाजरा मृत्यु ते पुन रेवा पियन्ति અર્થ-આનુંજેઓ શ્રેયરૂપે અભિનન્દન કરે તે મૂઢ પુરૂષો કેવળ પુનઃજરા મૃત્યુને પ્રાપ્ત થાય છે ' (મુ ૧-૨-૭)

यत्कर्मिणोन प्रवेदयन्ति रागा तेना तुराः क्षीणलोकाश्च्यवन्ते અર્થ—જે કર્મિષ્ટ પુરૂષો રાગારૂઢ થઇ આ તત્વને જાણતા નથી, તેઓ રાગાતુર થવાથી તેમનો ક્ષીણ લોક થાય એટલે તેઓ ભ્રષ્ટ થાય છે. ' (મું. ૧-૩-૯)

આ શ્રુતિ વાક્યો વડે, કર્મફલ વડે જેઓ મોહિત થયેલ હોય તેવા કર્મિષ્ઠ પુરૂષોને કેવળ અનર્થ સિદ્ધિ થાય એમ પ્રતિપાદન કરેલું છે. તેથી જે જ્ઞાની હોય તેઓ અમૃતતત્વ ( બ્રહ્મસ્વરૂપ ) ને જાણે છે એટલે તેઓ આ લોક વિષેના અધ્રુવ અર્થાત્ મિથ્યા પદાર્થ વિષે, ધ્રુવ વસ્તુરૂપ પરબ્રહ્મતત્વની અપેક્ષા કેમ જ કરે, ?

વળી, एतद्योवेद निहितंगुहाया सोऽविद्याग्रंथि विकिरे तीहसोम्य મું. ૨-૧-૧૦ અર્થ-સોમ્ય, અન્તઃકરણ રૂપ ગુહાવિષે આ બ્રહ્મતત્વ સ્થાપિત થયલ છે. એમ જાણનારની અવિદ્યારૂપ ગ્રન્થિનાશ પામે છે. '' ज्ञाना देवतु कैवल्यं ' અર્થઃ કેવળ જ્ઞાનનું પરિપાલન કરવાથી કૈવલ્ય મોક્ષ સિદ્ધ થાય છે. ' ' यथाविरा त्सर्वपापंप्रमोच परात्पर पुरुष मुपैति विद्वान् અર્થઃ—જે તત્વનું ( બ્રહ્મ ) જ્ઞાન થવાથી સર્વ પાપોનો જલદી નાશ થઈ, જ્ઞાની પુરૂષ પરથી પણ પર એવા પુરૂષ સ્વરૂપને પ્રાપ્ત થાય છે.' આશ્રુતિ વાક્યો, જેઓ વિવેક સંપન્ન હોય તેમણે ભોગ પદાર્થો વિષે કદાપિ કામના કરવી નહિ તેઓએ કેવળ મોક્ષનીજ કામના કરવી,એમ તથા આ મોક્ષ કેવળ વિદ્યા અર્થાત્ જ્ઞાન યોગ વડેજ સિધ્ધ થાય છે એમ પ્રતિપાદન કરે છે માટે હે ધનંજય, સાંખ્ય

બુદ્ધિ વિષે (बुद्धौ) અર્થાત્ ચિત્તપ્રસાદે જન્ય કેવળ જ્ઞાનસયોગ વિષેજ ત્હારા :મતનો ,( शरणं ,अन्विच्छ ), નિવાસ કર. અર્થાત્ ,ત્હારા મનને સ્થાપિત કર.

તાત્પર્ય—ત્હારૂં ચિત્ત જ્યારે નિર્મળ થય ત્યારેજ આગ ભીને તુ કેવળ જ્ઞાનયોગ નિષ્ઠ થા; કર્મો તો કેવળ નિકૃષ્ટરૂપ, જ્ઞાનના અસાધનરૂપ તથા અનાત્મ પદાર્થ વિષે આત્મભાવ કરાવનાર હોય, તેથી તેમના વિષે કદાપિ સ્થિતિ ન કર; આ રીતે, મુમુક્ષુને જ્યા લગી ચિત્તપ્રસાદ સિદ્ધ થાય ત્યા લગીજ કર્મ, સાધનનુ સેવન કરવુ, તે પછી તો અર્થાત્ ચિત્તપ્રસાદ સિદ્ધ થયા પછી તો કેવળ જ્ઞાન યોગનુ જ પરિપાલન કરવુ યોગ્ય હોય છે એમ સૂચન કર્યું . તેથીજ પુરૂષ અપક્વ બુદ્ધિનો હોય તેનેજ યાવજ્જીવ અગ્નિહોત્રાદિ કર્મો કરવા ઘટે એમ નિષ્કર્ષ સિદ્ધ થાય છે. ૪૯

'(અવ૦)- મુમુક્ષુ પુરૂષને, પોતાના જ્ઞાનબળવડે જ જન્માદિના હેતુરૂપ સર્વ કર્મોની નિવૃત્તિ નિશેષે કરી સિદ્ધ થાય; જ્ઞાનયોગથી ભિન્ન કોઇ માર્ગ વડે તેની નિવૃત્તિ થાય નહિ માટે તુ કેવળ જ્ઞાનયોગ વિષેજ નિષ્ઠાવાન્ થા એમ હવે 'बुद्धियुक्त' ઇત્યાદિ વાક્યાર્થ વડે બોધ કરે છે.—

बुद्धियुक्तो जहातीह उभेसुकृत दुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसुकौशलम् ॥ ५० ॥

अन्व— बुद्धियुक्त. इह उभे सुकृतदुष्कृते जहाति । तस्मात् (त्वं) योगाय युज्यस्व योगः कर्मसु कौशलं ॥५०॥

(અં૦)- જે જ્ઞાન-યોગ વડે યુક્ત હોય તેવો જ્ઞાનરૂઢ બ્રહ્મવેત્તા પુરૂષ આલોક વિષેજ, પોતાના સુકૃત તથા દુષ્કૃતનો પરિત્યાગ કરે છે માટે તુ જ્ઞાનયોગ સિદ્ધ કરવા અર્થે યત્નકર, કેવળ જ્ઞાન યોગજ મોક્ષના પરમ સાધનરૂપ છે. ૫૦

(વિ૦)-પૂર્વે સાખ્ય વિષયક બુદ્ધિનું નિરૂપણ કર્યું ; તે બુદ્ધિવડે અર્થાત્

જ્ઞાન યોગ વિષે (બુદ્ધિયુક્ત) જે બ્રહ્મવેત્તા પુરૂષ આરૂઢ થયલ હોય તે કેવળ પોતાના કૂટસ્થ, અસંગ, તથા ચૈતન્ય સ્વરૂપ આત્મતત્વના વિજ્ઞાનબળના યોગેજ, અનેક શતસહસ્ત્ર જન્માન્તરો વિષે તથા આ જન્મ વિષે જ્ઞાન ઉત્પન્ન થયા પૂર્વે જે કાઇ ભિન્ન ભિન્ન યોનિઓને પ્રાપ્ત કરાવનાર પુણ્ય તથા પાપ કરેલા હોય, તે ઉભયનો આ લોક વિષેજ પરિત્યાગ કરે છે, અર્થાત્ તેમને જ્ઞાનાગ્નિ વડે નિર્મૂલ કરી, આ દેહ વિષેજ પોતાની હયાતીમાજ મુક્ત થાય, માટે તું યોગ ( ज्ञानयोग ) સિદ્ધ કરવા અર્થે યત્નવાન્ થા.

વળી કૃચ્છ્ર, ચાંદ્રાયણ આદિ પ્રાયશ્ચિત વડે, ત્રિસુપર્ણ આદિજપો વડે ગંગા આદિ મહાનદી વિષે સ્નાન તથા દાન વડે સર્વ પાપનોં નાશ થઇ જાય, તો પછી જ્ઞાન-યોગના અભ્યાસ-કલેશનું શા અર્થે સેવન કરવું એમ કોઇ વાદી કહે તો તે યુક્ત નથી; તે પ્રાયશ્ચિત આદિ વડે કાંઇ સર્વ પાપની નિવૃત્તિ ન થાય; જે કર્મને ઉદ્દેશીને પ્રાયશ્ચિતાદિનું સેવન કરે તેજ પાપકર્મ નિવૃત થાય; કિંતુ તે વડે કાંઈ અન્ય પાપો નિવૃત ન થાય; જો આ રીતે ન હોય તો પ્રાયશ્ચિતનું ભિન્ન ભિન્નરૂપે વિધાન કરેલ છે તે કેવળ નિરર્થક થાય; શ્રુતિમાં કહ્યું છે કે ' तरतिब्रह्महत्यां योऽश्वमेधेन यजते

વસિષ્ઠ સ્મૃતિ ૨૨/૧

(અર્થ)'- જે મનુષ્ય અશ્વમેધ વડે યજન કરે તે બ્રહ્મહત્યાનું તરણ કરી શકે.'

વળી પ્રાયશ્ચિતાદિનું સેવન કરવાથી કેવળ પાપોની નિવૃતિ થાય, કિંતુ તે વડે કાંઇ શત કોટિ જન્મના હેતુરૂપ પુણ્યોની નિવૃત્તિ ન થાય; પુણ્યોનું નિવર્તક આત્મજ્ઞાન વિના અન્ય કોઈ મહાન સાધન નથી.

વળી શ્રુતિમાં કહ્યું છે કે ' तदा विद्वान्पुण्य पापे विधूय મું. ૩-૧-૩ અર્થઃ-ત્યારે જ્ઞાની પુરૂષ પુણ્ય તથા પાપનો પરિત્યાગ કરીને', તથા ' सयएवं विद्वानेते आत्मानं स्पृणुते ૨-૯ અર્થ-તે આ રીતનો છે એમ જાણીને તેઓ પોતાના આત્માને નિર્મુક્ત કરેછે' આ વાક્યાનુસાર આત્મજ્ઞાન સિદ્ધ થયે

પુણ્ય તથા પાપ, આ ઉભયનો નાશ થઇ શકે, એટલે આ ઉભયાત્મક કર્મોથી નિવૃત્ત થવું હોય તો કેવળ જ્ઞાન યોગનુ ( योग ) સેવન કરવું તેજ ખરીકુશળતા છે અર્થાત્ તેજ જ્ઞાનનું પરમ સાધન રૂપ છે. (कौशल) એમ જ્ઞાન-કુશળ પુરૂષોએ કહેલું છે માટે તુ જ્ઞાન યોગનુંજ સેવન કર 'जहातीह' પદ પછી ' उभे ' પદ આવેલ છે તે બન્નેની સંધિ થયલ નથી તે કેવળ આર્ષ પ્રયોગ છે.

(अव०)–હવે ફલની અપેક્ષા કર્યા વિના, સમબુદ્ધિવડે યુકત થઇ નિત્ય તથા નૈમિત્તિક કર્મોનું સમ્યક્ રીતે અનુષ્ઠાન કરી, કર્મનો પરિપાક થતાં ચિત્તશુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે શ્રવણાદિ ક્રિયા ફલભૂત થાય, અને આ રીતે શ્રવણાદિ ફલભૂત થાય ત્યારે અવિક્રિય રૂપ આત્મતત્વનુ વિજ્ઞાન સિદ્ધ થતાં જે ફલ પ્રાપ્ત થાય તેનું 'कर्मज' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે--

कर्मजं बुद्धियुक्ताहि फलंत्यक्त्वामनीषिणः ।
जन्म बन्ध विनिर्मुक्ताः पदंगच्छन्त्य-नामयम् ॥५१॥

અન્ર—बुद्धियुक्ताः हि मनीषिण कर्मजफलं त्यक्त्वा जन्मबन्धविनिर्मुक्ताः (सन्त ) अनामयं पदंगच्छन्ति ॥

(અ૦)—જેઓ જ્ઞાનયોગ-નિષ્ઠ હોય તેવા જ્ઞાની પુરૂષો, ખરેખર, સચિતાદિ કર્મોવડે ઉત્પન્ન થયેલ જન્માદિ રૂપ ફલનો જ્ઞાનાગ્નિવડે નાશ કરી, જન્મ-બંધથી વિનિર્મુકત થઇ અધ્યાત્મિક આદિ સર્વ ઉપદ્રવો રહિત પરબ્રહ્મ તત્વને આ દેહ વિષેજ પ્રાપ્ત કરે છે. ५१

(वि०)—જેઓ સાખ્યબુદ્ધિ અર્થાત્ બ્રહ્મતત્વ તથા આત્મતત્વની એકતાના વિજ્ઞાનવડે યુકત હોય (बुद्धियुक्ता) તેવા તન્નિષ્ઠ-સપન્ન જ્ઞાનયોગ નિષ્ઠ વિદ્વાન્ પુરૂષો ( मनीषिण ) ખરેખર, સચિત આદિકર્મોવડે જન્મ પામેલ ( कर्मजं ) નાનાપ્રકારની મહત્ત્વયોનિઓને પમાડનાર જન્માદિરૂપ ફલનો

ત્યાગ કરે અર્થાત્ 'નિમિત્તાપાયે નૈમિત્તિકસ્યાપ્યપાયઃ અર્થઃ-નિમિત્ત પદાર્થનો નાશ થાય, એટલે નૈમિત્તિક પદાર્થનો પણ નાશ થાય' આ રીતના ન્યાયપ્રકારે જ્ઞાનાગ્નિવડે સર્વે કર્મોનો પણ દાહ થઇ જવાથી, જન્માદિ કર્મ ફલનો પણ દાહ સંભવે (फलं त्यक्त्वा) એટલે તેઓ કર્મફલના ત્યાગવાન થાય છે; અર્થાત્ આત્માના કૂટસ્થ તથા અસંગ સ્વરૂપનું વિજ્ઞાન પ્રાપ્ત થાય એટલે તે વિજ્ઞાન શક્તિના બળયોગે, જ્ઞાની પુરૂષો પોતે પણ કર્મફલના અવિષય ભૂત થાય છે

આ રીતના જ્ઞાની પુરૂષો, ઉત્તરકાલ વિષે ઉત્પન્ન થનાર તથા વર્તમાન સ્વરૂપ દેહ ( जन्मबन्ध ) થી વિનિર્મુક્ત થઇ અર્થાત કારણનો અભાવ થવાથી ભાવિ દેહના સંબંધથી રહિત હોવાથી, તથા તાદાત્મ્ય-ભાવથી રહિત હોવાથી, વર્તમાન દેહ સંબંધથી પણ રહિત થતા, આ દેહ વિષેજ જીવના છતાજ, અધ્યાત્મિક આદિ સર્વ ઉપદ્રવોથી રહિત ( अनामयं ) નિત્ય, શુદ્ધ બુદ્ધ તથા મુક્ત સ્વભાવરૂપ અખંડ, આનંદ તથા એક સ્વરૂપ પરબ્રહ્મ તત્વને (पद) પ્રાપ્ત થાય છે અર્થાત્ અવિદ્યાકૃત તથા વાસનાકૃત અન્યભાવનાનો ત્યાગ કરી કેવળ બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે,

'हि પદવડે વિદ્વાન લોકના અનુભવનું દ્યોતન થાય છે; पद= જ્ઞાનવડે જે સંપન્ન થાય તે, પર બ્રહ્મ, जन्मबन्ध-જન્મવડે, बन्ध-જેનો સંબંધ થાય તે અર્થાત્ ઉત્તરકાલ ભાવિ અથવા વર્તમાન દેહ,

(अव०)-હવે, સર્વત્ર અલબુદ્ધિરૂપ તથા ચિત્તશુદ્ધિવડે જન્મ પામે તેવો વૈરાગ્ય તથા પ્રજ્ઞાસ્થૈર્યરૂપ યોગ ક્યારે કોને પ્રાપ્ત થાય, આ રીતનો અર્જુનનો અભિપ્રાય જોઇને, જ્યારે તારી બુદ્ધિની કાલુષ્યતા નિવૃત્ત થશે તેમજ જ્યારે તારી પ્રજ્ઞા (બુદ્ધિ) નિર્વિકલ્પ થશે, ત્યારે જ તું વૈરાગ્ય તથા યોગ બુદ્ધિને પ્રાપ્ત થઇશ એમ કહી 'यदा ઇત્યાદિ બે વાક્યાર્થવડે વૈરાગ્ય તથા યોગનું પ્રતિપાદન કરે છે-

यदाते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदागन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्यच ॥ ५२ ॥

अन्व—मोहकलिलं ते बुद्धि यदाव्यतित-रिष्यति तदाश्रोतव्यस्य श्रुतस्यच निर्वेदं गन्तासि ॥ ५२ ॥

(અ૦)-વિવેકના અભાવરૂપ ત્હારી ચિતની કલુષતાનો ત્હારી બુદ્ધિ જ્યારે પરિત્યાગ કરશે ત્યારે શ્રવણ કરેલ યાવત્ પદાર્થો કેવળ મિથ્યા સ્વરૂપ છે એમ વિજ્ઞાન સિધ્ધ થયે તુ વૈરાગ્યને પ્રાપ્ત થઇશ ૫૨

(वि०)-मोहकलिल-मोह-विचित्तता; અર્થાત્ યાવત્ વિષયો અસત્ માયિક તથા તુચ્છ સ્વરૂપ છે આ રીતના વિવેકનો અભાવ, પદાર્થોના યથાર્થ સ્વરૂપનુ અપરિજ્ઞાન, તે રૂપ कलिल=કાલુષ્યતા અર્થાત્ દર્પણ ઉપરના ધૂલિ પટલીની માફક, વિવેક બુધ્ધિના આવરણરૂપ મોહકલિન, निर्वेद-વૈરાગ્ય અત્ર'અલબુદ્ધિ રૂપ વૈરાગ્ય गन्तासि=પ્રાપ્ત થઇશ.

અંતઃકરણ સત્ તથા અસત્ પદાર્થની વિવેક શૂન્યતાના લીધે, કેવળ અસત્ પદાર્થો વિષે, આ રમ્ય છે આ અરમ્ય છે (અરમણીય), આ ઇષ્ટ છે આ અનિષ્ટ, છે અગાહ્ય છે આ અગાહ્ય છે આ રીતે રાગદ્વેષથી ગ્રસ્ત થઇ સર્વદા પ્રવર્તમાન થાય, તે રીતના વિવેક બુદ્ધિના આવરણ કરનાર વિવેકાભાવ રૂપ પદાર્થોના અપરિજ્ઞાનને, ( मोहकलिलं ) ત્હારી બુદ્ધિ જ્યારે 'यदिदंमनसावाचा चक्षुभ्यां श्रवणादिभि । नश्वरंगृह्यमाणंच विद्धिमायामनोमयम् ॥ અર્થ.-મન, વાણી, ચક્ષુ તથા શ્રવણાદિ ઇન્દ્રિયોવડે જે આ સર્વ નશ્વર જગત ગૃહ્યમાણ થાય તે સર્વ, માયામય તથા કેવળ મનોમય કલ્પિત છે એમ તુ જાણ,' ઇત્યાદિ વચનાર્થનુ સારી રીતે ગ્રહણ કરી તે વડે ઉત્પન્ન થનાર શિવદેવના અનુગ્રહવડે, આદૃશ્યમાન સર્વ ચરાચર જગત્ કેવળ મિથ્યા સ્વરૂપ છે આ રીતનો નિશ્ચય કરી પરિત્યાગ કરશે, ત્યારે તુ શ્રવણ કરવા યોગ્ય તથા શ્રવણ કરેલ, દર્શન કરવા યોગ્ય તથા દર્શન કરેલ, જાણવા યોગ્ય તથા જાણેલ, ગૃહણ કરેલ તથા ગ્રહણ કરવા યોગ્ય, સર્વ વસ્તુ

કેવળ મિથ્યા રૂપ હોય, આ રીતનું વિજ્ઞાન પ્રાપ્ત થવાથી સર્વત્ર 'અસંશુદ્ધિરૂપ વૈરાગ્ય (નિર્વેદને) પ્રાપ્ત થઇશ ( गन्तासि ): અર્થાત્ વ્યવહાર્યરૂપ જગત મિથ્યા-સ્વરૂપ છે એમ અનુભવ થાય, એટલે યાવત્ વ્યવહાર પણ મિથ્યાર્થરૂપ ગોચર થાય, એટલે આ નિષ્ફળરૂપ વ્યવહાર કરવાનું મને શું પ્રયોજન ? આમ તું જાણીશ ત્યારે સર્વ વ્યવહાર્ય રૂપ પદાર્થોથી તથા વ્યવહારથી તું અવશ્ય ઉપરામને પ્રાપ્ત થઇશ. પર

(અવ૦)-આ રીતે બાહ્ય વ્યવહારથી સર્વથા ઉપરામ થવું એજ મુમુક્ષુને જ્ઞાનયોગ સિદ્ધ થવાનું અસાધારણ કારણ હોય એમ નિરૂપણ કર્યું; હવે, 'શ્રુતિ' ઇત્યાદિ વાક્યાર્થવડે, જ્ઞાનયોગ સિદ્ધિના સ્વરૂપનું કથન કરે છે—

श्रुतिविप्रतिपन्नाते यदा स्थास्यति निश्चला।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यति ॥ ५३ ॥

अन्वयः-श्रुति विप्रतिपन्ना ते बुद्धिः निश्चला (भूत्वा) समाधौ अचला ( सति ) यदास्थास्यति तदा योगम् अवाप्स्यसि ॥

(પ્ર૦)-ભિન્ન ભિન્ન પ્રકારનાં શ્રુતિ વાક્યોવડે ત્હારી બુદ્ધિ સંશયાવિષ્ટ થયલી છે તે ગુરૂના ઉપદેશ આદિવડે નિશ્ચલ થઇ પરબ્રહ્મતત્વ વિષે આરૂઢ થશે ત્યારે તું બુદ્ધિની સ્થિરતા રૂપ યોગ દશાને પ્રાપ્ત થઇશ. ૫૩

(વિ૦)-શ્રુતિ विप्रतिपन्ना=શ્રુતિનાં વાક્યોવડે સંશયાવિષ્ટ તથા બહુવિક્ષેપવાન્ થયલ. निश्चला=નિર્વિશેષરૂપ; समाधौ=જેના વિષે ચિત્તને સ્થાપન કરાય તે, અર્થાત પરબ્રહ્મતત્વ.

ઋગાદિવેદોની શ્રુતિઓ કોઇ સ્થળે કર્મ વિશેષનું, કોઇ સ્થળે કર્મના ફળોનું તથા કોઇ સ્થળે તેમના માહાત્મ્યનું, વળી કોઇ સ્થળે, ઉપાસ્તિ વિશે-તેના ફળ તથા માહાત્મ્યનું, કોઇ સ્થળે, સગુણ બ્રહ્મનું, તેના માહાત્મ્યનું

તથા તેના ફળની ઉત્કૃષ્ટતાનુ, વળી કોઈ સ્થળે, નિર્ગુણ બ્રહ્મ, તેના જ્ઞાન, મહાત્મ્ય તથા તેના ફળની પ્રશમાનુ પ્રતિપાદન કરે છે.

આ રીતે, આ સર્વ ભિન્ન ભિન્ન પ્રકારના ઉપદેશનુ શ્રવણ કરતા, આ સર્વ મધ્યે, સગુણ ઉપાસના વા નિર્ગુણ ઉપાસના વા ઉભય પ્રકારની ઉપાસના પ્રધાનભૂત છે તે વિશે બુદ્ધિ સશયાવિષ્ટ તથા વિક્ષેપયુક્ત થાય છે

બુદ્ધિપૂર્વક સર્વ શાસ્ત્રનું અવલોકન કરી, તથા સ્મૃતિ અને યુક્તિ બળ વડે તેમજ ગુરૂના ઉપદેશવડે ' सर्वे वेदायत्पदामनन्ति अर्थ — કઠ. ૧-૨-૧૫ સર્વ વેદો જે પદનુ (પરબ્રહ્મતત્વ) કથન કરે છે ' આરીતના ન્યાયાનુસાર, યાવતશાસ્ત્રોના મહાન્ તાત્પર્યનુ, કેવળ નિર્વિશેષ બ્રહ્મતત્વ વિષે પર્યવસાન થયલ હોય છે, આ રીતનું પરિજ્ઞાન પ્રાપ્ત થતા, નિર્વિશેષ રૂપ થવાથી ( निश्चला ) બુદ્ધિ પરબ્રહ્મતત્વ વિષે ( समाधौ ) તદાકાર થઇ અચળરૂપ થાય છે, અર્થાત્ મનને ચલન કરનાર બાહ્ય વાસનાઓનો નાશ થવાથી, વિકાર રહિત થઇ નિશ્ચલ થઈ જાય છે, એટલે આ રીતે જ્યારે તારી બુદ્ધિ નિશ્ચલ થશે ત્યારે સ્થૈર્ય રૂપ યોગ દશાને પ્રાપ્ત થશ

અથવા આ મત્રનો બીજો અર્થ પણ નીચે પ્રમાણે થાય—

'सत्यं ज्ञान मनन्तं ब्रह्म तૈ ૨-૧ અર્થ બ્રહ્મ સત્ય જ્ઞાન તથા અનત સ્વરૂપ છે,' सर्वं ब्रह्मैतदात्म्यमिदं सर्वं અર્થ —આ સર્વ બ્રહ્મ રૂપ છે, આ સર્વ જગત્ બ્રહ્માત્મક છે, सद्दीद सर्वं चिद्दीद सर्वं નૃસિંહ ઉત્તર તાપની ખ ૭ આ સર્વ જગત સત્યસ્વરૂપ તથા ચૈતન્ય સ્વરૂપ છે,' तत्त्वमसि છા૦ ૬-૮-૭ તે બ્રહ્મતત્વ તેતુ પોતે છે,' 'अयमात्माब्रह्म' બૃ૦ ૨-૫-૧૯ અર્થ - આ આત્મા બ્રહ્મસ્વરૂપ છે ' तदेतद् ब्रह्मापूर्व मनपरमनवरमबाह्य અર્થ -તે આ બ્રહ્મતત્વ, અપૂર્વસ્વરૂપ, અપરથી રહિત, અંતરથી રહિત, તથા અબાહ્યસ્વરૂપ છે, બૃ ૨-૫-૧૯ 'ब्रह्मैवेद सर्वं' અથ આ સર્વ જગત બ્રહ્મસ્વરૂપ છે,' આ રીતના શ્રુતિવાક્યો યાવત્ જગત કેવળ બ્રહ્મમય છે એમ પ્રતિપાદન કરે છે.

તેથી બુદ્ધિ, બ્રહ્મતત્ત્વ વિષેના વિશેષ જ્ઞાન વડે યુક્ત થતા, ( વિ-વિશેષ પ્રતિપત્તિવાળી ) નિશ્ચલ અર્થાત્ વિક્ષેપથી નિર્મુક્ત થાય છે, જેણે પરમગુહ્ય શ્રુતિવાક્યોનું શ્રવણ કરેલ હોય અથવા અધિષ્ઠાનભૂત બ્રહ્મતત્ત્વનું જેને વિજ્ઞાન પ્રાપ્ત થયલ હોય, તેવા સદ્બુદ્ધિવાન પુરુષને, વિપ્રતિપત્તિ અર્થાત્ સંશય વા વિક્ષેપ કદાપિ સંભવે નહિ

આ સમ્યક્ પ્રકારના શ્રવણ વા મનન વડે સંપન્ન થયલ ત્હારી બુદ્ધિ અસંપ્રજ્ઞાત નામની સમાધિ વિષે, નિર્વાત સ્થળ વિષે રહેલ દીવાની માફક નિશ્ચલ તથા નિષ્કંપ ( અચલા ) થઇ જે સમયે (યદા) ચિત્તની પરિપાક અવસ્થાને પ્રાપ્ત થશે, ત્યારે તું અપ્રતિબંધ પૂર્વક જ્ઞાનયોગને (યોગ) પ્રાપ્ત થઇશ, અર્થાત્ તું યોગારૂઢ થઇશ

ભાવ—શ્રવણ તથા મનન વડે જે જ્ઞાની પુરુષને આત્મ-તત્ત્વનું પરિજ્ઞાન પ્રાપ્ત થયલ હોય, તેને સમાધિ વડે પ્રજ્ઞાસ્થૈર્ય સિદ્ધ થાય એમ શ્રવણ કરીને, સ્થિતપ્રજ્ઞ પુરુષના કયા લક્ષણ હોય તે જાણવાની કામના વડે યુક્ત થઇ, હવે અર્જુન ' સ્થિત પ્રજ્ઞસ્ય ' ઇત્યાદિ મંત્રો વડે પુછે છે—

અર્જુન કહે છે—

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीतव्रजेत किम् ॥ ५४ ॥

अन्वय–( हे) कशव, समाधिस्थस्य स्थितप्रज्ञस्य भाषा का । स्थितधी ( स्वयं ) किं प्रभाषेत् किम् आसीत किम व्रजेत ॥

અ–હે કેશવ, સમાધિનિષ્ઠા વિષે જે જ્ઞાની પુરુષ નિરત હોય તેને અન્ય પંડિત પુરુષો, આ સ્થિતપ્રજ્ઞ છે એમ કયારે કહી શકે ? સ્થિતપ્રજ્ઞ પુરુષ, પોતે કયા પ્રકારે ભાષણ કરે બેસે તથા ગમન કરે તે કહો ? ૫૪

વિ-સ્થિતપ્રજ્ઞસ્ય=બ્રહ્માકાર થઇ નિશ્ચલ ( સ્થિતા ) અર્થાત્ બાહ્યપદાર્થોના અવલંબનથી રહિત જેની બુદ્ધિ ( પ્રજ્ઞા ) હોય તે આરૂઢ પુરુષનું

સમાધિસ્થસ્ય જે પુરૂષ નિયમ પૂર્વક સમાધિનુ સેવન કરે, અર્થાત્ જે સમાધિ નિષ્ઠા વિષે આસક્ત હોય તેવા પુરુષનુ.

માપા=સંભાષણ કા=કયારે સિદ્ધથાય, સ્થિતધી =સ્થિતપ્રજ્ઞ,

જે મનુષ્ય સમાધિનિષ્ઠ હોય તેવા જ્ઞાની પુરૂષને, અન્ય પંડિતો, આ સ્થિતપ્રજ્ઞ, અર્થાત્ જ્ઞાનારૂઢ છે એ રીતની સંજ્ઞા કયારે આપે અર્થાત્ તે સ્થિત-પ્રજ્ઞ છે એમ કયારે સિદ્ધ થઇ શકે ?

હે કેશવ, સ્થિતપ્રજ્ઞ પુરૂષ ક્યા પ્રકારે સ્થિતિ ધારણ કરે, તેનું આચરણ કયા પ્રકારનું હોય તથા તે કયા પ્રકારે સભાષણ કરે, આ સર્વનુ મને નિરૂપણ કરો.

અવ-હવે જે સિદ્ધ પુરૂષના લક્ષણ હોય તેજ કેવળસાધક પુરૂષના સાધન હોય, આ સાધનો પ્રયત્ન વડેજ સપાદન થઇ શકે છે આ સર્વ સાધનો સિદ્ધ થાય, તો તે જ્ઞાની પુરુષને, પ્રજ્ઞાની સ્થિરતા તથા વિદેહ કૈવલ્ય મુક્તિ સિદ્ધ થાય એટલે મુમુક્ષુ પુરૂષે તો, આ સાધનો યત્નપૂર્વક પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ સૂચન કરી અધ્યાયની પરિસમાપ્તિ પર્યંત તેજ સાધનોનુ પ્રતિપાદન કરે છે, તેમા આરભમા શ્રી ભગવાન 'प्रजहाति' ઇત્યાદિ મત્રો વડે અર્જુનના પૂર્વોક્ત પ્રથમ પ્રશ્નનો ઉત્તરનુ કથન કરે છે—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्ट स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

अन्व.—मुमुक्षु समाधौ वर्तमान आत्मनि आत्मना एवतुष्ट मनोगतान् कामान् सर्वान् यदा प्रजहाति तदा स्थितप्रज्ञ (अयम् इति पंडितैः) उच्यते ॥ ५५ ॥

અ૦—હે પાર્થ, શ્રવણાદિવડે આત્મતત્વનુ સમ્યગ્જ્ઞાન સપાદન કરી, મુમુક્ષુ પુરૂષ સમાધિ વિષે વર્તમાન સનો નિત્યાદિ લક્ષણવાળા સ્વસ્વરૂપ વિષે, રમણ કરી, સ્વ સ્વરૂપ વડેજ સતુષ્ટ થઇ જ્યારે પોતાની મનોગત્

યાવત્ કામનાઓનો નિઃશેષપૂર્વક પરિત્યાગ કરે, ત્યારે તેને અન્યપંડિતો આ પુરૂષ સ્થિતપ્રજ્ઞ છે એમ કહે. ૫૫

वि-कामान्=વિષય ભોગેચ્છાઓને यदा=જે સમયે સમાધિદશા પ્રાપ્ત થાય ત્યારે; जहाति=નિઃશેષપૂર્વક પરિત્યાગ કરે, मनोगतान्-કેવળ મનવિષે કલ્પિત સ્વરૂપે રહેલા યાવત્ વિષય પદાર્થોને आत्मनि=સ્વસ્વરૂપવિષે आत्मना-સ્વ-સ્વરૂપવડે અર્થાત્ આત્મસ્વરૂપવડે યુક્ત થઈને, तुष्ट=કેવળ સ્વાત્માનંદ-રસના અનુભવવડે સંતોષ તથા તૃપ્તિને પ્રાપ્ત થઈને.

' मनसैवानुद्रष्टव्यम् ' બ. ૪।૪।૧૯ અર્થઃ—આત્મસ્વરૂપનું પ્રકાશન કેવળ મનવડેજ કરાય ' આ શ્રુતિવચનાનુંસાર કેવળ એક મનજ આત્મ સ્વરૂપના પ્રકાશનના કારણરૂપે હોય એટલે જે મુમુક્ષુ પુરૂષને શ્રવણાદિવડે આત્મતત્વનું સમ્યક્ વિજ્ઞાન પ્રાપ્ત થયલ હોય, તેને તો મનોગત યાવત્ વિષયની ભોગેચ્છાનો પરિત્યાગ કરવો ઘટે, એટલે જે સમયે (यदा) સમાધિ દશા પ્રાપ્ત થાય ત્યારે વિષયાશાઓનો નિઃશેષે પરિત્યાગ કરવો ઘટે.

આ રીતનો વિષયાશાઓનો પરિત્યાગ કયા પ્રકારે સિદ્ધ થાય તે હવે 'आत्मनि' ઇતિ વાકયાર્થ વડે કથન કરે છે.

જે કોઇ બ્રહ્મવેત્તા પુરૂષ, ચક્ષુના રૂપની પેરે સર્વત્ર ઉપલભ્યમાન, સ્વતઃસિદ્ધ નિત્ય, કૂટસ્થ, અસંગ તથા ચૈતન્યરૂપ, આનંદરૂપ, એકરસ સ્વસ્વરૂપ વિષે ( आत्मनि ) ક્રીડા કરતો સતો. કેવળ પોતાના ઉકત સ્વસ્વરૂપ વડે જ ( आत्मना ) સ્વાત્માનંદ રસનો અનુભવ કરી સંતોષ તથા તૃપ્તિને પ્રાપ્ત થાય, ( तुष्टः ) તે કોઇ અમૃત રસનું પ્રાશન કરનાર લવણામ્બુનો તુચ્છકાર કરે તેમ વિષય સુખને તુચ્છ સ્વરૂપ માની કદાપિ તેની અપેક્ષા કરે જ નહિ, એટલે તે તે વિષય રૂપ સર્વ કામોનો તે પરિત્યાગ કરે છે.

આ રીતે જ્યારે સર્વકામોનો તે પુરૂષ પરિત્યાગ કરે ત્યારે તેને આ પુરૂષ ખરેખર સ્થિતપ્રજ્ઞ છે એમ અન્યપંડિત પુરૂષો ઉકિત કરે; પ્રમાણઃ-' यदासर्वे प्रमुच्यन्ते कामायेऽस्य અર્થઃ જ્યારે આ પુરૂષ ની જે કંઇ કામનાઓ હોય તેનો

પરિત્યાગ કરાય ત્યારે' ( કઠ ૨-૬-૧૪ ) આ શ્રુતિ વાકય વડે આજ અર્થનું પ્રતિપાદન કરેલું છે.

( શંકા )—કામોદયના કારણભૂત વિષયોનું પ્રત્યક્ષ દર્શન થાય ત્યારે જ્ઞાની પુરૂષોને પણ તે વિષયના અનુભવ વડે કામ તો અવશ્ય ઉત્પન્ન થાય, એટલે કામનાઓનો નિઃશેષે પરિત્યાગ કરવો કેમ ઘટે ?

આ રીતની તું શંકા કરે તો હે વાદી તુને પુછીએ કે વિષય વિષે જે કામોદય થાય, તે વિષય-સ્વભાવના લીધે વા પુરૂષ-સ્વભાવ લીધે થાય તે તુ કહે ? તેમાં, આદ્ય પક્ષ સિદ્ધ થાય નહિ; તૃણ અથવા પર્ણ આદિનું દર્શન થયે, તેનો ઉપભોગ કરવાને કોઈ પુરૂષની કામના ઉદય પામે નહિ; તેજ રીતે દ્વિતીય પક્ષ પણ કેવળ અસિદ્ધ હોય છે; કાંતાની સમીપમાં કોઇ બાલક રહેલું હોય તો તે બાલકને કામનાનો ઉદય થાય નહિ; આમ હોય તો કામોદય કયા પ્રકારે સિદ્ધ થાય એમ તુ પુછે તો કહીએ છીએ, ' कम जानामि ते मूलं सवत्पारिकल जायते वृद्ध शातात्प स्मृति ૧૮ અર્થઃ— હે કામ, તારા મૂળને હુ જાણું છું; તું ખરેખર સંકલ્પ વડે જન્મ પામે છે. ' આ રીતના સ્મૃતિ-વાક્યાનુસાર, કામ સંકલ્પ-મૂલક તથા તથા સંકલ્પવાસના-મૂલક હોય છે; વાસના વિના આ વસ્તુ સમીચીન છે, આ રીતની બુદ્ધિ કોઇપણ વસ્તુ વિષે ઉદય પામે નહિ, અને આ રીતની સમીચીન બુદ્ધિ વિના કામનો ઉદય ઘટે નહિ; આમ હોવાથી વિષયો વિષે જે ભોગ્યત્વની વાસના ઉત્પન્ન થાય તેને જ કેવળ કામોત્પત્તિનું કારણ કહી શકાય; ભોગજન્ય સંસ્કાર તેજ વાસના હોય, એટલે યાવત્ વસ્તુઓને કેવળ ભોગ્યત્વ રૂપ વાસનાના બળ યોગેજ, વિષયો પ્રત્યે કામના તથા પ્રવૃત્તિનો ઉદય થાય છે.

જે જ્ઞાની પુરૂષ કેવળ નિત્ય નિરંતર સમાધિનિષ્ઠ હોય, તથા જે સદા સર્વદા કેવળ બ્રહ્મ સ્વરૂપનો અનુભવ કરનાર હોય તેને તો આ રીતનું લોકશાસ્ત્ર-પ્રસિદ્ધ વિષય-ગ્રહણ કેમજ સંભવે ? સ્વત સ્વરૂપનો જાણનાર

જેમ ધ. વિષયનું ગ્રહણ ન જ કરે તેમજ આ સર્વ જગતને બ્રહ્મ સ્વરૂપે જુવે તે। પુરૂષે ગ્રહણ કરવા યોગ્ય પદાર્થને। અભાવ સિધ્ધ હોય, એટલે તેની બાબત વિષય-વાસનાઓ આપો આપજ નાશ પામી જાય; વાસનાનો નાશ થાય એટલે કામનાઓ આપોઆપ નાશ થઇ જાય.

આ રીતે જેમ સૂર્ય પોતાની પ્રભા વડે અંધકારનો નાશ કરે તેમ જ્ઞાની પુરૂષની સર્વ કામનાઓનો નાશ સિધ્ધ થાય છે; એટલે જ્ઞાની પુરૂષ નિર્વાસનિક હોય, આ રીતનું તેમનું લક્ષણ સિદ્ધ થાય છે; વળી આ ઉપરથી જે પુરૂષ સાધક હોય તેને આ નિર્વાસનાપણું સમાધિ યોગવડે સંપાદન કરવું યોગ્ય છે એમ પણ સિદ્ધ થાય છે.

(અ૦)—હવે, સિદ્ધ પુરૂષના લક્ષણાન્તરનું કથન કરી 'દુઃખેષુ' ઇત્યાદિ વાક્યાર્થવડે સૂચન કરે છેઃ—

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥

अन्व—दुःखेषु अनुद्विग्न मनाः सुखेषु विगत स्पृहः ।
वीतराग भय क्रोधः मुनिः (यः सः) स्थितधीः इति उच्यते। ५६

(અ૦)--આધ્યાત્મિક આદિ ત્રિવિધ પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય તથાપિ જેનું ચિત્ત અક્ષોભિત હોય, વળી જે યાવત્ સુખપદાર્થો પ્રત્યે આદરભાવ રહિત હોય, તથા રાગભય વા ક્રોધથી જે રહિત હોય, આ રીતના બ્રહ્મનિષ્ઠ પુરૂષને સ્થિતપ્રજ્ઞ કહે છે. ૫૬

(વિ૦)-- दुःखेषु—દુઃખને પ્રાપ્ત કરનાર. આધ્યાત્મિક આદિ ત્રિવિધ પ્રકારના ઉપદ્રવો પ્રાપ્ત થાય તે પ્રસંગે; अनुद्विग्नमना=अनुद्विग्न=હું શું કરૂં હું કયાં ગમન કરૂં, આ રીતની વિક્ષેપરૂપ વ્યથાથી નિર્મુક્ત મન જેનું હોય તેવો; અર્થાત્ સમાધિ-નિષ્ઠ હોવાથી, તે તે દુઃખોવડે અક્ષોભાયમાન થયેલ ચિત્તવાળો; सुखेषु-સુખને પ્રાપ્ત કરનાર, મિષ્ટાન્ન તથા રમ

આદિ પદાર્થોસ્તવં પ્રાપ્ન થય તથાપિ તે પ્રસંગે, विगतस्पृहः- વિગત=વિશેષે કરીને નિર્ગત થયલ હોય, સ્પૃહા=રસના આદિ ઇન્દ્રિયોની લોલુપના જેમની તેવો પુરૂષ; અર્થાત્ સ્વ ( આત્મા ) આનંદ રસના સ્વાદ વિષેની આસક્તિના લીધે, સુખપ્રાપક વિષયો વિષે જે આદર રહિત હોય તેવો; वीतराग भय क्रोध =ઉપકારક પુરુષ વિષે राग—પ્રીતિ, અત્યન્ત અપકારક પુરૂષ પ્રત્યે ક્રોધ-અપ્રીતિ, તથા મરણનો કોઇપણ હેતુ સમીપમા પ્રાપ્ત થાય તે વિષે भय, આ ત્રણે પદાર્થ સ્વાત્મનિષ્ઠાના લીધે જેને વીત-પ્રાપ્ત થયલ ન હોય તેવો; અર્થાત્ પ્રીતિ અપ્રીતિ તથા ભયના હેતુ ભૂત પ્રીતિ આદિ તથા તેમના કાર્યોનો જે અવિષયીભૂત હોય તેવો;

બ્રહ્મનિષ્ઠ પુરૂષને દુઃખાદિ પ્રાપ્ત થયે, વિષાદ આદિ ઉદય કેમ ન પામે તેના હેતુનું ' मुनि ' આ પદાર્થ વડે કથન કરે છે.—

બ્રહ્મનિષ્ઠ પુરૂષ પ્રત્યગ્દૃષ્ટિએ જે કાંઇ પદાર્થનું શ્રવણ દર્શન અથવા સ્પર્શ—ન કરે તેતે પદાર્થ વિષે તદાકાર ન થતાં તે યાવત્ પદાર્થનું કેવળ બ્રહ્મસ્વરૂપે મનન તથા દર્શન કરે તથા બ્રહ્મસ્વરૂપે તેને જાણે એટલે તેને ' मुनि ' કહે છે; કોઇ મુમુક્ષુ આ રીતે બ્રહ્મનિષ્ઠ ( मुनि ) હોય, તે સ્થિતપ્રજ્ઞ હોવાનું સિદ્ધ થાય.

દુઃખને પ્રાપ્ત કરનાર, જ્વર, શૂલ, શિરોવેદના આદિ અધ્યાત્મિક, ચોર આદિ તથા વ્યાઘ્રાદિ આધિ-ભૌતિક તથા વર્ષા, વાત, તાપ આદિ આધિ--દૈવિક ઉપદ્રવ પ્રાપ્ત થાય તથાપિ જેનું મન અક્ષોભિત રહે તેના મનુષ્યનો दुःखेष्वनुद्विग्नमनाः ' આ વાકયાર્થ વડે બોધ થય છે.

तात्पर्य—પૂર્વોકત રીતિએ, જે પુરૂષ દુઃખાદિ બાહ્ય પદાર્થોનું આલમ્બન ન કરતાં કેવળ બ્રહ્મનિષ્ઠાવાન હોય તેનેજ સમ્યક્ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાય અને જે સમ્યક્ જ્ઞાનવાન હોય તેને જ વિદેહમુક્તિ પ્રાપ્ત થાય એમ સૂચન થાય છે; જે બ્રહ્મવેત્તા જ્ઞાનયોગી પુરૂષ જ્ઞાનસંસિદ્ધ હોય તે વિપત્તિ વા સંપત્તિ પ્રાપ્ત થાય તથાપિ કાંઇ પણ ઉકિત ન કરતાં કેવળ [illegible]

ભાવને પ્રાપ્ત થઇ આત્મનિષ્ટ થઇ સ્થિતિ કરે છે, આ રીતે સ્થિત પ્રજ્ઞ પુરૂષ કયા પ્રકારે સભાપણ કરે, આ પ્રશ્નોનો ઉત્તર પ્રતિપાદિત કરેલો છે

અવ- જે સાધક પુરૂષ શ્રવણાદિ સેવનવડે આત્મતત્વનું વિજ્ઞાન સપ્રાપ્ત કરી વિદેહ કૈવલ્ય મુક્તિની કામનાવડે યુક્ત થઇ જ્ઞાનનો પરિપાક પ્રાપ્ત થવા સમાધિ વિષે પ્રવૃત્ત થયેલ હોય તેવા સાધકનેજ જ્ઞાન નિષ્ઠા સિદ્ધ થાય એમ હવે 'य' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥

अन्वय –य (समाधोप्रवृत्त यतिः) सर्वत्र अनभिस्नेह (भवति) (यत्) शुभ तत् प्राप्य न अभिनन्दति (यत्) अशुभ तत् प्राप्य नद्वेष्टितस्य (एव) प्रज्ञा प्रतिष्ठित ॥५७॥

અ૦–જે બ્રહ્મનિષ્ઠ જ્ઞાનયોગી સાધક પુરૂષ આ રીતે સમાધિ-નિષ્ટ થઇ પ્રારબ્ધવશાત્ શુભાશુભ પદાર્થ જે કાંઇ પ્રાપ્ત થાય તેના વડે હર્ષ વા વિષાદને પ્રાપ્ત ન થાય તે પ્રતિષ્ઠિત બુદ્ધિવાળો કહેવાય

वि-सर्वत्र=કન્થા, કૌપીન આદિના પરિગ્રહ તથા દેહજીવન વિષે પણ.

अनभिस्नेह=અત્યન્ત આસક્તિ રહિત, शु=અનુકૂળ પદાર્થ, अशुभ= પ્રતિકૂલ પદાર્થ.

જે જ્ઞાનયોગી સમાધિનિષ્ટ હોય તે કન્થાદિના પરિગ્રહ તથા દેહજીવન વિષે પણ અત્યન્ત આસક્તિથી રહિત હોય છે.

પ્રારબ્ધવશાત્ જે કાંઇ અનુકૂળ વા પ્રતિકુળ વસ્તુ પ્રાપ્ત થાય તે વિષે હર્ષ તથા વિષાદથી રહિત થઇ, સર્વત્ર સમબુદ્ધિવાનમનો, કેવળ સમાધિનિષ્ટ રહે છે, કેવળ આરીતના યોગીનીજ બુદ્ધિ પ્રતિષ્ઠિત છે એમ કહી શકાય અર્થાત્ આ રીતના સ્થિતપ્રજ્ઞ જ્ઞાનયોગીને જ જ્ઞાનનિષ્ટા સિદ્ધ થાય તેથી ભિન્ન પ્રકારના મનુષ્યને તે કદાપિ સિદ્ધ ન થાય ૫૭

અત્ર-યદ્યપિ મહાન વૈરાગ્ય તથા તીવ્રમોક્ષેચ્છા-પરાયણના વડેજ જ્ઞાનસિદ્ધ થાય તથાપિ જ્યાલગી ઇંદ્રિયનો નિગ્રહ સિદ્ધ થયો ન હોય ત્યા લગી વૈરાગ્યાદિ તથા જ્ઞાનનિષ્ઠા પણ સિદ્ધ ન થાય, એટલે સાધક જ્ઞાનયોગી એ પ્રજ્ઞાસિદ્ધિ અર્થે યત્નપૂર્વક ઇંદ્રિયો ઉપર જય સંપાદન કરવો જોઇએ એમ હવે 'યદા' ઇતિવાક્યાર્થ વડે કથન કરે છે--

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

अन्व–अयं (यथा) कूर्मः स्वांगानि सर्वश (स्वदेहमेनेव) संहरेत (तदवत्) इन्द्रियार्थेभ्यः इन्द्रियाणि सर्वश. यदा(स्तयंमुस्तस्मिन्) (उप) संहरते (तदा) तस्यप्रज्ञा प्रतिष्ठिता (भवति) ॥ ५८ ॥

અ. જ્ઞાનનિષ્ઠા પ્રત્યે પ્રવૃત્ત થયેલ આ જ્ઞાનયોગી પુરૂષ, જેમ કૂર્મ (કાચબો) પોતાના સર્વ અંગોને પોતાના શરીર વિષેજ ઉપસંહાર કરી લે, તેમ વિષયો તરફથી વાગાદિ યાવત્ ઇંદ્રિયોને પોત પોતાના સ્વસ્વરૂપ વિષે ઉપસંહાર કરી લે, ત્યારે આ યોગીની બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય. ૫૮

वि. सर्वश =સર્વ इन्द्रियार्थेभ्य =ને તે વિષયો તરફથી.

આ રીતનો જ્ઞાનયોગ, જેમ પર વસ્તુના ભયના લીધે કાચબો તેજ વખતે પોતાના સર્વ અંગોને પોતાના શરીર વિષે ખેંચીને, તેજ રીતે રાગાદિ દોષ પ્રગટ થવાના ભયે લીધે તેમજ સમાધિ વિષે વિઘ્ન થવાના ભય લીધે. તે તે વિષયો ભણી થી વાગાદિ કર્મેન્દ્રિયો તથા ચક્ષુ આદિ જ્ઞાનેંદ્રિયો આ સર્વ ઇન્દ્રિયોને જ્યારે પોતે પોતાના આત્મા વિષે ઉપસંહારી લે અર્થાત્ સમાધિની સ્થિરતા પ્રાપ્ત થાય તે અર્થે તેમની ( તે ઇન્દ્રિયોની ) પ્રવૃત્તિનો નિરોધ કરે, ત્યારે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થાય છે ૫૮

અત્ર-સર્વ ઇંદ્રિયોને વિષયોથી વિમુખ કરીએ તો પ્રજ્ઞા સ્થિર થાય આમ કહેવું યોગ્ય નથી; જે કાર્યને ઉદ્દેશીને કોઈ પુરૂષ પોતાના ઇંદ્રિયોનો નિગ્રહ

करी रहे तेने तो ते वडे इंद्रियनिग्रह दश्यमान थाय, किंतु ते वडे काई प्रज्ञानी स्थिरता प्राप्त न थाय आ रीतनी शंका योग्य नथी, आ रीतनो पुरुष तो केवल रागवान होय एटले तेने ब्रह्मज्ञान वा ब्रह्मनिष्ठा सिद्ध न थाय एम हवे 'विषया' इत्यादिवाक्यार्थवडे कथन करी म्यन करे छे-

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

अन्व-निराहारस्य देहिनः विषयाः रसवर्जं (सर्वे) विनिवर्तन्ते । अस्य परं दृष्ट्वा रसः अपि निवर्तते ॥

अ-इंद्रियनिग्रहवान पुरुषने विषयो प्रत्येना राग विना शब्दादि यावत् विषयो तो निवृत्त थई जाय; अने अद्वितीय परब्रह्मतत्त्वनुं ज्ञान सिद्ध थये आ पुरुषनो विषयो विषेनो राग पण अत्यंत निवृत्त थाय छे. ५९

वि-निराहारः-जेना वडे विषयोनुं आहरण कराय ते आहाराः=इंद्रियोः तेमनुं नियमन करवा अर्थे तेमनाथी जे निर्मुक्त थयेल होय तेवो इंद्रिय- निग्रहवान तापस योगी पुरुष देहिनः केवळ देहने हुं पोते छुं आ रीतनी अवगुण्यनुं आलंबन करीने जे रहे तेवो देहादि अभिमानवान पुरुष विनिवर्तन्ते विशेष रीते निवृत्त थइ जाय छे.

जे देहीए पोतानी यावत इंद्रियोनो निग्रह करेल होय तेने शब्दादि यावत् विषयो अत्यंत पूर्वक निवृत्त थइ जाय; किंतु ते विषय विषेनो राग निवृत्त थाय नहि.

रसवर्जं रागविना; 'द्रव्योरागेगुणेरसः' अर्थः- गुण तथा द्रव्य विषेना रागने रस कहेवाय ' आ वचनानुसार विषय विषेनो राग निवृत्त थाय नहि; वळी 'रागालिंगमबोधस्य (नैष्कर्म्यसिद्धि) अर्थ-राग, अज्ञाननुं लिंग (चिन्ह) छे आ नियमानुसार आ सर्व चराचर जगत् तथा हुं केवळ ब्रह्म छइए, आ रीते सर्व जगत तथा हुं पोते केवळ ब्रह्म छइए, आ रीतनुं

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥

અન્વ૦—(हे) कौन्तेय हि यततः विपश्चितः पुरुषस्य मनः प्रमाथीनि इन्द्रियाणि प्रसभं हरन्ति ।

ભા૦—હે કૌન્તેય સમાધિ સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરનાર અને જ્ઞાની હોય તથાપિ તે પુરુષના મનને રાગદ્વેષાદિવડે યુક્ત આ રીતની ઇન્દ્રિયો બલાત્કારે વિષયો પ્રત્યે ખેંચી લઈ જાય છે ૬૦

વિ૦—हि=જે કારણથી यततः=જ્ઞાન અને નિયમપૂર્વક સિદ્ધ થાય તે અર્થે સમાધિ વડે યુક્ત થઈ પ્રયત્ન કરનાર, અર્થાત્ અને તે સમાધિનિષ્ઠ હોય તથાપિ विपश्चितः=શબ્દાદિ વિષયો માયિક અસત્ તથા તુચ્છરૂપ છે એટલે તે પ્રવૃત્તિ કરવાથી કેવળ બંધ પ્રાપ્ત થાય, આ રીતના વિજ્ઞાનવાન્ મુમુક્ષુનું, मनः=જેના વડે સર્વ તત્ત્વનું મનન કરાય તે અર્થાત્ સર્વત્ર સત તત્ત્વનું અવલોકન કરનાર प्रमाथीनि=કેવળ વિષયોના દર્શન વડે વ્યાકુળ કરે (प्रमथितुं) તેવો સ્વભાવ જેનો હોય તેવી, રાગ તથા દ્વેષ આદિવડે પ્રસન્ન થયેલ, प्रसभं=બલાત્કારપૂર્વક हरन्ति=મનનું હરણ કરી તેમનો વિષય વિષે પાત કરાવે છે, અર્થાત્ આ રીતના વિજ્ઞાની પુરુષને, તેના આત્મ-સ્વરૂપથી ભ્રષ્ટ કરાવે છે,

જે મુમુક્ષુ પોતાની ઇન્દ્રિયોનો નિગ્રહ ન કરે, તે ભલે વિવેકવાન બ્રહ્મ-જ્ઞાની હોય તથાપિ તે કેવળ સ્વરૂપથી ભ્રષ્ટ થાય, અને આ રીતનો ભ્રંશ થાય તે મહાન્ અનર્થરૂપ છે ૬૦

અવ૦—આ રીતે હોવાથી જે મુમુક્ષુને ઇન્દ્રિયનો સંયમ સિદ્ધ થયેલ હોય તેનેજ સ્થિતપ્રજ્ઞ કહેવાય એમ હવે 'तानि' ઇત્યાદિ વાક્યવડે કથન કરે છે.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

अन्व–तानि ( इन्द्रियाणि ) सर्वाणि संयम्य युक्तः मत्परः आसीत। (एवं) यस्य (यतेः) इन्द्रियाणि वशे (भवन्ति) तस्य हि प्रज्ञाप्रतिष्ठिता ॥ ६१ ॥

અ—તે સર્વ ઇન્દ્રિયોને નિયમમાં રાખી, સમાહિત ચિત્તવાન્ થઇ મત્પરાયણ થઇ પ્રત્યક્સ્વરૂપે સર્વદા અવસ્થિત હોય; આ રીતે જેની ઇન્દ્રિયો વશીભૂત હોય તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૧

વિ—યોગી પુરૂષ વિષયો વિષે, પુનઃ પુનઃ દોષ દૃષ્ટિ કરવાથી તથા વિષયો બંધકરૂપ છે આ રીતના ભયવડે,રાગદ્વેષથી જે નિર્મુક્ત થયલ હોય (तानि) તે સર્વ ઇન્દ્રિયોની વિષયો પ્રત્યેની પ્રવૃત્તિનો નિરોધ કરી, (संयम्य) અર્થાત્ તેમને પોતપોતાના ગોલક વિષે સ્થાપન કરી બ્રહ્મવિદ્યાવડે નિર્યુક્ત યોગવડે સમાહિત ચિત્તવાન્ થઇ (युक्तः) અર્થાત્ વૃત્તિઓની બ્રહ્મકારતા સંપાદન કરી, 'હું પોતે જ પરમાત્મારૂપે છુ' આ રીતની કેવળ પરબ્રહ્મતત્વ વિષે અનુસંધાનવાન્ (मत्परः) થઇ, અર્થાત્ આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપે છઇએ આ રીતની સર્વાત્મક બ્રહ્મભાવના કરી, સર્વદા પ્રત્યક્ સ્વરૂપે અવસ્થિત રહે છે;

આ રીતે જે યોગીપુરૂષ નિત્ય, નિરંતર બ્રહ્મદર્શી હોય, અને વિષયનુ ગ્રહણ કરવાને અનવકાશ હોવાથી જેની ઇન્દ્રિયો નીરાગ થઇ વશ્ય (वशे) થઇ હોય, ખરેખર તેવા પુરૂષની જ પ્રજ્ઞા નિશ્ચલ (प्रतिष्ठित) થાય તથા તે મોક્ષને પ્રાપ્ત થાય; અન્ય કોઇને મોક્ષ સિદ્ધ ન જ થાય. ૬૧

અવ—ઇન્દ્રિયો વિષયો વિષે અંતઃકરણનું પાતન કરે તો જ્ઞાનીને શું અનર્થ પ્રાપ્ત થાય, એમ કોઇ કહે તો કહીએ છીએ કે, કેવળ વિષયોનું અભિધ્યાન કરીએ તો તે યાવત્ અનર્થોના બીજરૂપ થાય; વિષયોના

ચિન્તનવડે અનર્થ-હેતુની પરમ્પરાનો આપાત થાય, પરમાત્માના પર તથા અવર સ્વરૂપની એકતાનું વિજ્ઞાન વિનાશને પ્રાપ્ત થાય, અને તેમ થાય તો, જન્મમરણરૂપ નરગમાળા-યુક્ત સંસારાબ્ધિ વિષે પતન થયે જ્ઞાની પુરૂષનો અત્યંત વિનાશ થાય; આ રીતે જ્ઞાની પુરૂષ પણ જો બહિર્મુખ હોય તો જન્માદિ દુઃખ પ્રવાહ વિષેના આપાનથી તે નિર્મુક્ત ન હોય, એટલે તેને મુક્તિ તો કેમ જ સિદ્ધ જ થાય ? મુક્તિ તો અનાર્થરૂપ કારણનો અભાવ હોય ત્યારે જ સિદ્ધ થાય.

अ.-ભલે પોતે જ્ઞાનિ હોય, તથાપિ તે વિષયો વિષે, રાગદ્વેષથી યુક્ત થઇ પ્રવેશ કરે તો તેને કેવળ વિષયોનું જ ચિન્તન પ્રસક્ત થાય, બ્રહ્મધ્યાન તેને પ્રસક્ત ન થાય, માટે વિષયોનું ચિન્તન જ તથા તેના કાર્યરૂપ કામાદિનું સેવન સર્વ અનર્થોનું મૂળ છે એમ હવે ' ध्यायतः ' તથા क्रोधात् ઇતિ વાક્ય ર્થવડે, પ્રતિપાદન કરે છે--- (બે શ્લોકોવડે)

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

अन्व-विषयान् ध्यायतः पुंसः संगः तेषु उपजायते । संगात् कामः सं ( सम्यक् ) जायते कामात् क्रोधः अभिजायते ॥६२॥

अ—શબ્દાદિ વિષયોનું ચિન્તન કરે તે પુરૂષને તેમના વિષે પ્રીતિ ઉત્પન્ન થાય પ્રીતિવડે ભોગેચ્છાવેગ સારી રીતે ઉત્પન્ન થાય અને તે ઇચ્છા વેગવડે ક્રોધ ઉત્પન્ન થાય. ૬૨

वि-ध्यायतः—ચિન્તન કરનારને; विषयान्=શબ્દાદિ વિષયોનું; संगः પ્રીતિ कामः-ભોગેચ્છાવેગ; सजायते-સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થાય છે;

આ રમ્ય છે, આ અરમ્ય છે, અથવા આ ભોગ્ય રૂપ છે. આ રીતે શબ્દાદિ વિષયોનું ( विषयान् ) જે પુરૂષ ચિન્તન કરે, ( ध्यायतः ) તેને આ વિષય રમ્ય છે. તે વિષયો ભોગ કરવા યોગ્ય છે, આ રીતે સંકલ્પ

કરવાથી પ્રાપ્ત થયલ ભોગો વિષે પ્રીતિ. ( सग ) અર્થાત્ પૂર્વના સસ્કા રોના લીધે આસક્તિ એકદમ ઉત્પન્ન થાય, ( उपजायते ) અને આ રીતની આસક્તિ થાય, એટલે મને આ ભોગો પ્રાપ્ત થાય તો સારૂં, આ પ્રકારની વેગવાન્ ભોગેચ્છા (काम) સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થાય, (सजायते) અને આ રીતની ભોગેચ્છા વડે ગ્રસ્ત થાય, એટલે કેવ જાતિની માફક અભોગ્ય પદાર્થ હોય, અથવા ભગિની આદિ અભોગ્ય પ્રકારની સ્ત્રી હોય, તથાપિ આ પુરૂષ ભોગ્યત્વ-બુદ્ધિના લીધે યુક્ત થઇ, તેનો ભોગ કરવાને ત્વરિત થાય, વળી આ રીતની ભોગેચ્છા કોઇપણ પ્રતિબંધના લીધે નષ્ટ થાય તો ક્રોધ ઉત્પન્ન થાય છે.

જે પુરૂષનુ મન કામાદિ વડે પરવશ થયલ હોય તેના પુરૂષને પર પુરૂષનો અપકાર કરવાને જે બુદ્ધિ કારણભૂત થાય તેને ક્રોધ કહે છે ६२

क्रोधा द्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः ।
स्मृति भ्रंशा द्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

अन्व–क्रोधात् संमोहः भवति संमोहात् स्मृतिविभ्रमः । स्मृतिभ्रंशात् बुद्धिनाशः बुद्धिनाशात् ( विद्वान् स्वयम् अपि ) प्रणश्यति ॥ ६३ ॥

અ–ક્રોધવડે કાર્યાકાર્યની વિવેક-શૂન્યતા ઉત્પન્ન થાય, આ રીતની વિવેક-શૂન્યતા વડે સ્મૃતિનો અનુદય સિદ્ધ થાય, સ્મૃતિનો અનુદય થવાથી બુદ્ધિનાશ થાય, અને બુદ્ધિનાશ થવાથી પોતાનો પણ વિનાશ થાય ६३

વિ– संमोह -વિચિત્તતા, કાર્યાકાર્ય વિષે વિવેકશૂન્યતા, स्मृतिविभ्रम – વેદાન્તના શ્રવણજન્ય જ્ઞાન વડે, ' હુ પોતેજ બ્રહ્મ છુ ' આ રીતે પુન પુન કરેલ આત્માનુભવ, તેના સસ્કાર વડે ઉત્પન્ન થનાર તદાકાર રૂપે પરિણામ પામનાર બુદ્ધિની વૃત્તિ-વિશેષ, ( स्मृति ) તેનો ભ્રંશ, (विभ्रम ) અર્થાત્ સ્મૃતિ ઉત્પન્ન થવાનો હેતુ પ્રાપ્ત હોય તથાપિ સ્મૃતિનો જે અનુદય થાય તે; बुद्धिनाश—બ્રહ્માકારવૃત્તિ ( बुद्धि ) તેનો નાશ.

ક્રોધ વડે વિચિત્તના અર્થાત્ કાર્યાકાર્યના વિવેકની શૂન્યતા પ્રાપ્ત થાય; જેમનુષ્ય ક્રોધાવિષ્ટ હોય તે ખરેખર સમ્મોહના લીધે મહાન્ વડીલોનો પણ અપચાર કરે; અને પોતાનો ગુરૂ હોય તેનો પણ ધિક્કાર કરે;

આ રીતના સમ્મોહ વડે સ્મૃતિનો ભ્રંશ થાય, અને સ્મૃતિ-ભ્રંશ પ્રાપ્ત થાય એટલે તો બુદ્ધિનાશ થાય, અર્થાત્ સ્વ-વિષયક સ્મૃતિનો વિનાશ થવાથી બ્રહ્મમયી બુદ્ધિનો પણ નાશ થાય;

જેમ કોઇ પુરોવર્તિ પુરુષ વિષે પુત્રની સ્મૃતિ હોય, તો આ મારો પુત્ર છે આ રીતે પુત્રાકારે બુદ્ધિ ઉત્પન્ન થાય, અને ભ્રાંત મનવાળા પુરુષને તો સ્મૃતિનો અસંભવ હોય એટલે તેને તો પુત્રાકારે બુદ્ધિ કેમજ ઉત્પન્ન થાય ? તે જ રીતે બ્રહ્મતત્વનો અપરોક્ષ સાક્ષાત્કાર સ્વતઃ-સિદ્ધ હોય, તથાપિ જેનું ચિત્ત વિષયો વિષે વ્યામોહાક્રાંત થયલ હોય તેવા જ્ઞાનીને પણ આત્માને વિષય કરાવનાર સ્મૃતિનો અભાવ હોવાથી આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપે છીએ આ રીતના બ્રહ્મદર્શનનો પરિત્યાગ થાય એટલે તેને જગત તથા પોતે કેવળ બ્રહ્મસ્વરૂપે છે, આ રીતની અવગાહ અખંડાત્મિક ચૈતન્યમય વૃત્તિ કેમજ સંભવે ! આથી ઉલટું આ પુરુષની બ્રહ્મમય વૃત્તિ ભોક્તા તથા ભોગ્યાકારવૃત્તિઓ વડે તિરોહીત થવાથી નાશ પામે છે.

આ રીતે આત્મ-વિજ્ઞાનના વિનાશ વડે જ્ઞાની પુરૂષ પોતે પણ અત્યંત પૂર્વક નાશને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે સંસારરૂપ કારાગાર વિષે પતન થઇને કદાચિત્ પણ મુક્તિને પ્રાપ્ત થાય નહિ.

તાત્પર્ય—વિષનું પાન કરનારને અમૃતત્વ સંભવે :નહી તેમ જેણે અસત્ માર્ગ વિષે પ્રવેશ કરેલ હોય તેને સદ્‌ગતિ કેમજ સંભવે ? માટે વિષયોને અવકાશ ન આપતાં, સર્વ ઇન્દ્રિયોના નિગ્રહપૂર્વક જે કોઇ કેવળ સમાધિનું સેવન કરે તેને સમ્યક્ પ્રકારનું જ્ઞાન તથા તેનું ફળ સિદ્ધ થાય આમ સિદ્ધ થાય છે. ૬૩

અત્ર—જો ઇન્દ્રિયો વડે વિષયોનું ગ્રહણ ન કરે તો જ્ઞાની પુરૂષને પોતાની શરીરયાત્રા કેમ નિભે ? આ શંકા પ્રત્યે હવે, વિષયોનું ઇન્દ્રિયોવડે

ગ્રહણ કર્યા વિના સમાધિનું અનુષ્ઠાન કયા પ્રકારે સિદ્ધ થાય, તથા તેનું નિત્ય સેવન કરવાથી ચિત્તપ્રસાદ કયા પ્રકારે સિદ્ધ થાય તેનું 'રાગ' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રતિપાદન કરે છે—

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

अन्व—रागद्वेषवियुक्तैः आत्मवश्यैः इन्द्रियैः तु विषयान् चरन् ( ब्रह्मवित्यतिः ) विधेयात्मा ( सन् ) प्रसादम् अधिगच्छति ॥

શ—બ્રહ્મવેત્તા યોગી પુરુષ રાગદ્વેષથી રહિત. ઇન્દ્રિયોને આત્મવશ કરી અન્નરસાદિ અનિષિદ્ધ વિષયોનો ભોગ કરે. તો તેનું મન આત્મવશ થવાથી અત્યન્ત નિર્મલતાને પ્રાપ્ત થાય ૬૪

વિ—रागद्वेषवियुक्त=આ વિષયો ઇષ્ટ છે, આ અનિષ્ટ છે આ પ્રકારની ઇષ્ટાનિષ્ટરૂપ બુદ્ધિજ કારણ રાગદ્વેષનું બીજ હોય. એ રીતે આ રીતની બુદ્ધિ વિષે દોષદૃષ્ટિ કરતાં જેનો પરિત્યાગ થયે, રાગદ્વેષથી જે રહિત થાય તે; અર્થાત્ વિષયો અસત્ તુચ્છ તથા બંધનકારક હોય આ રીતની બુદ્ધિપૂર્વક રાગદ્વેષથી વિયોગ્ન થયલ. आत्मवश्यै=અંકોચ તથા વ્યાકોચ થવામાં. આત્માને પોતાને વશ રહેનાર; विषयान=અન્ન રસાદિ અનિષિદ્ધ પદાર્થોનો; चरन्=ભોગ કરતો. સતો; विधेयात्मा=ઇન્દ્રિયોની શુદ્ધિ તથા સમાધિવડે રાગાદિદ્વેષથી નિર્મુક્ત થઇ શુદ્ધસ્વરૂપ થતા, સ્વાધીન ( વિધેય ) હોય आत्मा=મન જેનું તેવો સતો, प्रसाद-ચિત્તની સ્વસ્થતા; અત્યંત નિર્મળતાને

બ્રહ્મવેત્તા યોગી. પોતાની ઇન્દ્રિયોને રાગદ્વેષથી રહિત કરી પોતાને વશ કરી કેવળ પ્રાણનું રક્ષણ કરાય તેટલા પુરતા અન્નાદિ વિષયોનું સેવન કરે તો તેનું મન આત્મસ્વાધીન થવાથી, ચિત્તની નિર્મળતા પ્રાપ્ત થાય

तात्पर्य - आहार शुद्धौ सत्त्वशुद्धि सत्त्वशुद्धौ ध्रुवास्मृतिः॥छां० ७-२६-२ અર્થ— શુદ્ધ આહારનું સેવન કરવાથી સત્વશુદ્ધિ પ્રાપ્ત થાય, અને સત્વશુદ્ધિ

ધિના અનુષ્ઠાનનુ પ્રતિપાદન કર્યું; વળી 'જે પુરૂષ વિષયોનુ ચિન્તન કરે' (૨-૬૨) ઇત્યાદિ વચનોવડે, જો જ્ઞાનીપુરૂષ બહિર્મુખ હોય તો તેને પોતાના જ્ઞાનનો નાશ આદિ અનર્થ પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન કર્યું, હવે કોઇ મુમુક્ષુ વેદાન્તનું શ્રવણ કરી કરાવીને અથવા તેના પઠન પાઠન વડે, પોતાના આત્માને ભલે કૃતાર્થ માને, તથાપિ તે આલસ્યવડે યુક્ત થઇ અયુક્ત દુર્બુદ્ધિને લીધે ધ્યાનાદિ પ્રત્યે અપ્રવૃત્ત હોય, તો તેને અનર્થ પ્રાપ્ત થાય એમ 'નાસ્તિ' ઇતિવાક્યાર્થ વડે કથન કરી આ મુમુક્ષુએ સમાધિનુ અવશ્ય સેવન કરવુ જોઇએ એમ સૂચન કરે છે–

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतःशांतिरशांतस्य कुतःसुखम् ॥६६॥

અ૦—अयुक्तस्य (पुरुषस्य) बुद्धिःनअस्ति अयुक्तस्य भावना नच अस्ति । अभावयतः (यते') शांतिःचन (सिध्यति) अशांतस्य सुखंकुतः ( स्यात् )

અ–જે પુરૂષનુ ચિત્ત એકાગ્ર થયલ ન હોય તેને બ્રહ્મસ્વરૂપ પ્રત્ય ગ્બુદ્ધિ પ્રાપ્ત થાય નહિ; જે આ રીતે અયુક્ત સ્વભાવનો હોય તેને બ્રહ્મભાવના પ્રાપ્ત ન હોય, જે બ્રહ્મભાવનાથી રહિત હોય તેને શાન્તિ નહોય અને જે શાંતિ રહિત હોય તેને સુખ કયાથી હોય? ૬૬

વિ—अयुक्तस्य=જેનું ચિત્ત સમાહિત થયલ ન હોય તેવા પુરૂષને; बुद्धि=કેવળ ચિત્તપ્રસાદ વડે લભ્ય સર્વત્ર બ્રહ્મદર્શન કરાવનાર પ્રત્યક્દષ્ટિ भावना—પોતાની દેહની માફક, આ સર્વ જગત્ પોતાના આત્મસ્વરૂપે છે એમ આત્મસ્વરૂપે સાક્ષાત્કાર કરી બ્રહ્મતત્વ વિષે આત્મતત્વ બુદ્ધિ કરવી તે अभावयत.= પ્રબુદ્ધાવસ્થામાં જેમ દેહને આત્મસ્વરૂપે માને તેમ હુ કેવળ બ્રહ્મ છું હુ બ્રહ્મની અન્ય નથી આ રીતે પોતાના આત્માને ન માને અર્થાત્ જે પોતે બ્રહ્મસ્વરૂપે રહે નહી તેવા યોગીને शांति=અનાત્મ વસ્તુ સાથે તાદાત્મ્યભાવ તથા તેના કાર્યસંબંધની અદર્શનલક્ષણા ઉપશાંતિ

अज्ञातस्य—જે અનાત્મ વસ્તુને આત્મવસ્તુ રૂપે જુવે તથા દ્વૈતભાવનાથી જે યુકત હોય તેને, સુખં–નિત્ય, નિરંતર, બ્રહ્મસુખ

ભલેસો વખત વેદાન્તનુ શ્રવણ કરેનુ હોય અને તીવ્ર મુમુક્ષુવાન, શાંત દાંત ઉપરત તથા તિતિક્ષાવાન હોય તથાપિ જે કોઇ પુરૂષ અપ્રતિબદ્ધ પૂર્વક જ્ઞાન સિદ્ધિ થય તે અર્થે સમાધિનુ સેવન ન કરે તેવા અસમાહિત ચિત્તવાળા ( अयुक्तस्य ) પ અને કદાપિ બ્રહ્મ દૃષ્ટિ સિદ્ધ થાય નહિ, તાત્પર્ય કે, બહુ પ્રકારે તેણે શ્રવણ કરેલ હોય તેના વડે જે જ્ઞાન ઉત્પન્ન થાય તે કેવળ પદ તથા વાક્યાર્થને ગોચર કરે, કિંતુ તેના વડે વસ્તુ ( બ્રહ્મતત્ત્વ ) ગોચર થ ય નહિ, સૂક્ષ્મબુદ્ધિના લીધે, કદાચિત્ વસ્તુસ બધી જ્ઞાન પ્રાપ્ત થાય તો તે સ્થિર રહે નહિ

આ વાક્યમા સમાધિ અવશ્ય કર્તવ્ય રૂપ છે તેથી अयुक्त પદની પુનરૂકિત કરેલી છે

'कारणाभावे कार्याभाव अर्थ —કારણનો અભાવ હોય તો કાર્યનો અભાવ પ્રાપ્ત થાય ' આ ન્યાય પૂર્વક, જે પુરૂષ અયુકત સ્વરૂપ હોય તેને જેના વડે બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર થાય, તે સમાધિ સિદ્ધ ન હોય એટલે તેને બ્રહ્મભાવના સિદ્ધ ન હોય, અર્થાત્ આ પુરૂષને બ્રહ્મતત્ત્વની સાથે આત્માના તાદાત્મ્યભાવ વડે, હુ કેવળ–બ્રહ્મસ્વરૂપ છુ આ રીતની નિશ્ચલ અદ્વય બ્રહ્મ–ભાવના ઉત્પન્ન થાય તે સભવે નહિ અને જો બ્રહ્મ–ભાવના સભવે નહિ તો તે ભાવનાના કાર્યરૂપ શાંતિ આદિ ફળ પણ અસિદ્ધજ હોય

જે યોગીપુરૂષ આ રીતની બ્રહ્મભાવનાવાળ ન હોય તેને ઉપશાંતિ ન હોય, અને જે અનાત્મવસ્તુને આત્મસ્વરૂપે જુવે તથા જે દ્વૈતભાવનાવાળ હોય (अज्ञातस्य ) તેને, આ સર્વ જગત્ તથા હુ કેવળ બ્રહ્મસ્વરૂપ છીએ આ રીતના જ્ઞાનયોગવડે યુક્ત થઇ આ સર્વ જગત્ તથા હુ પોતે કેવળ બ્રહ્મસ્વરૂપ છીએ એમ જે જાણે તેને જે બ્રહ્માનંદરસનો અનુભવ સિદ્ધ થાય,

તે કેમ પ્રાપ્ત થાય, અર્થાત્ વિપરીતભાવનાવાળા પુરૂષને આવો રસાનુભવ કયાથી સિદ્ધ હોય ?

અથવા ( બીજો અર્થ ) જે કાઇ વસ્તુનું શ્રવણ કરેલ હોય, જે કાઇ જોયું, સાંભળ્યું મનન કર્યું અથવા અનુભવ કરેલ હોય તે યાવત્ વસ્તુ કેવળ ચૈતન્યરૂપ બ્રહ્મસ્વરૂપે હોય છે, આ રીતની બુદ્ધિવડે યુકત થઇ યાવત્ વસ્તુ વિષે અખંડ ચિદાત્મક-વૃત્તિપૂર્વક નિત્યનિરંતર ચૈતન્યસ્વરૂપની ભાવના ન કરે ( अभावयतः ) તેવા જ્ઞાની પુરૂષને ચિદાનંદ, એકરસ બ્રહ્મસ્વરૂપે રહેલ વિદેહમુકિતરૂપ શાંતિ પ્રાપ્ત થાય નહિ.

આ રીતે અજ્ઞાન પુરૂષને વિદેહમુકિત પ્રાપ્ત ન હોય તો તેને વિદેહ કૈવલ્યરૂપ સુખ કેમજ ઘટે ? અર્થાત્ જે પુરૂષ બ્રહ્મભાવનાને પ્રાપ્ત થયો ન હોય તેને બ્રહ્મસુખ કદાપિ સિદ્ધ હોય નહિ. ૬૭

अत्र—ભલે સમાધિનો અભાવ હોય તથાપિ જે સૂક્ષ્મબુદ્ધિવાળો હોય તેનું શ્રવણાદિ- જન્ય જ્ઞાન નાશ ન પામે કિંતુ મેધાવી પુરૂષનું મીમાંસાદિશાસ્ત્રના અધ્યયનવડે ઉત્પન્ન થયલ જ્ઞાન નાશ ન પામતા, તે જેમ કેવળ પ્રતિષ્ઠિત હોય તેમ તે પ્રતિષ્ઠિત રહે એમ કોઇ કહે તો તે યુક્ત નથી; ઇષ્ટકા ( ઇટો ) ને ગોઠવવી, ઇત્યાદિ યાગાદિજ્ઞાન અતિસ્થૂળ પ્રકારનું હોય તથાપિ તેનું પણ વારંવાર સ્મરણ, તથા ચયન ચાલન કર્યા વિના તેસ્ફૂટ થાય નહિ, તો જે અતિસૂક્ષ્મ, અતીન્દ્રિય, અવિષયક, અપ્રચુર ( કવચિત્ પ્રાપ્ત થાય તેવું ), સસ્કાર વિનાનું, અનારૂઢ તથા પ્રતિપક્ષ જ્ઞાનથી અરહિત રહે તેવું આત્મજ્ઞાન, સમાધિના અભાવે સ્ફૂટ ન હોય તેમા શું આશ્ચર્ય ? માટે જે પુરૂષ બહિર્મુખ હોય તેના જ્ઞાનનો કયા પ્રકારે નશ પ્રાપ્ત થાય તે હવે ' इन्द्रियाणा ' પ્રતિવાકયાર્થ વડે દૃષ્ટાંતપૂર્વક કથન કરી આત્મજ્ઞાન સિદ્ધ થવા માટે મુમુક્ષુએ સમાધિનું અવશ્ય સેવન કરવું જોઇએ એમ સૂચન કરે છે—

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

अन्व -हि इन्द्रियाणाम् चरतां ( मताम् ) यत्‌मन अनुविधीयते तत् (एव) अम्भसि वायु नावम् इव अस्य (विदुष) प्रज्ञांहरति ॥६७॥

જ઼ ખરેખર જ્યારે શ્રોત્રાદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષયો પ્રત્યે પ્રવૃત્ત થાય ત્યારે મન પણ સ્વેચ્છાનુસાર પ્રવર્તે, એટલે તે જેમ નદી જળ વિષે વાયુ નાવને મક્ષોભિત કરે તેમ આ જ્ઞાનીની પ્રજ્ઞાને સંક્ષોભિત કરે છે ૬૭

વિ૦ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો તથા વાગાદિ કર્મેન્દ્રિયો, પોતપોતાના વિષયો પ્રત્યે પ્રવર્તે ત્યારે જ્ઞાની પુરૂષ તે તે ઇચ્છાઓને આધીન થઇ, લોક, શાસ્ત્ર, વિષય તથા કર્મની વાસના વડે યુક્ત એવા મનને સ્વેચ્છાનુરૂપ પ્રવર્તાવે છે (अनुविधीयते) એટલે નદીજળ વિષે ( अम्भसि ) વાયુવડે જેમ નાવનું સંક્ષોભન થાય તેમ પોતાની વાસનાનુરૂપ પ્રવર્તન કરનાર આ જ્ઞાની પુરૂષની ( अस्य ) આત્મ તથા અનાત્મ વસ્તુનો વિવેક કરનાર બુદ્ધિ (प्रज्ञा) હરાઇ જાય છે, અર્થાત્ જેમ નદીને પેલેપાર જતી કોઇ નૌકાને ગ્રહણ કરીને પ્રતિકૂળ વાયુ જેમ મહાન્ આવર્તમાં નાખી દે, વા તેને જળ વડે પૂર્ણ કરી તેનું નિમજ્જન કરે, વા મહાન્ ખડક સાથે અથડાવી ભગ્ન કરે વા પુન કોઇ પાર વિનાના વિષમ સ્થાને લઇ જઇ, સર્વથા અનર્થ યુક્ત કરે, તેમ ભલે જ્ઞાની હોય તથાપિ તેનું મન અનાદિ અવિદ્યા રૂપ ઉચ્ચ તથા નીચ પ્રકારની વાસના વડે યુક્ત હોય, એટલે વાયુ જેમ નાવનો ધ્વંસ કરે તેમ તેની વિવેક બુદ્ધિનું ( प्रज्ञां ) વિષય, વા કર્મો, વા યોગ, વા ઉપાસના, વા વ્યવહાર વિષે, વા અન્ય સ્થળે પતન કરી કેવળ નાશ કરે છે. ૬૭

અવ૦ આ રીતે, રાગદ્વેષ, લોભ, તથા મોહાદિ વડે યુક્ત ચપળ ઇંદ્રિયો

વડે પ્રવૃત્તિ કરે તો સમાધિ અસિદ્ધ થાય, સમાધિ અસિદ્ધ હોયતોજ્ઞાન અસિદ્ધ થાય, અને જ્ઞાન અસિદ્ધ હોય, તો આત્મસ્વરૂપ બ્રહ્મતત્વ વિષે અદ્વૈભાવ અસિદ્ધ થાય, અને આ રીતની બ્રહ્માત્મૈકભાવના અસિદ્ધ હોય તો મુક્તિ અસિદ્ધ થાય અને તેથી સુખનો અભાવ આદિ અનેક અનર્થોની પરંપરા પ્રાપ્ત થાય, એટલે કે ઇન્દ્રિયોનો નિગ્રહ ન કરતાં રાગદ્વેષાદિ વડે યુક્ત થઇ બહિર્મુખે પ્રવૃત્ત થાય તો ભલે તે જ્ઞાની હોય તથાપિ તેને અનર્થપ્રાપ્તિ થાય, માટે મુમુક્ષુ યોગી પુરૂષે ઇન્દ્રિય સમૂહને રાગાદિથી રહિત કરી તેનો સમ્યક્પૂર્વક નિગ્રહ કરી વિદેહમુક્તિ પ્રાપ્ત થાય તે અર્થે સમાધિનું અવશ્ય સેવન કરવું યોગ્ય છે, એમ 'તસ્માત્' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરી સૂચન કરે છે—

तस्माद्यस्य महाबाहो निगृहीतानी सर्वश ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ६८

अन्व—(हे) महाबाहो तस्मात् यस्य (यते) इन्द्रियार्थेभ्य इन्द्रियाणिसर्वश निगृहीतानि (भवति) तस्य प्रज्ञा प्रतिष्ठिता भवति ॥ ६८ ॥

અ—હે મહાનભુજાવાળા અર્જુન, કેવળ મોક્ષની કામનાવાન્ એવા જે યોગી પુરૂષની સર્વે ઇન્દ્રિયો, તીવ્ર વૈરાગ્યવડે કીંવે, વિષયો પ્રત્યેથી નિગ્રહીત હોય તેવા ધન્યપુરૂષને સમાધિ સિદ્ધ થાય છે, અર્થાત્ વિદેહબુદ્ધિ તથા તેના અંગનું સુખ તેના પુરો ભાગમાં આવી ઉભે છે ૬૮

વિ—રાગાદિ શત્રુનો સંહાર કરવાને જે સમર્થ હોય તેની જ પ્રજ્ઞા સ્થિર થાય આ રીતનું સૂચન કરવા અર્થે 'महाबाहो' પદનો પ્રયોગ કરેલો છે

ભવ—અનેક શતસહસ્ત્ર જન્મો વિષે કરેલ સુકૃતના પરિપાકવડે, જેને શ્રુતિ, આચાર્ય તથા ઇશ્વરનો અનુગ્રહ અધિક રીતે પ્રાપ્ત થયું

હોય, જેને સમાધિ-નિષ્ઠ થવાથી આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મ સ્વરૂપે છઉએ આ રીતના બ્રહ્મ-તત્વનું અપરોક્ષ વિજ્ઞાન કાંઇ પણ પ્રતિબંધ વિના પ્રાપ્ત થયેલ હોય, તેવા મહાત્મા સ્થિતપ્રજ્ઞ પુરુષનેજ પ્રબુદ્ધ પુરુષને જેમ સ્વપ્નવ્યવહાર નિવૃત્ત થાય, તેમ 'અહં મમેદં' (હું, આ મારૂં) ઇત્યાદિ યાવત્ લૌકિક તથા વૈદિક વ્યવહાર નિઃશેષ રીતે નિવૃત્ત થઈ જાય છે; નિદ્રાની માફક, અવિદ્યાની અત્યંત નિવૃત્તિ થાય એટલે અવિદ્યાના કાર્યરૂપ યાવત્ જગતભાવની પણ નિઃશેષરીતે નિવૃત્તિ થાય.

આમ હોવાથી પ્રબુદ્ધ જાગૃત પુરુષની માફક, જીવન્મુક્ત બ્રહ્મવેત્તા પુરુષ કેવળ પોતાના બ્રહ્મ-સ્વરૂપ વિષે રમણ કરી રહે છે એમ હવે 'या निशा' ઇતિવાક્યાર્થવડે પ્રતિપાદન કરે છેઃ—

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥**

अन्व—सर्वभूतानां या निशा ( भवति ) तस्यां ( ब्रह्मविद्यायां ) संयमी ( एक एव ) जगार्ति । यस्यां ( अविद्यायां ) सर्वाणि भूतानि जाग्रति सा ( तुअविद्या ) पश्यतः मुनेः निशा ( भवति )

અ—જે સર્વ ભૂત પ્રાણિઓને નિશારૂપે હોય ને બ્રહ્મવિદ્યા વિષે, કેવળ એકલો સ્થિતપ્રજ્ઞ બ્રહ્મવેત્તા પુરુષ જાગૃત હોય; જે અવિદ્યા વિષે સર્વ ભૂત પ્રાણિઓ જાગ્રત હોય, તે દ્રષ્ટા, દર્શન તથા સર્વ દૃશ્ય કેવળ મિથ્યારૂપે છે એમ જાણનાર બ્રહ્મવેત્તાને મન અવિદ્યા નિશારૂપ હોય છે. ૬૯

वि० भूतानि= પ્રાચીન કર્મોના ફળનો અનુભવ કરવા અર્થે જે પુનઃ પુનઃ ઉત્પન્ન થાય ( भवन्ति ) તે; પ્રાણિઓ. निशाः नि=नितरां=અત્યંત પૂર્વક शेरते=શયન કરે, પ્રાણિઓ જેના વિષે તે; રાત્રિ અથવા (૨) नितरां=

અત્યંત, શ=સુખરૂપ હોય તે, અર્થાત્ અત્યન્ત સુખરૂપ પરમ દેવતારૂપ આનંદઘન પરબ્રહ્મતત્ત્વ, સંયમી=બહિઃ પ્રવૃત્તિથી નિવૃત્ત થયલ હોય, સર્વ ઇન્દ્રિયો જેની તેવો બ્રહ્મવેત્તા પુરૂષ; जागर्ति=આરમણ કરે, ક્રીડા કરે, આનંદ કરે.

तेजःपरस्यादेवताया અર્થઃ-પરમ દેવના વિષેનું તેજ ' ઇત્યાદિ શ્રુતિ-યુક્ત પરદેવના જેને સર્વ પ્રમાણો (છા ૬-૮-૬) વિષય કરે છે, જે નિર્વિશેષ કેવળ સત્તાસ્વરૂપ છે તે, સ્થિતપ્રજ્ઞ પુરૂષથી વ્યતિરિક્ત સર્વ ભૂતપ્રાણિઓને રાત્રિની ( *निशा* ) પ્રમાણે અવ્યક્ત હોય છે.

સર્વવ્યાપક રાત્રિના લીધે જેમ દૃષ્ટિ પ્રવેશ ન કરી શકે એટલે સર્વ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ ન જણાય તેથી ભૂતપ્રાણિઓ તથા મનુષ્યાદિઓને લોક વ્યવહાર કરવો અશક્ય થાય, તેમ આ પરમ દેવતા ( બ્રહ્મતત્વ ) સર્વવ્યાપક ધર્મવાન્ હોય, એટલે સર્વ ભૂતપ્રાણિઓ તે વિષે વ્યવહાર કરવાને અર્થાત્ તેનુ સ્વરૂપ જાણવાને અસમર્થ હોય છે.

કિંતુ જે પોતે અવિદ્યારૂપ નિદ્રામાંથી પ્રબુદ્ધ થયલ હોય, તથા બહિઃ પ્રવૃત્તિથી જેણે પોતાની યાવત્ ઇન્દ્રિયોને નિવૃત્ત કરેલ હોય તેવો કેવળ એકલો બ્રહ્મવેત્તા પુરૂષ ( संयमी ) કેવળ અત્યંત સુખરૂપ ( तस्यांनिशायां ) પરમ દેવતારૂપ આનંદઘન પર બ્રહ્મતત્ત્વ વિષે રમણ, ક્રીડા તથા આનંદ કરે છે ( जागर्ति ) અર્થાત્ બ્રહ્મવેત્તાથી ભિન્ન પુરૂષો ભલે વેદાન્તનું શ્રવણ કરેલ હોય, તથાપિ નિદ્રાવાન પુરૂષ પ્રમાણે તેઓ બ્રહ્મ સ્વરૂપને જાણે નહિ.

यस्यां=જે દ્રષ્ટા, દર્શન તથા દૃશ્ય આદિ ભેદ રૂપ અવિદ્યાસ્થિતિ વિષે; जाग्रति-હું છું. મને આ ઇષ્ટ છે, આ અનિષ્ટરૂપ છે, મને આ કાર્યરૂપ છે, આ કાર્યરૂપ નથી આ પ્રકારે વ્યવહાર કરે છે; सा-અવિદ્યા; દ્વૈતભૂમિ, पश्यतः—દ્રષ્ટા, દર્શન તથા સર્વ દૃશ્ય પદાર્થને પ્રત્યગ્દૃષ્ટિએ કેવળ બ્રહ્મ સ્વરૂપે જાણનાર; मुनेः—બ્રહ્મનિષ્ઠ પુરૂષને;"

ભૂતપ્રાણિઓ, દૃષ્ટા, દર્શન આદિ ભેદવાન અવિદ્યા દશા વિષે, આ હુ છુ, મને આ ઇષ્ટ છે, આ પદાર્થ અનિષ્ટરૂપ છે, આ કાર્યરૂપ છે, આ અકાર્યરૂપ છે આ રીતે વ્યવહાર કરી રહેલા હોય તે અવિદ્યાદશા અર્થાત્ દ્વૈતભૂમિ, બ્રહ્મનિષ્ઠ પુરુષને (મુને.)-મન નો કેવળ રાત્રિરૂપ હોય છે, અર્થાત્ દૃષ્ટા, દર્શનાદિ સર્વ જગતને પ્રસગદૃષ્ટિએ તે બ્રહ્મ સ્વરૂપેજ જાણે (પશ્યતઃ) એટલે જેમ રાત્રિ વિષે પ્રાણિઓ વ્યવહાર કરે નહિ તેમ આ બ્રહ્મવેત્તા પુરૂષ અવિદ્યારૂપ રાત્રિ વિષે અહમમરૂપે વ્યવહાર કરે નહિ.

તાત્પર્ય-અહમમ ઇત્યાદિ પ્રતીતિના હેતુભૂત અનાદિ રૂપ અવિદ્યાની વાસનાઓ નિશેષ રીતે વિનાશ પામેન હોય એટલે તે બ્રહ્મમય બુદ્ધિ વિષે કદાપિ પ્રવેશ કરી શકે નહિ, એટલે આ રીતનો બ્રહ્મવેત્તા પુરૂષ અહંમમેદરૂપ પ્રાકૃતવ્યવહાર પણ ન કરે તો તેને વૈદિકવ્યવહાર કેમજ ઘટે ?

અથવા આ મંત્રનો બીજો પણ અર્થ નીચે પ્રમાણે થાય—

'अधीहि भगवोत्रह्मविद्या वरिष्ठाम् કૈવલ્ય ૧.૧ અર્થઃ—હે ભગવન્ મને શ્રેષ્ઠ બ્રહ્મવિદ્યાનું તુ અધ્યાપન કર' ઇત્યાદિ શ્રુતિ-પ્રસિદ્ધ જે બ્રહ્મવિદ્યા (या) તે સર્વ ભૂતપ્રાણીઓને નિશારૂપે હોય છે.

બ્રહ્મવિદ્યા પોતે તો ચિત્સ્વરૂપ હોય એટલે સૂર્ય-પ્રભાવત્ પ્રકાશરૂપે હોય તથાપિ જેઓ સુદૃષ્ટિથી રહિત હોય તેના પુરૂષોને તો કેવળ નિશારૂપ હોય એટલે બ્રહ્મવિદ્યાને નિશારૂપ કહે છે;

જેમ પ્રસિદ્ધરૂપ નિશા, પોતાની તમઃ શક્તિ વડે, નામ તથા રૂપના ભેદનો વિનાશ કરી યાવત્ પદાર્થોને તમોમય કરી કેવળ પોતેજ સર્વત્ર વિલસિત હોય, તેજ રીતે આ બ્રહ્મવિદ્યા પોતાની ચિત્શક્તિવડે, નામ રૂપના ભેદનો વિનાશ કરી યાવત્ દશ્ય પદાર્થોને ચિત્સ્વરૂપ કરી કેવળ પોતે એકલીજ સર્વત્ર વિજૃભણ કરી રહે છે.

નિશા પ્રમાણે, જ્યારે અજ્ઞ, તેમજ તત્ત્વે (બ્રહ્મવિદ્યાને જાણનાર) સર્વે પુરૂષો, ત્રણે અવસ્થાઓને અનુરૂપ સ્વપ્નાના દર્શન કરતા સૂતેલા

હોય ત્યારે તે બ્રહ્મવિદ્યા વિષે ( तस्यां ) કેવળ બહિ પ્રવૃત્તિશૂન્ય સ્થિતપ્રજ્ઞ એવો એકલો બ્રહ્મવેત્તા પુરૂષ ( સંયમી ) આત્મક્રીડા, આત્મ રમણ, આત્મ મિથુન કરતો સતો સર્વદા આત્મજ્યોતિ, તથા આનંદ સ્વરૂપે રહે છે

વળી જે અવિદ્યાદશા વિષે (यस्यां) સર્વ ભૂત પ્રાણિઓ, તુ, હુ, આ, તે ઇતિરૂપે વ્યવહાર કરે છે, તે અવિદ્યા અર્થાત્ દ્વૈતાવસ્થા, (सा) દ્રષ્ટાઆદિ યાવત્ જગત્ કેવળ મિથ્યારૂપ છે એમ જાણનાર બ્રહ્મવેત્તાને ( पश्यतः ). મન તો કેવળ રાત્રિરૂપજ છે; જેમ સર્વ પ્રાણીઓને મન બ્રહ્મવિદ્યા નિશારૂપે હોય; તેમ બ્રહ્મવેત્તાને મન, અવિદ્યા નિશારૂપે હોય; જેમ અજ્ઞાની પુરૂષો 'હું પોતેજ બ્રહ્મસ્વરૂપે છુ' આ રીતની બ્રહ્મવિદ્યાવડે યુકત થઇ પોતાનો આત્મા આનંદ એક રસ તથા પરિપૂર્ણ સ્વરૂપ છે એમ જાણી શકે નહિ, તેજ રીતે આ બ્રહ્મવેત્તા પુરૂષ અવિદ્યાવાન્ થઇ પોતાના દેહેન્દ્રિયાદિકને અહંમમેદં સ્વરૂપે વિષય કરે નહિ; આમ હોવાથીજ બ્રહ્મવેત્તા પુરૂષને લૌકિક તથા વૈદિક કર્મો વિષે અનધિકાર હોય છે; આવા પુરૂષને કર્મની યોગ્યતા કેમજ ઘટે?

જેને દેહ તથા તદાશ્રિત વર્ણ, જાતિ આદિ વિષે અભિમાન હોય, જે ફળનો કામનાવાન હોય, તથા જે આ કર્મ મ્હારે કર્તવ્યરૂપ છે આ કર્તવ્યરૂપ નથી ઇતિ પ્રકારે ક્રિયાવિષે ગુણદોષબુદ્ધિવાળો હોય, તેવા પ્રકારના પુરૂષને કર્મ કરવાની યોગ્યતા હોય, કિંતુ ઉક્ત લક્ષણોથી જે રહિત હોય તેવા બ્રહ્મવેત્તાને આ રીતની કર્મયોગ્યતા કેમજ હોય !

ખરેખર, જે નિત્ય નિરંતર સમાધિનિષ્ઠ થઇ, નિરૂઢ થયલ વિજ્ઞાનના બળ—યોગે પોતાની અવિદ્યા તથા અધ્યાસ આદિક કાર્યભૂત યાવત્ જગત્ભાવનાને નિર્મૂલ કરી બ્રહ્મતાદાત્મ્ય સંપન્ન થઇ, હું કેવળ બ્રહ્મરૂપે છુ આ રીતની બ્રહ્મભાવના વડે યુક્ત થઇ સર્વદા બ્રહ્મવિષેજ અવસ્થિત હોય તે રીતના જ્ઞાની પુરૂષને પુનઃ શરીર સાથે તાદાત્મ્યભાવ તથા અહંમમાભિમાન કેમજ સંભવે? અને તેમ હોય એટલે તે દેહ વિષે આરોપિત થયલ વર્ણ, તથા જાતિ આદિ અભિ-

માન પણ કેમજ સિદ્ધ થાય ? અને આરીતે અભિમાન અસિદ્ધ હોય, એટલે જે પુરૂષ સર્વ પદાર્થોને મિથ્યારૂપે હોવાનું જાણે તેને ફલાભિસંધાન અસિદ્ધ થવાથી યાવત્ કર્મો વિષે ગુણદોષ—બુદ્ધિપણ આપોઆપ અસિદ્ધ થાય છે; આમ હોય એટલે જ્ઞાની પુરુષને કર્મ વિષે અધિકાર ઉપયુક્ત થાય નહિ.

સર્વ પદાર્થો મિથ્યા સ્વરૂપ છે આ રીતની બુદ્ધિ અને કર્મપ્રવૃત્તિ, આ ઉભય પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળા હોય, એટલે તે ઉભય એક સ્થાન વિષે રહે નહિ; તેમજ બ્રહ્મતત્વ સત્યસ્વરૂપ છે, આ રીતની નિશ્ચયાત્મક—બુદ્ધિ પૂર્વિકાપ્રવૃત્તિ, તથા આ સર્વ જગત્ કેવળ બુદ્ધિભ્રમના લીધે કેવળ કલ્પિત સ્વરૂપ છે, આ રીતનું નિશ્ચયાત્મક મિથ્યાત્વજ્ઞાન, આ ઉભય પરસ્પર વિરૂદ્ધ હોવાથી એક જ અધિકરણ વિષે ઉપપન્ન હોય નહિ.

જ્ઞાનીપુરૂષ, કર્ત્તા, કરણ તથા કાર્ય, આ સર્વ કેવળ મિથ્યાસ્વરૂપ છે એમ સમજીને ભલે કર્મ કરે તેમા શું હરકત ? તેનું મિથ્યાત્વસ્વરૂપ જાણીને તે કર્મ કરે તે વડે કાંય બંધન પ્રાપ્ત ન થાય આમ કહેવું યુકત નથી; કારણ કે પદાર્થોનુ મિથ્યાત્વજ્ઞાન, અને પ્રવૃત્તિને વિરોધ હોય છે; આ જળ નથી કિંતુ કેવળ મરૂસ્થલી છે આ રીતે જળમિથ્યાત્વજ્ઞાન સિદ્ધ થયલ હોય તેવો પુરૂષ ભલે તૃષાતુર હોય તથાપિ તે મરૂસ્થલી વિષે પ્રવૃત્તિ ન કરે તો આ સર્વ આરોપિત દૃશ્યજગત કેવળ મિથ્યાસ્વરૂપે છે એમ જાણનાર જ્ઞાની પુરૂષ કર્મવિષે કેમ જ પ્રવૃત્તિ કરે ?

જગતનું અધિષ્ઠાનભૂત કેવળ બ્રહ્મતત્વ સર્વત્ર વ્યાપ્ત થઇ રહેલ છે (પશ્યતઃ) આ રીતનું જેને સર્વાત્મક બ્રહ્મજ્ઞાન સિદ્ધ થયલ હોય તેને કર્મ-પ્રવૃત્તિ કેવળ અનુપપન્ન હોય; માટે ખરેખર જેઓ અવિદ્યાવાન્ હોય તેમનેજ કર્મવિષે અધિકાર હોય, કિંતુ જ્ઞાનવાનને તો કદાપિ કર્મનો અધિકાર ઘટે નહિ.

વિદ્યા તથા અવિદ્યા અને તેના કાર્યભૂત જગતને પરસ્પર વિરોધ હોય

છે, એટલે જેમ તેજ વિષે તેના કાર્ય સહિત તમસ રહી ન શકે તેમ બ્રહ્મવેત્તા પુરૂષો વિષે અવિદ્યા તથા તેનું કાર્યભૂત જગત્ ક્વાપિ રહી શકે નહિ

તાત્પર્ય-આમ હોય માટે વિધિ વિધાન વિધેય તથા વિધાતા આ સર્વ કેવળ અવિદ્યાજન્ય મિથ્યાસ્વરૂપ હોય, આ રીતનુ વિજ્ઞાન જેને પ્રાપ્ત થયેલ હોય તેના બ્રહ્મવેત્તાને તો સદા આત્મનિષ્ઠ થઇ તૂષ્ણીભાવ ધારણ કરવા વિના કાંઈપણ કર્તવ્ય હોય નહિ એમ સિદ્ધ થાય છે

ભાવ-જેમ કોઇ કન્યા પોતે ઋતુમતી થાય એટલે પોતાની જનની, જનકપિતા, ભ્રાતા તથા સર્વ સ્વજનોનો પરિત્યાગ કરી, કેવળ પોતાના એકના ભર્તાનો આશ્રય કરી, કેવળ એકના તેનુજ આલબન કરી તેના વિષેજ રમણ કરે, તેનાવડેજ સતુષ્ટ હૃષ્ટ તથા આનન્દિત રહે, તેના વિના અન્ય કોઇનુ શ્રવણ દર્શન, સ્મરણ વા સ્પર્શ કરે નહિ અને કેવળ પોતે પતિવ્રતાસ્વરૂપે તેના વિષેજ અવસ્થિત રહે, તે પ્રકારે જે બ્રહ્મવેત્તા યોગીપુરૂષની બુદ્ધિ સમાધિયોગના વીર્યે પ્રૌઢીભૂત થયેલ હોય તેના પુરતી બુદ્ધિ, દેહ પ્રાણ તથા ઇંદ્રિયાદિ યાવત્ પદાર્થોનો દૂરથી પરિત્યાગ કરી કેવળ સત્ ચિત્ આનન્દ તથા એકરસરૂપ પરબ્રહ્મતત્વનો આશ્રય કરી કેવળ તેની આલબનભૂત થઇ પતિવ્રતા પ્રમાણે તેના વિષે જ રમણ ક્રીડા કરતી તથા આનંદિત, સતુષ્ટ, તથા હૃષ્ટ થતી સતી, બ્રહ્મતત્વવિના અન્ય પદાર્થનુ શ્રવણ, દર્શન મનન, અથવા વિજ્ઞાન પ્રાપ્ત ન કરતા પોતે સદા બ્રહ્મસ્વરૂપે જ રહે છે, માટે જે યોગીપુરૂષ આ રીતના લક્ષણવાળો હોય તેને વિદેહ -કૈવલ્ય મુક્તિ પ્રાપ્ત થાય, અને અન્ય પ્રકારના લક્ષણવાન્ હોય તો તેને તે મુક્તિ પ્રાપ્ત ન થાય આમ શ્રીભગવાને નિર્ણય કરી, હવે જે યોગીપુરૂષ સ્થિતપ્રજ્ઞાવાન્ હોય તેને ભિક્ષાદિ કર્મ અર્થે પણ વૃત્તિનુ બાહ્યાલબન કદાપિ કરવુ નહિ એમ 'आपूर्यमाण' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રતિપાદન કરી, ઉપર્યુક્ત લક્ષણવાન બ્રહ્મવેત્તાનેજ જીવન્મુક્તિનુ તથા વિદેહકૈવલ્ય મુક્તિનુ સુખ પ્રાપ્ત થાય એમ સૂચન કરે છે—

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

अन्व०—आपूर्यमाणम् (अपिस्वयम्) अचलप्रतिष्ठ समुद्रम् आपः यत्वत् प्रविशान्ति तत्वत् सर्वेकामाः यम् प्रविशंति सः (एव) शांतिम् आप्नोति न (तु) कामकामी ॥ ७० ॥

ગ-ગંગાદિ મહા-નદીઓના જળ-પ્રવાહ વડે ચોતરફ પરિપૂર્ણ થાય તથાપિ પોતે નિશ્ચલ પ્રતિષ્ઠાવાન હોય તેવા સમુદ્રની પ્રમાણે; સર્વ કામનાઓ જેના વિષે પ્રવેશ કરે તેવો લક્ષણવાન બ્રહ્મવેત્તા વિદેહ મુક્તિરૂપ શાંતિને પ્રાપ્ત થાય, કિંતુ ભોગ્યુ ઈચ્છાવાળો પુરૂષ કદાપિ આ રીતની શાંતિને પ્રાપ્ત થાયે નહિ ૭૦

વિ. आपूर्यमाणम्–અત્યંત ઉચ્ચ પ્રદેશમાંથી નીકળતા, ગંગા, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી તથા સિન્ધુ આદિ મહાનદરૂપ નદીઓના દશ કરોડ મુખોમાંથી સમાગત થયેલ, અપરિમિત ઉત્તંગસ્વરૂપ મહાન પ્રવાહોવડે આસપાસ (આ) પરિપૂર્ણ થયેલ હોય તે अचलप्रतिष्ठं=ચલનરહિત પ્રાક્તન (પૂર્વ) સ્વકીય સ્વરૂપનુ અતિક્રમણુ ન કરનાર વૃદ્ધિ તથા ક્ષયથી રહિત, (अचला) જલસ્થિતિની મર્યાદા, (प्रतिष्ठ) જેની હોય તેવો અર્થાત્ પ્રવાહના અપ્રવેશકાલ પ્રમાણે પ્રવાહ આવેશ કરે તે સમયે પણ સર્વવિશેષથી રહિત હોય, તેમ એકજ સ્વરૂપે વર્તનાર; તેને

ગંગા તથા સિંધુ આદિ નદીઓનાં ભિન્નભિન્ન મુખોમાંથી નિર્ગત થઇ એકત્ર થયલાં ભિન્નભિન્ન પ્રકારનાં વર્ણ, રસ, ગંધ તથા ગુણવાળાં જલો, (आपः) જેમ પોતપોતાના શુકલ, નીલ, રકત, પીત આદિ રૂપ વિશેષનો, મધુર આમ્લ, (ખાટો) તિકત (તીખો) કષાય આદિ રસ વિશેષનો, પરિમલ દુર્ગંધ, આદિ ગંધવિશેષનો લઘુત, ગુરૂત્વ આદિ ગુણ-વિશેષનો, તેમાં સ્નાન કરવાથી સો, બસો, ત્રણસો, ચારસો, પાંચસો, છસો, સાતસો

આઠેસો, નવસો વા હજાર કૃચ્છ ચાંદ્રાયણ વ્રત સમાન જે પુણ્ય થાય, આ રીતના પુણ્યવિશેષનો તથા પોતપોતાના નામવિશેષનો પરિત્યાગ કરીને (यद्वत्) કેવળ સમુદ્ર–ભાવને પ્રાપ્ત થાય અર્થાત્ સમુદ્રને પ્રાપ્ત થયે તે નદીઓ તેના સબંધના મહિમાવડે યુક્ત થવેથી નામ, રૂપ તથા ગુણવિશેષવડે જેમ સમુદ્રથી ભિન્ન ન હોય તેમ, (तद्वत्) કામનાઓ જેના વિષે પ્રવેશ કરે તેનેજ શાંતિ પ્રાપ્ત થાય છે.

કામા=નામ, રૂપ, રસ ગન્ધ તથા પાકભેદે કરી વિવિક્ત સ્વરૂપે જેમનું ગ્રહણ કરાય (काम्यन्ते) તે સૂપ, અપૂપ, રસ તથા અન્નાદિ ભોગ્ય પદાર્થો; ભિન્નભિન્ન પ્રકારના, નામ, રૂપરસ, ગન્ધ, પાક, સસ્કાર આદિવડે વિચિત્ર રૂપ અનેક ભોગ્યપદાર્થો, જે આસપાસ ઇચ્છા વિના કેવળ પ્રારબ્ધવશાત્ સંપ્રાપ્ત થયલ હોય તે વડે, આ પદાર્થ લ્યો તે પદાર્થ લ્યો એમ પદાર્થદાતાઓ તરફથી ઉપરાઉપરિ પડાપડી થવાથી વ્યાકુલ થઇ જાય (आपूर्यमाणम्) તે; अचलप्रतिष्ठं=નિર્વિકલ્પ, વિપરીત ભાવથી રહિત, તથા આહારાદિ વ્યુત્થાન કાળ વિષે પણ, બ્રહ્માકારને સંપન્ન તથા કેવળ તદાત્મરૂપે નિશ્ચલ થવાથી અખંડાકારવૃત્તિનો લીધે સ્થિર (अचल) સ્થિતિ, (प्रतिष्ठ) જેની હોય તેવો પુરૂષ, અર્થાત્ વ્યુત્થાનદશાવિષે પણ બાહ્ય પદાર્થોનો વિકલ્પ ન કરનાર સમાધિનિષ્ઠ વિપરીતભાવરહિત અંતઃકરણવાન્ પુરૂષ; સર્વ કામો, આ રીતના અચલ પ્રતિષ્ઠાવાન બ્રહ્મવેત્તા યોગિ વિષે, સમુદ્રની પ્રમાણે પ્રવેશ કરે છે, અર્થાત્ આ બ્રહ્મનિષ્ઠ પુરૂષને પ્રાપ્ત થઇ, સર્વ વિષયો, ચિતભાવને પ્રાપ્ત થઇ, અધ્યાત્મદષ્ટિએ તેમનો વિનય થતાં, તેઓ પોતપોતાના નામ-વિશેષ, રૂપવિશેષ, ગન્ધ, પાક, સંસ્કાર તથા રૂચિવિશેષનો પરિત્યાગ કરી, જેમ સમુદ્ર વિષે પ્રવેશ કરેલ મહાનદીઓનાં જળ સમુદ્રભાવને પ્રાપ્ત થાય (तद्वत्) તેમ પોતે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે

આ રીતનો જે બ્રહ્મવેત્તા યોગી હોય તેજ કેવળ અવિદ્યારૂપ પ્રપંચની ઉપશમ તરૂપ વિદેહમુક્તિને (शांति) પ્રાપ્ત થાય છે; કિંતુ વિષયોની

કામનાવાન્ ( कामकामी ) પુરૂષ કદાપિ આ રીતની શાંતિને પ્રાપ્ત કરે નહિ.

જે પુરૂષ વિષયોની કામનાવડે આવિષ્ટ હોય તે તો કૈવલ્ય મુક્તિની કારણભૂત એવી સ્વધર્મરૂપ બ્રહ્મનિષ્ઠાનો પરિત્યાગ કરી, અનાત્મ પદાર્થો વિષે આત્મભાવને પ્રાપ્ત થઇ ભોક્તારૂપે મતો, શુક્તિ વિષે જેમ રજતભાવ મરૂપ્રદેશ વિષે જેમ જળભાવ કલ્પે તેમ અદ્વિતીય બ્રહ્મતત્વ વિષે દ્વૈતભાવ કદાપિ વિદ્યમાન ન હોય તથાપિ તે વિષે તેને કલ્પી, આ પદાર્થોનો હું ભોક્તા છુ આ મારો ભોગ્ય પદાર્થ છે આ રીતના મિથ્યા અભિમાન-વડે બાહ્યપદાર્થોની કામનાવડે યુક્ત થઇ અમ મરરૂપ અહંતામમતાના અભિનિવેશવડે બદ્ધસતો, આ પદાર્થ રમણીય છે, આ પદાર્થ દુષ્ટ છે, ઇત્યાદિ પ્રકારની ભેદબુદ્ધિવડે યુક્ત થઇ, નામ રૂપ આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપે પદાર્થોનું ગ્રહણ કરે છે

વિષય-કામનાવાળો પુરૂષ આ રીતે ભેદદ્રષ્ટિવાળો હોય એ તે તેને પૂર્વોક્ત શાંતિ પ્રાપ્ત થાય નહિ, જે દેહાદિ અનાત્મવસ્તુ વિષે તાદાત્મ્ય-ભાવને પ્રાપ્ત થઇ અસત્ વસ્તુના અભિનિવેશના લીધે અદ્વિતીયરૂપ બ્રહ્મતત્વ વિષે ભેદદર્શન કરે તે કેવળ દ્વૈતદર્શી હોવાથી મુક્તિને પ્રાપ્ત થાય નહિ, વળી શ્રુતિમા આજ અર્થનુ પ્રતિપાદન કરેલુ છે—

' यदाह्येवैष एतस्मिन्नुदरमन्तरंकुरुते अथतस्य भयं भवति तत्त्वेव भयं विदुषोऽमन्वानस्य

અર્થઃ—'આ બ્રહ્મતત્વ વિષે જે કોઇ પુરૂષ અલ્પ પણ ભેદભાવ કરે તે ભયને પ્રાપ્ત થાય, આ રીતે જે બ્રહ્માત્મૈકતાને ન જાણે તે બ્રહ્મજ્ઞાની હોય તથાપિ તેને ભય અવશ્ય પ્રાપ્ત થાય ' ( તૈ ૨-૭ )

વળી દેહતાદાત્મ્યભાવ વિના ભેદબુદ્ધિ તથા કામના સિદ્ધ ન થાય, અવિદ્યા વિના દેહતાદાત્મ્ય સિદ્ધ ન થાય, માટે જે અવિદ્યા પુરૂષવાન્ હોય તેને મુક્તિ અસિદ્ધ હોય તે યોગ્ય જ કહેવાય.

તાત્પર્ય—આમ હોય છે માટે જે યોગીપુરુષ વિદેહ-કૈવલ્યની કામનાવાન હોય તેણે તો દેહ વિષે આત્મતાદાત્મ્ય-સંપન્ન થઇ ક્વચિત્ કદાચિત્ પણ ભેદદ્રષ્ટિ કરવી નહિ.

પૂર્વેના તથા આ શ્લોકવડે, જે બ્રહ્મવેત્તા યોગી સ્થિત-પ્રજ્ઞાવાન હોય તે કેવળ બ્રહ્મનિષ્ઠ થઇનેજ આહારાદિક કર્મો કરે છે; તે કદાપિ અનાત્મ વસ્તુ વિષે અવસ્થિત હોય નહિ આ રીતના વચનોવડે, યોગી પુરુષની સ્થિતિ કયા પ્રકારની હોય (૨-૫૪) આ રીતના પ્રશ્નનો ઉત્તર આપેલો છે. ૭૦

અવ-આ રીતે, વિષયોનું શ્રવણ તથા દર્શન પ્રાપ્ત થયા વિના, કેવળ તેમનુ ચિન્તન કરવાથી(૨-૬૨) કામાદિ અનર્થોનો આવિર્ભાવ થાય તેથી તે ચિન્તવન કરનાર ભલે જ્ઞાનિ હોય તથાપિ તે પ્રણાશને પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન થયું; તો બ્રહ્મનિષ્ઠાનો પરિત્યાગ કરી, કોઈ વિષયોનો કામનાવાન્ ( कामकामी ) બહિર્મુખ થઇ ઇન્દ્રિયો વડે વિષયોનું ગ્રહણ કરી તેમનો ઉપભોગ કરી યથેચ્છા પૂર્વક વિહાર કરે, તો તેનો તો પ્રણાશ અવશ્ય સિદ્ધ થાય એમા શુ આશ્ચર્ય ? માટે જે બ્રહ્મવેત્તા યોગી પુરુષ વિદેહ-કૈવલ્યમુક્તિની ઇચ્છા કરે તેને તો સર્વથા વિષયગ્રાહનો પરિત્યાગ કરી સર્વ ઇન્દ્રિયોના નિગ્રહપૂર્વક સદા આત્મનિષ્ઠ રહેવું યોગ્ય છે; જે કોઇ આ રીતે આત્મનિષ્ઠ હોય તેજ કેવળ વિદેહ-મુક્તિને પ્રાપ્ત કરે એમ હવે ' विहाय ' ઇતિ મંત્રાર્થ વડે પ્રતિપાદન કરે છે—

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१ ॥

अन्व–य पुमन् निरहंकार निर्मम निस्पृहः ( सन् ) सर्वान् कामान् विहाय चरति सः (एव) शांतिम् अधिगच्छति ॥७१॥

અ-જે બ્રહ્મવેત્તા યોગી અહંકાર, મમતા તથા સ્પૃહાથી રહિત થઇ

સર્વ કામનાઓનો પરિત્યાગ કરી, ઉદાસીનરૂપે પર્યટણ કરે તે વિદેહ મુક્તિરૂપ શાંતિને પ્રાપ્ત થાય છે. ૭૧

ત્રિ. પુમાન્–બ્રહ્મવેત્તા યોગી પુરૂષ; મોક્ષ અતિદુર્લભ તથા મહાન્ પ્રયત્નવડે સંપાદન થઇ શકે એટલે બ્રહ્મવેત્તાને પુમાન્ શબ્દની સંજ્ઞા કરેલી છે ૭૧

निरहंकारः-હું પોતે કેવળ બ્રહ્મસ્વરૂપ છું આ રીતનો બ્રહ્મતત્વવિષે આત્મત્વાભિનિવેશ નિરૂઢ થયલ હોય તે વડે ( निः ) નિર્ગત થયલ છે અહમાત્મિક બુદ્ધિ ( अहंकार ) જેની તેવો, અર્થાત્ જેણે નિત્ય, નિરંતર બ્રહ્મનિષ્ઠ થઇ અનાત્મવસ્તુ સાથેની તાદાત્મ્યતાની ગ્રંથિને નિર્મૂળ કરેલ હોય તેવો પુરૂષ.

જે પુરૂષ આ રીતે નિરહંકારી હોય તેજ મમતાથી રહિત હોય; निर्मम; દેહ, તેના ધર્મ કર્મ તથા અવસ્થાઓમાંથી નિર્ગત થયલ હોય (निः निर्गत) મમતાબંધ જે પુરૂષનો તેવો; અર્થાત્ જ્ઞાનિને બ્રહ્મતત્વની સાથે તાદાત્મ્યતા, સંપાદન થતાં દેહવિષે અહંતાનો અભાવ, તથા દેહના ધર્મો વિષે મમતાનો અભાવ સિદ્ધ થાય તે યોગ્યજ છે.

જે પુરૂષ મમતારહિત હોય તેજ સ્પૃહાથી રહિત હોય; निस्पृहः–વિષયે મુખેથી નિર્ગત થયલ હોય ( निः ) સુખાશારૂપ સ્પૃહા જેની તેવો પુરૂષ;

આવા નિસ્પૃહીજ્ઞાની પુરૂષને કેવળ બ્રહ્મતત્વ વિષે આત્મભાવ સંપાદન થવાથી દેહાદિ અનાત્મ વસ્તુ છે એમ જાણીને દેહાદિ અનાત્મ વસ્તુવિષે સ્પૃહાનો અર્થાત્ સુખાશાનો અસંભવ થાય; આ રીતે આ પુરૂષ કેવળ બ્રહ્માનંદરૂપ અમૃતરસનું નિરંતર પાન કરીનેજ તૃપ્ત રહે એટલે તેને વિષયસુખની અપેક્ષા કેમજ ઘટે!

આ રીતે બ્રહ્મવેત્તા પુરૂષ નિરહંકારી આદિ લક્ષણવાન હોય એટલે બાહ્યશબ્દવડે વાચ્યરૂપ યાવત્ વિષયો ( कामान् ) શુક્તિ રજતની પ્રમાણે પ્રયોજનરહિત હોવાથી, ઇન્દ્રિયોવડે તેમને ગ્રહણ ન કરતાં ( विहाय )

આ સર્વ જગત તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપ છઇએ આ રીતની બ્રહ્માત્મૈકયતા સંપાદન કરી 'कामान्नीकामरूप्यनुसंचरन्' અર્થ:—કામનાથી નિષ્કામરૂપે અનુસંચાર કરતો સતો, ' આ શ્રુતિવચનાનુસાર પરમહંસ પ્રમાણે અસંગ તથા ઉદાસીન થઈ ભૂમિ વિષે સર્વત્ર પર્યટન કરે છે, ( चरति ). તેજ પુરૂષ, સંસારને ઉપરામ કરાવનાર આત્યન્તિક વિદેહ મુક્તિને (शांति) પ્રાપ્ત થાય; કિંતુ આલક્ષણોથી વિપરીત લક્ષણવાન હોય તેને આગીનની શાતિ કદાપિ પ્રાપ્ત થાય નહિ.

આ રીતે બ્રહ્મવેત્તા પુરૂષ યાવત્ જગતને બ્રહ્મ સ્વરૂપે જાણી બ્રહ્માનંદનો અનુભવ કરનો સતો સર્વત્ર પર્યટન કરે છે; તે એકજ સ્થળે વળગી રહે નહિ આમ પ્રતિપાદન કરી, યોગીપુરૂષની ગતિ કેવી હોય આમ પ્રશ્ન કરેલો ( ૨-૫૪ ) તેનો ઉત્તર સિદ્ધ કરેલો છે. ૭૧

અવ-શ્રવણ વડે જે જ્ઞાન ઉત્પન્ન થાય તે પ્રપંચ રૂપ જગતની વાસનાઓ, કામ તથા ક્રોધાદિ, તથા અહંમમાદિ અભિમાનવિશેષ વડે યુકત હોવાથી પ્રતિબંધવાળું હોય, એટલે મુમુક્ષુ યોગીને વિદેહમુકિત પ્રાપ્ત થવા અર્થે તે પુરતું ન હોય એમ નિર્ણય કરી, પરમકૃપાળુ શ્રી ભગવાને, સમાધિ વિષે બુદ્ધિ નિશ્ચલ કરે તો યોગબુદ્ધિ સિદ્ધ થાય ( ૨-૫૩ ) ઇત્યાદિ વચનો વડે બ્રહ્મનિષ્ઠાની પ્રશંસા કરી, જે નિરંતર બ્રહ્મનિષ્ઠ થઇ સર્વ કામતાઓનો પરિત્યાગ કરી, શરીરયાત્રાદિ કર્મો પણ બ્રહ્મવિવેકેવળ બ્રહ્મસ્વરૂપે સ્થિત કરીને બ્રહ્મસ્વરૂપે કરે, તેવો જ્ઞાની પુરૂષ અહંમમાદિ બંધનથીમુકત હોય એટલે તેને વિદેહમુકિત પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન કર્યું.

મુમુક્ષુએ આ પ્રકારની બ્રહ્મનિષ્ઠાજ અવશ્ય સંપાદન કરવી યોગ્ય છે, અને આ બ્રહ્મનિષ્ઠા વડેજ વિદેહમુકિત પ્રાપ્ત થાય, અને તે અન્યપ્રકારે સિદ્ધ ન થાય એમ સૂચન કરી હવે 'एषा' ઇત્યાદિ વાકયાર્થવડે બ્રહ્મનિષ્ઠાનું જે નિરૂપણ આરંભેલ તેનો ઉપસંહાર કરે છે:—

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥

अन्व—(हे) पार्थ एषा ब्राह्मी निष्ठा ( मया प्रतिपादिता मुमुक्षुणाम् ) ( विदेहकैवल्यार्थी ) एनाम् प्राप्यन मुह्यति । अन्तकाले अपि अस्यां ( निष्ठायां ) स्थित्वा निर्वाणं ब्रह्मऋच्छति ॥७२॥

અ—હે ' પાર્થ, મુમુક્ષુઓ માટે મ્હેં આ બ્રહ્મનિષ્ઠાનું પ્રતિપાદન કરેલું છે; જે મુમુક્ષુ વિદેહકૈવલ્યની કામનાવાન્ હોય તે આ નિષ્ઠાને પ્રાપ્ત થાય તો તેને વિમોહ પ્રાપ્ત થાય નહિ; કોઇ અંતકાલસમયે પણ આ નિષ્ઠા વિષે સ્થિતિ કરે તો તે નિષ્ક્રિયાદિસ્વરૂપ બ્રહ્મતત્વને પ્રાપ્ત થાય છે. ૭૨

વિ—પાર્થ=સ્વસ્વરૂપનો પ્રકાશ કરી મુમુક્ષુને સંસારમૃત્યુથી પાલન કરે (પઃ)તે પરમાત્મા, તેનીજ અર્થના અર્થાત્ અભિવાંછા ( अर्थयते ) તેનું સંબોધન વાચક હે મુમુક્ષુરૂપ પાર્થ ! (प+अर्थयते).

હે મુમુક્ષુરૂપ પાર્થ, હું આ તુને કહું તે સાંભળ, અર્થાત્ તેનું શ્રવણ કરીને તે પ્રમાણે તું કર;મેં મુમુક્ષુઓ માટે બ્રહ્મપ્રાપ્તિના નિયત કારણરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર આ બ્રાહ્મી સ્થિતિ ( નિષ્ઠા) નું પ્રતિપાદન કર્યું છે

જે બ્રહ્મવેત્તા મુમુક્ષુ વિદેહકૈવલ્યમુક્તિનો કામનાવાન્ હોય તે આ પ્રસ્તુત (एना) બ્રહ્મનિષ્ઠાનું અનુષ્ઠાન કરે (प्राप्य) તો તે વિમોહને પામે નહિ; અર્થાત્ સર્વ પ્રાણીઓને અહંવિશિષ્ટતારૂપ મોહ જેના વિષે હોય તે દેહને પ્રાપ્ત કરે નહિ; તાત્પર્ય કે-બ્રહ્મવેત્તા પુરૂષ આ નિષ્ઠા વિષે સ્થિતિ કરે તો તે પુનઃદેહી થાય નહી કિંતુ પોતાની પૂર્વવયમાંજ વિવેકાદિ સાધન પ્રગટ થતાં, જન્માંતરીય સંન્યાસ, શ્રવણ આદિ પુણ્ય કર્મોના પરિપાકવશાત્ આજ્ઞાની પુરૂષ પોતાના પ્રારબ્ધ-વિશેષના બળ

યોગે કિંચિત્કાલ આ સંસારમાં સંસરણ કરી ચરમ અવસ્થાવિષે પણ (अतत्कालेऽपि) આ નિષ્ઠામાં સ્થિતિ કરી આ જન્મવિષેજ નિષ્ક્રિય નિત્ય આનંદ તથા એક રસરૂપ ( निर्वाण ) બ્રહ્મતત્વને પ્રાપ્ત થાય છે અર્થાત્ મુક્તિને પ્રાપ્ત થાય છે.

વળી ' विज्ञाय चरमावस्था देवताभ्यो नृपोत्तमः । खट्वांगोनाम राजर्षि र्मुहूर्ते मुक्तिमेयिवान् અર્થ· દેવતાઓ પાસેથી ચરમ અવસ્થાનુ વિજ્ઞાન પ્રાપ્ત કરીને નૃપોવિષે ઉત્તમરૂપ ખટ્વાંગ નામનો રાજર્ષિ એક મુહુર્તમાજ મુક્તિને પ્રાપ્ત થયો' આ વાત સુપ્રસિદ્ધ છે.

तात्पर्यः-જ્યારે આ પ્રમાણે હોય છે તો જે યોગીપુરુષો વિદેહકૈવલ્યની કામના કરે તેઓએ બાહ્યપ્રવૃત્તિનો પરિત્યાગ કરી ઉપર્યુક્ત કેવળ બ્રહ્મનિષ્ઠાવિષેજ સર્વદા સ્થિતિ કરવી યોગ્ય છે એમ સિદ્ધ થાય છે. ૭૨

**સાંખ્યયોગ નામનો દ્વિતીય અધ્યાય સંપૂર્ણ.**

---

# તૃતીય અધ્યાય

અવ.-'હું પૂર્વે નહોતો એમ નહોય' (૨-૧૨) આ વચનવડે આત્મા તથા અનાત્મા વચ્ચેના વિવેકનો આરંભ કરેલો; 'આત્મા કદાપિ જન્મ વા મૃત્યુને પ્રાપ્ત થાય નહિ' (૨-૨૦) આ વચનવડે આત્મતત્વનો સમ્યક્‌ રીતે નિર્ણય કર્યો; 'આત્મા અવિનાશી છે એમ જાણનાર' (૨-૨૧) ઇત્યાદિવચનોવડે બ્રહ્મવેત્તા પુરૂષને સર્વ કર્મનો પરિત્યાગ સિદ્ધ હોય એમ કથન કર્યું, તથા 'સર્વ મનોગત કામનાઓનો પરિત્યાગ કરે' (૨-૫૫) ઇતિવચનવડે આરંભ કરી, 'જેના વિષે સર્વ કામનાઓ સમુદ્રની પ્રમાણે પ્રવેશ કરે તે શાંતિને પ્રાપ્ત થાય' (૨-૭૦) ઇતિવચન પર્યંતના ગ્રંથવડે તેજ બ્રહ્મવેત્તા પુરૂષને બ્રહ્મનિષ્ઠા તથા તેનું ફળ મોક્ષ કયા પ્રકારે સિદ્ધ થાય તે પ્રતિપાદન કર્યું; તેમજ જે પુરૂષ વિષયોની કામનાવાન (૨-૭૦) હોય તેને મોક્ષ અસિદ્ધ થાય એમ પણ પ્રતિપાદન કર્યું; તેથી જે કોઈ પ્રવૃત્તિધર્મવિષે સપ્રમક્ત હોય તેવા સર્વ પુરૂષોને સર્વ-કર્મ-સંન્યાસ-પૂર્વક બ્રહ્મનિષ્ઠાયુકત થઈ મોક્ષ સંપાદન કરવો ઘટે એમ નીચે દર્શાવેલાં શ્રુતિ તથા સ્મૃતિવચનો વડે પ્રતિપાદન કરેલું છે—

'विरक्तः प्रव्रजेद्धीमान्सरक्तस्तु गृहेवसेत् ।
सरागो नरकंयाति प्रव्रजन् हिद्विजाधमः ॥

નારદપરિવ્રાજક ઉપનિ૦ ૧૨

અર્થઃ-જે જ્ઞાનીપુરૂષ રાગથી રહિત હોય તેણે સંન્યાસ-ગ્રહણ કરવો; જે રાગવાન્ હોય તેણે ગૃહસ્થાશ્રમનું ગ્રહણ કરવું; જે રાગવાન્ હોય તેવો દ્વિજાધમ પુરૂષ સંન્યાસ ગ્રહણ કરે તો તે નરકને પ્રાપ્ત થાય.'

'यदामनसि संजातं वैतृष्ण्यं सर्ववस्तुषु ।
तदा संन्यासमिच्छन्ति पतितः स्याद्विपर्यये

નારદપરિ૦ ૧૧; વિશ્વેશ્વરી સંગૃહીતસ્મૃતિ

અર્થઃ સર્વ વસ્તુપરત્વે જ્યારે મનવિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય, ત્યારેજ તેઓ સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા કરે; તેથી વિપરીતરીતે વર્તન કરે તો તેઓ નરકવિષે પ્રાપ્ત થાય.'

'प्रवृत्तिलक्षणंकर्म ज्ञानंसंन्यासलक्षणं ।
तस्मात्ज्ञानं पुरस्कृत्य संन्यसेदिह बुद्धिमान् ॥

ना० प० उ० १५

કર્મ પ્રવૃત્તિ-લક્ષણવાન્ તથા જ્ઞાન સંન્યાસ-લક્ષણવાન્ હોય છે; તેથી જ્ઞાનનો પુરસ્કાર કરી, આ દુનિયામા બુદ્ધિમાન્ પુરૂષે સંન્યાસધર્મને ગ્રહણ કરવો.'

'यदातुचिदिततत्व परब्रह्म सनातनम् ।
तदैकदडं संगृह्य सोपवीतां शिखांत्यजेत् ॥

ना० प० उ० १७

અર્થઃ-જ્યારે સનાતનરૂપ પરબ્રહ્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે એક દંડ ગ્રહણ કરી ઉપવીત સહિત શિખાનો પરિત્યાગ કરવો.'

'अहमेव परंब्रह्म वासुदेवाख्यमव्ययम् ।
इतिबोधो दढोयस्य तदा भवति भैक्ष्यभुक् ॥

ना० परि० उ० २०

અર્થઃ-અવ્યયરૂપ વાસુદેવ નામનો પરબ્રહ્મ હું પોતે જ છું, આરીતનો જ્યારે દૃઢ બોધ થાય ત્યારેજ તે ભિક્ષા-ધર્મ અર્થાત્ સંન્યાસ-ધર્મનું ગ્રહણ કરવાને યોગ્ય થાય.'

'प्राणेगते यथा देहः सुखंः दुखं न विंदति ।
तथा चेत् प्राणयुक्तोपिस कैवल्याश्रमे वसेत् ॥

ना० प० उ० २७

અર્થ:—જ્યારે પ્રાણ નિર્ગત થ થ ત્યારે દેહ સુખ તથા દુઃખને પ્રાપ્ત કરે નહિ, તેજરીતે પ્રાણયુક્ત હોય તથાપિ સુખદુઃખને પ્રાપ્ત ન કરે તે પુરૂષ કૈવલ્યાશ્રમ ( સન્યાસાશ્રમ ) નો અધિકારી થાય.'

'अनधीत्याखिलान्वेदाननिष्ट्वाखिलान्सुरान्।

अनुत्पाद्य सुतान् विप्रोन सन्यसितुमर्हति ॥

અર્થ:—જેણે અખિલ વેદોનું અધ્યયન કરેલ ન હોય, જેણે અખિલ દેવોનુ યજન કરેલ ન હોય, તથા જેણે પુત્રોને ઉત્પન્ન કરેલ ન હોય, તેવો વિપ્ર સંન્યાસધર્મ ગ્રહણ કરવાને અધિકારી નથી.'

'अकुर्वन्विहितं कर्म निन्दितंचसमाचरन् ।

प्रचरन्निन्द्रियार्थेपुनरः पतनमृच्छति ॥

અર્થ:—જે વિહિતકર્મનું અનુષ્ઠાન કરે નહિ, તથા નિન્દિતકર્મનું આચરણ કરે, તથા વિષયોવિષે પ્રચાર કરે તે નરકને પ્રાપ્ત થાય.'

'ज्ञात्वा नैष्कर्म्यमाचरेत् । स शिखं वपनंकृत्वा

वहिः सूत्रं त्यजेद्बुधः ॥

અર્થ:-જ્ઞાનીપુરૂષે આત્મજ્ઞાન સંપાદન કરી, નૈષ્કર્મ્યપૂર્ક આચરણ કરવું, તથા શિખાસહિત શિરોમુંડન કરાવી, બહિઃસૂત્ર ( ઉપવીત ) નો પરિત્યાગ કરવો.'

'तेहस्म पुत्रैपणायाश्च वित्तैपणायाश्च लोकैपणा

याश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ॥

( બ. ૪-૪-૨૨ )

અર્થ:—પુત્રૈષણા, વિત્તૈષણા, તથા લોકૈષણાનો પરિત્યાગ કર્યા પશ્ચાત તેઓ ભિક્ષાચર્યાનું ગૃહણ કરે છે.'

'परं ब्रह्मपरिज्ञाय प्रव्रजेद्‌ब्राह्मणोत्तमः।
अन्यथा कर्मकुर्वीत न प्रमाद्येत् कर्हिचित् ॥

અર્થઃ—ઉત્તમ બ્રાહ્મણે પરબ્રહ્મતત્વનું પરિજ્ઞાન પ્રાપ્ત કરી સંન્યાસ ધારણ કરવો: જો તેવું પરિજ્ઞાન પ્રાપ્ત થયલ ન હોય તો કર્માનુષ્ઠાન કરવું; તેમાં કદાપિ પ્રમાદ કરવો નહિ '

स्वेस्वेऽधिकारे यानिष्ठा सगुणः परिकीर्तितः ।
विपरीतस्तु दोषः स्यादुभयोरेष निश्चयः ॥

અર્થઃ—પોતપોતાના અધિકાર અનુસાર કર્મનિષ્ઠ વા જ્ઞાનનિષ્ઠ થવું એજ ગુણરૂપ કહેલું છે; આથી વિપરીતરીતે વર્તન કરે તો અવશ્ય દોષ-પ્રસક્તિ થાય;

આ રીતનાં શ્રુતિ તથા સ્મૃતિના વચનોવડે, જેઓ અધિકારી હોય તેમણેજ સંન્યાસધર્મ ગ્રહણ કરવો એમ પ્રતિપાદન કરેલું છે; જેઓ અનધિકારી હોય તેમને સન્યાસ ગ્રહણ કરવો ઘટે નહિ, અને જો કદાપિ તેઓ તે ગ્રહણ કરે તો તેઓ નરકને પ્રાપ્ત થાય છે.

આ રીતે, અધિકાર આદિ ભેદના લીધે, જ્ઞાનયોગ તથા કર્મયોગ, આ ઉભય ભિન્ન ભિન્ન વિભાગ છે એમ પ્રદર્શિત કરી, જેઓ જ્ઞાનના અધિકારી ન હોય તેમણે કર્મોનું અનુષ્ઠાન કરવું; કેવળ કર્મજ ચિત્તશુદ્ધિ-દ્વારા મોક્ષનું સાધન છે માટે તેવા પુરૂષોએ કેવળ કર્મનુંજ સેવન કરવું, આ રીતનો બોધ નિરૂપણ કરવાઅર્થે આ તૃતીય અધ્યાયનો આરંભ કરે છે; તેમાં આરંભમાં 'તુને કેવળ કર્મનો અધિકાર છે, કર્મફલની તું કદાપિ ઇચ્છા ન કર' (૨-૪૦) આ વચનવડે, તને કેવળ કર્મ કરવાનો અધિકાર છે, તું જ્ઞાનનો અધિકારી નથી એમ કહી નિશ્ચયા-ત્મપૂર્વક કર્મનું વિધાન કર્યું; વળી જ્ઞાનયોગથી કર્મ અત્યંત નિકૃષ્ટ હોય માટે તું જ્ઞાનયોગની ઇચ્છાવાળો થા' (૨-૪૯) આ વચનવડે,

કર્મયોગ જ્ઞાનયોગથી નિકૃષ્ટ છે માટે તું કેવળ જ્ઞાનયોગનો આશ્રય કર, આમ કહી જ્ઞાનયોગનુ વિધાન કર્યું; આ રીતના પરસ્પર વિરૂદ્ધ-વચનોપદેશવડે પોતાનું મન વ્યાકુળ થવાથી 'કર્મ ખરેખર નિકૃષ્ટ છે' (૨-૪૯) કેવળ આ વચનાર્થનેજ પોતાના અંતઃકરણ વિષે ધારણ કરી, કર્મયોગ॥ કરતા જ્ઞાનયોગ મોક્ષનું સાક્ષાત્ સાધન રૂપ હોવાથી તે જ્ઞાનયોગ અધિક સારો છે એમ સમજીને અર્જુન કહે છે—

અર્જુન કહે છે—

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तन्कि कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

अन्व०—(हे) जनार्दन, कर्मणः बुद्धिः (एव) ज्यायसी ते मता चेत् तत् (हे) केशव, किम् (अर्थम्) माम् घोरे कर्मणि नियोजयसि ॥

અ—હે જનાર્દનદેવ, કર્મયોગથી કેવળ બુદ્ધિયોગ (જ્ઞાનયોગ) શ્રેષ્ઠ છે એમ ત્હારો અભિપ્રાય હોય, તો હે કેશવ, તું મને આ હિંસાત્મક કર્મ વિષે શા માટે પ્રેરે છે.? ૧

वि—जनार्दन= જનન (जन) તથા તેના કારણભૂત અજ્ઞાનને સ્વ-સાક્ષાત્કારવડે જે નાશ કરી નાખે (अर्दयति) તેનુ સંબોધનવાચક; (जनन+अर्दयति= जनार्दन) હે જનાર્દનદેવ; कर्मण.=કર્મયોગથી; बुद्धि= બુદ્ધિયોગ. ज्यायसी; શ્રેષ્ઠ मत આભિમત; किम्=શા અર્થે; घोरे= હિંસાત્મકપણાવે नियोजयसि પ્રેરિત કરે છે,

જો બુદ્ધિયોગ કર્મયોગથી શ્રેષ્ઠ છે એમ તુને અભિમત હોય તો ત્હારે કર્મનોજ અધિકાર છે એમ કહી (૨-૪૦) જ્ઞાનથી નિકૃષ્ટરૂપ કર્મ વિષે, 'હે ભારત તું યુદ્ધકર' (૨-૧૮) આ રીતના વચનોવડે મને કેમ પ્રેરિત કરે છે?

આપ તો ઇશ્વરરૂપ છો એટલે તમારૂં વચન તો અલંઘ્ય હોય, હું તો તમારો અનુરક્ત ભક્ત છુ માટે અન્યાર્થનો પરિત્યાગ કરી જે યોગ્યાથ હોય તે વિષેજ મને પ્રેરવો ઘટે. ૧

વળી ' व्यामिश्रेण ' ઇતિવાક્યાર્થવડે અર્જુન વિશેષ કહે છે—

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

अन्व०—व्यामिश्रेणइव वाक्येन मे बुद्धिं मोहयसिइव ( मांकर्मणि नियोजयसि ) तत् एकं निश्चित्य वद येन अहं श्रेयः प्राप्नुयाम् ॥

અ—ત્હારા વ્યામિશ્ર વાકયવડે મારી બુદ્ધિને તુ મોહિત કરતો હોય તેમ પ્રતીત થાય છે માટે જ્ઞાન વા કર્મ આ ઉભયમા મ્હારે કોનો આશ્રય કરવો તે તુ નિશ્ચય કરી કહે એટલે હુ પરમ પુરૂષાર્થને પ્રાપ્ત થાઉ. ૨

વિ—' તુ ને કેવળ કર્મનો અધિકાર છે ' ( ૨-૪૦ ) ' તુ જ્ઞાનયોગનો આશ્રય કર ' ( ૨-૪૯ ) આ રીતના ક્ષીરનીરની પ્રમાણે ઉભયમિલિત ( व्यामिश्रेण ) હોય નહિ તેવા કેવળ જ્ઞાન તથા કર્મના સમુચ્ચયવાન્ વાકય વડે, મારી બુદ્ધિ મોહિત કરતો હોય નહિ તેમ તું મને કર્મવિષે પ્રેરે છે તે કેમ ઘટે ?

અરે, યુદ્ધ કર્તવ્યરૂપ છે વા તેનો ત્યાગ કરવો યોગ્ય છે, આ વિષે સંશયાલુ થઇ હું તારી શરણે આવેલો છુ તો મ્હારો ભ્રમ દૂર કરવા આપતો દયાવડે પ્રવૃત્ત થયલ છો;મને આપતો કદાપિ મોહયુકત કરો નહિ તથાપિ હું વિવેકવિકલ થઇ જડાત્મક થયો છુ તેથીજ મને આપનું વચન વ્યામિશ્રજેમ જણાય છે એટલે વ્યામિશ્ર વાકયવડે મારી બુદ્ધિને

આમ મોહયુક્ત કરતા હો એમ મને પ્રતીત થાય છે તેમા ખરેખર મ્હારો પોતાનો બુદ્ધિદોષજ હોય તેમ જણાય છે.

જો આમ છે ત્યારે હવે શુ કરવુ તે વિષે 'तत् एकं' ઇતિ વચનવડે હવે અર્જુન કથન કરે છે—

જ્ઞાન તથા કર્મ, ક્રિયા, કારકના ફળભેદવડે વિપરીત લક્ષણવાળા હોય એટલે તે ઉભયને એકકર્તાપણુ મળવે નહિ; આ ઉભયમધ્યે, જ્ઞાન વા કર્મ, બેમાથી એક મ્હારા અધિકારને અનુરૂપ હોય (तत् एकं,) માટે મારી યોગ્યતા તથા અયોગ્યતાનો વિચાર કરી, આ મને યોગ્ય છે એમ નિશ્ચય કરીને તુ મને કહે એટલે જ્ઞાન વા કર્મ વડે, અથવા તેમાથી એકવડે યુક્ત થઇ (યેન) હુ સાક્ષાત્ વા પરપરાપૂર્વક પરમ પુરુષાર્થને (શ્રેય.) પ્રાપ્ત થાઉ.

અર્જુન તે જે કહ્યુ તે સત્ય છે ત્હારોજ આ બુદ્ધિ દોષ છે એટલે તુને પૂર્વે જે કહ્યુ તેનુ તને બરોબર જ્ઞાન પ્રાપ્ત થયુ નહિ; તારી વિદ્યા, બુદ્ધિ-શક્તિ તથા અવસ્થા આદિનો વિચાર કરીએ તો તુ કેવળ કર્મનોજ અધિકારી છે, તુને સન્યાસનો અધિકાર ન ઘટે, એટલેજ 'તુને કર્મનોજ અધિકાર છે' એમ મે કહેલુ, આમ છે તથાપિ ચિત્તશુધ્ધિદ્વારા જ્ઞાનસિદ્ધ થાય તે માટે તુ કર્મ કર કિતુ ફળની ઇચ્છા માટે કર્મ ન કર, આમ સૂચન કરવા અર્થે જ્ઞાનયોગનો તું આશ્રય કર, અધમ હોય તેજ કર્મના ફળની ઇચ્છા કરે' (૨-૪૯) એમ કહેલુ, કિંતુ કર્મનો ત્યાગ કરીને જ્ઞાનયોગનો આશ્રય કર, અથવા કર્મ તથા જ્ઞાન, ઉભયનો તું આશ્રય કર, એમ મેં કહ્યુ નથી

રાજસૂય, બ્રહ્મરપર્ત તથા સોમસસનવત્ જ્ઞાન તથા કર્મનું ભિન્ન કર્તાપણું હોય, એટને તે બન્નેનુ એકજ પુરુષવડે અનુષ્ઠાન થઇ શકે નહિ એમ 'આ સાખ્યબુધ્ધિનુ (જ્ઞાનયોગ) મે તુને કથન કર્યુ, હવે કર્મયોગનુ કથન કરૂ તે તુ સાભળ, (૨-૩૯) આ વચનવડે સૂચન કરેલું તેનુજ પુનઃ કથન કરાય છે તે તુ સાભળ આ રીતના આશયથી 'लोके' ઇતિ વાક્યાર્થવડે શ્રીભગવાન્ કથન કરે છે—

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

अन्व–(हे) अनघ अस्मिन् लोके पुरा मया द्विविधा निष्ठा प्रोक्ता । सांख्यानां ज्ञानयोगेन योगिनाम् कर्मयोगेन (निष्ठा प्रोक्ता)

અ–આ લોકવિષે બ્રાહ્મણાદિ સ્વધર્મ–પરાયણ મુમુક્ષુઓ અર્થે પૂર્વકાળ વિષે મે બે પ્રકારની નિષ્ઠાનું કથન કરેલું; અર્થાત્ બ્રહ્મવેત્તાઓ અર્થે જ્ઞાનયોગની નિષ્ઠાનું તથા કર્મયોગીઓ અર્થે કર્મયોગની નિષ્ઠાનું કથન કરેલું. ૩

વિ–अस्मिन् लोके=બ્રાહ્મણ આદિ સ્વધર્મપરાયણ મુમુક્ષુઓ અર્થે; पुरा=પૂર્વકાલ વિષે; मया=વેદરૂપ, સર્વજ્ઞ, સ્વધર્મના ઉપદેષ્ટારૂપમે, द्विविधा=બે પ્રકારની; निष्ठा=શાસ્ત્રીય, અનુષ્ઠેય ધર્મની સેળભેળ ન થાય તે રીતની નિયમપૂર્વક સ્થિતિ; વ્યવસ્થા. प्रोक्ता=કરેલ છે; साङ्ख्यानाम्=સર્વ વેદાંતોવડે, જેનું તાત્પર્ય સમ્યક્ પ્રકારે પ્રતિપાદન થય (सन् + ख्यते) તે નિર્વિશેષ પરબ્રહ્મ (માર્ગ.), તેનેજ આત્મસ્વરૂપે જેઓ જાણે તે બ્રહ્મવેત્તા, યોગી, બ્રહ્મપુરૂષોની, ज्ञानयोगेन=જ્ઞાન, તેજ યોગ=જ્ઞાનયોગ; તેવડે; અર્થાત્ આ સર્વ જગત તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપ છીએ આ પ્રકારની બ્રહ્માકાર વૃત્તિ; તે વડે. योग=જેનાવડે બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મતત્વ સાથે યુક્ત થાય, અર્થાત્ એકીકૃત કરાય તે; निष्ठ= નિશ્ચનતાપૂર્વક સ્થિતિ प्रोक्ता= સદા એકરીને કર્તવ્યરૂપે વિહિત અર્થાત્ 'तमेवैकं विजनथ आत्मानमन्य वाचो विमुंचथ મું. ૨–૨–૫ અર્થ કેવળ તે એક આત્માને તમે જાણો અન્ય વાણીનો પરિત્યાગ કરો.' ओमित्येवंध्यायथ आत्मान स्वस्ति वः पारायतमसः पर तात् મું. ૨–૨–૬ અર્થઃ–આત્માનું ઓંકારસ્વરૂપે ધ્યાન કરો, તે માયાની પાર લઇ જઇ તમરું કલ્યાણ કરશે,' 'वेदान्त विज्ञानसुनिश्चितार्था મું. ૩–૨–૬ અર્થઃ–વેદાંતસત્તાવડે અર્થનો સુનિશ્ચય કરીને'

सर्वं खल्विदंब्रह्म છા. ૩–૧૪–૧ અર્થઃ–ખરેખર આ સર્વ જગત બ્રહ્મસ્વરૂપ છે.' ' तज्जलानितिशान्तः उपासीत અર્થઃ જે વિષે જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા લય હોય તે બ્રહ્મતત્વની શાંતસ્વરૂપે ઉપાસના કરવી' (છાં. ૩–૧૪–૧) ' तमेवधीरोविज्ञ यप्रज्ञाकुर्वीत ब्राह्मणःनानुध्यायध्वहून्छब्दान्वाचोविग्लापनं हितत બૃ. ૪–૪ ૨૧ અર્થ. જ્ઞાનીપુરૂષે તે બ્રહ્મતત્વનું વિજ્ઞાન પ્રાપ્ત કરી બ્રહ્મનિષ્ઠ થવું; બહુ શબ્દોનું અનુધ્યાન કરવું નહિ; નહિ તો ખરેખર તે કેવળ વાણીનું મિથ્યા વિગ્લાપન થાય,' ઇત્યાદિ વાક્યાર્થવડે તે પ્રવૃત્તિધર્મનો નિષેધ કરી તે બ્રહ્મવેત્તાઓની કેવળ બ્રહ્મનિષ્ઠાનું કર્તવ્યરૂપે કથન કરેલું છે. योगिनो=કર્મયોગીઓની; ગૃહસ્થાશ્રમી પુરૂષોની कर्मयोगेन= જેના વડે અભ્યુદય–યુક્ત થાય તે ( योग ) યોગ; કર્મ તેજ યોગ=કર્મયોગ; તે વડે. निष्ठा=નિયમસ્થિતિ.

' अहरहः सन्ध्यामुपासीत અર્થઃ–પ્રત્યેક દિવસ સંધ્યાનું ઉપાસન કરવું.' 'उदित्ते सूर्ये प्रातर्जुहोति અર્થઃ સૂર્ય ઉદય થાય ત્યારે પ્રાતઃકાલવિષે તે હોમ કરે છે.' 'वसन्ते ब्राह्मणोऽग्नानादधीत અર્થ–વસંતઋતુ વિષે બ્રાહ્મણે અગ્ન્યાધાન કરવું' कुर्वन्नेवेहकर्माणि जिजीविषेच्छतंसमाः ઇશા૦ ૨ અર્થ—લોક વિષે કર્મ કરતો સતો તે ભલે શતવર્ષ આયુષ્ય ભોગવે' 'तस्मात्स्वाध्यायोऽध्येतव्यः અર્થઃ—તેથી વેદોનું અધ્યયન કરવું' 'ऋतंचस्वाध्याय प्रवचनेच । सत्यंच स्वाध्याय प्रवचनेच । अग्नयश्च स्वाध्याय प्रवचनेच । अग्निहोत्रंच स्वाध्याय प्रवचनेच । सत्यवद । धर्मंचर-त्तानितवयोपास्यानि અર્થઃ—શાસ્ત્રને અનુસરી કરેલો અર્થ, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્ય છે; સત્ય, અધ્યયન તથા અધ્યાપન, પવિત્ર અગ્નિ, સ્વાધ્યાય તથા અધ્યાપન સેવનીય છે; (તૈ. ૨–૯–૧; ૨–૧૦–૧; ૨ ૧૦–૨ ) સત્ય વદ; ધર્મનું આચરણ કર; આ સર્વ તુને ઉપાસ્ય છે.' આ વચનો વડે કર્મિષ્ઠપુરૂષો અર્થે શ્રૌત સ્માર્તકર્મોની નિષ્ઠાનું કર્તવ્યરૂપે વિધાન કરેલું છે.

तात्पर्य—આ રીતે કર્મિષ્ઠ ગૃહસ્થોની તથા અકર્મિ સંન્યાસીઓની,

આ ઉભયની નિષ્ઠાઓ ભિન્ન ભિન્ન હોય છે; અર્થાત્ તે બન્નેના વિભાગનું નિરૂપણ કરેલું છે.                                      ૩

અવ-જો આ રીતે ઉભય સ્વતંત્ર નિષ્ઠા હોય, તો કેવળ એક બીજાની અપેક્ષા વિના જ્ઞાન તથા કર્મ સાક્ષાત્પૂર્વક મોક્ષના હેતુરૂપ પ્રાપ્ત થાય આમ તું કહેતો તેમ નથી, કારણ કે ' न कर्मणानप्रजया कैवल्य २ અર્થ — કર્મ તથા પ્રજાવડે મોક્ષ પ્રાપ્ત થાય નહિ ' ઇત્યાદિ શ્રુતિઓવડે કર્મનો મોક્ષના સાધનરૂપે નિષેધ કરેલ છે, વળી ' ज्ञानादेवतुकैव ल्यम् અર્થ–કેવળ જ્ઞાનવડે કૈવલ્યમુક્તિ પ્રાપ્ત થાય,' આ શ્રુતિવાક્યવડે જ્ઞાનથી ઇતરકર્મનો નિષેધ કરી, કેવળ જ્ઞાન મોક્ષના સાધનરૂપે છે એમ નિશ્ચય કરે છે એટલે કર્મને મોક્ષનું સાધનપણું સંભવે નહિ

જો કે જ્ઞાન, જે સમુત્પન્ન થાય તેજ કેવળ અન્યવસ્તુની અપેક્ષા વિના, પોતેજ પુરુષને એકદમ મુક્તિસુખ પ્રાપ્ત કરે, તથાપિ ' सत्वशुद्धौ ध्रुवास्मृतिः છા. ૭–૨૬–૨ અર્થઃ—અંતઃકરણ શુદ્ધ હોય તો નિશ્ચયાત્મક સ્મૃતિ ઉત્પન્ન થય ' આ શ્રુતિ અનુસાર અંતઃકરણની શુદ્ધિ વિના જ્ઞાનનો ઉદય થાય નહિ; વળી, અંતઃકરણની શુદ્ધિ ' ब्राह्मणाविविदिषन्ति यज्ञेनदानेन બૃ. ૪–૪–૨૨ અર્થઃ—બ્રાહ્મણો, યજ્ઞ તથા દાનવડે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે ' આ શ્રુતિ અનુસાર, યજ્ઞ તથા દાનાદિ સત્કર્મોનુ અનુષ્ઠાન કર્યા વિના જ્ઞાનસિદ્ધ થાય નહિ, માટે જે મુમુક્ષુને આત્મજ્ઞાન ઉત્પન્ન થયલ ન હોય તેણે તો પોતાની ચિત્તશુદ્ધિ અર્થે કર્મ અવશ્ય કર્તવ્ય હોય, અને તે વિના અન્ય કોઇપણ પ્રકારે મોક્ષ સિદ્ધ ન થાય એમ હવે ' नकर्मणा ' ઇત્યાદિ વચનો વડે કથન કરે છે—

नकर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
नच संन्यासनादेव सिद्धिं समधिगच्छाति ॥ ४ ॥

અન્વ० कर्मणाम् अनारंभात् पुरुषः नैष्कर्म्यम् न अश्नुते । सन्यासनात् एवच ( मुमुक्षुः ) सिद्धिं न समधिगच्छति ॥

ભા૦ નિત્યાદિ કર્મોનું અનાચરણ કરવાથી કાંઇ નૈષ્કર્મ્યરૂપ મુકિત, કોઇ પુરૂષને પ્રાપ્ત થાય નહિ; તેમજ કેવળ સર્વ કર્મનો સંન્યાસ કરવાથી પણ મુમુક્ષુને નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય નહિ. ૪

વિ૦ अनारंभात्=અનાચરણ કરવાથી, नैष्कर्म्यं 'निष्कलं निष्क्रियम् શ્વે૦ ૬-૧૯ અર્થઃ—બ્રહ્મ કલારહિત તથા ક્રિયારહિત છે' આશ્રુતિ અનુસાર જે કર્મથી રહિત હોય તે ( निष्कर्म ) નિષ્કર્મ તેના ભાવરૂપ અર્થાત્ નિષ્ક્રિય બ્રહ્માત્મકમુકિત; શ્રૌતાદિ નિત્ય કર્મોનું અનાચરણ કરે તો તે વડે નૈષ્કર્મ્ય સિદ્ધિ ન થાય; કારણ કે તેમાં કર્મરૂપ ઉપાયનો અભાવ હોય; અને જે ઉપાય વિદ્યમાન હોય તોજ ઉપેયવસ્તુ સિદ્ધ થાય; એટલે ઉપાયભૂત કર્મોનું અનુષ્ઠાન કરે તો તે કર્મોવડે ઉપેયભૂત જ્ઞાન તથા નૈષ્કર્મ્યરૂપ તે પુરૂષને સિદ્ધ ન થાય; તાત્પર્યઃ—માટે મુમુક્ષુએ નિત્ય તથા નૈમિત્તક કર્મોનું ઇશ્વરાર્પણબુદ્ધિપૂર્વક અવશ્ય અનુષ્ઠાન કરવું; અને આ રીતે કર્માનુષ્ઠાન કરે તો તેને જ્ઞાન તથા મોક્ષ સિદ્ધ થાય.

'न कर्मणा न प्रजया કૈવલ્ય૦ ૨ અર્થઃ—કર્મ તથા પ્રજાવડે મોક્ષ સિદ્ધ થાય નહિ' ઇતિ શ્રુતિવાક્યવડેજ, કર્મનો મોક્ષના સાધનરૂપે નિષેધ કરેલ છે; વળી संन्यासयोगात् અર્થઃ—કેવળ સન્યાસ વડેજ મુકિત પ્રાપ્ત થાય. આ રીતના શ્રુતિવાક્યવડે યોગીઓને કેવળ કર્મ સંન્યાસ મુકિતના હેતુરૂપે હોય છે, માટે કેવળ સર્વ કર્મોનો પરિત્યાગ કરીને હું તૂષ્ણીરૂપે સુખે બેસું અને કદાપિ પણ આ અત્યંતકલેશમય કર્મ ન કરૂં; વળી તેમાં પણ હિંસાપ્રધાનક કર્મ તો નહિજ કરૂં આ રીતની શંકા થાય તે પ્રત્યે 'नच' ઇતિ ઉત્તરાર્ધ મંત્રાર્થવડે કથન કરે છે—

કર્મો અત્યંત પરિશ્રમયુકત હોય આ રીતની બુદ્ધિના લીધે, વા આલસ્યના લીધે પણ કદાચિત્ આપાત વૈરાગ્ય ઉત્પન્ન થાય, તેના લીધે કેવળ યજ્ઞોપવીતનો પરિત્યાગ કરી આપે ( संन्यसनात् एव ) તેટલાવડેજ, કેવળ વેદાન્તશ્રવણજન્ય જ્ઞાન પ્રાપ્ત થયા વિના મુમુક્ષુને નૈષ્કર્મ્યસિદ્ધિ રૂપ વિદેહમુકિત ( सिद्धि ) પ્રાપ્ત થાય નહિ; વળી 'ज्ञानादेवतुकैवल्यम्

વળી શ્રુતિમાં કહ્યું છે તંયથાયથોપાસતે તથૈવભવતિ ' असन्नेवसभवति असद्‌ब्रह्मेतिवेदचेत् તૈ ૨-૬. અર્થઃ—તેની જે સ્વરૂપે ઉપાસના કરે તેજ સ્વરૂપે તે થાય;' બ્રહ્મ અસતરૂપ છે એમ જે જાણે તે અસદ્‌રૂપ થાય.' વળી સ્મૃતિમાં પણ કહ્યું છે 'ये यथामाम्' ગીતા ૪–૧૧ અર્થઃ—જેઓ મને જે સ્વરૂપે ભજે તેસ્વરૂપે', વળી 'असुर्या नाम ते लोका ईशा ૩ અર્થઃ— તેઓ અસુરી યોનીને પ્રાપ્ત થાય' ' नचेदिहावेदीन्महती विनष्टिः કેન. ૨–૫. અર્થઃ–જો અહિં તેને ન જાણે તો મહાન્ વિનાશ ( હાનિ ) ને પ્રાપ્ત કરે ' ઇત્યાદિ શ્રુતિઓ, જેઓ આત્મતત્વના જ્ઞાનથી રહિત છે તેમને અસુરલોકપ્રાપ્તિરૂપ મહાન અનર્થપ્રાપ્તિનુ પ્રતિપાદન કરે છે; તેમજ ' अरून्मुखान्यतीन् सालावृकेभ्य प्रायच्छम् કૌષિતીકી ઉ.૩–૧. અર્થઃ–બ્રહ્મથી ઉન્મુખ યોગીઓને મેં શિયાળવરૂને આપી દીધા', આ શ્રુતિવડે જેઓ વેદાંતથી વિમુખ હોય તેવા યોગીઓ પ્રત્યે ઇન્દ્રભયનું પ્રતિપાદન કરેલું છે, વળી प्रत्यक्तत्त्वविवेकाय संन्यासः सर्वकर्मणाम् । श्रुत्या विधियते तस्मात् तत्त्यागीपतितोभवेत् અર્થઃ– એટલે પ્રત્યકતત્વનો વિવેક પ્રાપ્ત થાય તે અર્થે સર્વ કર્મના સંન્યાસનું વિધાન કરેલુ છે; માટે તે પ્રત્યકતત્વનો ત્યાગ કરનાર પુરૂષનો નરક વિષે નિપાત થાય', આ રીતના સ્મૃતિવાકયવડેજ યોગીપુરૂષ આ મસ્વરૂપના વિવેકથી રહિત હોય તો તેનો નરક વિષે નિપાત થાય એમ પ્રતિપાદન કરેલુંછે: આમ છે એટલે સન્યાસ પણ સામાન્ય કર્મસ્વરૂપે હોવાથી, આત્મસ્વરૂપનો વિવેક સિદ્ધ હોય ત્યારેજ સંન્યાસવડે મોક્ષ સંભવે; તેથીજ મુમુક્ષુયોગીપુરૂષે વેદાંતશ્રવણવડે સર્વથા જ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે એમં ' કેવળ સંન્યાસવડે તે સિદ્ધિને પ્રાપ્ત કરે નહિ ' ઇતિવાકયાર્થવડે શ્રીભગવાને સૂચન કરેલુ છે; 'च' પદ તુ વાચક છે; સંન્યાસ શબ્દવડે, બ્રહ્મવેત્તા યોગીઓએ આરોપિત સ્વરૂપે નામ તથા રૂપગ્રહણ કરેલ હોય તેમનો બ્રહ્મતત્વ વિષે ત્યાગ કરવો આ રીતનો અર્થ થાય; કિંતુ તે શબ્દવડે કર્મસંન્યાસનો બોધ થાય નહિં; કારણ કે યતિપદવડેજ કર્મસંન્યાસનો બોધ તો સિદ્ધ થયલ હોય એટલે સંન્યાસ શબ્દનો અર્થ કર્મસંન્યાસ કરીએ તો પુનરૂકિત દોષ પ્રસકત થાય.

તાત્પર્ય –તેથી યોગી પુરૂષને વેદાન્તશ્રવણવડે જ્ઞાન ઉત્પન્ન થાય તેને તેને સન્યાસનુ ફલ છે એમ સિદ્ધ થાય છે ૪

અવ—સર્વ કર્મોનો પરિત્યાગ કરી હુ શાન્ત થઇને બેસુ આમ જે ઉપર કહ્યુ તે પણ ઘટે નહિ સ્વભાવજન્ય પ્રવૃતિક્રિયાનો નિઃશેષરીતે ત્યાગ અસિદ્ધ હોય છે, તેમજ વૃત્તિને માટે પણ આલંબનનો અભાવ હોવા એટલે બ્રહ્મનિષ્ઠ થયા વિના કોઇ પણ તૂષ્ણીભાવ ઘટે નહિ એ રીતના આશયવડે હવે 'નહિ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

न हिकश्चित्क्षणमपितिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्मः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

अन्व—जातु कश्चित् क्षणम् अपि अकर्मकृत् न हि तिष्ठति। हि सर्वे प्रकृतिजे गुणे (प्रेर्यमाण ) अवश (सन्एव) कर्म कार्यते ।

અ–આ લોકવિષે કોઇપણ પ્રાણી ક્ષણાર્ધપણ કાઇપણ કર્મ કર્યા વિના કદાચિત્ રહી શકે નહિ કારણ કે સર્વ પ્રાણીવર્ગ પ્રકૃતિના સત્વાદિ ગુણોવડે પ્રેર્યમાણ થતા અસ્વતંત્ર સતા ભિન્ન ભિન્ન વ્યાપારરૂપ બાહ્યરૂપ તથા અંતરૂપ કર્મો કરે છે ૫

વિ–जातु કદાચિત્ પણ कश्चित्= કોઇપણ પ્રાણિ अकर्मकृत= કાઇ પણ કર્મ કર્યા વિનાનો,

આ લોકવિષે, કોઇપણ પ્રાણી કર્મ કર્યા વિનાનો, ક્ષણાર્ધપણ રહે નહિ, કિંતુ સુષુપ્તિ વિના જાગ્રત તથા સ્વપ્નાવસ્થાવિષે, કાયા, મન, વા વાણી વા ચક્ષુ આદિઓ વડે, સર્વદા યત્કિંચિત્ પણ કર્મ કરે છે તે કદાચિત્ પણ તૂષ્ણીસ્વરૂપે રહે નહિ, આ વાત સર્વપ્રત્યક્ષ૫ હોય એમ ' हि ' પદવડે પ્રસિદ્ધિબોધ થાય છે,

પ્રાણિઓ તૂષ્ણીભાવને કેમ ન પ્રાપ્ત થાય તેનુ હવે ' कार्यते ' ઇત્યાદિ ઉત્તરાર્ધવડે નિરૂપણ કરે છે–

કારણ કે, (हि) સર્વ પ્રાણિવર્ગ (सर्वः) સત્વ રજ તથા તમોગુણાત્મક મૂળપ્રકૃતિ તેમાંથી ઉત્પન્ન થતા (प्रकृतिजै) દ્રવ્યવાસના ગુણવાસના કર્મવાસના, જાતિવાસના, તથા રાગદ્વેષાદિ ગુણોવડે અંતઃપ્રેરિત થવાથી અસ્વતંત્ર મતો (अवश:) ભિન્ન ભિન્નવ્યાપરરૂપ બહારનાં તથા અંદરના કર્મો કરે છે, વાસનાત્મિક પ્રવૃત્તિને વશ થવાથી શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા વિના, કોઈપણ પ્રાણી તૂષ્ણીરૂપે રહી શકે નહી.

શ્રેષ્ઠ બ્રહ્મવેત્તાએ તો નિર્વિકલ્પસમાધિરૂપ અગ્નિવડે, પ્રકૃતિ તેના ગુણો તથા તેના કાર્યરૂપ તૃણપટલ (રંગદગલો) ને નિર્મૂલિત કરેલ હોય, તેથી વાયુવડે જેમ મેરૂપર્વતનું ચલન ન થાય, તેમ તે ચલિત ન થાય કિંતુ નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપે કેવળ તૂષ્ણીભૂત થઈને રહે છે; ' उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते गीता १४-२३. અર્થઃ—જે ઉદાસીનવત્ રહે એટલે મત્વાદિ ગુણોવડે જેનું વિચાલન થાય નહિ' આ રીતે જે બ્રહ્મવેત્તા હોય તેજ કેવળ તૂષ્ણીસ્વરૂપે રહી શકે છે; અન્યકોઈ તેમ રહી શકે નહિ એમ સિદ્ધ થાય છે. ५

अत्र—સર્વ કર્મોનો સંન્યાસ કરી, કરપાદ આદિ એટલે ઇન્દ્રિયસમૂહનો નિરોધ કરે તો સ્થાણુવત્ બાહ્યસ્વરૂપે નિશ્ચલસ્વરૂપ અવશ્ય રહી શકાય આમ શંકા કરવી યોગ્ય નથી; કર્મ નિષ્ફળ તથા ક્લેશયુક્ત હોય છે, આ રીતનાં કર્મ કરીને શું પ્રયોજન સિદ્ધ થાય, આ રીતના દુરહંકારવડે યુક્ત થઇ, બંધ, મોક્ષ, તથા સ્વ-અધિકાર શું છે તેનું જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના મુક્તિના સાધનરૂપ સર્વ વેદકર્મનો પરિત્યાગ કરી, એ પુરુષ તૂષ્ણીભાવને ધારણ કરે તે દંભાચારી કહેવાય એમ હવે 'कर्मेन्द्रियाणि' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

कर्मेन्द्रियाणि संयम्य यआस्ते मनसास्मरन् ।
इन्यिार्थान्विमूढात्मा मिथ्याचारः सउच्यते ॥ ६ ॥

अन्व० विमूढात्मा ( सन् ) कर्मेन्द्रियाणि संयम्य ( अंत ) इन्द्रियार्थान् मनसा स्मरन् यः आस्ते सः मिथ्याचारः उच्यते ॥ ६ ॥

अ० જેનું મન કાર્યાકાર્યના વિવેકથી રહિત હોય તેવો મતો કોઇ વિમૂઢ પુરુષ, પોતાની મુક્તિના સાધનરૂપ કર્તવ્યરૂપ વૈદિકકર્મોનો પરિત્યાગ કરી બહારથી કર્મેન્દ્રિયોનો નિરોધ કરી ચક્ષુઓનું નિમીલન કરી શબ્દાદિ વિષયોનું ચિંતવન કરતો રહે તેના બ્રહ્મવેત્તાપુરુષને મત્પુરુષો અસદાચારવાળો, કપટચરિત્રવાળો તથા આત્મવંચક કહે છે. ६

विमूढात्मा=કાર્યાકાર્યના વિવેકથી રહિત ( विमूढ ) મન (आत्मा) હોય જેનું તેવો પુરુષ संयम्य-નિરોધ કરી, ચક્ષુનું નિમીલન કરી; इन्द्रियार्थान् શબ્દાદિ વિષયોને स्मरन्-ચિંતવન કરતો, यः आस्ते-હું કેવળ બ્રહ્મવેત્તા છુ, મેં કર્મસંન્યાસ કરેલો છે, તેથી હુંતો કૃતાર્થ છુ આમ જે પુરુષ માની બેસે मिथ्याचारः-અસદાચારવાળો, કપટભરેલ ચરિત્રવાળો; આત્મવંચક પુરુષ.

तात्पर्य-આ રીતે, ઉપર કહ્યું તેમ શ્રવણાર્થે વા અન્યહેતુ અર્થે કર્મ સંન્યાસ કરી શ્રવણાદિનું સેવન ન કરતા સ્વેચ્છાચારી જીવનનો આશ્રય કરી, કેવળ કર્મસંન્યાસ કર્યો એટલે હું તો કૃતાર્થ થયો છુ આમ જે યોગીપુરુષ માને તે પણ કેવળ મિથ્યાચારવાળો હોય એમ સૂચન થાય છે. ६

અવ—જે મુમુક્ષુ અનાત્મજ્ઞ હોય તેને તો કર્મસંન્યાસની અપેક્ષાએ કેવળ કર્મયોગ શ્રેષ્ઠ હોય એમ હવે यस्त्विं' ઇતિવાક્યાર્થવડે કથન કરે છે—

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

अन्व० ( हे अर्जुन ) यः तु ( अनात्मज्ञः मुमुक्षुः ) इन्द्रियाणि

मनसा नियम्य ( स्वयं ) असक्तः ( भूत्वा ) कर्मेन्द्रियैः
कर्मयोगम् आरभते सः विशिष्यते ॥ ७ ॥

અ० હે અર્જુન, કિંતુ જે કોઇ અનાત્મ મુમુક્ષુ વિચક્ષણ હોય તે તો કર્મનો સંન્યાશ કર્યા વિનાજ પોતાની ચક્ષુઆદિ ઇન્દ્રિયોને રાગદ્વેષ આદિ દોષો ગોચર ન થાય તે પ્રકારે તેમને અંદર નિયમિત કરી પોતે ફલાભિમાનથી રહિત થઇ ઇશ્વરાપર્ણબુદ્ધિપૂર્વક વાગાદિ કર્મેન્દ્રિયોવડે શ્રૌતસ્માર્તકર્મોચિત્તશુદ્ધિ અર્થે શ્રદ્ધાપૂર્વક કરે તે પુરૂષ શ્રેષ્ઠ કહેવાય.

વિ-'तु' શબ્દવડે પૂર્વમંત્ર વિષે નિરૂપણ કરેલ પુરૂષથી આ પુરૂષની શ્રેષ્ઠતાનું પ્રકાશન થાય છે; यः જે અનાત્મ, વિચક્ષણ મુમુક્ષુ, असक्तः= ફલાભિમાનથી રહિત થઇ; कर्मेन्द्रियैः=વાગાદિ ઇન્દ્રિયોવડેઃ कर्मयोगं= શ્રૌત વા સ્માર્ત કર્મ; आरभते=શ્રદ્ધાપૂર્વક ચિત્તશુદ્ધિ અર્થે કરે.

तात्पर्यः—ઉપર કહ્યું તેરીતે જે કોઇ કર્મયોગનું સેવન કરે તે મોક્ષના સાધનભૂત કર્મયોગની નિષ્ઠાવાળો હોય તેથી તે કર્મયોગી પૂર્વોક્ત દાંભિક કર્મસંન્યાસની અપેક્ષાએ શ્રેષ્ઠ હોય છે.

अव० મુમુક્ષુને નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય તથા મિથ્યાચાર આદિથી તે નિવૃત્ત થાય તે અર્થે તેણે કર્મ અવશ્ય કરવાં જોઇએ એમ હવે 'नियतं' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

अन्व० अकर्मणः हि कर्म ज्यायः ( अतः ) त्वं नियतं कर्मकुरु
अकर्मणः च ते शरीरयात्रा अपि न सिद्ध्येत् ॥ ८ ॥

અ० કર્મસંન્યાસથી કર્મ શ્રેષ્ઠરૂપ છે; માટે તું વિધ્યુક્ત કર્મ નિત્ય વા નૈમિત્તિક હોય તે ઇશ્વરપ્રીત્યર્થે તથા ચિત્તશુદ્ધિ અર્થે કર; કર્મનો નિઃશેષ રીતે પરિત્યાગ કરીશ તો તુને શરીરયાત્રા પણ સિદ્ધ નહિ થાય.. ..૮

वि० हि=કારણ કે; अकर्मणः જેનાવડે પુરૂષને કર્મબંધ મળવે નહિ તે કર્મસંન્યાસ; તેનાથી; ज्यायः શ્રેષ્ઠ, नियतं=વિધ્યુક્ત; कर्म, નિત્ય, વા નૈમિત્તિકકર્મ

કોઇ વિમૂઢ પુરૂષ કર્મનો સંન્યાસ કરે તેના કરતા, કોઇ પુરૂષ વિવેકયુક્ત થઇ, મોક્ષના સાધનરૂપે કર્મનુ સેવન કરે તો તે શ્રેષ્ઠ છે.

જોકે 'सन्यासएवात्यरचयेत अर्थः–કેવળ સંન્યાસ શ્રેષ્ઠ હોય છે.' નારદ ઉ.૭૮ આ શ્રુતિનાકયવડે કેવળ સંન્યાસનું સર્વોત્કૃષ્ટપણું પ્રતિપાદન કરેલું છે, તથાપિ ' योग्यप्रयुक्तं साधनं कार्यसाधकम् અર્થઃ–સાધનનો યોગ્ય રીતે પ્રયોગ કરે તો કાર્યસિદ્ધ થાય' આ ન્યાયાનુસાર હું કાઇ કર્મ કરતો નથી આ રીતના અભિમાનપૂર્વક કોઇ મૂઢ પુરૂષ કર્મનો પરિત્યાગ કરે તેની અપેક્ષાએ, પરમેશ્વરનું આરાધન કરવાથી હું તરી જઇશ આ રીતની ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક, અભિમાન રહિત થઇ કોઇ મુમુક્ષુ કર્મ કરે તો તે શ્રેષ્ઠ છે, એમ ઔપચારિક યુક્તિ કરેલી છે; કિંતુ આ રીતના વચનવડે સંન્યાસપક્ષ પ્રત્યે કાઇ દોષોક્તિ કરેલી નથી; કિંતુ વિવિદિષાસન્યાસના કરતાં વિદ્વત્ સન્યાસ વિલક્ષણસ્વરૂપવાન્ હોય એટલે આત્મનિષ્ઠ પુરૂષને વિવિદિષા સંન્યાસની આવશ્યકતા ન હોય એમ કથન કર્યું છે. વિદ્વત્સંન્યાસ વિષે, વિધિનો અભાવ હોય છે; કેવળ આત્મતત્વને જાણ્યા વિના, કોઇ અવિવિદિષુ મૂઢપુરૂષ કર્મનો પરિત્યાગ કરે, તો તેને પ્રત્યવાય પ્રાપ્ત થાય આ એક અનર્થ; નરકપાત થાય તે દ્વિતીય અનર્થ, દુષ્ટયોનિ પ્રાપ્ત થાય આ તૃતીય અનર્થ, અને મોક્ષનો અભાવ થાય આ ચતુર્થ અનર્થ, આ રીતના અનર્થો પ્રાપ્ત થાય; અને જો કર્મનું સેવન કરે તો, પ્રત્યવાયનો અભાવ થાય, અને ઇશ્વરનો અનુગ્રહ, ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા મોક્ષ સિદ્ધ થાય.

આ રીતે કર્મનું સેવન કરવાથી અત્યન્ત ફળસિદ્ધિ થાય, માટે તું વિધ્યુક્તનિત્યાદિ કર્મ ઇશ્વરપ્રીત્યર્થે અને ચિત્તશુધ્ધિ અર્થે કર.

કેવળ આત્મુષ્મિક ફળના અર્થે કર્મકર્તવ્ય, હોય, એમ, નહિ, કિંતુ

ઐહિક પ્રયોજનઅર્થે પણ કર્તવ્યરૂપ છે એમ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે.

નિશ્ચલસ્વરૂપે સ્થાણુવત્ તૂષ્ણીભાવ ધારણ કરી કર્મનો સન્યાસ કરે અર્થાત્ કર્મનો નિ:શેષરીતે પરિત્યાગ કરે તો ( अकर्मणः ) તુંને ત્હારો શરીરનિર્વાહ પણ અસિદ્ધ થાય અર્થાત્ સુખેથી સિદ્ધ ન થાય; મહાન્ શિલાની પ્રમાણે ગુહા વા કંદરવિષે મૌનસ્વરૂપે કોઇ બેસી રહે તો શરીરયાત્રાને અનુકુળ યત્કિંચિત્ પ્રવૃત્તિ કર્યા વિના શરીરયાત્રા સિદ્ધ ન થાય; માટે આ શરીરયાત્રાર્થે પણ કર્મ કર્તવ્યરૂપ છે; જેટલા કર્મવડે શરીરનું પરિત્રાણ સિધ્ધ થાય તેટલુંજ કર્મ હું કરૂં, તેથી વ્યતિરિક્ત ન કરૂં આમ કહે તો તું અતિમૂઢ કહેવાય અને સંન્યાસને અર્થે તું અયોગ્ય થાય; કારણ કે, આરીતે તો આત્મતત્વનું રક્ષણ ન કરતાં, આત્માથી ઇતર અનાત્મરૂપ દેહનું રક્ષણ કરવાની તું ઇચ્છા કરે છે. અને તેમ થાય તો તારા આ આત્માનું જન્મમરણના પ્રવાહવિષે પતન થઇ પુન: પુન: તે પ્રવાહમાં તું ડુબીશ તથા નીકળીશ તેથી તુંને નિરંતર દુ:ખકલેશ થયા કરશે.

આત્મતત્વનું સંરક્ષણ ન કરતાં, કેવળ અનાત્મારૂપ શત્રુનું રક્ષણ કરવા અર્થે યત્ન કરે છે આ રીતના દુરભિમાનનો ત્યાગ કરી, જે પ્રકારે અત્યંત આસ્થાવડે યુક્ત થઇ, કર્મવડે શરીરનું રક્ષણ કરે છે તે પ્રકારે વિહિત કર્મોનું અનુષ્ઠાન કરી, તેવડે ચિત્તશુધ્ધિ પ્રાપ્ત કરી, અપરોક્ષરૂપ આત્મજ્ઞાન સંપાદન કરી, તારા આત્માને દુ:ખસાગરમાંથી ઉગાર.

તાત્પર્ય—' उद्धरेदात्मनात्मानम् અર્થ:—આત્માને આત્માવડે ઉધ્ધાર કરવો,' ( ગીતા. ૬-૫ ) આ રીતના વચનાનુસાર કેવળ મોક્ષાર્થે તું કર્મ કર; તું અન્ય કોઇપણ અર્થ માટે કવચિત્ પણ કર્મ કરીશ નહિ.

અવ—' कर्मणाबध्यते जन्तुर्विद्ययाचविमुच्यते સંન્યાસ. ઉ. ૯૮ પ્રાણિમાત્ર કર્મવડે બદ્ધ થાય, અને જ્ઞાનવડે મુક્ત થાય આ સ્મૃતિ વાકયાનુસાર,

કર્મો બંધના હેતુરૂપે હોય એટલે આ બંધકરૂપ કર્મો કરવા કેમ ઘટે ? આ રીતની શંકા કરવી યોગ્ય નથી, કારણ કે કેવળ કર્મ કામ્યરૂપ હોય તેજ બંધકારૂપ થાય, કિંતુ ઇશ્વરાર્પણબુધ્ધિપૂર્વક જે કાંઇ કર્મ કરાય તે બંધકરૂપ ન હોય એમ હવે 'यज्ञार्थात्' પ્રતિવાક્યાર્થવડે કથન કરે છે—

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

अन्व–यज्ञार्थात् कर्मणः अन्यत्र अयं लोकः कर्मबंधनः ।
(हे) कौन्तेय तत् अर्थं (वा) मुक्तसंगः (सन्) कर्म समाचर ॥९॥

અ–નિત્યાદિ જે કર્મ ઇશ્વરપ્રીત્યર્થે કરાય, તે વિના કામ્યાદિ કર્મો બ્રાહ્મણાદિ અધિકારીને બંધકારક થાય; એટલે તું ફળાભિસંધિથી રહિત થઇ ઇશ્વરપ્રીત્યર્થે અવશ્ય કર્મ કર. ૯

વિ–यज्ञार्थात् कर्मणः । 'यज्ञोवैविष्णुः અર્થઃ–યજ્ઞ તો વિષ્ણુરૂપ છે' (વૃદ્ધહારીત સ્મૃતિ ૮-૮) આ શ્રુતિઅનુસાર, શ્રીવિષ્ણુપરમેશ્વરની (यज्ञस्य) સંતુષ્ટિ નિમિત્તેજ વૈદિક કર્મ કરાય તે નિત્યાદિ ઇશ્વરપ્રીત્યર્થેનાં કર્મો થી, अन्यत्र=કામ્યાદિ કર્મો વિષે; अयं लोकः=બ્રાહ્મણ આદિ અધિકારી પુરૂષ; कर्मबन्धनः=કેવળ કર્મ જેના જન્માદિના નિબન્ધનરૂપ હોય તે,

વિહિત કર્મ ન કરે વા કામ્ય વા નિષિધ્ધકર્મ કરે તો તેવડે પુરૂષ બંધનયુક્ત થાય; કિંતુ ઇશ્વરપ્રીત્યર્થે જે કાંઇ કર્મ કરે તો તેવડે તે બન્ધવાન્ ન થાય; અર્થાત્ 'तत्कर्म यन्नबन्धाय અર્થઃ—તેજ કર્મ કે જેનાવડે બંધન ન થાય' આ સ્મૃતિવચનાનુસાર, જે કર્મ ઇશ્વરાધનાત્મક હોય તેજ અબંધક હોય, તે સિવાયના અન્ય કર્મ તો બંધકજ હોય; માટે તું ફળના અભિમાનથી રહિત થઇ (मुक्तसंगः) વિહિત કર્મને (कर्म) ઇશ્વરપ્રીત્યર્થે (तदर्थं) સમજીને અનુષ્ઠાન કર (समाचर)·

તાત્પર્ય: - ઇશ્વર, સંતુષ્ટ થઇને અનુગ્રહ કરે તો તારૂં ચિત્ત શુદ્ધ થયે જ્ઞાન પ્રાપ્ત કરી તું અવશ્ય મુક્ત થઇશ.

ભાષ્ય—નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય, (૩-૫) મિથ્યાચાર નિવૃત્ત થાય (૩-૭) તથા શરીરયાત્રા સિદ્ધ થાય (૩-૮) તે અર્થે કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે એમ પૂર્વે કથન કર્યું; હવે, 'धर्मज्ञ समयः प्रमाणम् અર્થ:—ધર્મજ્ઞ રૂપ બ્રહ્માના સમયનું આ પ્રમાણ છે,' ઇતિ સૂત્રોક્તરીતિ અનુસાર ધર્મજ્ઞપુરૂષો મધ્યે શ્રેષ્ઠરૂપ એવા બ્રહ્માએ પ્રમાણરૂપે કથન કરેલ આ પરમ ધર્મ, ઇન્દ્રાદિ દેવતાઓનો અનુગ્રહ સિદ્ધ થાય તે અર્થે મુમુક્ષુને અવશ્ય કર્તવ્યરૂપ છે એમ 'सहयज्ञाः ઇત્યાદિ બે મંત્રાર્થવડે કથન કરે છે—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

अन्व-पुरा प्रजापतिः सहयज्ञाः प्रजाः सृष्ट्वा उवाच । (यूयम्) अनेन (यज्ञेन) प्रसविष्यध्वम् एषः (यज्ञः) तु वः इष्टकामधुक् (भवतु) ॥

અ—સૃષ્ટિના આદિકાળવિષે બ્રહ્માએ શ્રુતયુક્ત યજ્ઞો સહવર્તમાન બ્રાહ્મણાદિવર્ણોને સર્જીને તે પ્રજાને કહ્યું, કે 'તમો આ યજ્ઞ તથા શ્રૌત સ્માર્તકર્મોવડે ચરુ પુરોડાશાદિ દ્રવ્યોવડે દેવતાઓનો અનુગ્રહ ઉત્પન્ન કરો; દેવોને ઉદ્દેશીને શ્રધ્ધાપૂર્વક આ યજ્ઞાનુષ્ઠાન કરશો, તો તેવડે તે તમારી ઇચ્છાના વિષયભૂત ફળવિશેષના દોગ્ધારૂપ થશે.

वि=पुरा=સૃષ્ટિના આદિકાળ વિષે, प्रजापति=બ્રહ્મા; सहयज्ञाः=શ્રુતયુક્ત યજ્ઞો સહવર્તમાન, प्रजा=બ્રાહ્મણાદિ વર્ણોને; अनेन=આ યજ્ઞ તથા શ્રૌત સ્માર્ત કર્મોવડે; प्रसविष्यध्वं=ચરુ, પુરોડાશ આદિ દ્રવ્યોવડે દેવતાઓનો અનુગ્રહ ઉત્પાદન કરો; एषः=દેવોને ઉદ્દેશીને શ્રદ્ધાપૂર્વક કરેલ આ યજ્ઞ.

ઇષ્ટકામધુક્=ઇચ્છાઓ વિષયભૂત (ઇષ્ટ) જેની કામના કરાય તે ફલ વિશેષ (કામ) તેમના દે.હનકર્તારૂપ.

તાત્પર્યઃ—નિષ્કામ કર્મોનું સેવન કરવાથી જ્ઞાનને પ્રતિબધ કરનાર યાવત્ પાપનો નાશ થાય, અને સકામ કર્મો કરે તેવડે સ્વર્ગનુ સુખ પ્રાપ્ત થાય.

અવ—આ યજ્ઞ અમોને કયા પ્રકારે ઇષ્ટાર્થક થાય તેનું હવે 'દેવાન્' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે—

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

अन्व—अनेन (यज्ञेन श्रौतेन स्मार्तेनच यूयं) देवान् भावयत ते देवाः वः भावयन्तु। (एवं) परस्परं भावयन्तः (सन्तः यूयं) परम्श्रेयः अवाप्स्यथ ॥ १२ ॥

અ—આ યજ્ઞ તથા શ્રૌતસ્માર્ત કર્મવડે તમો ઇન્દ્રાદિ દેવતાઓની સંભાવના કરશો અર્થાત્ તેમને ચરૂપુરોડાશાદિવડે સતુષ્ટ કરશો તો તેઓ તેવડે સંતુષ્ટ થઇ ઇષ્ટાર્થ વસ્તુ સંપાદન કરીને તમોને સતુષ્ટ કરશે; આ રીતે પરસ્પર સતુષ્ટ થતા, દેવતાઓના પ્રસાદવડે, તમારા યાવત્ કર્મના પ્રતિબંધો નિશેષરીતે વિનષ્ટ થઈ અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થવાથી સમ્યક્પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરી નિરતિશયાનંદરૂપ વિદેહકૈવલ્યમુક્તને પ્રાપ્ત થશો. ૧૨

વિ—અનેન-યજ્ઞ તથા શ્રૌતસ્માર્ત કર્મવડે; દેવાન્=ઇન્દ્રાદિ દેવોને; ભાવયત=સભાવના કરો; અર્થાત્ ચરૂ આદિવડે સતુષ્ટ કરો; વઃ=તમોને; ભાવયન્તુ=ઇષ્ટપદાર્થોના પ્રદાનવડે સંતુષ્ટ કરે; પરશ્રેયઃ=અત્યન્ત આનંદ સ્વરૂપ, વિદેહકૈવલ્યમુક્તને.

જો કે આંહી 'પરસ્પર સંતુષ્ટ થવાથી પરમશ્રેયને તમો પ્રાપ્ત થશો' આ વ કયાર્થવડે, ઉભયપક્ષને પરશ્રેયઃ પ્રાપ્ત થાય આ રીતની વિધિ પ્રતીત થાય, તથાપિ વિચાર કરીએ તો, કેવળ પ્રજાવર્ગ ધર્મોપદેશના વિષયરૂપે હોય, એટલે તે ઉકતધર્મના અનુષ્ઠાનવડે લભ્યરૂપ જે પરમશ્રેયઃ પ્રાપ્તિની વિધિ તે કેવળ આ પ્રજાનેજ પ્રમકત હો., કિંતુ તેવો વિધિ તે પરમશ્રેયના અનુગ્રાદકરૂ દેવનાઓને ન ઘટે ! તેઓ તો ઉપદેશના અવિષયીભૂત હેય, વળી તેઓ અત્યંત વિજ્ઞાનવાન્ હોય તથા જીવન્મુક્ત હોય, એટલે તેમને શ્રેયોવિધિ કદાપિ ઉપયોગી ન હોય.

આમ હોય એટલે પરસ્પર પદનો સબંધ 'સંભાવના' પદ સાથે ઘટે; કિંતુ પરશ્રેયપ્રાપ્તિવિધિરૂપે ઘટે નહિ એમ સમજવું.

અત્ર—યજ્ઞો કરવાથી દેવતાઓ સંતુષ્ટ થાય તો મુમુક્ષુઓને કેવળ આમુષ્મિક સુખ આપે એટલુંજ નહિ, કિંતુ ઐહિક સુખસંપત્તિ પણ આપે, માટે તે દેવતાઓની પ્રાપ્ત્યર્થે યજ્ઞાદિ અવશ્ય કર્ત્તવ્ય હોય છે એટલે જે યજ્ઞાદિનું અનુષ્ઠાન ન કરે તો પ્રત્યવાય પ્રાપ્ત થાય એમ હવે 'इष्टान्' ઇત્યાદિ વાકયાર્થવડે કથન કરી સૂચન કરે છે—

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

अन्व—यज्ञभाविताः देवाः हि वः इष्टान् भोगान् दास्यन्ते (एवं) तैः (देवैः) दत्तान् (पदार्थान्) एभ्यः (देवेभ्यः) अप्रदाय यः भुंक्ते सः स्तेन. (एव भवति ॥ १२ ॥

અ—શ્રૌત તથા સ્માર્ત યજ્ઞો વડે દેવતાઓ સંતુષ્ટ થાય તો ખરેખર, તેઓ તમોને પશુ, પુત્ર, કલત્ર આદિ તમારી ઇચ્છાના વિષયભૂત ભોગોને પ્રાપ્ત કરાવશે; આ રીતે તે દેવતાઓએ આપેલ પદાર્થને પુરોડાશાદિરૂપે પુનઃ તે દેવતાઓને અર્પણ કર્યા વિના, અર્થાત્ દેવતાઓ, ઋષિ તથા

પિતૃઓને, ક્રમે યજ્ઞ બ્રહ્મચર્ય તથા પ્રજાવડે અનૃણી કર્યા વિના ભોજન કરી જે કેવળ સ્વશરીરનું પોષણ કરે, તે પુરૂષ કેવળ દેવાદિઓનો ચોરજ કહેવાય તથા શિષ્ટપુરૂષોની નિંદાને પાત્ર થાય. ૧૩

ટિ—યજ્ઞભાવિતા—શ્રૌત તથા સ્માર્તયજ્ઞોવડે સંભાવિત વ=તમોને; ઇષ્ટાન્ ભોગાન્=ઇચ્છના વિષયભૂત (ઇષ્ટાન્) પશુ પુત્ર કલત્ર, ધન, ધાન્યાદિ ભોગોને (ભોગાન્); દાસ્યન્તે=વિતરણ કરશે; તૈઃ=દેવોવડે; એભ્યઃ=દેવોને; અપ્રદાય=પુરોડાશ આદિરૂપે અર્પણ કર્યા વિના; અર્થાત્ દેવ, ઋષિ તથા પિતૃઓને, યજ્ઞ, બ્રહ્મચર્ય તથા પુત્રાદિ પ્રજાવડે ઋણુનિર્મુકત કર્યા વિના.

તાત્પર્ય—જે પુરૂષ દેવાદિને યજ્ઞાદિવડે અનૃણી ન કરે તે ખરેખર દેવત્વ બ્રહ્મત્વ તથા આત્મત્વનું હરણ કરનાર ચોરજ કહેવાય, અર્થાત્ દેવહત્યારા આદિ પુરૂષોની માફક તે દુષ્ટોનને પ્રાપ્ત થાય.

અવ—જેઓ પંચ મહાયજ્ઞો કરી, અવશેષ રહેલ અન્નનું ભક્ષણ કરે તેઓ તો સર્વ પાપથી મુક્ત થાય; વળી જે પુરૂષો દેવતાએ તથા અતિથિ આદિના ઉદ્દેશ વિના, કેવળ આત્માર્થેજ અન્નનું પ્રાશન કરે તે તો અનર્થ પાપનુજ પ્રાશન કરનાર થાય; આરીતે પંચ મહાયજ્ઞો દિનપ્રતિદિન અવશ્ય કર્તવ્યરૂપ હોય એમ દૃઢીકરણ કરવા અર્થે 'યજ્ઞશિષ્ટાશિનઃ' ઇત્યાદિ વાક્યાર્થવડે, પંચમહાયજ્ઞનું અનુષ્ઠાન કરે વા ન કરે તો શું ફલ પ્રાપ્ત થાય તે હવે પ્રતિપાદન કરે છે—

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥

अन्व—यज्ञशिष्टाशिनः सन्तः सर्वकिल्बिषैः मुच्यन्ते । पापाः ये (ब्राह्मणाः) आत्मकारणात् (एव) पचन्ति तेतु अघम् भुंजते ॥१३॥

અ—જે બ્રાહ્મણો યજ્ઞમાંથી અવશિષ્ટ રહેલ અન્નનુ ભક્ષણ કરે તે સ્મૃત્યુક્ત આદિ યાવત પાપોથી મુક્ત થાય, કિંતુ જે પાપી બ્રાહ્મણો

પંચ મહાયજ્ઞોનું અનુષ્ઠાન ન કરે અને કેવળ સ્વોદર–પૂર્તિ અર્થે અન્નપાક તૈયાર કરે તેઓ તો ખરેખર અન્નરૂપે પાપનુંજ ભક્ષણ કરે છે. ૧૩

વિ यज्ञशिष्टाशिनः सन्तः=देवयज्ञः पितृयज्ञ. અર્થઃ દેવ તથા પિતૃ યજ્ઞ ' ( બૌદ્ધાયન સ્મૃતિ. ૫–૩ ) આ વાક્યાનુસાર, શ્રત્યુક્ત પાચ મહાયજ્ઞોનું અનુષ્ઠાન કરી. તે યજ્ઞમાંથી જે અન્ન અવશેષરૂપે રહે તેનું જેઓ ભક્ષણ કરે તેવા બ્રાહ્મણો; मर्वकिल्बिष = कण्डनी पेषणी चुल्लीचोदकुम्भी च मार्जनी । पञ्चसूना गृहस्थस्य पञ्चयज्ञात्प्रणश्यति અર્થઃ—ખાંડણી, ઘંટી. ચુલ્લો, પાણીયારું તથા સાવરણી આ પાચ પદાર્થોવડે પાચ પાપો પ્રાપ્ત થાય, તે ગૃહસ્થ, પંચયજ્ઞો કરે એટલે પ્રણાશને પામે છે ' આ સ્મૃત્યુક્ત પાપો, તથા હસ્તપાદવડે જે પાપો બુદ્ધિપૂર્વક કરાય તથા જે પાપો અસ્વતંત્રપણે પ્રાપ્ત થાય તે સર્વ પાપોથી.

ઉપર કહ્યું તેમ બ્રાહ્મણો પાપથી મુક્ત થાય એટલે પાપમુક્તિના લીધે તેમને ચિત્તશુદ્ધિવડે જ્ઞાન તથા મુક્તિ પ્રાપ્ત થાય.

पापाःये=પાપી પાચ મહાયજ્ઞોને ન કરનાર જે બ્રાહ્મણો. आत्मकारणात्= કેવળ પોતાનું ઉદરપૂરણ કરવા અર્થે.

જે પાપી બ્રાહ્મણો સ્વોદરપૂર્તિ અર્થેજ અન્નપાક તૈયાર કરે, અને શ્રદ્ધની પ્રમાણે દેવતાઓ તથા વૈશ્વદેવોના અર્થે કાંઇ અન્નપાક તૈયાર કરે નહિ, અને દેવો પિતૃઓ તથા બ્રાહ્મણોને કાંઇપણ અન્નદાન ન કરતાં કેવળ પોતાનીજ ઉદરપૂર્તિ કરે, તેઓ તો ખરેખર અન્નરૂપે પાપનું જ ભક્ષણ કરે છે, એટલે તેઓ અન્નનું ભક્ષણ કરે છે એમ કહેવું કેમજ ઘટે? અર્થાત્ ભલે સ્થૂલ દષ્ટિએ તે અન્નરૂપે ભાસે કિંતુ શાસ્ત્ર તથા દેવતાઓની દષ્ટિએ જોતાં તો તે અન્ન કેવળ પાપરૂપ હોય, અને તે અન્નનું ભક્ષણ કરનાર અત્યંત પાપી હોય છે.

વળી શ્રુતિમાં પણ કહ્યું છે ' मोघमन्नं विन्दते अप्रचेताः અર્થઃ જ્ઞાન હીન પુરૂષો વ્યર્થ અન્નને પ્રાપ્ત કરે છે. ' તેમજ ' केवळाघो भवति केवलादी

અર્થ—જે કેવળ એકલો પોતે અન્નનું ભક્ષણ કરે છે તે પુરૂષ કેવળ પાપભક્ષી થાય' આ શ્રુતિઓ અનુસાર તેમજ 'एका क्रिया द्व्यर्थकरी बभूव અર્થઃ—એકજ ક્રિયા બે અર્થ સિદ્ધ કરનાર થઇ,' આ ન્યાયપૂર્વક, કોઇ શ્રોત્રિય મુમુક્ષુ કર્મ કરે તો એકતો તેવડે તેનું અંતઃકરણ શુદ્ધ થાય, અને બીજું યજ્ઞાદિ કર્મો કરવાથી વૃષ્ટિ આદિદ્વારાએ જગતનું પરિપાલન થાય; આ રીતે ઉભય પ્રકારે કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે

अव—'સર્વ પાપોથી તેઓ મુક્ત થાય (૩-૧૩), 'પુરૂષ નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે' (૩-૪). આ વાક્યાર્થવડે, કર્મ મોક્ષના હેતુરૂપે હોય છે એમ પ્રતિપાદન કર્યું; હવે, 'अन्नात्' 'कर्म' 'एवम्' ઇત્યાદિ ત્રણ મંત્રોવડે, કર્મ જગત્સ્થિતિના હેતુરૂપે છે એમ પ્રતિપાદન કરે છે—

**अन्नाद्भवन्ति भूतानिपर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवतिपर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

अन्व—यज्ञात् पर्जन्यः भवति पर्जन्यात् अन्नसंभवः (भवति) अन्नात् भूतानि भवन्ति । (एवं) यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥

અ—શ્રોત્રિય બ્રાહ્મણવડે યથાશાસ્ત્ર યજ્ઞ કરાવેલ હોય તો તેનડે વૃષ્ટિથાય વૃષ્ટિથી વ્રીહિ, યવાદિ અન્નની ઉત્પત્ત થાય, અને અન્ન સ્ત્રી તથા પુરૂષવિષે વીર્ય તથા શોણિતરૂપે પરિણામ પામતા, તેમના સંયોગવડે ભૂતપ્રાણિઓ જન્મ પામે; આ રીતે જે યજ્ઞ વૃષ્ટિ તથા અન્નદ્વારાએ જગતના જીવનરૂપે હોય છે તે પણ ઋત્વિજ્ યજમાનાદિવડેજ હોમ, મંત્ર, તન્ત્ર આદિ વૈદિક ક્રિયાઓ કરાય તેનાંથી સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થાય છે ૧૪

वि—यज्ञात्='अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः મનુ॰ ૩ । ૭૬ । અર્થઃ-અગ્નિવિષે જે આહુત નંખાય તે સમ્યક્ પ્રકારે આદિત્યને પ્રાપ્ત થાય, આદિત્યમાંથી વૃષ્ટિ થાય, વૃષ્ટિથી અન્ન અને અન્નવડે પ્રજા ઉત્પન્ન થાય' આ રીતની સ્મૃતિયુક્ત

પ્રક્રિયાનુપૂર્વક, શ્રોત્રિય બ્રાહ્મણુવડે યજ્ઞ યથાશાસ્ત્ર કરાય તો તે યજ્ઞથી; पर्जन्य = વૃષ્ટિ, अन्नसंभव =નાદિ યવાદિ અન્નની ઉત્પત્તિ; (संभवः) अन्नात्= સ્ત્રી પુરૂષોએ ત્યાગ કરેલ શુક્ર (વીર્ય) તથા શોણિતરૂપે પરિણામ પામેલઅન્ન વડે, भूतानि=પ્રાણિઓ ભૂતપ્રાણિઓ શુક્રાદિરૂપ અન્નવડે ઉત્પન્ન થાય, તેમજ અન્નવડેજ તેઓ જીવે છે, कर्मसमुद्भव =હોમાદિ વૈદિકકર્મથી જેની ઉત્પત્તિ (उद्भव) હોય તે, આ રીતે વૃષ્ટિ તથા અન્નદ્વારા જગતના જીવન હેતુરૂપે હોય એટલે યજ્ઞ ખરેખર અપૂર્વ લક્ષણવાન્ હોય છે.

कर्मब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यंयज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

अन्व—कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्म अक्षरसमुद्भवं (विद्धि) तस्मात् (स्वयं) सर्वगतं (अपि) ब्रह्म यज्ञे नित्यं प्रतिष्ठितम् ॥१५॥

અ--યજ્ઞનુ કારણભૂત જે કર્મ તે ઋગાદિ વેદથી ઉત્પન્ન થયલ છે એમ તું જાણ; અને તે વેદ પરમાત્માથી ઉત્પન્ન થયલ છે એમ તું જાણ, આ રીતે જગતની ઉત્પત્તિ તથા સ્થિતિ કેવળ યજ્ઞમૂલક હોય, એટલે બ્રહ્મ (વેદ) પોતે સર્વવ્યાપક છે તથાપિ આપાનન આદિથી અશ્વમેધ પર્યંતના જે કર્મો બ્રાહ્મણો કરે તે કર્મરૂપ યજ્ઞવિષે નિત્ય નિયમપૂર્વક સ્થિતિ કરે છે ૧૫

वि—ब्रह्मोद्भवं=ઋગાદિવેદ, (ब्रह्म) તેથી ઉત્પન્ન થયલ, अक्षरसमुद्भव='अस्यमहतो भूतस्य निःश्वसितमेतयदृग्वेदो यजुर्वेद બૃ ૨ । ૪ । ૧૦ અર્થ --આ ઋગ્વેદ તથા યજુર્વેદ છે તે આ મહાન્ ભૂતના નિશ્વાસરૂપે છે' આ શ્રુતિ અનુસાર સર્વ જગતના કારણભૂત પરમાત્માથી (अक्षरात्) પોતાની મેળેજ નિશ્વાસરૂપે આવિર્ભાવને પામેલ (समुद्भव) એટલેજ નિત્ય અપૌરૂષેય સ્વરૂપ વેદ, सर्वगत=સર્વપદાર્થોના પ્રકાશરૂપે તથા સર્વલોકવિષે રહેલ હોય તે, यज्ञे=બ્રાહ્મણાદિવડે અનુષ્ઠાન કરવા યોગ્ય

ઔપાસ્મનાદિથી માંડી અશ્વમેધપર્યંતના કેવળ કર્મો વિષે; प्रतिष्ठितं=કેવળ કર્મવિધાનના પ્રયોજનરૂપે નિયમપૂર્વક રહેલ હોય છે.

तात्पर्यः—જે કર્મો વર્ણાશ્રમીઓને, કર્તવ્યરૂપે હોય તે સર્વ કર્મોને કેવળ વેદ ધારણ કરી રહેલો હોય છે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थसजीवति ॥ १६ ॥

अन्व—(हे) पार्थ, एवं प्रवर्तितं चक्रं इह यः न अनुवर्तयति सः इन्द्रियारामः (सन्) अघायुः (भूत्वा) मोघं जीवति ॥१६॥

અ—હે અર્જુન, આરીતે ઇશ્વર નિયમપૂર્વક જે ચક્ર પ્રવર્તાવી રહેલ છે, તેનું જે કોઇ બ્રાહ્મણાદિ કર્માધિકારી અનુવર્તન ન કરે, તે પુરૂષ કેવળ વિષયભોગલંપટ સતો જીવનને નિષ્ફળરૂપે ગુજારે છે. ૧૬

वि—यः=બ્રાહ્મણાદિ કર્માધિકારી; इन्द्रियारामः=કેવળ વિષયો વિષે, (इन्द्रियार्थेषु) જે સતત આરમણ કરે (आरामः) તેવો વિષયભોગ લંપટ પુરૂષ; अघायुः=આયુષ્યફલ જેનું પાપરૂપે (अघं) હોય તેવો; અર્થાત્ કાગ તથા શાલ્મલિ (રૂનો છોડવો) વત્ નિષ્ફળ આયુષવાળો (मोघ)

શ્રુતિમુખે યજ્ઞપરંપરાનું વિધાન કરી, યજ્ઞદ્વારા વૃષ્ટિ તથા અન્નની ઉત્પત્તિ કરી, ભૂતપ્રાણિઓની સૃષ્ટિ, તથા સ્થિતિનો નિર્વાહ કરવાની ઇચ્છાવડે યુક્ત થઇ શ્રીઇશ્વરે પોતેજ આરીતે સંસારચક્ર પ્રવર્તાવેલું છે; આ લોકવિષે, બ્રાહ્મણાદિ જે કોઇ કર્માધિકારી આ રીતે પ્રવર્તાવેલ નિયમપૂર્વક ચક્રનું અનુવર્તન ન કરે અર્થાત્ પરમેશ્વરે શ્રુતિદ્વારા વિધાન કરેલ કર્મયોગનું સેવન ન કરે. તે ઇશ્વરાજ્ઞાનુ પરિપાલન ન કરતાં, કેવળ વિષયભોગલંપટ હોવાથી, કેવળ નિષ્ફળ જીવનવાળો થાય છે; આટલુંજ નહિ કિંતુ ઇશ્વરાજ્ઞાનું ઉલંઘન કરે, એટલે તે દોષના લીધે વિહિત

કર્મો ન કરવાથી પ્રત્યવાય સિદ્ધ થાય, અને તે પ્રત્યવાયના લીધે નિત્યકૃત એવો પાપસમુદાય પ્રકટ થાય, તેથી તે અનેક કલ્પપર્યંત નરકને પ્રાપ્ત થાય છે.

તાત્પર્ય:—જે વિવેકી મુમુક્ષુ બ્રાહ્મણ, આત્મજ્ઞાનને જાણનો ન હોય તેને ચુદ્ધિ તથા લોકહિતાર્થે વેદોક્ત કર્મો અવશ્ય કર્તવ્યરૂપ હોય છે ૧૬

અત્ર- જ્ઞાની પુરુષોને જ્ઞાનયોગની નિષ્ઠા તથા કર્મયોગીઓને કર્મ યોગની નિષ્ઠા (૩ ૩) આ વાક્યાર્થવડે, ઉત્તર તથા દક્ષિણાયન માર્ગની પ્રમાણે જ્ઞાની, સન્યાસીઓ તથા ગૃહસ્થ કર્મયોગીની નિષ્ઠાઓ ભિન્ન ભિન્ન હોય એમ નિષ્ઠાવિભાગનુ નિરૂપણ કર્યું, 'નિશ્ચય કરીને તુ એક વાત નક્કી કહે' (૩-૨) આ વચનવડે મને શુ કર્તવ્ય છે તે કહો એમ અર્જુને પુછતા તે કર્માધિકારને યોગ્ય છે એમ જાણીને, તેને હિતોપદેશ કરવા માટે 'કર્મોનુ સમાચારણ ન કરે તો' (૩-૪) આ વાક્યવડે કર્મયોગનો ઉપક્રમ કહી, 'તુ નિયમપૂર્વક કર્મો કર'(૩-૮) આ વાક્યાર્થવડે કેવળ કર્મયોગનો ઉપદેશ કરી,'યજ્ઞાર્થેજ કર્મકરે (૩-૯) આ વાક્યથી માંડી 'તે હે પાર્થ તેનુ જીવન નિષ્ફળ હોય છે' (૩-૧૬) આ વાક્ય પર્યંતના ગ્રંથવડે જે મુમુક્ષુ અનાત્મજ્ઞ હોય તેને સત્વશુદ્ધિ અર્થે કેવળ કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે એમ પ્રતિપાદન કર્યું, વળી કર્મો કરેથી દેવતાઓનો અનુગ્રહ તથા ઇશ્વરપ્રસાદ સિદ્ધ થાય એમ સૂચન કરી કેવળ કર્મ અવશ્ય કર્તવ્યરૂપ છે એમ અનેક પ્રક્રિયાવડે નિર્ણય કરી, હવે જ્ઞાની પુરુષોને, જ્ઞાનનિષ્ઠાનુ સેવન કર્યા વિના અન્યકિંચિત્ લેશમાત્ર કર્તવ્ય હોય નહિ એમ 'ય' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરી સૂચન કરે છે —

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

अन्व—य तु मानव. आत्मरति (एव) स्यात् (किंच) आत्म-

त्तृप्तः च । (स्यात् तथा) आत्मनि एव च संतुष्टः (स्यात्) तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

અ—જે બ્રહ્મવેત્તા યોગીપુરૂષ કેવળ પરબ્રહ્મતત્વ વિષે રમણ કરે, તથા પોતાના આત્માવિષેજ સંતુષ્ટ રહે તે પુરૂષને કાંઇ કર્તવ્ય કર્મ ન હોય.

वि—'तु' શબ્દવડે જે અનાત્મપદાર્થ વિષે અભિરત હોય તેવા પુરૂષથી ભેદ પ્રદર્શિત કરે છે; मानवः=જેનાવડે બાહેર તથા અંદર, સર્વત્ર કેવળ બ્રહ્મતત્વનું ગ્રહણ કરાય તેવું પ્રત્યગ્દર્શન (मान) તેનુંજ જે સર્વદા સેવન કરે (वाति=भजति) તે બ્રહ્મવેત્તા યોગીપુરૂષ; आत्मरतिः 'अहं' ब्रह्मास्मि બૃ ૧-૮-૧૦ અર્થ-હું બ્રહ્મરૂપ છું' આ રીતની શ્રુત્યુક્ત રીતિ પ્રમાણે આત્મસ્વરૂપે બ્રહ્મસાક્ષાત્કાર સિદ્ધ થતાં, કેવળ નિત્ય, આનંદ, એકરસ, અદ્વિતીયરૂપ પરબ્રહ્મવિષે અંતઃકરણનું (आत्मनि) વિહારરૂપ સર્વદા રમણ અર્થાત્ ક્રીડા (रतिः) હોય જેને તેવો પુરૂષ; અર્થાત્ 'आत्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानंद. छा. ७।२५।२ અર્થ:—જે આત્મરત, આત્મક્રીડાવાન્, આત્માવિષેજ મિથુન કરનાર, તથા આત્મતત્વ વિષેજ આનંદ પામે તેવો.' આ શ્રુતિ અનુસાર જે બ્રહ્મવેત્તા કવચિત્ અપિ અનાત્મવસ્તુ વિષે વિહાર ન કરતાં, સર્વદા પોતાના આત્મા વિષેજ વિહાર કરે તેવો પુરૂષ.

. आत्मतृप्त=પોતાના આત્માને કેવળ આનંદ સ્વરૂપ, એકરસ તથા પૂર્ણ રીતે અંગિકાર કરી, જે કાંઈ પદાર્થ પ્રાપ્ત થાય તેવડે તૃપ્ત થનાર; સ્મૃતિમાં પણ કહ્યું છે 'आत्मलाभान्नपरंविद्यते મત્યાપાક (હિરણ્યકેશી ધર્મસૂત્ર) અર્થ:—આત્મપ્રાપ્તિથી કાંઇ શ્રેષ્ઠ વસ્તુ નથી.' આમ હોવાથી આત્મા વિના, પ્રાપ્ત કરવા યોગ્ય અન્યવસ્તુનો અભાવ હોવાથી, કેવળ આત્મપ્રાપ્તિવડે જેને સર્વત્ર અલંબુદ્ધિ પ્રાપ્ત થઇ હોય તે પુરૂષ આત્મતૃપ્ત હોય છે.

आत्मनि एव=અંદર તથા અંદર સર્વત્ર વૃત્તિના વિષયભૂત કેવળ ચિદાનંદ, એકરસરૂપ બ્રહ્મ તત્વ વિષે, सतुष्टः—રૂપદર્શનવડે જેમ ચક્ષુઓ સતુષ્ટ થાય તેમ કેવળ બ્રહ્મતત્વ વિષે સતુષ્ટ હોય તે.

જેમ કામી પુરૂષ ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત થયે સતુષ્ટ થાય તેમ જે કોઇ બ્રહ્મતત્વ વિષેજ સતુષ્ટ હોય તેવા મહાત્મા કૃત્યકૃત્ય આત્મારામ પુરૂષને (तस्य) કાંઇ પણ કર્ત્તવ્ય કર્મ (कार्यं) હોય નહિ; તેની યાવત્ કામનાઓ પર્યાપ્ત થયલ હોય એટલે તેને કાંઇ વસ્તુ પણ પ્રાપ્ત કરવા યોગ્ય હોય નહિ.

(शंका)—આ બ્રહ્મવેત્તા કાંઇ વિશેષ અધિકારી ન હોય, તેમજ કર્મ વિધિ સર્વ પુરૂષોને સામાન્ય હોય એટલે પણ તેને વૈદિક કર્મ કેવળ અવશ્યકર્તવ્યરૂપ હોય છે; વળી વિદ્વાન પુરૂષને કર્મશાસ્ત્ર, તેના અર્થનું, તથા તેના નિયમનું પરિજ્ઞાન સિદ્ધ થયલ હોય છે એટલે 'विद्वान्यजते अर्थः જે જ્ઞાની હોય તે યજ્ઞાદિ કર્મ કરે,' એમ શાસ્ત્રવિષે વિશેષ વિધાન કરેલ હોય છે, તેથી આ રીતના વિધિબળનો વિચાર કરતાં જ્ઞાનીપુરૂષને પણ કર્મો અવશ્ય કર્તવ્ય હોય.

જો તું વાદી આમ કહે તો તુને પુછીએ છીએ કે, પરસ્વરૂપ ઉત્કૃષ્ટરૂપ બ્રહ્મ તથા (નિકૃષ્ટ) સ્વરૂપ જીવાત્મા એકરૂપે છે, આ રીતના વિજ્ઞાનવહ્નિવડે જેનો દ્વૈતભ્રમ નિર્મૂળ થયલ હોય, તથા સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપે છે, આ રીતના બ્રહ્મદર્શનવાન્ જીવન્મુક્ત બ્રહ્મવેત્તાને કર્મો કર્તવ્ય હોય તો તે પોતાના અર્થે વા પરઅર્થે કર્તવ્ય હોય તે તું કહે? પોતાના સ્વાર્થ માટે તે કર્મ કરે તો તે ઐહિક વા આમુષ્મિક ફળ અર્થે? તે તું કહે? ઐહિક ફળ અર્થે કર્મ કરે તો તે પોતાના શરીરની રક્ષા અર્થે, વા જે વસ્તુનો પરિગ્રહ કરેલ હોય તેની રક્ષા અર્થે, વા વિલાસ અર્થે તે તું કહે?

આદ્યપક્ષ સિદ્ધ ન હોય; 'सिद्धेऽन्यथार्थे न यतेत तत्रपरिश्रम तत्र समीक्षप्रमाणः। અર્થઃ—જે વસ્તુ પ્રારબ્ધાધીન હોય તે અન્યથા સિદ્ધ ન હોય એટલે તે વિષે પરિશ્રમ કરવાની સમીક્ષા કરી યત્ન કરવો યોગ્ય ન હોય',

આ રીતના વચનથી શરીરસ્થિતિ કેવળ પ્રારબ્ધાધીન છે એમ સિદ્ધ થાય છે, માટે સ્વશરીરના રક્ષણ અર્થે બ્રહ્મવેત્તાને કદાપિ કર્મ કરવું યોગ્ય ન હોય.

વળી દ્વિતીયપક્ષ પણ સિદ્ધ ન હોય; ' एव वै तमात्मानं विदित्वा અર્થઃ— ખચિત્ આ રીતે આત્મતત્વને જાણીને ' આ શ્રુતિવાક્યાનુસાર, જેમનું મિથ્યાજ્ઞાન નિઃશેષરીતે નિવૃત્ત થયેલ હોય તેવો બ્રહ્મવેત્તા પુત્રાદિ એષણા ઓથી નિર્મુકત હોય, એટલે જે જ્ઞાની પુરૂષ પુત્રાદિ એષણાઓથી નિર્મુકત હોય, તેને વસ્તુપરિગ્રહનો અભાવ હોય, એટલે તેને તે તે વસ્તુનું સંરક્ષણ કરવા નિમિત્તે કર્મ કરવાપણું કેમજ ઘટે ?

વળી તૃતીયપક્ષ પણ સિદ્ધ ન હોય; જે સર્વ જગત્‌ને કેવળ આત્મ- સ્વરૂપે જાણે, તેવા કેવળ આત્માભિરત જ્ઞાનીને અન્યવસ્તુ વિષે અભિરત થવાનો પ્રસંગ ન હોય, એટલે તેને વિલાસ અર્થે કર્મ કરવાં કેમજ ઘટે ?

ભલે બ્રહ્મવેત્તાને, શરીરરક્ષા આદિ ઐહિક પ્રયોજન અર્થે કર્મ કર્તવ્ય ન હોય, તથાપિ આમુષ્મિક ફલસિદ્ધિ અર્થે તે કર્તવ્યરૂપે હોય એમ તું કહેતો તુંને પુછીએ છીએ કે, તેમા પણ તે કર્મ શું સ્વર્ગાર્થે, વા મોક્ષાર્થે, વા આત્મશુદ્ધિ અર્થે કર્તવ્ય હોય તે તું કહે ?

આ પક્ષો વિષે આદ્યપક્ષ અસિધ્ધ છે; ' पर्याप्तकामस्य कृतात्मनस्त्विहैव सर्वे प्रविलीयन्ति कामाः મુ. ૩ । ૨ । ૨ અર્થ—જેને સર્વે કામનાઓ પર્યાપ્ત થયલ હોય તેવા કૃતાર્થ પુરૂષને તો, આ દેહ વિષેજ સર્વ કામનાઓ લયને પ્રાપ્ત થાય ' આ રીતના શ્રુતિવચનાનુસાર, સર્વ કામનાઓનો પ્રવિલય થઇ જાય, એટલે જ્ઞાનીપુરૂષને સ્વર્ગકામનાનો અભાવ હોય એટલે તેને સ્વર્ગાર્થે કર્મ કર્તવ્યરૂપે કેમજ ઘટે ?

દ્વિતીયપક્ષ પણ અસિદ્ધ છે; ' नकर्मणानप्रजया કૈવલ્ય ૨ અર્થઃ—કર્મ તથા પ્રજાવડે મુકિત પ્રાપ્ત ન થાય ' આ શ્રુતિવડે કર્મનો મોક્ષના સાધનરૂપે

નિષેધ કરેલ છે, અને વળી જ્ઞાનીપુરૂષ જીવન્મુક્ત હોય એટલે કર્મ મોક્ષાર્થે અસિદ્ધ હોય છે.

આત્મશુધ્ધિ અર્થે કર્મ કર્તવ્યરૂપે હોય એમ તું કહે તો તુંને પુછીએ કે, શરીરશુધ્ધિના અર્થે, ચિત્તશુદ્ધિના અર્થે, વા આત્મશુધ્ધિના અર્થે તે કર્તવ્યરૂપે હોય તે તું કહે? આ વિષે, આદ્યપક્ષ સિધ્ધ ન હોય; 'कलवरमूत्रपुरीषभाजनम् અર્થઃ—શરીર મૂત્ર તથા પુરીષના પાત્રરૂપ હોય છે.' આ રીતના સ્મૃતિ વચનાનુસાર તથા પ્રત્યક્ષરૂપે જોતાં પણ આ શરીર મળ, માસ તથા અસ્થિઓથી યુક્ત હોય, એટલે કર્મવડે તેને શુધ્ધિ કેમજ સ ભવે? વળી દ્વિતીયપક્ષ સિદ્ધ ન હોય, 'यतयः शुद्धसत्त्वाः मु ० ३। २ । ६ અર્થઃ—યોગીપુરૂષો શુદ્ધ અંતઃકરણવાળા' આ શ્રુતિ અનુસાર, જ્ઞાનીપુરૂષનું અંત કરણ કેવળ શુધ્ધ હોવાથી તેને આત્મજ્ઞાન સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થયલ હોય, એટલે તેને ચિત્તશુદ્ધિની અપેક્ષા અસિદ્ધજ હોય.

વળી તૃતીયપક્ષ પણ અસિદ્ધ હોયછે, 'अस्नाविरंशुद्धमपापविद्धम् ઈશા. ૮ અર્થઃ—આત્મા સ્નાયુ આદિથી રહિત, શુદ્ધ તથા પાપવડે અલિપ્ત હોય છે' આ શ્રુતિ અનુસાર આત્મા નિરવયવ,તથા ઇંદ્રિયાદિનો અવિષયરૂપ હોય, એટલે કર્મવડે આત્મતત્ત્વની શુદ્ધિરૂપ કલ્પના કેમજ ઘટે? શતકોટિ કાર્યો કરે તથાપિ જે આત્મજ્ઞાનના બળવડે વિષ્ણુ, રૂદ્રાદિ દેવતાઓ પોતે શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થાય, તથા અન્ય પ્રાણિઓને શુદ્ધ કરે, તે આત્માને કોણ પદાર્થ કયા પદાર્થવડે શુદ્ધ કરે? 'स्वतएव सतः शुद्धिर्नासता येनकेनचित् અર્થ.—આત્મા પોતેજ સ્વતઃશુદ્ધ હોય એટલે જે કોઇ અસતપદાર્થ હોય તેવડે તેની શુદ્ધિ કેમજ ઘટે?

જ્ઞાનીપુરૂષ સ્વઅર્થે ભલે કર્મ ન કરે, તથાપિ તે પર અર્થે કર્માચરણ કરે એમ કહે, તો લોકાર્થે જે કર્મ કરે તે અપરોક્ષજ્ઞાની વા પરોક્ષજ્ઞાની હોય તે તું કહે? જો તે અપરોક્ષજ્ઞાની હોય તો તે યોગી વા ગૃહસ્થ હોય તે તું કહે?

યોગીપુરુષ નિરભિમાની હોય તથા સર્વ કર્મો તથા તેનાં સાધનોનો જેણે પરિત્યાગ કરેલ હોય, એટલે તેને કર્મશબ્દ કેમજ પ્રસકત હોય ? દેહ વર્ણ તથા આશ્રમાદિ વિષે અહંમમરૂપ અભિમાન, જગત્પ્રપંચ વિષે સત્યત્વબુદ્ધિ, કામભાવના, કર્તવ્ય વસ્તુનો નિશ્ચય કરવામા પ્રત્યવાયભય તથા શાસ્ત્રભય, ખરેખર કાર્યપ્રવૃત્તિના બીજરૂપે હોય છે; પરાવર સ્વરૂપની એકતાના વિજ્ઞાનરૂપ મહાઅગ્નિવડે, આ સર્વનો સમૂળગો નાશ કરી, પોતે નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી, અનાત્મવસ્તુ સાથેના તાદાત્મ્ય ભાવરૂપ ગ્રંન્થિને જેણે ભસ્મીભૂત કરેલ હોય તેવા સર્વાત્મભાવસંપન્ન, સ્વાત્મારામ યોગીપુરુષને કેવળ અતિવાદ કરવો પણ ન સંભવે, તો તેને કર્મ વિષે પ્રવૃત્તિ તો કેમજ ઘટે ?

વળી શ્રુતિમાં કહ્યું છે ' प्राणो ह्येष सर्वभूतैर्विभाति विजानन्विद्वान् भवते नातिवादी ' મું. ૩-૧-૪ અર્થઃ–આ પ્રાણજ સર્વભૂતપ્રાણિઓ રૂપે વિભાસે છે એમ જેને વિજ્ઞાન પ્રાપ્ત થયા હોય તે જ્ઞાનીપુરુષ અતિ સંભાષણ કરે નહિં,' આમ છે એટલે જે બ્રહ્મનિષ્ઠ તથા આત્માભિરત હોય તેવા પુરુષને, સ્વઅર્થે વા પરઅર્થે કર્મપ્રવૃત્તિ સંભવે નહિ.

દ્વિતીયપક્ષ પણ સિદ્ધ ન હોય; અનેકસહસ્ર જન્મો વિષે કરેલા અનેક પુણ્યકર્મોના પરિપાક તથા ઇશ્વરના અનુગ્રહવડે સર્વ દૃશ્ય મિથ્યારૂપ છે અને હું કેવળ બ્રહ્મરૂપ છુ, આ રીતનું બ્રહ્માત્મૈકતાનું વિજ્ઞાન જ્યારે નિશ્ચયપૂર્વક તથા કાંઇપણ પ્રતિબંધ વિનાનુ રૂઢી રીતે ઉત્પન્ન થાય, ત્યારે તે પુરુષ ભલે ગૃહસ્થ હોય તથાપિ તે યાજ્ઞવલ્કયાદિની પ્રમાણે સર્વ એષણાઓથી વ્યુત્થાનજ કરે, કિંતુ તેને અહંમમરૂપ સંસારપણુંનજ ઘટે; કારણ કે સંસારના કારણભૂત અહંમમભાવનો તેને અસંભવ હોય; દેહાદિ અનાત્મવસ્તુ વિષે અંહભાવ, તથા તેનાથી વ્યતિરિકત અન્યવસ્તુ વિષે મમ ભાવ હોય, તેજ ખરેખર સંસારનાં કારણ રૂપે હોય, એટલે બ્રહ્માત્મૈકતાનું વિજ્ઞાન સંપાદન થવાથી જેનો અહંમમભાવ અસંત નાશ પામેલ હોય તેને નઃ સંસાર સંભવે નહિ.

હું કેવળ બ્રહ્મસ્વરૂપ છું આ રીતનું વિજ્ઞાન, તથા ' હું બ્રાહ્મણ છું ' 'આ મ્હારૂં છે' આ પ્રકારની બુદ્ધિ, આ ઉભય તેજતિમિરવત્ પરસ્પર વિરૂદ્ધ હોય, એટલે એક આશ્રય વિષે રહી શકે નહિ; આ રીતે બ્રહ્મતત્ત્વના વિજ્ઞાનરૂપ ખડગ વડે જેની હૃદયગ્રંથી નિર્ભિન્ન થયેલ હોય તેવા જ્ઞાનીને પુન સંસરણ સભવે નહિ.

મરૂપ્રદેશને નિર્જલ હોવાનું જાણી પુનઃ દૂરથી તે પ્રદેશ જલરૂપે પ્રતીત થાય, તથાપિ તે જલનું ગ્રહણ કરવા અથવા તેનું પાન કરવા અર્થે વિવેકી પુરૂષ ત્યા કદાપિ ગમન કરે નહિ; પોતાને જળપાનની મહાન ઇચ્છા થયલ હોય તથાપિ વેગવાન તથા હર્ષયુકત થઇ ત્યાં ગમન ન કરે, કિંતુ અરે આ કષ્ટ આવ્યું એમ રૂદન કરતો પોતે મંદ મંદ રીતે ગમન કરે, તે મરૂસ્થલે જવાને અન્ય કોઇને તે પ્રેરે પણ નહિ, તેજ રીતે ભલે પ્રારબ્ધ પ્રતિકૂળ હોય તથાપિ આ મર્ત્ય દરશ ઇત્યાદિ મિથ્યા સ્વરૂપે છે એમ પોતે જાણે, એટલે જ્ઞાનીપુરૂષ હર્ષિત થઇ સંસરણ કરે નહિ તેમ અન્ય કોઇને સંસરણ કરવા અર્થે પ્રેરે નહિ, કિંતુ ભગ્નકટિવાન્ મર્પની પ્રમાણે તે મંદપૂર્વક ગતિ કરે; કારણકે તેને દેહાદિ અનાત્મવસ્તુ વિષે પ્રવૃત્તિ કરવાને પ્રવૃત્તિનો હેતુરૂપ એવા અહભાવનો અભાવ હોય છે;

હું કેવળ બ્રહ્મસ્વરૂપે છું એમ બ્રહ્મતત્વ વિષે બ્રહ્મસ્વરૂપે જે સ્થિતિ કરે, તેવા બ્રહ્મવેત્તા પુરૂષને ચાડાળની પ્રમાણે પોતાના શરીરને સ્પર્શ કરવાને આસકિત હોય નહિ.

દેહ આદિ વિષે તાદાત્મ્યભાવ કર્યા વિના અહંમમરૂપ વ્યવહાર સિદ્ધ ન થાય; જે બ્રહ્મવેત્તા હોય તેને દેહાદિ વિષે તાદાત્મ્યભાવ કરવો એ અત્યંત કષ્ટરૂપ હોય, તે તાદાત્મ્યભાવ વડે યુકત થઇ અહંમમરૂપે પ્રવૃત્તિ કરવી, તે તેનાથી પણ અધિક કષ્ટરૂપે હોય; વળી તેમા પણ કર્માનુષ્ઠાન કરવું તે તેથી પણ અધિક કષ્ટદાયક હોય, આમ જાણીને ગૃહસ્થ હોય તથાપિ તે જ્ઞાની હોવાથી સર્વ કર્મનો કેવળ પરિત્યાગ કરે, એટલે સ્વ-અર્થે વા પર-

અર્થે કર્મ કરવાને તે કદાપિ સમર્થ હોય નહિ, એટલે ચતુર્થ અધ્યાય વિષે તથા આહિ હવે પછી કહેવાશે તે રીતિપ્રમાણે જે પરોક્ષજ્ઞાની હોય, તેજ પુરૂષ લોકસંગ્રહાર્થે કર્મોનું સેવન કરે; દેહાદિ અનાત્મવસ્તુ વિષેનો અહંભાવ જેનો વિનાશ થયલ હોય તેવો અપરોક્ષજ્ઞાનવાન પુરૂષ તો કદાપિ કર્મનું સેવન કરે નહિ

શંકા—જે યોગયુક્ત હોય, જે વિશુદ્ધમનવાળો હોય, જેણે પોતાના મનને વશ કરેલ હોય, જે જીતેન્દ્રિય હોય તથા સર્વ ભૂતોવિષે આત્મભાવનાવાન્ હોય, તેવો પુરૂષ કર્મો કરે તથાપિ તે કર્મવડે લિપ્ત થાય નહિ, તત્ત્વવેત્તા યોગીપુરૂષ હું કાંઇ પણ કર્મ કરતો નથી એમ માને, (૫-૭) ઇત્યાદિ વાકયાર્થનું પર્યાલોચન કરતા તો, ભલે અપરોક્ષજ્ઞાની હોય તથાપિ તે પુરૂષને પણ લોકસંગ્રહાર્થે કર્મ અવશ્ય કર્તવ્ય હોય એમ પ્રતીત થાય, એટલે કેવળ પરોક્ષજ્ઞાની લોકસંગ્રહાર્થે કર્મ કરે આ રીતનો નિયમ કરવો કેમ ઘટે? બ્રહ્મનિષ્ઠ બ્રહ્મવેત્તા વિના 'વિશુદ્ધમનવાળો' ઇત્યાદિ વિશેષણો પરોક્ષજ્ઞાનીને કેમજ સિદ્ધ હોય? મુનિપણુ તથા તત્ત્વવેત્તાપણુ, આ બિંને બ્રહ્મવેત્તા પુરૂષનેજ બોધ કરે, માટે અપરોક્ષજ્ઞાનીને પણ કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય

તું કહે છે તે વાત સત્ય છે, 'વિશુદ્ધાત્મત' આદિ વિશેષણો, ઇતર પુરૂષોથી બ્રહ્મવેત્તાનો ભેદ પ્રદર્શિત કરે છે, શતકોટિ જન્મોવડે પણ બ્રહ્મવેત્તાઓથી ભિન્ન પુરૂષોને, આ મુક્તિરૂપ લક્ષણ પ્રાપ્ત થાય નહિ, તથાપિ આ વિષે તુને પુછીએ કે અપરોક્ષજ્ઞાની સિદ્ધ તથા સાધક આ રીતે બે પ્રકારના હોય, એટલે સિદ્ધ વા સાધક પુરૂષ, આ ઉભયમાંથી કોને લોકસંગ્રહાર્થે કર્મ કર્તવ્યરૂપ હોય તે તુ કહે?

સિદ્ધ પુરૂષ તો મુક્ત હોય એટલે તેને લોકસંગ્રહાર્થે તે કર્તવ્યરૂપે ન હોય, सर्वमिदमहं च ब्रह्मैव અર્થ—આ સર્વ ચરાચર જગત્ તથા હુ કેવળ બ્રહ્મસ્વરૂપ છઇએ' આ રીતની બ્રહ્મદર્શનયુક્ત નિત્ય તથા નિરંતરરૂપ બ્રહ્મનિષ્ઠાવડે તિક્ષ્ણીભૂત થયલ એવી પરાવસ્થારૂપી એકતારૂપ વિજ્ઞાનખડગ વડે

દ્વૈતરૂપ ભ્રમબંધનો વિચ્છેદ કરી, બ્રહ્માદિથી માંડી સ્તમ્બપર્યંત સર્વ પ્રાણિઓ સમેત પોતાના આત્માને મુક્તસ્વરૂપે જાણે તેવા બ્રહ્મવેત્તા યોગીને, બ્રહ્મદષ્ટિએ જોતાં બ્રહ્મલોકનોજ અભાવ હોય, એટલે તેને તે લોકનો સંગ્રહ કેમજ સંભવે ! જેમ દેવદત્તે સર્વ પુરૂષોના પૂર્વે ભોજન કરલ હોય તો તે પોતાને ભુક્તવાન્ જાણે, તેમ જ્ઞાનીપુરૂષ કેવળ પોતાના આત્માને નહિં, કિંતુ સ્વ-વિજ્ઞાન સિદ્ધ થતાં, પોતાને તથા સર્વ પ્રાણિઓને કેવળ મુક્તસ્વરૂપે જુવે છે.

જેમ બુદ્ધિમાન્ પુરૂષને પોતાનો આત્મા ચૈતન્યસ્વરૂપે છે એમ અનુભવ સિદ્ધ થાય એટલે, બ્રહ્માંડ વિષે રહેલ યાવત્ પ્રાણિઓને તે ચૈતન્યરૂપે અનુભવે, જેમ કોઇ પાચક, સ્થાલી વિષેના રાંધેલા ચોખા મધ્યે ચોખાનો એક દાણો પાકેલો જણાય એટલે સર્વ પુલાક પાકી ગયલ છે એમ જાણે, તેમ બ્રહ્મવેત્તા યોગી પોતે મુક્ત, હોય એટલે તે કેવળ સર્વને મુક્તરૂપે જાણે; કેવળ પોતાને એકલાનેજ તે મુક્તરૂપે ન જાણે.

જે કોઇ કેવળ પોતાનેજ મુક્તસ્વરૂપે જુવે, અને બીજાને તે પ્રકારે ન જુવે, તે તો ન હોય બ્રહ્મવેત્તા વા ન હોય મુક્ત, કિંતુ તે કેવળ વાણીવડે મુક્ત હોય; અવિદ્યારૂપ બંધથી તો તે મુક્ત નજ હોય.

જેમ કોઇ વિવેકી પુરૂષ પોતાની સૂક્ષ્મબુદ્ધિના લીધે, તરંગ, ફેન (ફીણ) બુદ્બુદ આદિ જળમય યાવત્ વિકારને કેવળ જળસ્વરૂપે જાણે, જેમ કટક, (કડું) મુકુટ આદિ હેમવિકારને કેવળ હેમસ્વરૂપે જાણે, તથા જેમ રજ્જુરૂપ સર્પને કેવળ રજ્જુરૂપે જાણે, વળી જે પોતાના આત્માને તથા સર્વ જગતને બ્રહ્મદૃષ્ટિએ કેવળ બ્રહ્મસ્વરૂપે જાણે, તેજ રીતનો જે કોઇ બ્રહ્મવેત્તા હોય તે અદ્વૈતદર્શી, તથા અવિદ્યારૂપ બંધથી વિમુક્ત હોય તેજ અદ્વૈત દર્શી, સિદ્ધ, મહાત્મારૂપ, તથા સુઇ ઉઠેલા પુરૂષની પ્રમાણે, પોતાથી વ્યતિરિક્ત અન્ય કોઇ નથી એમ જાણનાર જે શ્રેષ્ટ બ્રહ્મવેત્તા પુરૂષ પૂર્ણસ્વરૂપ વૃત્તિવાળો હોય, તેને લોકવિધિ, વિધાન, તથા વિધેય

આદિનો અ ભાવ હોય, એટલે તે વિધિ આદિને ઉદ્દેશીને, તેને કર્મ વિષે પ્રવૃત્તિ કેમજ સંભવે?

જો આમ હોય તો 'કર્મ કરે તથાપિ તે વડે તે લિપ્ત ન થાય' (૫-૭) આ વાક્ય કર્મપ્રવૃત્તિનો પ્રકાશ કરેછે તે કેમ ઘટે? આ શંકા વિષે, તે શ્લોકનું વિવેચન કરીશું તે અવસરે અમો સમાધાન કરીશું.

'विद्वान् यजते' અર્થઃ—વિદ્વાન પુરુષ યજ્ઞ કરે છે.' આ વાક્યમાં વિદ્વાન્ શબ્દવડે જે બ્રાહ્મણને વેદાર્થનું જ્ઞાન સિદ્ધ થયલ હોય તેનો બોધ થાય, તે શબ્દવડે કાંઇ બ્રહ્મવેત્તા યોગીપુરુષનો બોધ ન થાય; બ્રહ્મવેત્તાને તો સર્વ કર્મનો સંન્યાસ સિદ્ધ હોય એટલે યાવત્ વિધિઓ પણ લોકવત્ કેવળ મિથ્યાકોટિ સ્વરૂપે અંતર્ગત થવે, તેમને કર્મવિધિ ઉપપન્ન કેમજ હોય?

દ્વિતીયપક્ષ પણ સિદ્ધ ન હોય; સાધક મુમુક્ષુ યોગીને કર્મવિધિનો અભાવજ હોય છે:

ખચિત્ નિદિધ્યાસુ મુમુક્ષુ યોગીપુરુષને સમાધિ વિના, લોકસંગ્રહાર્થે અન્ય કર્મ કર્તવ્ય હોય નહિ; 'तमेव धीरो विज्ञाय प्रज्ञाम् બૃ. ૪-૪-૨૧ અર્થ.—જ્ઞાનીપુરુષે કેવળ પ્રજ્ઞાવિજ્ઞાત થઇ;' परंब्रह्मानुसंदध्यात् નારદ પરિવ્રાજક૦ ૮-૬ અર્થઃ—પરબ્રહ્મ તત્ત્વનું અનુસંધાન કરવું;' यच्छेद्वा ङमनसीप्राज्ञः કઠ૦ ૧-૩-૧૩ અર્થ—પ્રાજ્ઞપુરુષે વાણી તથા મન નિયંત્રિત કરવા;' ब्राह्मणः पाण्डित्य निर्विद्य बाल्येन तिष्ठासेत् બૃ. ૩-૫-૧ અર્થઃ—બ્રાહ્મણે પાંડિત્યને જાણીને બાળકવત્ સ્થિતિ કરવી;' આ શ્રુતિઓ તેને કેવળ જ્ઞાન નિષ્ઠાનો કર્તવ્યરૂપે બોધ કરે છે;

વળી 'मतः संयम्य मच्चित्तः ભ. ગીતા. ૬-૧૪ અર્થઃ—મનનું સંયમન કરી, મારા વિષે ચિત્તપરાયણ થઇ,' 'ध्यानयोगपरो नित्यम् અર્થઃ—ધ્યાનયોગ પરાયણ થઇ નિત્ય,' (ગી. ૧૮-૫૨) वाच यच्छ मनो यच्छ અર્થ—વાણી તથા મનનું સંયમન કર,' આ સ્મૃતિવાક્યો,

જે સાધક યોગીપુરૂષ આત્મવેત્તા હોય તેને કેવળ સમાધિજ કર્તવ્ય રૂપે હોય એમ પ્રતિપાદન કરે છે; આવા સાધક યોગીને સ્વઅર્થે વા પરઅર્થે, શ્રૌત તથા સ્માર્ત કર્મ કર્તવ્યરૂપે નજ હોય; કારણ કે शौचमाचमनं स्नानं न तु चोदनया चरत् અર્થઃ—શૌચ, આચમન તથા સ્નાનકર્મ અવશ્ય કર્તવ્યરૂપે પ્રેરિત ન હોય ' આ સ્મૃતિ અન્વય, જે જ્ઞાનનિષ્ઠ હોય તેને કર્મવિધિનો અભાવ નિર્દિષ્ટ કરેલ છે.

વળી ' एतमेवप्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति બૃ. ૪ ૪–૨૨ અર્થઃ— કેવળ આજ લોકની ઇચ્છા કરતા સતા, પ્રવ્રાજકો સંન્યાસ ગ્રહણ કરે છે ' આ શ્રુતિ અનુસાર જે જિજ્ઞાસુ યોગી જિજ્ઞાસાયુક્ત થઇ સર્વ કર્મનો પરિત્યાગ કરે તેનજ ' जिज्ञासाया सम्प्रवृत्तो नाद्रियेत्कर्मचोदनाम् અર્થઃ—જે પુરૂષ બ્રહ્મતત્વની જિજ્ઞાસા વડે યુક્ત હોય, તેણે કર્મપ્રવૃત્તિ વિષે આસક્તિ કરવી નહિં;' આ સ્મૃતિ અનુસાર જ્ઞાનીપુરૂષને, શ્રવણાદિ જ્ઞાન સાધનનું સેવન કરવા વિના અન્ય કર્તવ્ય ન હોય તથા કર્મ કેવળ ઉપેક્ષ્યરૂપ છે આમ પ્રતિપાદન કરેલું છે, એટલે આ રીતે સાધક પુરૂષને કર્મતંત્રના અવકાશ અસિદ્ધ હોય, તો જે સિદ્ધ પુરૂષને આત્મતત્વનું વિજ્ઞાન સિદ્ધ થયલ હોય, તેને તો કર્મતંત્રતા કેમ જ ઘટે ?

આમ છે એટલે જે કેવળ પરોક્ષજ્ઞાની હોય તેણે અનેક પ્રકારે શ્રવણ કરેલ હોય, એટલે તેને કેવળ આભાસરૂપ આત્મજ્ઞાન ઉપાર્જન થવાથી તે અહમમઆદિ બાહ્ય વાસનાઓના લીધે સબંદ્ધ હો , એટલે કેવળ આવો પુરૂષજ લોકસંગ્રહાર્થે કર્મ કરવાને અધિકારી હોય; અથવા તો બ્રહ્માએ લોકોના અનુગ્રહ અર્થે, વ્યાસ, અગસ્ત્ય, પરાશર વસિષ્ઠાદિ તથા તેના જેવા અન્યમહાન પુરૂષોને, નિગ્રહ તથા અનુગ્રહ કરવાને સમર્થ અધિકારિકરૂપે સર્જેલા, તેજ લોકસંગ્રહાર્થે કર્મ કરવાને અધિકારી હોય, કિંતુ કોઇ સિદ્ધ તથા સાધક મુમુક્ષુયોગી તેવો અધિકારી નજ હોય; આમ છે એટલેજ સર્વજ્ઞરૂપ શ્રીભગવાને, 'તેને કાંઇ પણ કર્મ કર્તવ્યરૂપે ન હોય' એમ ઉક્તિ કરેલી છે.

અવ—બ્રહ્મા તથા ઈંદ્ર આદિ દેવતાઓ પોતપોતાના પદ પ્રાપ્ત કરી જે સુખને પ્રાપ્ત થયેલ છે તે કેવળ કર્મજન્ય હોય, એટલે સર્વત્ર સુખ, કર્મવડે જ સંપાદન થઇ શકે અને બ્રહ્મવેત્તા પણ કેવળ સુખની કામનાવાળો હોય, તેથી નિરંતર સુખ સિદ્ધ થાય તે અર્થે તેને યત્કિંચિત્ કર્મ અવશ્ય કર્તવ્ય હોય ? આ રીતની શંકા યોગ્ય નથી ' आनन्दो ब्रह्म तै. ૩-૬ અર્થ – બ્રહ્મ આનંદસ્વરૂપ છે ' ' विज्ञानमानन्दं ब्रह्म બૃ ૩-૯-૨૮. અર્થ —બ્રહ્મ વિજ્ઞાન તથા આનંદસ્વરૂપ છે ' આ શ્રુતિ અનુસાર બ્રહ્મતત્વ કેવળ આનંદસ્વરૂપ હોય, એટલે જે પુરુષ બ્રહ્મનિષ્ઠાપૂર્વક નિરંતર બ્રહ્મસંપન્ન થઇ અખંડ આનંદસ્વરૂપે સ્થિતિ કરે, તે નિરંતર બ્રહ્માનંદ રસનો અનવચ્છિન્નપણે અનુભવ કરે, અને ક્રિયાજન્ય સુખ તો અનિત્ય હોય, એટલે બ્રહ્મવેત્તા તો આ ક્રિયાજન્ય સુખની અપેક્ષાથી રહિત હોય તેથી તેને કાંઇપણ કર્મસાધ્ય અર્થ, વા કર્મના અભાવથી કાંઇપણ અનર્થ, પ્રસક્ત ન હોય એમ હવે ' नैव ' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

અન્વ—तस्य (सिद्धस्य यत ) कृतेन अर्थ (कश्चित् अपि) न एव (अस्ति) अकृतेन (अनर्थ उक्त ) कश्चन इह न (सम्भवति) अस्य च सर्वभूतेषु अर्थव्यपाश्रय कश्चित् ( अपि ) (अस्ति) । १८ ॥

અ—સિદ્ધ યોગીપુરુષને કર્મો કરીને કાંઇપણ અર્થ પ્રાપ્ત કરવાપણું હોય નહિ, તેમજ વિહિતકર્મોનું તે અનાચરણ કરે તો તે વડે પણ તેને આ લોક વિષે કાંઇ અનર્થ પ્રાપ્ત થાય નહિ, વળી ઉક્તલક્ષણવાળા બ્રહ્મવેત્તાને, સર્વભૂતપ્રાણિઓ વિષે, બ્રાહ્મણાદિ કોઇ પણ પુરુષનો આશ્રય કરવાપણું પણ ન

वि—तस्य-આ સર્વ ચરાચર જગત્ હું પોતે જ છુ, આ રીતે સર્વ જગતને આત્મસ્વરૂપે કેવળ એક અદ્વિતીયરૂપે જાણે તેવા આત્મારામ, આત્માનંદ સિદ્ધ યોગીપુરૂષને कृतेन-અનુષ્ઠાન કરેલ કર્મો વડે.

આત્મારામ આદિ લક્ષણવાન સિદ્ધપુરૂષ આત્મતૃપ્ત હોય, વળી સર્વ જગતને મિથ્યારૂપે જાણતો હોય, એટલે યોગક્રિયાવડે પ્રાપ્ત થવાને યોગ્ય, આકાશગમનરૂપ અણિમાસિદ્ધિ પ્રાપ્ત કરવાની તેને અપેક્ષા ન હોય, તેમ તે સર્વાત્મભાવને સંપન્ન થયલ હોય, એટલે તેને તપકર્મ વડે પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મા તથા ઇંદ્રાદિના પદની પણ અપેક્ષા સંભવે નહિ; વળી તે જીવન્મુક્તસ્વરૂપ હોય, એટલે વૈદિક કર્મોવડે પ્રાપ્ત થવાને યોગ્ય, ચિત્તશુદ્ધિરૂપ દ્વારવાળા મોક્ષની પણ અપેક્ષા ન હોય; આ રીતે જે ઉત્તમ બ્રહ્મવેત્તા હોય, તેને કોઇ પણ પદાર્થ કર્મવડે સિદ્ધ કરવા યોગ્ય ન હોય

આ બ્રહ્મવેત્તાને કર્મવડે કાઇ પણ ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત કરવાની ભલે આવશ્યકતા ન હોય, તથાપિ કર્મ ન કરવાથી વિધિના ઉલ્લંઘનરૂપ દોષ વા કર્મ ન કરે તેથી પ્રત્યવાયરૂપ દોષ પ્રાપ્ત થશે, તેને જ્ઞાનહાનિ વા સ્વરૂપહાનિ પ્રસક્ત થાય આ રીતની શંકાનુ, ' नाकृतेन ' પ્રતિવાકયાર્થવડે નિરાકરણ કરે છે—

પૂર્વોકત લક્ષણવાન બ્રહ્મવેત્તા પુરૂષ વિહિત કર્મનુ આચરણ ન કરે (अकृतेन) તો તેને આ લોક વિષે ( इह ) કોઇ પણ ઉકત પ્રકારનો અનર્થ સંભવે નહિ, मायामात्रमिदद्वैतम् માડૂક્ય ગૌડપાદ૦ કા૦ ૧–૧૭ અર્થ –આ સર્વ દ્વૈતપ્રપંચ કેવળ માયારૂપ છે, ' આ ન્યાયે કર્મવિધિ પણ અવિદ્યકરૂપે મિથ્યાસ્વરૂપ હોવાથી, જ્ઞાનીપુરૂષ તેનુ ઉલ્લંઘન કરે તેથી કાઇ દોષ પ્રાપ્ત થાય નહિ, વળી उभेह्येवैष एते आत्मानं स्पृणुते तै २–९ અર્થ —જે પુરૂષ આનંદરૂપ બ્રહ્મને જાણે છે તે બેઉ પ્રકારના કર્મને બ્રહ્મભાવે કરી જુએ છે. આ શ્રુતિ અનુસાર બ્રહ્મવેત્તા પુરૂપ બ્રહ્મદર્શી હોય, એટલે સ્વતઃસત્તાના અભાવના લીધે તેને કર્મ અસિદ્ધ હોવાથી ભલે તે કર્મ ન કરે, તથાપિ તેને

દોષ સંભવે નહિ; તે નિરંતર કેવળ બ્રહ્મનિષ્ઠા વિષે સ્થિતિ કરે, એટલે આ રીતના જ્ઞાનીપુરૂષને જ્ઞાનની હાનિ ન થાય તેમ ' एषनित्योमहिमा ब्राह्मणस्य બૃ. ૪-૪-૨૨. અર્થઃ—બ્રાહ્મણનો આ નિત્ય મહિમા છે ' આ શ્રુતિ અન્વય, બ્રહ્મવેત્તાના આત્મસ્વરૂપની કર્મ વા અકર્મવડે વૃદ્ધિ વા ક્ષય થાય નહિ. એટલે બ્રહ્મવેત્તા પુરૂષ કર્મનું સેવન ન કરે તો તે વડે તેને કાંઈ અનર્થ પ્રાપ્ત થાય નહિ એમ તાત્પર્ય સિદ્ધ થાય છે.

મુક્તિને પ્રતિબંધ કરનાર પદાર્થની નિવૃત્તિ અર્થે, વા આધ્યાત્મિક આદિ ઉપદ્રવની નિવૃત્તિ અર્થે, આ બ્રહ્મવેત્તા યોગીને શિવ વા વિષ્ણુદેવ વા અન્ય કોઇ દેવનાનો ઉપાસનાપૂર્વક આશ્રય કરવો પડે, અથવા શરીરના નિર્વાહ અર્થે, કોઇ પણ બ્રાહ્મણ વા ક્ષત્રિયને અનુસરી તેનો આશ્રય કરવો પડે, એટલે જ્ઞાનીને પણ કર્મનો સર્વદા ત્યાગ કરવો કેમજ ઘટે ? આ રીતની-શંકા પરત્વે 'નચ' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

' इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितंमनः ગી. ૫-૧૯ અર્થઃ— જેમનું મન પરબ્રહ્મ વિષે સ્થિત હોય તે પુરૂષે, જીવદશા વિષેજ ભવિષ્યમાં ઉત્પન્ન થનાર દેહસંબંધને જીતેલ હોય છે, ' આ વચનાનુસાર ઉકતલક્ષણવાન શ્રેષ્ઠ બ્રહ્મવેત્તાને ( अस्य ) શરીરયાત્રાદિ ઉપર કહેલ કોઇ-પણ કાર્યને ઉદ્દેશીને દેવો મધ્યે શિવ વા વિષ્ણુનો, સર્વ ભૂતપ્રાણિઓ વિષે ( सर्वभूतेषु ) બ્રાહ્મણ વા અન્ય કોઇનો, ક્રિયાપૂર્વક આશ્રય કરવાનો આવશ્યકતા નજ હોય; આ રીતનો બ્રહ્મવેત્તા તો નિત્ય નિરંતર બ્રહ્મનિષ્ઠ હોય, એટલે તેને ભાવિશરીરને પ્રાપ્ત કરાવનાર અજ્ઞાન, તથા તેના કાર્યભૂત સંચિતાદિ સર્વ કર્મ, આ શરીર વિષેજ અત્યંત નિર્મૂલ થઇ જતા, પોતે કેવળ શરીર સંબંધથી નિર્મુકતપણે સદા સ્થિતિ કરે, તેથી તે આ જન્મ વિષે જ મુકત થઇ જાય.

આ રીતે આ પુરૂષ આ જન્મ વિષેજ મુકત હોય એટલે તેને મુક્તિને પ્રતિબંધ કરે તેવી વસ્તુ કેમજ સંભવે ? વળી શિવ, વિષ્ણુ આદિ પણ-

કેવળ મિથ્યાકોટિ સ્વરૂપે હોય, એટલે તેની પણ આરાધના કરવી કેમ જ ઘટે ? વળી આધ્યાત્મિક આદિ ઉપદ્રવ તથા શરીરનિર્વાહ પણ પ્રારબ્ધાધીન જ હોવાથી પુરુષ પ્રયત્ન કેવળ વ્યર્થરૂપે હોય, એટલે તેને બ્રાહ્મણાદિનો આશ્રય કરવો તે પણ કેમ જ ઘટે ? આમ હોવાથી જે બ્રહ્મવેત્તા યોગી મુક્તસ્વરૂપ હોય, તેને તો યત્કિંચિત્ પણ કર્મ કવચિત્ પણ કરવા ઘટે નહિ, અને જો તે કર્મ કરે તો કદાપિ બ્રહ્મવેત્તા હોય નહિ, સ્મૃતિમાં પણ કહ્યું છે 'ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः । नैवास्ति किंचित् कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित्' પૈંગલ ઉ ૪-૯, જાબાલ દર્શન ૧-૨૩ અર્થ — જે યોગીપુરુષ જ્ઞાનામૃતનું પાન કરી તૃપ્ત થઈ કૃતકૃત્ય થયેલ હોય તેને કિંચિત્ પણ કર્મ કર્તવ્યરૂપે હોય નહિ અને જો કાઇ પણ કર્મ કર્તવ્યરૂપે હોય તો તે તત્ત્વવેત્તા ન હોય' ૧૮

ભા — આ રીતના યોગારૂઢ મુક્તસ્વરૂપ આત્મારામ યોગીપુરુષને કાઇપણ કર્મ કર્તવ્યરૂપે હોય નહિ, કિંતુ તુ તો કેવળ આરુરુક્ષુ મોક્ષાર્થી છે, એટલે તુને તો કર્મ અવશ્ય કર્તવ્ય છે એમ હવે 'तस्मात्' ઇતિ મન્ત્રાર્થ વડે કથન કરે છે—

तस्मादसक्त सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुषः ॥ १९ ॥

અન્વ — हि ( मुमुक्षु ) पुरुष ( स्वयं ) असक्त कर्म आचरन् परं आप्नोति तस्मात् ( त्वम् अपि ) असक्त. ( सन् ) सततं कार्यं कर्म समाचर ॥ १९ ॥

અ — મુમુક્ષુ પુરુષ પોતે ફલાભિમાનથી રહિત થઇ વૈદિકકર્મો રૂડી રીતે કરે તો તે મોક્ષને પ્રાપ્ત કરે છે, માટે તુ પણ મુમુક્ષુ હોવાથી નિષ્કામ સતો, વિધાન કરેલ નિત્યાદિ કર્મો, નિરંતર શ્રદ્ધાભક્તિવડે તથા ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક રૂડી રીતે કર ૧૯

वि— पुरुषः =મુમુક્ષુ. असक्त =ફલાભિસંધિથી રહિત, નિષ્કામ; कर्म= વૈદિક કર્મો; आचरन्=રૂડી રીતે અનુષ્ઠાન કરતો મતોજ, पर=પરમ પુરૂષાર્થને; મોક્ષને कार्य कर्म=કર્તવ્યરૂપ, વિધાન કરેલ નિત્ય તથા નમિત્તિક કર્મો; समाचर=શ્રદ્ધા તથા ભક્તિ વડે ઇશ્વરાર્પણબુદ્ધિપૂર્વક રૂડી રીતે કર.

જેમ આ આત્મારામ મુમુક્ષુ, આ જન્મ તથા જન્માતર વિષે કેવળ વૈદિક કર્મો કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી, આત્મજ્ઞાન મસિદ્ધ થતા મુક્તિને પ્રાપ્ત થાય, તેમ આ કર્મભૂમિ વિષે સ્થિતિ કરનાર અન્ય કોઇ મુમુક્ષુ પુરૂષ પણ કેવળ કર્મો કરે તોજ જ્ઞાન પ્રાપ્ત થઇ તે મુક્ત થાય, આ સિવાય મુક્ત થવાનો અન્ય માર્ગ ન હોય, માટે તું પણ કેવળ કર્મો કરેથી ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થઇ જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત કરીશ.

'धर्मेण पापमपनुदति' માધવાચાર્ય વેદભાષ્ય નારા ઉ ૭૮ અર્થ— ધર્મ વડે પાપનો બહિષ્કાર થાય,' 'ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः' અર્થ—પાપકર્મનો ક્ષય થાય એટલે જ્ઞાન ઉત્પન્ન થાય ' 'ज्ञानादेवतु कैवल्यम्' અર્થ — કેવળ જ્ઞાનવડે મુક્તિ પ્રાપ્ત થાય,' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિઓ અન્વય, સ્વધર્મનુજ કેવળ અનુષ્ઠાન કરેથી પાપનો ક્ષય થાય, પાપક્ષય થયેજ જ્ઞાન પ્રાપ્ત થાય, અને કેવળ જ્ઞાન સિદ્ધ થયે મોક્ષ પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન કરેલું છે ૧૯

अव—આમ છે એટલે જે મુમુક્ષુને આત્મજ્ઞાન પ્રાપ્ત થયલ ન હોય, તેણે તો અવશ્ય કર્મનુ સેવન કરવુ એ રીતનો ઉપદેશ કર્યો, હવે 'कर्मणैव' ઇતિ મંત્રાર્થવડે, આ ઉપદેશ પરત્વે, વૃદ્ધપુરૂષોના પ્રમાણનું કથન કરે છે —

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

अन्व०जनकादय हि कर्मणा एव संसिद्धिम् आस्थिताः । लोकसंग्रहम् एव पश्यन् अपि त्वं कर्म कर्तुम् अर्हसि ॥ २० ॥

ભા-ખરેખર જનકાદિ ક્ષત્રિયો, કેવળ શ્રોત સ્માર્ત કર્મો કરીનેજ મુક્તિ પ્રાપ્ત કરી કૃતાર્થ થયવા, પામર પુરૂષોને સત્કર્મનો માર્ગ પ્રદર્શિત કરી તેમનુ તારણ કરવા, વા ઉન્માર્ગથી તેમનુ નિવારણ કરવા અર્થે, તુને તેમના હિત અર્થે પણ શ્રોતાદિ કર્મ કરવા ઘટે છે. ૨૦

વિ૦ જનકાદય —જનક વૈદેહી આદિ પુરૂષ જેમનો છે તેવા અશ્વપતિ ભગીરથ આદિ ક્ષત્રિયો, કર્મણૈવ=શ્રોત, સ્માર્ત કર્મો કરીનેજ; જનકાદિ ક્ષત્રિયો, કેવળ શ્રોતાદિ કર્મોવડે ચિત્ત શુદ્ધ થઇ જ્ઞાન પ્રાપ્ત થતા મુક્તિને ( સંસિદ્ધિમ્ ) પામી કૃતાર્થ થયતા, માટે તુ પણ કેવળ કર્મ કર એટલે તેવડે ત્હારૂં ચિત્ત શુદ્ધ થઇ જ્ઞાન પ્રાપ્ત કરી તું સુખેથી સ્થિતિકર;

અથવા બીજો અર્થ આ પ્રમાણે થાય—

જનકાદિ ક્ષત્રિયો જ્ઞાનયોગનિષ્ટ હોવાથી મુક્તિને ( સંસિદ્ધિમ્ ) પ્રાપ્ત થયવા તથાપિ લોકહિતાર્થે કર્મવડેજ સ્થિતિ કરી રહેવા, અર્થાત્ પોતે કૃતાર્થ હતા તથાપિ કેવળ મૂઢ પુરૂષોને તારવા માટે કર્મ વિષે સ્થિતિ કરતા હતા.

જ્ઞાનારૂઢ પુરૂષો પણ આ રીતે કર્માનુષ્ઠાન કરે, તો તુ તો અનાત્મજ્ઞ તથા આરૂરૂક્ષુ છે એટલે તુને મોક્ષાર્થે કર્મ અવશ્ય કર્તવ્યરૂપે હોય તેમા શુ આશ્ચર્ય ? આ રીતનો સિદ્ધાંત પ્રદર્શિત કરી, જ્ઞાનારૂઢ હોવા છતા જનકાદિએ કર્મ વિષે પ્રવૃત્તિ કરેલી આ દૃષ્ટાંત આપીને, અધિકારી ભલે મુક્તસ્વરૂપ હોય, તથાપિ તેને લોકહિતાર્થે કર્મ કર્તવ્ય હોય એમ બોધ કરે છે

કદાપિ તુ ભલે મુક્તસ્વરૂપે હોય, તથાપિ જનકાદિવત્ લોકહિતાર્થે પણ કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય.

મહાન પુરૂષો પ્રમાણે પ્રવૃત્તિ કરીએ તો શાસ્ત્રનુ પ્રમાણપણું, કર્મની પ્રશંસા, અજ્ઞપુરૂષોની મુક્તિ, તથા પરંપરાસિદ્ધિપૂર્વક આચારવૃદ્ધિ સિદ્ધ થાય, એટલે મહાન મુક્તપુરૂષને પણ કર્મ અવશ્ય કર્તવ્યરૂપે હોય, આ રીતના આશયવડે હવે ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

लोकसंग्रहः-પામર પુરૂષો, ( लोक ) સત્કર્મનો માર્ગ દર્શાવીને તેમનું તારણ કરવું, વા ઉન્માર્ગથી તેમનું નિવારણ કરવું; ( संग्रह )

તાત્પર્ય.—લોકસંગ્રહનો વિચાર કરીને પણ, (सपश्यन्) અર્થાત્ હું જો કર્મો કરીશ તો લોકોનો ઉપકાર થશે આમ સમજીને પણ તુને કર્મ કરવા ઘટે. ૨૦

અવ૦ હું જે કર્મો કરૂં તેનાવડે કયા પ્રકારે લોકોપકાર થાય તેનુ હવે "यद्यदाचरति" ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

न्व—श्रेष्ठः यत् यत् आचरति इतरः जनः तत् तत् एव (आचरति किंच ) सः यत् (शास्त्रं) प्रमाणम् कुरुते लोकः तत् (एव) अनुवर्तते ॥ २१ ॥

અ—શ્રેષ્ઠ બ્રાહ્મણ શ્રૌત સ્માર્તાદિ જે કાંઇ કર્મ કરે, તેજ કર્મ અન્ય પામર પુરૂષ કરે; વળી ઉક્તલક્ષણવાન શ્રેષ્ઠ પુરૂષ જે શાસ્ત્રને પે તે પ્રમાણભૂત કરે, તેજ શાસ્ત્રને અન્ય મૂઢ પુરૂષો પણ પ્રમાણભૂત કરે છે. ૨૨

વિ—વેદશાસ્ત્રના અધ્યયન તથા અધ્યાપન કર્મ વિષે, તે વેદશાસ્ત્રના અર્થજ્ઞાન તથા અર્થજ્ઞાપનરૂપ કર્મ વિષે, તથા વેદોક્ત કર્મના અનુષ્ઠાન તથા અનુષ્ઠાપનરૂપ કર્મ વિષે જે શ્રેષ્ઠ દ્વિજબ્રાહ્મણ કુશળ હોય તથા જે કુળ, શીલ આદિવડે મહત્વસંપન્ન હોય તેવો પુરૂષ (श्रेष्ठ) શ્રૌત, સ્માર્ત વા અન્ય કર્મનું આચરણ કરે, ( यत् यत् आचरति ) અર્થાત્ નિયમાનુપૂર્વક અનુષ્ઠાન કરે, તેજ કર્મનું ( तत् तत् ) ઇતર પામર મુમુક્ષુ ( इतरः जनः ) આચરણ કરે; કિંતુ આ પામર મુમુક્ષુ તો શાસ્ત્ર, તેનું જ્ઞાન, તથા તદુક્ત કર્મના પરિજ્ઞાનથી રહિત હોય, એટલે તે પોતે તે કર્મ સિવાય અન્ય કર્મ

નજ કરે; કિંતુ ઉક્તલક્ષણવાન્ શ્રેષ્ઠ પુરૂષ (सः) જે જે શાસ્ત્રને પોતે **પ્રમાણભૂત** ગણે, અર્થાત્ અમુક શાસ્ત્ર પ્રમાણભૂત છે એમ કહી વ્યવહાર કરે, (यत् प्रमाण कुरुते) તેજ શાસ્ત્રને, અર્થાત્ તે શ્રેષ્ઠ પુરૂષે **પ્રમાણીકૃત** કરેલ શાસ્ત્રનેજ (तत्) અનુવર્તે, અર્થાત્ પોતે તેજ શાસ્ત્રને પ્રમાણરૂપે કરે છે (अनुवर्तते)

तात्पर्य.—પામર પુરૂષ કેવળ શ્રેષ્ઠ પુરૂષને અનુસરનાર હોય છે; આ રીતે, શ્રેષ્ઠ પુરૂષ ભલે પોતે કૃતાર્થરૂપ હોય, તથાપિ તેને પણ લોકહિતાર્થે કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે એમ સિદ્ધ થાય છે. ૨૧

अव—જે મહાત્મા પુરૂષ કૃતાર્થરૂપ હોય, તેને કાંઇ પણ વસ્તુ સાધ્યરૂપે હોય નહિ, એટલે તેવો પુરૂષ કર્મ કરે એમ કયાંઇ પ્રમાણ જોયેલું નથી એમ શંકા કરે તો તે વિષે, 'नमे' ઇત્યાદિ વાક્યાર્થવડે, હું પોતેજ પ્રમાણરૂપે છુ એમ શ્રી ભગવાન્ કથન કરે છે—

**नमेपार्थास्ति कर्तव्यं त्रिषुलोकेषु किंचन।**
**नानवाप्तमवाप्तव्यं वर्तएवच कर्मणि॥ २२॥**

अन्व—(हे) पार्थ, मे कर्तव्य (कर्म) न अस्ति अनवाप्तं (सत्) आप्तव्यं किंचन त्रिषु लोकेषु न विद्यते (अहं) कर्मणि वर्ते एव च॥ २२॥

अ—હે પાર્થ, મને કાઇ પણ કર્તવ્ય કર્મ નથી; આ ત્રણે લોક વિષે, મને અપ્રાપ્ત હોય તેવી કોઇ પણ વસ્તુ નથી, કે જે પ્રાપ્ત કરવા માટે મુને કર્મ કરવા પડે; તથાપિ લોકસંગ્રહાત્મક કર્મો વિષે હું પ્રવૃત્તિ કરૂં છું. ૨૨

वि—मे=ષડ્‌ગુણરૂપ ઐશ્વર્યસંપન્ન, જેની સર્વ કામનાઓ સંસિદ્ધ થયલ હોય તેવો હું પરમેશ્વર, તેને. कर्तव्यं=કોઇ પણ પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થને ઉદ્દેશીને જે કાંઇ કાર્ય કરવામાં આવે તે કર્મ; अनवाप्तं=અપ્રાપ્ત સતી; अवाप्तव्यं=ક્રિયાવડે પ્રાપ્ત થવા યોગ્ય વસ્તુ.

ગૃહપતિને જેમ પોતાના ગૃહ વિષે રહેલી સર્વ વસ્તુ કેવળ પ્રાપ્તરૂપે હોય, તે રીતે બ્રહ્માંડસ્વામીરૂપ એવા મને બ્રહ્માંડ વિષે રહેલી યાવત્ વસ્તુ કેવળ પ્રાપ્તરૂપે હોય; મને કાઇ પણ પદાર્થનું પ્રાપ્ત કરવાપણું હોયજ નહિ; આ રીતે હું મહાભાગ્ય, વૈરાગ્ય તથા જ્ઞાનવડે સમૃદ્ધ છઉં તથાપિ લોકસંગ્રહાત્મક કર્મો કરવા અર્થે હું પ્રવૃત્તિ કરું છું.

'ચ' પદ હિ વાચક છે; વૈદિક તથા લૌકિક કર્મો વિષે હું પ્રવૃત્ત રહુ છુ એ તો તુંને પ્રત્યક્ષસિદ્ધ છે, આ રીતે હિ પદવડે પ્રસિદ્ધિ બોધ થાય છે. ૨૨

અવ—તું સર્વેશ્વરરૂપે છે એટલે તું કર્મ ન કરે તો તુને કાઇ અનર્થ પ્રસક્ત ન થાય માટે લોકસંગ્રહાર્થે પણ તુને કર્મ કર્તવ્યરૂપે ન હોય, આ રીતે કથન ઘટે નહિ; "अश्रेष्ठ श्रेष्ठानुसारी અર્થઃ—જે અશ્રેષ્ઠ હોય તેવા પુરૂષો શ્રેષ્ઠ પુરૂષોને અનુસરે છે" આ ન્યાયાનુસાર, આ કૃષ્ણ સર્વજ્ઞરૂપે છે એમ સમજી મારૂં અનુકરણ કરશે, એટલે જો હું કર્મ ન કરૂં તો સર્વ લોક પણ કર્મરહિત થવાથી લોકનો નાશ થાય; માટે મને કર્મો અવશ્ય કર્તવ્યરૂપ છે એમ હવે 'यदि' ઇત્યાદિ બે મંત્રોવડે કથન કરે છે—

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः २३ ॥

अन्व—(हे) पार्थ, अहम् अतन्द्रितः जातु कर्मणि यदि न वर्तेयम् हि मनुष्याः सर्वशः मम वर्त्म अनुवर्तन्ते ॥ २३ ॥

અ—હું તો કૃતાર્થ છું, વા કર્મવડે મને તો કાઇ વસ્તુ સિદ્ધ કરવા જેવી નથી આમ માની, મંત્ર તંત્રના પ્રયોગ આદિ વિષે પ્રમાદ કર્યા વિના કવચિત્ કદાચિત્ પણ વિહિત વૈદિક કર્મો વિષે પ્રવૃત્તિ ન કરૂં તો હું કર્મ કરતો નથી એમ જાણી, સર્વ મનુષ્યો પણ અકર્મિ થાય; કારણ કે હે પાર્થ, સર્વ લોકો મારા વિષે આ ભગવાનથી તો સર્વજ્ઞ છે, આ

રીતની મર્યાદાત્વબુદ્ધિ કરીને, અશ્રેષ્ઠપુરૂષ જેમ શ્રેષ્ઠપુરૂષનું અનુકરણ કરે તેમ તેઓ મારા માર્ગનું અનુકરણ કરશે.

વિ—अतन्द्रित=મંત્ર, તથા તંત્રપ્રયોગ આદિ વિષે અપ્રમત્ત થઇને, जातु=કદાચિત્ પણ, कर्मणि=વિહિત કર્મ વિષે, न वर्तेयं=વિહિત કર્મો હું ન કરૂં તો, मम वर्त्म=કેવળ મારા માર્ગનું

તાત્પર્ય—જો હું કર્મનો પરિત્યાગ કરૂં તો સર્વ મનુષ્યો પણ પોતાથી કર્મનો પરિત્યાગ કરી દે

અવ—અને સર્વ મનુષ્યો કર્મનો પરિત્યાગ કરે, તેથી શું અનર્થ સિદ્ધ થાય? આ વિષે હવે 'उत्सीदेयु' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्तास्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

अन्व—अहं कर्म न कुर्याम् चेत् इमे लोकाः उत्सीदेयुः ।
संकरस्य च कर्ता स्याम् इमाः प्रजाः उपहन्याम् ॥ २४ ॥

અ—જો હું સર્વ કર્મનો પરિત્યાગ કરૂં તો આ સર્વ લોકનો નાશ થાય, હું વર્ણસંકર પ્રજાનો કર્તારૂપે થાઉં; તેમજ આ સર્વ પ્રજાની દુર્ગતિ થાય ૨૪

વિ—સર્વ કર્મોનો પરિત્યાગ કરૂં તો 'અન્નવડે ભૂતપ્રાણિઓ ઉત્પન્ન થાય છે' (ગી ૩-૧૪) આ મંત્રમાં જણાવેલ રીત પ્રમાણે હવિર્ભાગની ઉત્પત્તિ ન થાય, એટલે દેવો નાશને પામે, અને વૃષ્ટિ આદિના અભાવના લીધે મનુષ્યાદિની ઉત્પત્તિ ન થાય, અને જે ઉત્પન્ન થયેલ હોય તેમનો નાશ થાય, આટલોજ અનર્થ પ્રાપ્ત થાય એમ નહિ કિંતુ વર્ણસંકર્તા પ્રસક્ત થાય એમ 'संकरस्य' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

હુ તો કૃતકૃત્ય છું આ રીતના અભિમાનના લીધે જો હુ લોકસ્થિતિના કારણભૂત વા વૈદિક કર્મનો પરિત્યાગ કરું તો વર્ણસંકરતાનો હુ કર્ત્તારૂપ થાઉં, અર્થાત્ તેને વર્ણ તથા જાતિભેદના વ્યવસ્થાપક રૂપ કર્મનો અભાવ હોય તો સર્વ વર્ણ તથા જાતિની એકરૂપતા થઇ જાય, તેથી વર્ણની સાકર્યતા પ્રસક્ત થાય, અને તે સર્વનો હુ કર્ત્તારૂપ થાઉં.

વળી આ રીતની વર્ણની સાકર્યતા સંપાદન થાય તો સર્વ પ્રજાનો હુ વિનાશક થાઉં; અર્થાત્ સદ્ગતિ પ્રાપ્ત થાય તેવા કર્મો તેઓ ન કરે એટલે તેઓ નરકભાગી થઇ દુર્ગતિને પ્રાપ્ત થાય.

તાત્પર્યઃ—આ રીતે અનર્થ પરંપરા પ્રાપ્ત થાય, માટે હુ કૃતકૃત્ય હોઉં તથા તુ આત્મવેત્તા હો, તથાપિ અન્યકોઇને લોકહિતાર્થે કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય છે. ૨૪

જવ-આમ હોય તો જ્ઞાની પુરૂષ લોકહિતાર્થે કર્મવિષે પ્રવૃત્તિ કરે તો તેણે કયા પ્રકારે કર્મ કરવા, આ રીતની આકાક્ષા પ્રત્યે હવે 'સક્તા' તથા 'ન बुद्धिभेद' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

सक्ताःकर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

अन्व—(हे) भारत, अविद्वास कर्मणि सक्ता (भूत्वा) यथा (विहितंकर्म) कुर्वन्ति तथा (एव वर्तमान सन्) लोकसंग्रहं चिकीर्षुः विद्वान् (स्वयम्) असक्त (भूत्वा कर्म) कुर्यात् ॥ २५ ॥

અ-હે ભારત, આત્મતત્વને ન જાણનારા જેમ સ્વર્ગ, પુત્ર તથા ધન આદિ કર્મજન્ય ફળ વિષે આસક્તિમાન્ થઇ શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક નિયમવડે વિહિત કર્મો કરે. તેજ રીતે વર્તતા સના, લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાન્ બ્રહ્મવેત્તા અધિકારીએ પોતે, કર્તાપણાના અભિનિવેશથી રહિત થઇ તથા ફળની અપેક્ષા કર્યા વિના કર્મ કરવા. ૨૫

वि–अविद्वांसः=અનાત્મજ્ઞપુરુષો, कर्माणि=સ્વર્ગ, પુત્ર તથા ધનાદિ કર્મજન્ય ફલ વિષે; सक्ताः=આસક્તિમાન થઇને; असक्तः=કર્તાપણારૂપ અભિનિવેશથી રહિત, ફલાપેક્ષાથી રહિત થઇને;

આ રીતે જે બ્રહ્મવેત્તા અધિકારી પુરૂષ અસક્તરૂપે કર્મ કરે, તે પોતે તરી જઈ અન્ય પુરૂષને પણ તારે છે.

અનાત્મજ્ઞ તથા આત્મજ્ઞ, આ ઉભય પ્રકારના પુરૂષોને કર્મ કેવળ સામાન્યરીતે નિયમપૂર્વક કર્ત્તવ્યરૂપ હોય છે; કિંતુ તેમની માનસિક ભાવનામાં વિલક્ષણતા હોય છે; જે આત્મજ્ઞ હોય તે કર્તાપણાના અભિનિવેશથી રહિત હોય, તેને કર્મફલની અપેક્ષા ન હોય તથા કર્મ સિદ્ધ વા અસિદ્ધ હોય, આ રીતની ઉભય સફલતા તથા વિફલતાની સ્થિતિ પરત્વે તેને ક્રમે હર્ષશૂન્યતા તથા વિષાદ શૂન્યતા પ્રાપ્ત હોય; આ રીતે આત્મજ્ઞ અને અનાત્મજ્ઞ પુરૂષ વચ્ચે વિલક્ષણતા હોય છે. २५

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

अन्व—विद्वान् ( स्वयं ) युक्तः ( भूत्वा ) समाचरन् अज्ञानां कर्मसंगिनाम् बुद्धिभेदं न जनयेत्। ( किंतु ) सर्वकर्माणि जोषयेत् ॥ २६ ॥

અ–બ્રહ્મવેત્તાએ પોતે યોગનિષ્ટ થઈ કાલોચિત કર્મો કરીને, જેઓ કર્માસક્ત હોય તેવા અતત્ત્વવેત્તા મૂઢ પુરુષોની કામનાબુદ્ધિને ચલિત કરવી નહિ, કિંતુ કર્મફળની સ્તુતિ કરીને વૈદિક કર્મો પ્રત્યે તેમને પ્રીતિ ઉત્પન્ન કરવી કરાવવી. २६

वि–विद्वान्=બ્રહ્મવેત્તા પુરૂષ; युक्तः=પોતાના દેહાદિ વિષે તાદાત્મ્યતાના અભાવદર્શનરૂપ યોગનિષ્ઠાવડે યુક્ત થઇને; समाचरन्=કાલોચિત કર્મો કરીને; कर्मसंगिनाम्=કર્માસક્ત પુરૂષોની; અર્થાત્ ફલની અપેક્ષાકરી

નિયમપૂર્વક કર્મ કરનાર પુરુષોની, અથવા દેહ તથા ઇન્દ્રિય આદિવડે ક્રિયમાણ કર્મો વિષે હુ કર્તા છુ, હું ભોક્તા છુ આ રીતનું અભિમાન ( સગ ) જેમને હોય તેવા તત્ત્વને ન જાણનાર મૂઢ પુરુષોની;

બ્રહ્મવેત્તા પુરુષે પોતે પંડિતપણાના અભિમાનવડે યુક્ત થઈ, 'ज्योतिष्टोमेन स्वर्गकाम અર્થ —' સ્વર્ગની કામનાવાન્ પુરુષે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો ' આ રીતના વચનથી મૂઢ પુરુષને, ' જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવાથી સ્વર્ગફળ ભોગવી, ' ઇત્યાદિ ફળવિષયક કામના બુદ્ધિ પ્રાપ્ત હોય, તેનુ કદાપિ ચાલન ( ભેદ ) કરવુ નહિ, અર્થાત્ કામનાને વશ થઇ કર્મ કરવા નહિ, સ્વર્ગાદિ ફળ અસત્રૂપે હોય છે, વા મન્ત્રો આદિ સર્વ વસ્તુ મિથ્યા રૂપ છે, આ રીતના વચનોવડે તેમની બુદ્ધિને વિહ્વલ કરવી નહિ, કિંતુ ' अक्षय्य ह वै चातुर्मास्ययाजिन અર્થ —જેઓ ચાતુર્માસ યજ્ઞ કરે તેઓ ખરેખર અવિનાશી સુખને પ્રાપ્ત થાય ' ' पश्यति पुत्र पश्यति पौत्र અર્થ તેને પુત્ર તથા પૌત્રનુ દર્શન થાય ' तस्माद्धर्म परमवदन्ति નાગ૦ ૭૮ અર્થ —તેથી તેને પરમ ધર્મરૂપ કહે છે ' ઇત્યાદિ વચનોવડે સર્વ વૈદિક કર્મો પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન કરવી, ( जोषयेत् ) અર્થાત્ કર્મફળોની સ્તુતિ કરી કેવળ કર્મો કરવાની ઇચ્છા સંપાદન કરવી ૨૬

અત્ર—કર્મસગીઓને અજ્ઞ કહ્યા તે વચન વડે જેઓ મૂઢ હોય તેવા જ પુરુષો કર્મ કરે, અને જેઓ બ્રહ્મવેત્તા હોય તેઓ કર્મ ન કરે એમ સૂચન કર્યું , હવે કર્મસગી કોને કહે તેનુ ' प्रकृते ' ઇત્યાદિ મન્ત્રાર્થવડે વિશેષ રીતે સ્પષ્ટીકરણ કરે છે–

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

अन्व—प्रकृतेः गुणैः (एव) सर्वश. क्रियमाणानि कर्माणि ( प्रति ) अहंकारविमूढात्मा अहं कर्ता इति मन्यते ॥ २७ ॥

અઃ—સર્વ કર્મો પ્રકૃતિના ગુણભૂત અર્થાત્ કાર્યભૂત દેહેન્દ્રિયાદિવડેજ ક્રિયમાણ હોય છે, તથા અહંકારભાવના વડે વિમૂઢ થયલ પુરૂષ, આ સર્વ કર્મો હું પોતે કરૂં છું એમ માને છે. ૨૭

વિઃ—પ્રકૃતેઃ=સત્વ આદિ ગુણો દ્વારા આકાશ આદિ મહાભૂત રૂપે પરિણામને પામેલ માયા;તેના ગુણાઃ=કાર્યસ્વરૂપ દેહેન્દ્રિય આદિ. વિમૂઢાત્મા=(૧) દેહેન્દ્રિય આદિ અનાત્મ વસ્તુ વિષે, આત્મ-અવિદ્યાના લીધે અહંબુદ્ધિરૂપ અહંકાર, તેના વડે વિપરીત રૂપે ગ્રહણ કરવા તત્પર હોય (विमूढ) મન (आत्मा) જેનું તે; અથવા (૨) દેહેન્દ્રિય વિષે, અહંભાવના લીધે વિમોહિત થયલ અર્થાત્ હું દ્રષ્ટા છું, હું સ્પષ્ટા (સ્પર્શ કર્તા), શ્રોતા, ઘ્રાતા, (ગન્ધ લેનાર) રસયિતા, મન્તા, બોદ્ધા, કર્તા તથા ભોક્તા છું, આ રીતે તે તે ઉપાધિના સંબંધ વડે ઉત્પન્ન થયલ વિપરીત પ્રકારની વૃત્તિઓની વિષયતાને પ્રાપ્ત થયલ છે પ્રત્યગ્લક્ષણવાન્ મન (आत्मा) જેનું તે; અથવા (૩) દેહ તથા ઇંદ્રિયઆદિ વિષે અહંકારભાવના વડે વિમોહિત થયલ છે, અર્થાત્ અહંપ્રત્યયાર્થ રૂપે અવિદિત હોય (विमूढ)=આત્મા જેનો તેવો; કેવળ માયાના કાર્યભૂત દેહ તથા ઇન્દ્રિયાદિવડેજ કર્મો સર્વ પ્રકારે કરાય છે, અને આત્મા કદાચિત્ પણ કર્મો કરે નહિ, આ વાતને ન જાણનાં જે વિમૂઢ પુરૂષ હોય તે, સર્વ કર્મોનો હું પોતે કર્તા છું એમ માને; તાત્પર્ય.—દુષ્ટ વા અદુષ્ટ પ્રારબ્ધના લીધે દુષ્ટ વા અદુષ્ટ કર્મો, કેવળ દેહ તથા ઇંદ્રિયાદિવડે કરાય, અને આત્મા આ કર્મોનો કેવળ અકર્તા રૂપે હોય છે તથાપિ, આ પાપ કર્મ મેં કર્યું આ પુણ્ય કર્મ મેં કર્યું એમ મોહના લીધે, કેવળ પોતાના આત્માને તે તે ક્રિયાઓના કર્તારૂપે માને છે. ૨૭

'विमूढ' શબ્દમાં ણિ પ્રત્યય અંતર્ગર્ભિત રહેલ છે એટલે તે શબ્દ 'विमोहित' શબ્દનો વાચક છે.

અવઃ—'વિદ્વાન્ પુરૂષે યોગનિષ્ટ થઇને,' ગી. ૨૬ આ વચનવડે પૂર્વમંત્ર માં જ્ઞાની પુરૂષના આત્માને દેહ તથા ઇન્દ્રિય તથા તેના કર્મ સાથે

તાદાત્મ્યતાનો અભાવ હોય એમ કહ્યું તેનું, હવે 'तत्ववित्' ઇત્યાદિ વાક્યાર્થ-વડે પ્રતિપાદન કરે છે.—

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंते इति मत्वा न सज्जते ॥ २८ ॥

अन्व—( हे ) महाबाहो, गुणकर्मविभागयो· तत्त्ववित्तु गुणाः
गुणेषु वर्तन्ते इति मत्वा ( तेषां कर्मसु )न सज्जते ॥२८॥

અ—હે મહાન્ બાહુવાળા અર્જુન, ચક્ષુ આદિ જ્ઞાનેંદ્રિયો તથા વાગાદિ કર્મેન્દ્રિયો, બુદ્ધિ તથા મન અને તેમની ક્રિયાઓ, આ રીતના ગુણ ભાગનું તથા કર્મભાગનું તથા આત્માનું યથાર્થ સ્વરૂપ જાણનાર વિદ્વાન પુરુષ, ચક્ષુ આદિ ગુણો, પોતપોતાના કર્મ વિષે પ્રવૃત્ત થાય છે એમ નિશ્ચય કરીને તે કર્મો વિષે તે અહંમમભાવ કરતો નથી. ૨૮

वि—गुणा =ચક્ષુ આદિ જ્ઞાનેન્દ્રિયો, તથા વાગાદિકર્મેન્દ્રિયો, બુદ્ધિ, તથા મન; આ ગુણો મધ્યે, કેવળ ચક્ષુ તથા શ્રોત્રાદિને, દર્શન, તથા શ્રવણ આદિ ક્રિયા હોય વાક્, પાણિ આદિ કર્મેન્દ્રિયોનેજ વચન, ગ્રહણ, આદિ ક્રિયા હોય, કેવળ બુદ્ધિને અહંકરણરૂપ ક્રિયા હોય, કેવળ મનને સંકલ્પરૂપ ક્રિયા હોય, અને આત્મા તો કેવળ કૂટસ્થ, અસંગ, ચૈતન્યસ્વરૂપે રહેલ હોય છે, આ રીતના ગુણ તથા કર્મના વિભાગ હોય છે.

तत्ववित्=આ રીતના ગુણકર્મના વિભાગને તથા આત્માના યથાર્થ-સ્વરૂપને સમ્યક્ પ્રકારે જાણે તે, तु પદવડે અવિદ્વાન પુરુષનો નિષેધ કરેલો છે; સર્વકર્મોવિષે કેવળ ચક્ષુ આદિ ( गुणा ) રૂપાદિ કર્મવિષે, (गुणेषु) કેવળ વાગાદિ, વચનાદિ કર્મોવિષે, કેવળ બુદ્ધિ તે હું કર્તારૂપ છું આ રીતે અહં-કારરૂપે, એમ સર્વ ગુણો પોતપોતાના કર્મવિષે પ્રવર્તી રહે છે, અને આત્મા તો નથી સાંભળતો, નથી જોતો, નથી બોલતો, નથી કાંઇ કર્મ કરતો, નથી કયાંઇએ ગમન કરતો, કિંતુ કૂટસ્થ, અસંગ તથા ચિત્સ્વરૂપે સર્વદા

તૂષ્ણીરૂપેજ રહેલો છે, આમ નિર્ણય કરીને ( मत्वा ) તત્વવેત્તા પુરૂષ તે તે ગુણોના કર્મવિષે આસક્ત થાય નહિ, અર્થાત્ તે વિષે અહંમમરૂપ પ્રતીતિ કરે નહિ. ૨૮

અવ—આ રીતે, સર્વ કર્મ કેવળ દેહેન્દ્રિયાદિવડે ક્રિયમાણ હોય છે, અને પોતાનો આત્મા તો કેવળ અકર્તારૂપે હોય એમ ભલે જ્ઞાની પુરૂષ પોતે તો જાણે, તથાપિ તેણે પોતાથી વિલક્ષણરૂપ અજ્ઞાની કર્મિઓને પ્રમાદવડે પણ કર્મથી ચલાયમાન કરવા નહિ એમ કહી, ' प्रकृतेः ' ઇત્યાદિ વાકયાર્થવડે ઉક્ત અર્થનું પુન. દ્રઢીકરણ કહે છે—

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९॥

अ व—प्रकृतेः गुणसंमूढाः गुणकर्मसु सज्जन्ते । तान् मंदान् अकृत्स्नविदः कृत्स्नवित् न विचालयेत् ॥ २९ ॥

અ—જે પામર પુરૂષો, પ્રકૃતિના દેહાન્દ્રિયાદિ કાર્યવિષે અહંબુદ્ધિપૂર્વક તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયલ હોય, તેઓ પોતે શ્રવણાદિવડે ક્રિયમાણ શ્રવણાદિ કર્મવિષે અભિનિવેશ કરે છે; બ્રહ્મવેત્તા પુરૂષે આ રીતના મન્દબુદ્ધિવાળા અજ્ઞ કર્મિષ્ઠ પુરૂષોને કર્મથી ચલાયમાન કરવા ઘટે નહિ. ૨૯

વિ—' प्रकृतेर्गुणसमूढाः ' આ વાકયાર્થવડે કર્મિષ્ઠ પુરૂષોની જ્ઞાની પુરૂષોથી વિલક્ષણતાનું નિરૂપણ કરેલું છે; ગુણસંમૂઢા=દેહેન્દ્રિયાદિ કાર્યોવિષે ( गुणेषु ) અહબુદ્ધિપૂર્વક તદાત્મતાને પ્રાપ્ત થયલા પામર પુરૂષો ( समूढाः ) सज्जन्ते=અભિનિવેશ કરે છે; अकृत्स्नविदः=બ્રહ્મતત્વને ન જાણનાર, અજ્ઞાની પુરૂષોને कृत्स्नवित्=પૂર્વોક્ત લક્ષણવાન્ બ્રહ્મવેત્તા પુરૂષ.

જેઓ દેહેન્દ્રિયાદિ માયાના કાર્યવિષે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયલ હોય તેવા પામર પુરૂષો, શ્રવણાદિ તથા વાગાદિવડે શ્રવણ, દર્શન, વચન, આદાના

તથા ભોજનાદિ કર્મ જે ક્રિયમાણ હોય તે સર્વ કર્મો પ્રત્યે અમો પોતેજ શ્રોતા, દ્રષ્ટા, વક્તા, દાતા, કર્તા તથા ભોક્તારૂપે છઇએ એમ અભિનિવેશ કરે છે ( सज्जन्ते ).

બ્રહ્મવેત્તાએ અજ્ઞાની પુરૂષોને કર્મથી કદાપિ ચલાયમાન કરવા નહિ; તાત્પર્ય:-કામનાવાન થઇને કર્મો કરવા નહિ, કર્મનું ફળ અમનરૂપ હોય, કર્તા આદિ સર્વ મિથ્યારૂપે હોય, તુ તો કેવળ બ્રહ્મસ્વરૂપ છે, તુ ને કાઇપણ કર્મ કર્તવ્ય ન હોય, આ રીતના વાક્યોવડે અજ્ઞાનીને વિક્ષેપ ન કરતાં કર્મોની પ્રશંસા કરી કેવળ કર્મ વિષેજ પ્રવૃત્ત કરવા. ૨૯

અવ—આ રીતે જ્ઞાનવાન્ અધિકારીને પણ લોકસંગ્રહાર્થે કર્મ અવ-શ્ય કર્તવ્ય છે માટે લોકસંગ્રહ કરનારે આ રીતે વર્તવુ એમ ઉપદેશ કર્યો; હવે લોકસંગ્રહદષ્ટિએ જોતાં પણ તહારે સ્વધર્માનુષ્ઠાન કર્તવ્ય છે એમ ' मयि ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

अन्व—अध्यात्मचेतसा सर्वाणि कर्माणि मयि संन्यस्य निराशीः ( सन् ) निर्ममः विगतज्वरः भूत्वा युध्यस्व ॥ ३० ॥

અ—સર્વ જગત્ બ્રહ્મરૂપ છે, આ રીતની પ્રત્યક્સ્વરૂપે બ્રહ્મભાવના કરી નિત્ય નૈમિત્તિકાદિ સર્વ કર્મોનો, સર્વાત્મક સચ્ચસ્વરૂપ હુ પરમેશ્વર તેના વિષે બ્રહ્મસ્વરૂપે ન્યાસ કરી, યુદ્ધક્રિયાના ફળરૂપ રાજ્યપ્રાપ્તિ તેની અપેક્ષા કર્યા વિના, મમતારહિત તથા નિઃશોકરૂપ થઇ તુ યુદ્ધ કર. ૩૦

વિ૦ अध्यात्मचेतसा=અધ્યાત્મજ્ઞાન; ( चेत. ) તે વડે; ' इदं सर्वं यदयमात्मा બૃ૦ ૨—૪—૬ અર્થ.—આ સર્વ જે કાઇ દૃશ્યવસ્તુ છે તે આ આત્મા રૂપ છે ' આ રીતની શ્રુત્યુક્તરીતિ અનુસાર, આત્મતત્ત્વને ઉદ્દેશીને પ્રવૃત્ત થયલ અધ્યાત્મજ્ઞાન, તે વડે; અર્થાત્ ચમસ, સુરૂ આદિ બ્રહ્મ

સ્વરૂપ છે, દ્રવ્યપદાર્થ પણ બ્રહ્મસ્વરૂપ છે ગી. ( ૪-૨૪ ) આ રીતની હવે પછી આગળ કહેવામા આવશે તે પ્રકારની પ્રત્યગ્દષ્ટિ વડે સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપ છે એ રીતની બ્રહ્મદષ્ટિ કરીને; કર્માણિ=નિત્ય નૈમિત્તિકાદિ સર્વ કર્મો; મયિ=સર્વાત્મક બ્રહ્મતત્ત્વ વિષે સન્યસ્ય=સર્વ પદાર્થ કેવળ બ્રહ્મસ્વરૂપ છે એ રીતે લય કરીને; નિરાશીઃ=જયવડે પ્રાપ્ત. યુદ્ધક્રિયાના ફળરૂપ એવા રાજ્ય વિષે નિરપેક્ષ થતો નિર્મમ = ભ્રાતા આદિનો વધ થાય તે વિષે મમતારહિત થઇને. વિગતજ્વરઃ= આ મ્હારા ભ્રાતા આદિ મ્હારા વડે હણાય છે આ રીતનો જે સંતાપ ( ज्वर ) તે વિગત થયલ હોય જેનો તેવો અર્થાત્ નિ.શોકવાન થઇને; युध्यस्व=લોકસંગ્રહાર્થે યુધ્ધરૂપ કર્મ કર; આહી આ અભિપ્રાય સિદ્ધ થાય છે—

આ સર્વ ચરાચર જગત્ તથા હુ પોતે કેવળ બ્રહ્મસ્વરૂપે છઇએ આ રીતે જીવ તથા બ્રહ્મ એક છે, આ રીતનુ અપરોક્ષજ્ઞાન જે બ્રહ્મવેત્તા અધિકારીને અપ્રતિબદ્ધપૂર્વક પ્રાપ્ત થયનુ હોય તેવા પુરુષને લોકસંગ્રહાર્થે ઉકતરીતિપૂર્વક કર્મ કરવા અવશ્ય છે, આ પ્રકારનો બ્રહ્મવેત્તા પોતે તો જીવતો સતો મુકત સ્વરૂપે હોય, એટલે તેને અન્યપુરુષને તારવા અર્થેજ કર્મ કર્તવ્ય રૂપે હોય છે.

જો અધિકારી પુરુષ અપરોક્ષજ્ઞાનવાન્ ન હોય. કિંતુ કેવળ પરોક્ષજ્ઞાની હોય તો, ઘટદ્રષ્ટાવત્ આત્મા દેહાદિથી ભિન્ન હોય, એ રીતે પોતાનો આત્મા દેહાદિથી ભિન્ન રૂપે છે, આ રીતના યૌકિતક જ્ઞાનવડે યુકત થઇ, હું કર્તા વા કારયિતા નથી એ રીતે તેણે પોતાના આત્મા વિષે અકર્તાપણાની બુદ્ધિ કરવી.

આ રીતની અકર્તાપણાની બુદ્ધિ પ્રાપ્ત થાય એટલે 'मायामात्रमिदद्वैतम् ગૌ. પાદ ૧-૧૭ અર્થ:—આ સર્વ દ્વૈતપ્રપંચ કેવળમાયાસ્વરૂપ છે' ઇત્યાદિ શ્રુતિના બળ વડે તથા ઇન્દ્રજાળની પ્રમાણે. આ સર્વ ચરાચર જગત્ માયાના કાર્યરૂપે હોય, એટલે મિથ્યારૂપ છે ઇત્યાદિ યુક્તિબળ વડે, કર્તા,

કાર્ય તથા કારણ આ સર્વ કેવળ મિથ્યારૂપ છે એ રીતે, કર્તા આદિ સર્વ કેવળ મિથ્યાત્મક હોય, એમ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ રીતે કર્તાદિ સર્વ મિથ્યાત્મક છે એમ સમજી, સર્વત્ર નિર્મમનાજ્ઞાન (નિરાશી) થઇ લોકહિતાર્થે કર્મો કરે, તો તે વડે ચિત્તનો પરિપાક, જ્ઞાન તથા મોક્ષ સિદ્ધ થાય, વળી આ રીતના લોકોપકાર વડે પોતાનું તરણ તથા અન્ય લોકોનું તારણ, આ ઉભય ઉત્પન્ન થાય છે

વળી જો અધિકારી પુરુષ અનાત્મજ્ઞ હોય, તો તેણે પદાર્થોનો પરિગ્રહ કરવા વિષે મમતારહિત થઇ કર્મફળની અપેક્ષા કર્યા વિના શ્રૌત, સ્માર્ત તથા સર્વ કર્મો ઇશ્વરાર્પણબુધ્ધિપૂર્વક કેવળ આત્માર્થે કરવા, એટલે તે વડે ચિત્તશુદ્ધિ, અને ચિત્તશુદ્ધિ વડે જ્ઞાન તથા મોક્ષ સિધ્ધ થશે–૩૦ અવ—'જો કર્મોનુ અનાચરણ કરે (૩—૪) આ વાકયથી આરંભી, સર્વ કર્મો મારા વિષે અર્પણ કરી ' (૩—૩૦), આ વાકય પર્યંતના ગ્રંથ વડે, મુમુક્ષુ પુરુષને મોક્ષાર્થે ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક કર્મ અવશ્ય કર્તવ્ય હોય છે, આ રીતનો શ્રી ભગવાનનો અભિપ્રાય છે એમ નિર્ણય કર્યો, હવે જેઓ શ્રીભગવાનના આ અભિપ્રાયને અનુસરનાર હોય તેઓ મુક્ત થાય, અને જેઓ તે અભિપ્રાયથી વિપરીત વર્તન કરનારા હોય તેઓ વિનાશને પામે, આ રીતના નિયમનુ ' યેમેમત ' ઇત્યાદિ મંત્રાર્થ વડે પ્રતિપાદન કરે છે—

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यन्तेऽपि कर्मभिः ॥ ३१ ॥

अन्व—येमानवा· इदं मे मतम् अनसूयन्त· श्रद्धावत (सत )
अनुतिष्ठन्ति तेकर्मभि अपि मुच्यन्ते ॥ ३१ ॥

અ—જે વિવેકી બ્રાહ્મણાદિ મુમુક્ષુઓ ઉક્તલક્ષણવાળા મારા શાસન વિષે ગુણદોષ દૃષ્ટિ કર્યા વિના, કેવળ આ મારા શાસન વિષે શ્રદ્ધા તથા ભક્તિવડે

યુકત થઇ તેનુ અનુવર્તન કરી નિત્ય કર્મો કરે, તો તેઓ પુણ્યાપુણ્ય રૂપ નાના પ્રકારના દુઃખહેતુક સંચિતાદિ કર્મોથી મુકત થાય ૩૧

વિ—યે માનવાઃ જે વિવેકી બ્રાહ્મણાદિ મુમુક્ષુઓ ઇદં=ઉકતલક્ષણવાળું; મે=હુ પરમેશ્વરરૂપ, તેનુ; મતં= શાસન; આજ્ઞા અનસૂયંતઃ=હું જગત્ ગુરૂરૂપ તેના વિષે, ગુણદોષરૂપ અસૂયા ન કરતા; શ્રદ્ધાવંત.—શ્રદ્ધા તથા ભકિતવડે યુકત થઇને.

અનુતિષ્ઠન્તિ=અનુવર્તન કરે; અર્થાત્ મારી આજ્ઞાનુ ઉલંઘન કર્યા વિના જેઓ નિત્ય કર્મ કરે;

જેઓ મારા શાસનનુ ઉલંઘન કર્યા વિના નિત્ય કર્મ કરે તેનો મન શુદ્ધિ પ્રાપ્ત થતા નિર્વિકાર સ્વરૂપ આત્માનું વિજ્ઞાન પ્રાપ્ત કરી, પુણ્ય તથા અપુણ્યરૂપ નાનાપ્રકારના દુઃખહેતુક સંચિતાદિ કર્મોથી મુકત થાય છે.

અપિ શબ્દ વડે જન્માદિથી પણ તેઓ મુકત થાય છે એમ બોધ થાય છે. ૩૧

હવે જેઓ મારા શાસનનું ઉલ્લંઘન કરે તેમને શું શિક્ષા પ્રાપ્ત થાય તેનું 'યેત્વે' ઇત્યાદિ મંત્રાર્થવડે, નિરૂપણ કરે છે—

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

अन्व—ये तु एतत् अभ्यसूयन्तः मे मतम् न अनुतिष्ठन्ति सर्वज्ञान विमूढान् अचेतसः तान् नष्टान् विद्धि ॥ ३२ ॥

અ:—જે અવિવેકી દુરહંકારી બ્રાહ્મણાદિ પુરૂષો, હુ ઇશ્વર તેની આજ્ઞાને અત્યંત દોષિત કરી. દુરાગ્રહ વડે આ મારી આજ્ઞાનું અનુવર્તન ન કરે, તેવા બ્રહ્મજ્ઞાન વિષે વિમૂઢ તથા અવિવેકી પુરૂષો પુણ્યલોકથી ભ્રષ્ટ થયલ હોય છે એમ તું જાણ. ૩૨

વિ:—યે=અવિવેકી, દુષ્ટ અહંકારવાળા બ્રાહ્મણાદિ પુરૂષોઃ एतत्=ઉપર કથન કરેલ, હું ઇશ્વરનો મત અર્થાત્ શાસન, તેને अभ्यसूयन्तः=દોષિત કરતા

મતા ન અનુતિષ્ઠન્તિ= દુરાગ્રહવડે યુક્ત થઇ, મારી આજ્ઞાનું પરિપાલન ન કરે, सर्वज्ञानविमूढान्= સર્વાત્મકરૂપ બ્રહ્મ (सर्व) તદ્વિષયક જ્ઞાન, (सर्वज्ञान) તે વિષયમાં વિશેષરીતે વિમૂઢ હોય તેમને; अचेतसः= વિપરીતબુદ્ધિવાળા, અવિવેકી, અર્થાત્ કર્મ તો બહુ સાધનવડે સિદ્ધ થઇ શકે તેવાં તથા અત્યંત પરિશ્રમયુક્ત, તથા અદૃષ્ટફળવાળા હોય, તેથી તેમનો પરિત્યાગ કરવો તેજ પરમસુખરૂપ છે, આ રીતની વિપરીત બુદ્ધિવાળા, સન્યાસ ગૃહણ કરવાને અયોગ્ય, કર્મનિષ્ઠાથી રહિત; नष्टान्= જેમનો પુણ્યલોક નષ્ટ થયલ હોય તેવા,

તાત્પર્ય –જે અવિવેકી પુરુષો સ્વધર્મનો પરિત્યાગ કરી પરધર્મ વિષે પ્રવૃત્ત થાય, તેવા વિપરીત બુદ્ધિવાળા પોતેજ વિનાશને પામે છે. ૩૨

અવ—મારી આજ્ઞાનો અનાદર કરી, કર્તવ્ય કર્મનો પરિત્યાગ કરી, સ્થાણુવત્ અમો નિશ્ચલ રહીએ એમ જે માને તેઓ, પ્રકૃતિને આધીન હોય એટલે તેમને ચલાયમાન થયા વિના કેવળ તૂષ્ણીસ્વરૂપ ( મૌન ) ઘટેજ નહિ; કારણ કે મારી માયાનો નિગ્રહ કરવો અતિ દુષ્કર છે એટલે જ્ઞાની પણ તે માયાનો જય કરી શકે નહિ; માટે 'પરાધીનવશાત્ કર્મ અવશ્ય કરવા પડે છે' ( ૩-૫ ) આ રીતનો ઉપદેશ પૂર્વે કરેલો તેજ ઉપદેશનું, મૂઢપુરુષો કર્મ કરવાને નિયમવાન્ થાય તે અર્થે 'सदृश' ઇત્યાદિ વચન વડે પુનઃ દૃઢીકરણ કરે છે—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

अन्व—ज्ञानवान् अपि स्वस्याः प्रकृते सदृशं चेष्टते। भूतानि प्रकृतिं यान्ति निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

અ—નિત્ય નિરંતર બ્રહ્મનિષ્ઠ હોવાથી સર્વ વાસનાગ્રન્થિ જેની નિર્મૂલિત થઈ હોય તેવો બ્રહ્મવેત્તા પુરુષ પણ પોતાની વાસના અનુસાર

આહાર આદિ ક્રિયા કરે; સર્વ પ્રાણિઓ રાગદ્વેષાદિ ગુણયુક્ત વાસનાત્મિક પ્રકૃતિને વશ થઇ પોતપોતાની પ્રકૃતિ અનુસાર રાગદ્વેષને વશ થઇ નાના-પ્રકારના કર્મો કરે છે; એટલે તાત્કાલિક ઇન્દ્રિયોનો નિરોધ કરેલ હોય તે વડે શું ફલસિદ્ધ થાય? ૩૩

વિ —નિત્ય નિરંતરરૂપ બ્રહ્મનિષ્ઠાવડે સર્વ વાસનાગ્રંથિ જેની નિર્મૂલિત થઇ હોય તેવો બ્રહ્મવેત્તા ( ज्ञानवान् अपि ) પુરુષ પણ પોતાના પ્રાણનુ પરિત્રાણ કરવા અર્થે પોતાની સામાન્ય વાસનાને (प्रकृते ) અનુરૂપ (सदृश ) આહારાદિ કર્મો કરે છે; (चेष्टते) શરીરસ્થિતિના કારણરૂપે હોવાથી, પ્રકૃતિ અનિવાર્યરૂપ છે એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ થઇ શકે નહિ;

આ રીતે પ્રકૃતિનું ઉલંઘન કરીને બ્રહ્મનિષ્ઠાવિષે સ્થિતિ કરનાર જિતેંદ્રિય બ્રહ્મવેત્તાને પણ પ્રકૃતિને અનુસરવું પડે, તો અવશેષ રહેલા મૂઢ પુરુષોવિષે તો શુંજ કહેવું ? એમ કહી ' प्रकृतिं ' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

भूतानि= પોતપોતાના કર્મોવડે સુખ તથા દુઃખનો અનુભવ કરવા અર્થે જેમનો ઉદ્દભવ થાય તે પ્રાણિઓ.

સર્વ પ્રાણીઓ પોતપોતાની જાતિ અનુસાર, નાના પ્રકારની ક્રિયા જેથી પ્રવૃત્ત થાય છે તે રાગદ્વેષ આદિ ગુણયુક્ત વાસનાત્મિક પ્રકૃતિને પ્રાપ્ત થાય છે, (यान्ति) અર્થાત્ રાગદ્વેષવડે યુક્ત થઇ પોતપોતાની પ્રકૃતિ અનુસાર નાના પ્રકારના કર્મો કરે છે; કિંતુ તેઓ પ્રકૃતિને આધીન હોવાથી ક્ષણ માત્ર પણ તૂષ્ણીરૂપે સ્થિતિ કરી શકે જ નહિ; એટલે અમો કાંઇ પણ કર્મ કરતા નથી એમ કહી તાત્કાલિક ઇન્દ્રિયનિરોધ ( निग्रहः ) કરે તેથી શું ફળ પ્રાપ્ત થાય ?

તાત્પર્ય.—પોતાના રાગાદિદોષવાન્ પ્રકૃતિવેગના લીધે સર્વ પુરુષ ચેષ્ટાવાન્ હોય; એટલે હું કાંઇ પણ કર્મ કરતો નથી, આમ કહી ઇન્દ્રિયનો નિયમ કરવો કેવળ વ્યર્થ છે. ૩૩

અવ—સર્વ પ્રાણિમાત્ર રાગદ્રેષાત્મિક પ્રકૃતિવડે ગ્રસ્ત હોય, એટલે તારા મતને અનુસરનાર પુરૂષ પણ ઉક્તલક્ષણવાન્ પ્રકૃતિવડે ગ્રસ્ત હોય, તેથી તેને પૂર્વોક્ત કર્મયોગ વિષે પ્રવૃત્તિ કેમ ઘટે ? આ રીતની આકાંક્ષા પ્રાપ્ત કહે છે—

રાગ તથા દ્વેષ સમીચીન વા અસમીચીન બુદ્ધિના લીધે ઉત્પન્ન થાય; કિંતુ ' नद्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते अर्थ -તે અકુશળ કર્મનો દ્વેષ ન કરે, તેમ કુશળ કર્મ વિષે અનુસક્ત ન થાય ' ( ગી. ૧૮-૧૦ ) આ ન્યાયપૂર્વક જે વિધિયુક્ત તથા ઇશ્વરની આરાધનાપૂર્વક કર્તવ્ય હોય તેવા કર્મ વિશે કુશળ વા અકુશળપણાની બુદ્ધિનો પરિત્યાગ કરે, તો રાગ તથા દ્વેષને અવકાશ પ્રાપ્ત ન થાય આમ સૂચન કરી, રાગદ્વેષની સ્થિતિ, તેને નિવૃત્ત કરવાનો માર્ગ, તથા તે કયા પ્રકારે બંધકરૂપ હોય તેનુ હવે ' इन्द्रियस्य ' ઇત્યાદિ મંત્રાર્ધવડે કથન કરે છે—

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥

અન્વ—इन्द्रियस्य इन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ । हि तौ अस्य ( मोक्षमार्गस्य ) परिपान्थिनौ ( तत मुमुक्षुः । तयोः वशम् गच्छेत् ॥ ३४॥

અ—ઇન્દ્રિયને ઇન્દ્રિયના વિષય વિષે રાગ તથા દ્વેષ નિયમપૂર્વક સ્થિતિ કરી રહેલા હોય છે આ રાગદ્વેષ મોક્ષને પ્રતિબંધકરૂપ હોય, તેથી મુમુક્ષુ તેમને આધીન થવુ નહ ૩૪

વિ—इन्द्रियस्यार्थे=શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયોના શબ્દ આદિ વિષયો વિષે; व्यवस्थितौ=ઇષ્ટ વિષય પ્રત્યે રાગ તથા અનિષ્ટ વિષય પ્રત્યે દ્વેષ, એ રીતે પ્રત્યેક વિષય પ્રત્યે નિયમપૂર્વક સ્થિત હોય છે;

ઇન્દ્રિયોને વિષય વિષે રાગ વા દ્વેષ ભલે હોય તેમા મુમુક્ષુને શુ હાનિ થાય તેનું ' तौ हि ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

કારણ કે તે રાગ તથા દ્વેષ ( तौ हि ) ધર્મનું પાલન કરવાની ઇચ્છા કરનાર મુમુક્ષુના મોક્ષમાર્ગને, ( अस्य ) ચોરની પ્રમાણે પ્રતિબંધક રૂપ ( परिपन्थिनौ ) હોય, અર્થાત્ મોક્ષસાધનનો આશ્રય કરનાર મુમુક્ષુ પુરૂષને, સ્વાશ્રય-બલવડે વિષયરૂપ અરણ્ય વિષે પરિપાત કરી તદનન્તર કેવળ ભ્રમિત કરે છે.

આમ છે માટે જે મુમુક્ષુ પુરૂષ સત્ તથા અસત્ વસ્તુપ્રતિ વિવેકસંપન્ન હોય, તેણે વિષય પ્રત્યે સમીચીનપણાની બુદ્ધિ ન કરતા, તે રાગ તથા દ્વેષને આધીન થવુ ઘટે નહિ, ( न वशम् आगच्छेत् ) અર્થાત્ આ દ્રવ્ય, ગુણ, વા કર્મ સમીચીન છે એ પ્રકારની વિષયબુદ્ધિ કરવી નહિ; આ વિષય સમીચીન છે, આ અસમીચીન છે, આ રીતની વિષય-બુદ્ધિ કરે તોજ વિષયોને વશ થવાનું કારણ પ્રાપ્ત થાય, તેથી તે રીતની બુદ્ધિ ન કરતાં, મુમુક્ષુ પુરૂષે રાગ તથા દ્વેષના અવિષયીભૂત થઇ, ભલે તે કુશળ વા અકુશળ હોય તથાપિ સ્વધર્મવિષેજ ઇશ્વરપ્રીત્યર્થે પ્રવૃત્ત થવું ઘટે છે.

તાત્પર્ય -આ રીતે જે મુમુક્ષુ સ્વધર્મ વિષે પ્રવૃત્ત થાય તે કાંઇ પણ પ્રતિબંધ વિનાના મોક્ષને પ્રાપ્ત થાય છે. ૩૫

अत्र—अभय सर्वभूतेभ्यो दत्त्वानैष्कर्म्यमाचरेत् અર્થઃ—સર્વ ભૂત-પ્રાણિઓને અભયદાન આપીને નૈષ્કર્મ્યરૂપ આચરણ કરવું ' આ રીતની સ્મૃતિ અનુસાર, કર્મસંન્યાસરૂપ ધર્મ પણ અવશ્ય કર્તવ્યરૂપ હોય તેનું કેમ? કર્મસંન્યાસરૂપ ધર્મ કેવળશાસ્ત્રીય રૂપ તથા મુમુક્ષુને કર્તવ્યરૂપેહોય, એ વાત તો સત્ય છે, તથાપિ ' स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः અર્થઃ—પોતપોતાના અધિકાર અનુસાર નિષ્ઠાવાન થવું તેજ ગુણરૂપ કહેવાય ' આ વચનાનુસાર, જે પુરૂષનુ અંતઃકરણ અપકવ હોય તેને કર્મસંન્યાસ ધર્મ રૂપે ન હોય, કિંતુ અનેક જન્મોવિષે અનુષ્ઠાન કરેલ પુણ્યના પુંજવડે જેનું અંતઃકરણ પરિપક્વ થયલ હોય, જે, સર્વ પ્રકારે વિરક્ત થયલ હોય, તથા કર્મ મોક્ષના સાધન રૂપે ન હોય એમ જે જાણે, તેવા મુમુક્ષુ પુરૂષને વિવિદિષા-સંન્યાસ (જિજ્ઞાસુનો સંન્યાસ) અર્થે અથવા

કૃતાર્થ જ્ઞાનસિદ્ધ પુરૂષને સંન્યાસ કર્તવ્ય-ધર્મરૂપે કહિ શકાય; કિંતુ આલસ્યના લીધે વા કર્મ અત્યત કલેશયુક્ત હોય, એમ સમજી જે કર્મનો પરિત્યાગ કરે તેવા મૂઢપુરૂષને સંન્યાસ કર્તવ્ય-ધર્મરૂપે ન કહેવાય; આમ હોવાથી આ પુરૂષને સંન્યાસ પરધર્મ સમાનજ કહેવાય, તે સ્વધર્મરૂપ ન કહેવાય, તેમજ તે શ્રેયનો હેતુભૂત ન કહેવાય, કિંતુ કેવળ કર્મ સ્વધર્મ રૂપે છે, તેનાવડે શ્રેય: સિદ્ધ થાય તથા તેનું અનુષ્ઠાન કરવું ઉચિત છે એમ હવે 'શ્રેયાન્' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

अन्व— स्वनुष्ठितात् परधर्मात् विगुणः (अपि) स्वधर्मः श्रेयान् ।
स्वधर्मे निधनं श्रेयः (भवति) परधर्मः भयावहः ॥ ३५ ॥

અ-પરધર્મનું ભલે યથાશાસ્ત્ર સમ્યક્પ્રકારે અનુષ્ઠાન કરે, તેના કરતાં ભલે સમ્યક્પ્રકારે અનુષ્ઠિત ન હોય તથાપિ સ્વધર્મ વિધ્યુક્ત હોવાથી શ્રેષ્ઠ હોય છે; જે પુરૂષ સ્વધર્મ વિષે નિયમપૂર્વક પ્રવૃત્તિ કરે, તેને મરણ પછી સ્વર્ગ વા મોક્ષ પ્રાપ્ત થાય; કિંતુ સમ્યક્ પ્રકારે અનુષ્ઠિત હોય તથાપિ પરધર્મ, કેવળ નરક તથા ગર્ભવાસ આદિ અનર્થોનો હેતુભૂત થાય છે.

वि—स्वनुष्ठितात्=સમ્યક્ નિયમપૂર્વક (सु) યથાશાસ્ત્ર રીતે આચરિત; (अनुष्ठितात्) विगुणः=વ્યંગરૂપ; સમ્યક્ પ્રકારે અનનુષ્ઠિત; स्वधर्मः= પોતાને જેનુ શાસ્ત્રે કર્તવ્યરૂપે વિધાન કરેલ હોય તે; श्रेयान्=વિધ્યુક્ત હોવાથી શ્રેષ્ઠતર; निधनं=મરણ; श्रेय=સ્વર્ગ વા મોક્ષપ્રદ.

હે મુમુક્ષુઓ, વર્ણાશ્રમીઓ અર્થે શ્રીભગવાન આ પરમ ઉપદેશ કરે છે તે તમો સાંભળો—

જેમ યોગીપુરૂષને કર્મ પરધર્મરૂપે હોય, તેથી સ્નાન, જપ, સ્તોત્ર

આદિ કર્મોની અપેક્ષાએ, જ્ઞાનના સાધનભૂત શ્રવણ આદિરૂપ કેવળ પ્રયોજનવાળો સર્વકર્મસન્યાસ કેવળ શ્રેષ્ઠ ધર્મરૂપે હોય, તેમ ગૃહસ્થાશ્રમીને કર્મસન્યાસ પરધર્મરૂપે હોવાથી સર્વકર્મસન્યાસની અપેક્ષાએ જ્ઞાનની સાધનભૂત ચિત્તશુદ્ધિરૂપ કેવળ પ્રયોજનવાળો કર્મયોગજ શ્રેષ્ઠ ધર્મરૂપે હોય છે, એજ રીતે ઇતર વર્ણાશ્રમીઓને પણ, પરધર્મની અપેક્ષાએ કેવળ સ્વધર્મજ શ્રેયસ્કર હોય છે

વળી, પરધર્મનો અત્યત પરિત્યાગ કરી, ભલે સ્વધર્મ સ્વલ્પરૂપ વા વ્યગસ્વરૂપ હોય, તથાપિ તે વિષે નિયમપૂર્વક સ્થિતિ કરી મરણ પામે તો તેને સ્વર્ગ વા મોક્ષપ્રાપ્તિ થાય, કિંતુ તે ક્વચિત્ પણ નરક વિષે ગમન કરે નહિ.

સ્વધર્મનો પરિત્યાગ કરી, વાણીને પણ જે અગોચર હોય તેવા પરધર્મ વિષે રહીને મરણ પ્રાપ્ત થાય તો ક્વચિત્ શ્રેય પ્રાપ્ત થાય નહિ, કિંતુ પરધર્મ ભયને વહન કરનાર હોય છે, અર્થાત્ નિયમપૂર્વક સમ્યક્ પ્રકારે સેવન કરે, તથાપિ પરધર્મ યમદૂતોના ભયને તથા નરકને સંપાદન કરે છે

તાત્પર્ય —સ્વધર્મનો પરિત્યાગ કરી પરધર્મનો આશ્રય કરવાથી કેવળ નરક, તથા ગર્ભવાસ આદિ દુખ પ્રવાહ પ્રાપ્ત થાય છે ૩૫

અવ—'વિષયોનુ ધ્યાન કરવાથી (૨-૬૨) ઇન્દ્રિયનો ઇન્દ્રિયના વિષયો વિષે' (૩-૩૪) આ વાક્યાર્થવડે, જન્મ, મરણ આદિ અનર્થ પરમ્પરા કયા પ્રકારે પ્રાપ્ત થાય તેના કારણનુ નિરૂપણ કર્યું, તથાપિ તે અનર્થ પરમ્પરાના કારણનુ સ્વરૂપ, તેનુ અધિષ્ઠાન, તથા તે કયા ઉપાયે નિર્જિત થાય તે ઉપાય તેનું વિશેષ રીતે વિજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવડે યુક્ત થઇ, પોતે વિસ્મૃત થઇ ગયો હોય નહિ તેમ પૂર્વોક્ત વિષયની પૃચ્છા કરે છે, જો પડિત પુરૂષો સસારોત્પત્તિનુ કારણ જાણે તો ઉપાયવડે તેનો પરિહાર થઇ શકે એમ કહી અર્જુન કહે છે-

અર્જુન કહે છે–

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

अन्व–अथ (हे) वार्ष्णेय, बलात् नियोजितः इव केन प्रयुक्तः अयं पूरुषः अनिच्छन् अपि पापम् आचरति ॥ ३६ ॥

અ–હે પરમાત્મસ્વરૂપ શ્રીભગવન્, બળવાન્ રાજા, વા અન્ય કોઇવડે બલાત્કારે નિયોજેલ વેઠીયા નોકરની પ્રમાણે, કાર્યકારણના સંઘાતરૂપ આ દેહ વિષે કયી બલવાન્ વસ્તુવડે પ્રેરિત થઇ, કાર્યાકાર્યને જાણે તથા પાપ વડે સાધ્યરૂપ ફલની ઇચ્છા ન કરે તથાપિ આ પુરૂષ પાપાચરણ કરે છે, અર્થાત્ અયોગ્ય વસ્તુનું પણ તે આચરણ કરે છે તે આપ કહો?

વિ–અથ શબ્દ પૃથક્ પ્રશ્નારંભનો બોધક હોય છે; वार्ष्णेयः=બ્રહ્મવેત્તાઓને બ્રહ્માનંદરૂપ અમૃત વરસાવે તે સમ્યક્ પ્રકારનો બોધ; (वृष्णिः) તેનાવડે જેનું જ્ઞાન પ્રાપ્ત થાય તે, પરમાત્મા સ્વરૂપ શ્રીભગવાન્, તેનું સંબોધન.

અવ–'अकामस्य क्रिया काचिद्दृश्यते नेहकर्हिचित् । यद्यद्धि कुरुतेजन्तुस्तत्तत्कामस्य चेष्टितम् ॥ મનુ ૨ । ૪ અર્થઃ–આ દુનિયા વિષે જે પુરૂષ કામનાથી રહિત હોય તે ક્યાંઇએ ક્રિયાવાન્ જોવામા આવે નહિ; પ્રાણીઓ ખરેખર જે કાંઇ કર્મ કરે છે તે સર્વ કામનાનું ચેષ્ટિત હોય છે' આ રીતના ન્યાયવડે પુરૂષ કામનાના લીધેજ સકળ કર્મ કરે છે, અને આ કામનાજ સર્વ અનર્થના બીજરૂપે છે એમ કહી શ્રીભગવાન્ હવે 'काम एव' ઇત્યાદિ વાકયાર્થવડે બોધ કરે છે–

શ્રી ભગવાન કહે છે–

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

अन्व–एषः कामः एषः क्रोधः (अपि) एषः (कामः एव) रजोगुणसमुद्भवः महाशनः महापाप्मा ( तस्मात् त्वम् ) इह एनम् ( कामम् एव ) वैरिणं विद्धि ॥ ३७ ॥

અ–તે આ વૈષયિક ઈચ્છા છે જે સંસારના કારણરૂપ છે; ક્રોધ પણ તે વૈષયિક ઇચ્છારૂપ છે; તે બુદ્ધિ રજોગુણથી ઉત્પન્ન થાય છે; તે તૃપ્તિરહિત છે, તે મહાપાપાત્મક છે; માટે આ વૈષયિક ઇચ્છા પ્રબળ મુમુક્ષુ પુરૂષની મહાન્ શત્રુરૂપે છે એમ તું જાણ. ૩૭

વિ–एषः=સર્વ પુરૂષોની પ્રવૃત્તિ કામમૂલક હોય એટલે કામનાબુદ્ધિ (कामः) સર્વ પુરૂષોને પ્રત્યક્ષગમ્ય હોય, આ અભિપ્રાયના લીધે, આ શબ્દવડે કામનાબુધ્ધિનો પુરોનિર્દેશ સિદ્ધ થાય છે; काम=યોગ્ય પણા અથવા અયોગ્યપણાનો વિચાર કર્યા વિના, જે વસ્તુ જુવે વા સાભળે તેના વિષે પુરૂષને કામનાવાન્ કરે તે; આહી કામશબ્દ વડે વૈષયિક પ્રબળ ઇચ્છાનું કથન કરેલું છે; रजोगुणसमुद्भवः=રાગ, અર્થાત્ રંજનાત્મિક વૈષયિક સામાન્ય ઇચ્છા ( रजोगुण ) તેજ વિષય સંનિધિમાં હોય ત્યારે કામને ઉત્પન્ન કરનાર ( समुद्भवः ), (૨)—અથવા, प्रज्ञा तु सात्त्विकीं प्राहुस्तामसीं तु विचित्तताम् । क्रियां तु राजसीं प्राहुर्गुणतत्वविदोबुधाः ॥ અર્થઃ—ગુણતત્વને જાણનાર પંડિત પુરૂષો સાત્ત્વિક વૃત્તિને પ્રજ્ઞા, તામસ વૃત્તિને વિપરીતબુદ્ધિ, તથા રાજસ વૃત્તિને ક્રિયા કહે છે,' આરીતના વચનાનુસાર, ક્રિયા, ( रजोगुण ) તેની ઉત્પત્તિ ( समुद्भवः ) જેથી હોય તે; અર્થાત્ કેવળ કામનાબુદ્ધિ જ પ્રવૃત્તિની હેતુભૂત હોય છે, महाशनः— 'न जातुकामः कामानामुपभोगेन शाम्यति મનુ. ૨–૯૪ અર્થઃ—કામનાબુદ્ધિ કામ્યવસ્તુના ઉપભોગ વડે કદાપિ શાંત થાય નહિ ' આ વચનાનુસાર, એટલાપણાથી રહિત હોય (महत्) ઉપભોગરૂપ ભક્ષણ જેનું તે, અર્થાત્ કદાચિત્ પણ તૃપ્તિ પામે નહિ તેવો તૃપ્તિ રહિત; महापाप्मा–મહાન્ દોષ જેનાથી પુરૂષને પ્રાપ્ત થાય તે–

આ વૈષયિક પ્રબળ ઇચ્છાજ છે કે જે પુરુષને સંસારના કારણરૂપ છે; આજ ઇચ્છા, સ્વવિષય પ્રત્યે પ્રવૃત્ત થતા ક્રોધના વડે પ્રતિબદ્ધ થાય તો તે ક્રોધરૂપે પરિણામને પામે છે એટલે તે ક્રોધ પણ કેવળ આ ઇચ્છારૂપ છે.

આ વૈષયિક ઇચ્છા મહાપાપાત્મક છે, કારણ કે કોઇ પુરુષ કામાવિષ્ટ હોય તે પોતાની બ્હેન ઉપર પણ આરોહણ કરવાની ઇચ્છા કરે, ચાંડાળ પાસેથી પણ તે દ્રવ્ય ગ્રહણ કરે, ક્રોધાવિષ્ટ હોય તો પોતાના ગુરુની પણ નિંદા કરે, અને ગાયનો પણ વધ કરે, આ રીતે વૈષયિક ઇચ્છા ખરેખર મહાન પાપાત્મક હોય છે

તાત્પર્ય.—માટે આ સંસારમા વૈષયિક ઇચ્છાજ મુમુક્ષુનો મહાન રિપુ છે એમ તુ સમજ; અર્થાત્ તેજ મુક્તિને પ્રતિબંધકરૂપ છે એમ તુ જાણ ૩૭

અવ—કેવળ વૈષયિક પ્રબળ ઇચ્છા, તેજ મુક્તિને પ્રતિબંધક રૂપે હોવાથી મુમુક્ષુ પુરુષના વૈરિરૂપે છે એમ જે કહ્યુ તેનુંજ હવે 'धूमेन' ઇત્યાદિ એ મંત્રો વડે વિશેષપૂર્વક સ્પષ્ટીકરણ કરે છે —

धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

અન્વ— धूमेन वह्निः यथा आव्रियते मलेन आदर्शः च यथा आव्रियते, उल्बेन गर्भः यथा (आव्रियते) तथा तेन (कामेन) इदं (पुरुषस्य ज्ञानम्) आवृतम् ॥ ३८ ॥

શ૦ અ-પ્રકાશસ્વરૂપ ધૂમવડે, પોતે પ્રકાશ-સ્વરૂપ હોય તથાપિ અગ્નિ જેમ આવૃત થાય, બિમ્બનુ પ્રકાશન કરે તેથી પોતે આહ્લાદકર હોય તથાપિ લેપન સ્વભાવવાળી રજ વડે આદર્શ જેમ આવૃત થાય, જેમ અચેતનરૂપ ઉલ્બવડે ( ઓર,જરાયુ ) ચેતનરૂપ ગર્ભમા રહેલ શિશુ આવૃત થાય તેમ

પ્રકાશસ્વરૂપ, આત્મપ્રકાશ વડે આનન્દક તથા આભાસવ્યાપ્તિના લીધે ચેતનતુલ્ય એવું પુરૂષનું જ્ઞાન પૂર્વોક્ત કામ વડે તિરોહિત થાય છે. ૩૮

वि– आव्रियते=આવૃત થાય, ઢંકાઇ જાય. मलेन–લેપન સ્વભાવવાળી રજવડે; गर्भः=શિશુ, तेन–પૂર્વોક્ત વૈષયિક પ્રબળ ઇચ્છા વડે; इद–પુરૂષનું જ્ઞાન; आवृतम्=તિરોહિત

અવ—હવે ' જ્ઞાનનું આવરણ કયા પ્રકારે થાય ? તેનુજ ' आवृतम् ઇતિમંત્રાર્થ વડે સ્પષ્ટીકરણ કરે છેઃ—

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥

અન્વ— (हे) कौन्तेय (यस्मात्) एतेन अनलेन दुष्पूरेण च कामरूपेण ज्ञानिनः नित्यवैरिणा ज्ञानं आवृतम् ॥३९॥

અ–હે કુંતીપુત્ર, જે હૃદય વિષે અગ્નિવત્ આચરણ કરી રહેલ છે, જેને ઇષ્ટવસ્તુની પ્રાપ્તિનું દુઃખે કરીને પૂરણ થઇ શકે, તેવા આ કામરૂપ જ્ઞાનિના નિત્યવૈરિવડે, બ્રહ્મતત્વને ગૃહણ કરનાર બુદ્ધિ આવૃત થયલી હોય છે. ૩૯

वि-- अनलेन. વિષયોનું નિરંતર સેવન કરે તથાપિ જેને અલંભાવ અર્થાત્ તૃપ્તિ પ્રાપ્ત ન હોય તેવડે; અથવા ( ૨ ) હૃદય વિષે અનલરૂપે અર્થાત્ અગ્નિના પ્રમાણે આચરણ કરે અર્થાત્ દહન કરે તે વડે; दुष्पूरेण–જેને ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિનું દુ.ખે કરીને પૂરણ થઇ શકે તે વડે; અથવા ( ૨ ) ઇચ્છિત વસ્તુ અપ્રાપ્ત થયે પુરૂષને દુઃખવડે પૂરણ કરે, તે વડે कामरूपेण–જેની કામના કરાય તે વિષય, ( काम ) તેનેજ સર્વત્ર ગોચર કરે (रूपयति) અને કવચિત્ પણ બ્રહ્મતત્ત્વને ગોચર ન કરે, તે વડે; नित्य બાલ વિષયોના આલંબનના હેતુરૂપે હોવાથી, વૈષયિક ઇચ્છા મોક્ષને નિત્યપ્રતિકૂલરૂપે હોય, અથવા નિત્યવસ્તુનું ગ્રહણ કરનાર જ્ઞાનને આવરકરૂપે હોય

તેથી તે વૈષયિક ઇચ્છા ને ( काम ) નિત્ય-વૈરી કહે છે, एतेन=આ વૈષયિક ઇચ્છાવડે; ज्ञान=સર્વત્ર બ્રહ્મદર્શન કરનાર બુદ્ધિવૃત્તિ,

तात्पर्यः—પંક વડે જેમ જળ, તથા રાહુ વડે જેમ ચંદ્રબિંબ આવૃત થઇ જાય તેમ વૈષયિક પ્રબળ ઇચ્છાવડે, બ્રહ્મબુદ્ધિ આવૃત થઇ જાય છે. ૩૯

अव—વૈષયિક પ્રબળ ઇચ્છાજ સંસારના કારણરૂપ છે, તેના કાર્યરૂપેજ જ્ઞાનનુ તિરોધાન થાય, વિષયોની સંનિધિ કરાય, તથા તાપ તથા દુઃખ પ્રાપ્ત થાય એમ નિરૂપણ કર્યું, તથાપિ મુમુક્ષુ પુરૂષ આ વૈષયિક પ્રબળ ઇચ્છાનું અધિષ્ઠાન શું છે તેના અજ્ઞાનના લીધે તે ઇચ્છા ઉપર જય પ્રાપ્ત કરી શકે નહિ, એટલે શત્રુનુ સ્થાન કયુ છે તે જો જણાય તોજ તેને જીતવાનો પ્રયત્ન કરી શકાય એમ આકાક્ષા પ્રત્યે 'इन्द्रियाणि' ઇતિમંત્રાર્થ વડે કથન કરે છે.—

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

अन्व—इंद्रियाणि मनः बुद्धिः (च) अस्य (कामस्य) अधिष्ठानम् उच्यते। एतैः (इन्द्रियव्यापारैः) एषः (कामः) ज्ञानम् आवृत्य देहिनं विमोहयति ॥ ४० ॥

अ—ચક્ષુ આદિ ઇન્દ્રિયો, મન તથા બુધ્ધિ, આ વૈષયિક ઇચ્છાનું આશ્રયસ્થાન હોય છે, આ ઇન્દ્રિયોના વ્યવહારોના લીધે, આ વૈષયિક ઇચ્છા પ્રત્યગ્દૃષ્ટિ ને આવૃત કરી, વૃત્તિઓને બહિર્મુખ કરી, દેહાત્મબુધ્ધિવાન્ એવા જ્ઞાની વા અજ્ઞાની પુરૂષને વિમોહિત કરે છે. ૪૦

वि 'यदापञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टत तामाहुः परमा गतिम्. કઠ. ૨-૬-૧૦ અર્થ —જ્યારે મનસહ વર્તમાન પાંચે જ્ઞાને

•ન્દ્રિયો નિશ્ચલ થાય તથા બુદ્ધિ પણ ચેષ્ટારહિત થાય ત્યારે તે સ્થિતિને પરમ ગતિ કહે છે' આ રીતનું શ્રુતિનું તાત્પર્ય જે જાણે છે તેઓ, ઇન્દ્રિયો વૈષયિક ઇચ્છાનું આશ્રયસ્થાન છે એમ કહે છે, કારણકે ઇન્દ્રિયોની ચેષ્ટાના લીધેજ તે વૈષયિક ઇચ્છા ઉત્પન્ન થાય છે; આમ છે એટલે ચક્ષુ આદિ ઇન્દ્રિયો, વૈષયિક ઇચ્છાનુ આશ્રયસ્થાન (અધિષ્ટાન) છે એમ સમજવુ

આ વૈષયિક ઇચ્છા, સ્વપ્રવૃત્તિની દ્વારભૂત ઇન્દ્રિયોના વ્યાપારવડે પ્રત્યગ્દ્રષ્ટિ (જ્ઞાન) ને આવૃત્ત કરી, અર્થાત્ બુધ્ધિવૃત્તિને બહિર્મુખ કરી, દેહાત્મ બુદ્ધિવાન્ જ્ઞાની વા અજ્ઞાની પુરૂષને (દેહિન) વિમોહિત કરે છે, અર્થાત્ હુ ભોકતારૂપ છુ આ ભોગ્યવસ્તુ રમ્ય છે, આ સુખરૂપ છે, આ દુઃખ રૂપ છે, ઇત્યાદિ વિવિધ પ્રકારની ભાવના વડે યુકત કરાવે છે.

તાત્પર્ય –કામદોષ વડેજ પુરૂષને બુદ્ધિ ચલિત થાય, દેહેન્દ્રિયાદિ અનાત્મ વસ્તુ સાથે તાદાત્મ્યભાવ પ્રાપ્ત થાય, અને તેના લીધે અહંમમરૂપ સસાર પ્રાપ્ત થાય. ૪૦

અવ–વૈષયિક ઇચ્છા (કામ) નિ શેષપૂર્વક નાશ ન થાય, ત્યા લગી બુધ્ધિની નિશ્ચલતા ન મળવે, બુધ્ધિની નિશ્ચલતા વિના વિશુધ્ધ પ્રકારનું જ્ઞાન ન થાય, અને જ્ઞાનના અભાવને લીધે મોક્ષનો અભાવ થાય, માટે મુમુક્ષુએ આ વૈષયિક ઇચ્છાના ઉપર અવશ્ય જય કરવો એમ હવે સૂચન કરી 'तस्मात्' ઇતિમન્ત્રાર્થ વડે કથન કરે છે–

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

अन्व–हि तस्मात् (हे) भरतर्षभ त्वं आदौ इंद्रियाणि नियम्य
ज्ञानविज्ञाननाशनम् पाप्मानं एनं (काम) प्रजहि ॥ ४२ ॥

અ-હે ભરત કુળના શિરોમણિ, કેવળ મન બુદ્ધિ તથા ઇન્દ્રિયોના વ્યાપારરૂપ બળવડે યુક્ત એવી વૈષયિક ઇચ્છા, મુમુક્ષુરૂપ તને નિત્યશત્રુ રૂપે છે (હિ) માટે તું આરંભમાં તારી ઇન્દ્રિયોને અને તદનન્તર મન તથા બુધ્ધિને નિયમિત કરી અર્થાત્ વિષયગ્રહણથી વિમુખ કરી, જ્ઞાન તથા વિજ્ઞાનનો નાશ કરનાર સ્વ-વૈરિરૂપ પાપિષ્ઠ, એવી આ વૈષયિક ઇચ્છાનો નિઃશેષપૂર્વક નાશ કર ૪૧

ટિ-નિયમ્ય=વિષયગ્રહણથી વિમુખ કરી; આરંભમા ઇન્દ્રિયોને વિષયથી વિમુખ કરવી એમ ઉકિત કરેલી છે તે વડે મન તથા બુધ્ધિના નિયમનું સૂચન કરેલું છે; કારણ કે નિયમ-વિધિ વિષે 'આદિ' પદનો પ્રયોગ કરે તો તે વડે અનન્તર કૃત્યનો બોધ થાય છે

જો કોઇ અત કરણ વિષે વિષયોનું ચિન્તવન કરે તો તેણે કરેલ ઇન્દ્રિયોનો નિગ્રહ કેવળ વિફળરૂપ થાય; *मनस्तु पूर्वमादया त्कुमीनमिवमत्स्यहा* અર્થઃ-મચ્છીમાર જેમ ખરાબ મચ્છીને પ્રથમ ગ્રહણ કરે તેમ મનનો પ્રથમ નિગ્રહ કરવો' આ વચનાનુસાર પરબ્રહ્મ તત્વનું દર્શન કરવામા કેવળ મન સાધનરૂપે હોય છે, એટલે ઇન્દ્રિયોનું નિયમન કર્યા પછી તુરત કેવળ મન તથા બુધ્ધિનો પણ નિગ્રહ કર્તવ્ય રૂપ હોય છે.

જ્ઞાન=પર્વત વિષે વહ્નિ છે, આ પરોક્ષજ્ઞાનની પ્રમાણે, ' આ સર્વ ચરાચર જગત કેવળ બ્રહ્મસ્વરૂપે છે ' આ રીતની શ્રુતિ તથા યુકિત આદિ વડે સિધ્ધ થાય તેવો બ્રહ્મતત્વનો પરોક્ષનિશ્ચય; વિજ્ઞાન વિષયવ્યાપ્ત વૃત્તિ વડે જન્ય, રસોડાના અગ્નિના પ્રત્યક્ષજ્ઞાન પ્રમાણે આ સર્વ જગત્ તે હું પોતે જ છુ આ રીતનું અપરોક્ષજ્ઞાન; જ્ઞાનવિજ્ઞાનનાશનમ્-આ રીતનાં કેવળ મોક્ષરૂપ પ્રયોજનવાન, ચન્દ્ર તથા સૂર્ય પ્રમાણે અવિશેષ તથા વિશેષ સ્ફુરણના સ્વભાવવાળા જ્ઞાન તથા વિજ્ઞાનનો વિધ્વંસ કરનાર, તેને પાપ્માન પાપિષ્ઠ રૂપ; એનં-વૈષયિક ઇચ્છાને; પ્રજહિ-નિ શેષપૂર્વક વિધ્વંસકર ૪૨

સ્વ૦ ખરેખર કામ દુર્જયરૂપ છે, એટલે આવા દુર્જય વૈરને જીતવા

અર્થે બળવાન આશ્રયની અપેક્ષાએં રહેવું જોઇએ તેથી મુમુક્ષુ પુરૂષે કોનો આશ્રયલઇ કોના મહિમાવડે આ કામશત્રુને જીતવો ? આ રીતની આકાંક્ષા પ્રત્યે 'રાગ વિનાના સર્વ વિષયો નિવૃત્ત થઇ જાય, અને આ વિષયો વિષેનો રાગ પણ પરબ્રહ્મના દર્શન વડે નિવૃત્ત થઇ જાય, (૨-૫૯) આ ન્યાય પ્રમાણે પરમાત્મા, સર્વાન્તરાત્મા તથા સર્વગતરૂપ છે એમ જાણીને કેવળ તેનોજ આશ્રય કરી તું કામનાનો નાશ કર આમ બોધ કરી, હવે આત્મ પ્રાપ્તિ કયા પ્રકારે સિધ્ધ થાય તેનું 'इन्द्रियाणि' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે.—

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

अन्व–इंद्रियाणि पराणि आहुः (तथा) इंद्रियेभ्यः मनः परं (भवति) मनसः तु बुद्धिः परा (भवति) मः (एव आत्मा) तु बुद्धेः परतः ॥ ४२ ॥

અ–શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો તથા વાગાદિ કર્મેન્દ્રિયો ઉત્કૃષ્ટ સ્વરૂપ છે એમ શ્રુતિમાં કહ્યું છે; ઇન્દ્રિયોથી મન તથા મનથી બુદ્ધિ ઉત્કૃષ્ટ છે, અને આત્મા બુદ્ધિથી પણ ઉત્કૃષ્ટ રૂપ છે. ૪૨

વિ–इन्द्रियाणि=શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, તથા પાંચ વાગાદિ કર્મેન્દ્રિયો; 'इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः કઠ. ૧–૩–૧૦ અર્થઃ—ઇન્દ્રિયોથી વિષયો પર છે, અને ખરેખર વિષયોથી મન પર છે' ઇત્યાદિ શ્રુતિઓ ઇન્દ્રિયોનું પરસ્વરૂપે કથન કરે છે; पराणि=ઉત્કૃષ્ટતર.

ઇન્દ્રિયોની અપેક્ષાએ શરીર જડસ્વરૂપ, બાહ્યસ્વરૂપ, સ્થૂળસ્વરૂપ, વ્યાપ્યસ્વરૂપ, કાર્યસ્વરૂપ તથા પ્રવૃત્તિ કરવા યોગ્ય હોય, અને ઇન્દ્રિયો, પ્રકાશ-

કપણું, આંતરપણું, સૂક્ષ્મપણું, પ્રવર્તકપણું વ્યાપકપણું તથા કારણપણું આદિ ધર્મોવડે યુક્ત હોય તેથી તેમને ઉત્કૃષ્ટતર કહે છે, જે વસ્તુવડે જે અન્યવસ્તુનો પ્રકાશ તથા પ્રવૃત્તિ કરાય તે અન્ય વસ્તુની અપેક્ષાએ તે વસ્તુ વ્યાપક, સૂક્ષ્મ, પર તથા ભિન્ન સ્વરૂપે હોય;

જેમ લોઢાની અપેક્ષાએ લોઢા વિષે રહેલ અગ્નિ પર તથા ભિન્ન સ્વરૂપે હોય, તેમ દેહની અપેક્ષાએ ઇન્દ્રિયો, દેહ તથા તેના ધર્મના પ્રકાશક તથા પ્રવર્તકરૂપે હોવાથી, દેહથી પર તથા ભિન્ન સ્વરૂપે હોય છે.

તેજ રીતે મન, પ્રકાશકત્વ આદિ ધર્મોના લીધે ઇન્દ્રિયોથી ઉત્કૃષ્ટ તથા ભિન્ન સ્વરૂપે હોય છે; ખરેખર મન, ઇન્દ્રિયો તથા તેના ધર્મનો પ્રકાશ કરે છે અને તે શરીરની અંદર રહીને, ઇન્દ્રિયો તથા તેના ધર્મોનો પ્રકાશ કરે છે, એટલે ઇન્દ્રિયોથી મન, પર તથા ભિન્ન સ્વરૂપે હોય તે યુક્ત જ છે.

આજ રીતે પોતાના પ્રકાશકત્વ આદિ ધર્મોના લીધે બુદ્ધિ મનથી પણ પર હોય છે; ખરેખર મન તથા તેના ધર્મો, બુદ્ધિવડે પ્રકાશિત તથા પ્રવર્તિત હોય છે; એટલે બુદ્ધિ, મનથી પર, તથા ભિન્નરૂપે છે એમ અવશ્ય સિદ્ધ થાય છે.

જે સૂક્ષ્મત્વ, આન્તરત્વ, વ્યાપકત્વ, કારણતત્વ, પ્રવર્તકત્વ તથા પ્રકાશકત્વ આદિ ધર્મોવડે યુક્ત છે, જે પોતે સર્વત્ર વ્યાપ્ત થઇ કેવળ સ્વસનિધિના લીધે બુદ્ધિ આદિથી માંડી સ્થૂળ પર્યંત યાવત્ કાર્ય તથા ઇન્દ્રિય સમૂહને પ્રવર્તાવે છે, તથા જે પોતે અવિકારી સ્વરૂપે બુદ્ધિ આદિ યાવત્ પ્રપંચના યાવત્ ધર્મ, કર્મ, ગુણ તથા વિકારોને સાક્ષાત્ જાણે છે તથા પ્રકાશ કરે છે તેજ (સઃ) આત્મા, નિત્ય, સર્વજ્ઞ, સર્વપ્રકાશક, તથા સર્વસાક્ષિરૂપ હોવાથી, તેમજ 'पुरुषान्नपरकिंचित् કઠ. ૧-૩-૧૧ અર્થ—પરમાત્માથી અન્ય કોઇ વસ્તુ શ્રેષ્ઠ ન હોય' આ રીતની શ્રુતિ-

અનુસાર તે આત્મા, બુદ્ધિથી પર અર્થાત્ સર્વ વસ્તુથી ઉત્કૃષ્ટતમ તથા ભિન્નસ્વરૂપે હોય છે.

તાત્પર્ય —આમ છે એટલે તારો આત્મા, સર્વ પદાર્થોથી પર અર્થાત્ સર્વ પદાર્થોનો દૃષ્ટારૂપ દેહેન્દ્રિયાદિ પદાર્થોથી ભિન્ન, સર્વ પદાર્થોનો પ્રકાશકરૂપ, ચૈતન્ય સ્વરૂપ, આનન્દરૂપ, એકરૂપ, કેવળ સત્સ્વરૂપ તથા પરિપૂર્ણ સ્વરૂપ છે એમ તું સાક્ષાત્કાર કર ૪૨

વ૦—આ રીતે, બુદ્ધિ આદિ યાવત્ દૃશ્ય પદાર્થોના દૃષ્ટારૂપ તથા સત્ સ્વરૂપ આત્માનો આત્મસ્વરૂપે સાક્ષાત્કાર કરી, આત્મનિષ્ઠા વડે, સંસારના હેતુભૂત તથા આત્મતત્વના શત્રુરૂપ કામને નિઃશેષપૂર્વક નિર્મૂલ કર એમ નિરૂપણ કર્યું; હવે મોક્ષના ઉપાયભૂત કર્મયોગની ઉપેયભૂત જ્ઞાનનિષ્ઠાવડેજ યાવત્ કામનાનો જે અ-ભાવ સિદ્ધ થાય તેજ મુક્તિ કહેવાય એમ સૂચન કરી, 'एव' ઇત્યાદિ મંત્રાર્થ વડે કર્મયોગનો ઉપસંહાર કરે છે.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

अन्व (हे) महाबाहो, एव (आत्मनं) बुद्धेः परं (स्वात्मना) बुद्ध्वा आत्मानं आत्मना संस्तभ्य दुरासदं कामरूपं शत्रुं जहि ॥ ४३ ॥

અ—હે મહાસમર્થ બળવાળા અર્જુન, આ રીતે આત્મા, બુદ્ધિ આદિ સર્વ દૃશ્ય પદાર્થથી પર વિલક્ષણ સ્વરૂપ છે એમ આત્મસ્વરૂપે જાણીને, તથા કેવળ આત્મતત્ત્વ વિષે આત્મબુદ્ધિ દૃઢ કરીને, દુર્જય એવા કામરૂપ શત્રુનો તું નાશ કર. ૪૩

વિ—' महाबाहो ' આ પદ વડે કામરૂપ શત્રુનો સંહાર કરવાની પટુતાનું સૂચન કરેલું છે; बुद्धे:= બુદ્ધિ આદિ સર્વ દશ્ય પદાર્થથી, परं= વિલક્ષણ સ્વરૂપ; आत्मानं=કામનાના આશ્રયભૂત તથા કારણભૂત અંતઃકરણને: आत्मना संस्तभ्य= અંદર તથા બહાર પૂર્ણ તથા અખંડ એકરસ સ્વ. સ્વરૂપ" વડે સયોજિત કરી; અર્થાત્ આરોપિત નામરૂપનો પરિત્યાગ કરી, નામરૂપના અધિષ્ઠાનભૂત કેવળ બ્રહ્મદર્શન વિષે નિયોજિત કરી; दुरासदं= બ્રહ્મદર્શન વિના અન્ય ઉપાયવડે જીતવાને અશક્ય સ્વભાવવાળો; जहि=નાશ કર;

જો કોઇ પુરુષ, વિશેષ રીતે કેવળ વિષયોને ગ્રહણ કરે તો તે વડે કામનો આવિર્ભાવ થાય, અને સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરે એટલે વિષયોનું ગ્રહણ ન થવાથી કામ વિનાશને પામે, માટે સર્વ જગત્ વિષે બ્રહ્મદર્શન કરી કામને નિર્મૂલ કરવો;

આ રીતે બુદ્ધિ આદિ સર્વ દૃશ્યથી જે પર વિલક્ષણ સ્વરૂપ, દષ્ટારૂપ અખંડાનંદ એકરસરૂપ આત્મા છે તે હું પોતે જ છું એમ આત્મસ્વરૂપે સમ્યક્ પ્રકારે જાણીને, કેવળ આત્મતત્વ વિષે આત્મબુદ્ધિ દૃઢ કરીને, તારા અંતઃકરણને બ્રહ્મતત્વ વિષે જોડ,

આહી 'કર્મનું અનાચરણ કરે તો' (૩–૪) આ મંત્રાર્થવડે કર્મયોગનો ઉપક્રમ કરી, મુમુક્ષુ પુરૂષ કર્મનો ત્યાગ કરે તો અનર્થ સિદ્ધ થાય એમ કહી, કર્મત્યાગની અનેક વચનોવડે નિન્દોક્તિ કરી, કેવળ કર્મ અવશ્ય કર્તવ્યરૂપ છે એમ પ્રતિપાદન કર્યું; વળી, કેવળ કામ અહંમમરૂપ સંસારપ્રવૃત્તિના કારણરૂપ છે એમ કહી કામમાહાત્મ્યનુ વર્ણન કર્યું; વળી કર્મો કરી જે પુરૂષને ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થાય તેણે, જ્ઞાનયોગ વિષે નિષ્ઠા કરી કામને જીતી લેવો જોઇએ એમ શ્રીભગવાને ઉપદેશ કરી, ' यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिश्रिताः કઠ. ૨–૬–૧૪ અર્થ'—તેના હૃદય વિષે રહેલા સર્વ

કામ જ્યારે મુક્ત થાય,' ઇત્યાદિ શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે તેમ કામ-નિર્મોક તેજ મોક્ષ છે એમ શ્રીભગવાને સૂચન કરેલું છે.

તાત્પર્યઃ—કેવળ જ્ઞાનયોગજ મોક્ષનું પ્રધાનભૂત કારણ છે અને કર્મયોગ ગૌણભૂત કારણ છે; આ અધ્યાયનું તાત્પર્ય જ્ઞાનયોગ વિષે પર્યવસાન પામે છે એટલે તે જ્ઞાનયોગ પરાયણજ છે. ૪૩

કર્મયોગ નામનો તૃતીય અધ્યાય સંપૂર્ણ.

---

# ચતુર્થ અધ્યાય.

અવ-દ્વિતીય અધ્યાય વિષે, તથા તદનન્તર તૃતીય અધ્યાય વિષે "આ બ્રહ્મનિષ્ઠા' (૨-૭૨) તથા 'અંતઃકરણને બ્રહ્મનિષ્ઠ કરી' (૩-૪૩) ઇત્યાદિ વચનોવડે, કર્મયોગ કેવળ જ્ઞાનયોગનો ઉપાયભૂત છે, અને કેવળ જ્ઞાનયોગ જ મોક્ષનો સાધનભૂત છે એમ પ્રતિપાદન કર્યું; હવે, તે જ જ્ઞાનયોગ 'एषपन्था एतत्कर्म અર્થ:-આજ માર્ગ છે, એજ કર્મ' 'एतद् ब्रह्म છાં. ૩-૧૪-૪ અર્થ:-આજ બ્રહ્મ (છે)' ઇત્યાદિ શ્રુતિ પ્રમાણોવડે સિદ્ધ કરેલ છે, તથાપિ તે પરંપરાપૂર્વક સિદ્ધ હોવાથી પ્રમાણભૂત છે એમ સૂચન કરી, 'इमं' ઇત્યાદિ વચનો વડે કથન કરે છે—

**શ્રી ભગવાન કહે છે—**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

અન્ન-अहं अव्ययम् इमम् योगम् विवस्वते प्रोक्तवान् (अस्मि) सः (अपि) विवस्वान् मनवे प्राह मनु (अपि) इक्ष्वाकवे अब्रवीत् ॥ १ ॥

અ—મેં પરમાત્માએ, સૃષ્ટિના આદિ કાળ વિષે નિત્યફળરૂપ એવા આ જ્ઞાનયોગનું સૂર્યદેવને કથન કરેલું છે, તે સૂર્યે તેના સ્વપુત્ર મનુને, અને મનુએ સ્વપુત્ર ઇક્ષ્વાકુને ઉપદેશ કરેલો. ૧

વિ—अव्ययम्=અવ્યય સ્વરૂપ કેવળ વેદપ્રમાણક હોવાથી, અવ્યયરૂપ અથવા (૨) 'न स पुनरावर्तते न स पुनरावर्तते કાલાગ્નિરુદ્ર ઉ૦ અર્થ:-તે પુરુષને જન્મરૂપ પુનરાવર્તન પ્રાપ્ત થાય નહિ.' આ શ્રુતિ અનુસાર, જેનાવડે અવ્યય (અવિનાશી) ફળ પ્રાપ્ત થાય તેવો; નિત્ય-ફળપ્રદ;

સર્વત્ર બ્રહ્મદર્શનરૂપ જ્ઞાનયોગવડે મોક્ષ સિદ્ધ થાય,અને મોક્ષ વિષે વ્યયને અભાવ હોય, એટલે આ જ્ઞાનયોગ પણ અવ્યયરૂપ કહી શકાય.

જે જ્ઞાનવડે અવ્યયરૂપ મોક્ષફળ પ્રાપ્ત થાય તે જ્ઞાન અનિત્ય છે, અને મોક્ષ જ્ઞાનવડે સિદ્ધ થઇ શકે, માટે તે મોક્ષ પણ અનિત્ય છે, આ રીતના અનુમાનને બિલકુલ અવકાશ રહેતો નથી, ઉપરની શ્રુતિવડે આ અનુમાનનો બાધ થાય છે, પુનર્જન્મ ન થાય તેજ આ જ્ઞાનયોગનું નિત્ય ફળ (अव्यय) છે इमम्=એ અધ્યાય વિષે પ્રતિપાદન કરેલ, योग=કેવળ મોક્ષના પ્રયોજનવાળો જ્ઞાનયોગ, विवस्वते=સૂર્યને, अब्रवीत्=ઉપદેશ કરેલો;

'स्वयं तीर्णः परान् तारयति અર્થ.—જે પોતે તરી ગયલ હોય તે અન્યને તારે' આ ન્યાયપૂર્વક વિવરવાને સ્વપુત્ર મનુને આ જ્ઞાનયોગનો ઉપદેશ કરેલો

અવ—જે જ્ઞાનયોગનો મે તુને ઉપદેશ કરેલો તેનુ કેવળ વિશિષ્ટ પુરૂષોએજ પરિગ્રહણ કરેલું એમ હવે, 'एव' ઇત્યાદિ વાક્યાર્થવડે વિશેષ સ્પષ્ટીકરણ કરે છે—

एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः
स कालेनेह महता योगोनष्टः परंतप ॥ २ ॥

अन्व-- (हे) परंतप एवं परंम्पराप्राप्त इमं (ज्ञानयोगं) राजर्षयः विदु' स योगः महता कालेन इह नष्टः ॥ २ ॥

અ—બ્રહ્મનિષ્ઠાવડ, કામક્રોધાદિરૂપ મહાન્ શત્રુનો વિનાશ કરનાર હે અર્જુન, ઉક્ત રીતિવડે વિવસ્વત્ આદિ વિશિષ્ટ જનોની પરમ્પરાવડે પ્રાપ્ત થયલ એવા આ જ્ઞાનયોગનુ, જનકાદિ અર્વાચીન રાજર્ષિઓને જ્ઞાન પ્રાપ્ત થયલુ વિવસ્વત્ આદિ રાજર્ષિઓ વિષે મે જે જ્ઞાનયોગ પ્રવર્તાવેલો તે જ્ઞાનયોગ, અધુના લાંબા કાળથી કાલ તથા દેશના વિપર્યાસવડે પ્રવર્ત્ય

તથા પ્રવર્તક પુરુષોના અભાવને લીધે નષ્ટ થયલ છે; અર્થાત્ આ લોક વિષે આ સંપ્રદાયનો વિચ્છેદ થઇ ગયેલો છે. ૨

વિ—પ'તપ= ધર્મનિષ્ઠાના લીધે કામક્રોધાદિરૂપ મહાન્ (પરં) શત્રુનો વિનાશ કરે (तापयति) તેવા પુરુષનું સંબોધન વાચક રૂપ; એવં ઉક્ત રીતિપૂર્વક વિવસ્ત આદિ વિશિષ્ટજનોની પરંપરાને પ્રાપ્ત થયલુ, અથવા (૨) એ રીતે જાણ્યું; (विदुः) इमम्=આ જ્ઞાનયોગને राजर्षयः= જનકાદિ અર્વાચીન રાજર્ષિઓ; અથવા રાજાઓ તથા ઋષિઓ: 'રાજર્ષિ' શબ્દવડે બ્રાહ્મણાદિ ઉપલક્ષિત થાય છે. મહાન રાજાઓ તથા ઋષિઓએ આ જ્ઞાનયોગનો પરિગ્રહ કરેલો એટલે આ જ્ઞાનયોગ સુપ્રસિદ્ધ છે, તો પછી મને તેનો ઉપદેશ કરવો કેમ ઘટે ! તે વિષે, 'स' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

સઃ=પૂર્વે વિવસ્વત્ આદિ મધ્યે જે મેં પ્રવર્તાવેલો તે જ્ઞાનયોગ इहः આ લોક વિષે; नष्टः=આ સંપ્રદાય વિચ્છિન્ન થઇ ગયલો છે.

अथ—આ જ્ઞાનયોગનો સંપ્રદાય વિનષ્ટ થયલ હોય, તો તુ તેને શા માટે પુનઃ પ્રવર્તાવે છે ? એ પ્રકારની આકાંક્ષા પ્રત્યે, કેવળ કૂટસ્થ અમંગ તથા ચૈતન્યરૂપ, અવિક્રય તથા અવિષયીભૂત આત્મતત્ત્વ વિષે, અનાત્મ-વસ્તુ, તેના ધર્મ તથા કર્મોની કલ્પના કરી, હું કર્તા છું, હું ભોક્તા છું, હું સુખી છું, તથા હું દુઃખી છું ઇતિ પ્રકારે સર્વ લોકોને વિમોહિત તથા વિકમ્પાયમાન થતા જોઈ, તેમનો સંસાર સાગરમાથી ઉદ્ધાર કરવાની ઇચ્છાવડે યુક્ત થઇ મ તને નિમિત્તીકૃત કરી, કૃપાવિષ્ટ થઇ આ જ્ઞાનયોગ પ્રવર્તાવેલો છે એવા આશયથી હવે, 'स एवायं' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥**

अन्व–पुरातन स एव अय योग मया अद्य ते प्रोक्त । मे भक्त असि सखा च (असि) इति (हेतो एव स योग त उपदिष्टः) एतत् हि उत्तमम् रहस्यम् ॥ ३ ॥

અ० મ ર્યાદાયની પ્રવૃતિ અર્થે પૂર્વે વિસ્મૃતને મે જે યોગન કથન કરેલુ તેજ સનાતનરૂપ જ્ઞાનયોગ તુને કથેલો છે, કારણ કે તુ મ્હારો ભક્ત તથા સ્નિગ્ધ સ્વભાવનો છે, એટલેજ મે તને આ યોગનો ઉપદેશ કરેલો છે, આ જ્ઞાનયોગ ઉત્તમ રહસ્યરૂપ છે ૩

વિ૦ पुरातन=અનાદિ શ્રુતિમૂલક હોવાથી સનાતનરૂપ, ત=તને ઉત — બુદ્ધિમોહનો વિચ્છેદ કરવાઅર્થે ઉપદેશેલો,

જે જ્ઞાનયોગનો પૂર્વે વિસ્મૃતને ઉપદેશ કરેલો તેજ સંસારરૂપ અધકારનો નાશ કરનાર આ જ્ઞાનયોગનો મે, કર્તા તથા ભોક્તાપણાના ભ્રમવડે તુ મોહિત થતા, તુને આજે ઉપદેશ કરેલો છે

હવે 'भक्त' ઇત્યાદિ વાક્યાર્થવડે, અર્જુન આ ઉપદેશને યોગ્ય છે એમ દર્શિત કરે છે

यथा शिवमयो विष्णुरेव विष्णुमय शिव સ્કંદ ઉપ અર્થ —જેમ વિષ્ણુ શિવમય છે તેમ શિવ વિષ્ણુમય છે ' આ શ્રુતિમા શિવ તથા વિષ્ણુ વચ્ચે અભેદ હોવાનુ પ્રતિપાદન કરેલુ છે, તે અનુસાર તુ શિવરૂપે, બહારની તથા અતરની માયાપૂર્વક શ્રદ્ધાથી કેવળ મનેજ ભજે છે, એટલે તુ મારો ભક્ત છે, અર્થાત્ તુ સદા મ્હારૂજ ચિન્તવન કરે છે,

વળી તુ મારો સખારૂપ છે અર્થાત્ તુ, મખાન સ્મરણ અથવા શ્રવણ આદિ થઇ આવતા ચિત્ત દ્રવીભૂત થઇ આવે તેવો સ્નિગ્વ સ્વભાવવાળો છે, આ રીતે આ મ્હારો ભકત તથા સ્નિગ્ધ સખારૂપ છે, તે હેતુથીજ આ જ્ઞાનયોગનો તુને ઉપદેશ કરેલો છે.

જ્ઞાનયોગનો ઉપદેશ કરવામા અધિકારીની પરીક્ષાની કેમ આવશ્યકતા હોય ? તેનું હવે, ' रहस्य ' ઇત્યાદિ વચનોવડે નિરૂપણ કરે છે

અકર્મિ ગૃહસ્થોને, જ્ઞાનયોગવડે સર્વોત્તમ પરબ્રહ્મતત્વ પ્રાપ્ત થાય, એટલે તે યોગ મુક્તિના ઉત્તમ સાધનરૂપે હોવાથી રહસ્યરૂપ છે, અર્થાત્ તેનો અન્ય કોઇને ઉપદેશ કરવો નહિ. ૩

અવ–વસુદેવનો પુત્ર આ કૃષ્ણ તો એક સામાન્ય મનુષ્યાનતારી રાજા હતા, એટલે તેણે કથન કરેલ આ શાસ્ત્ર અપ્રમાણરૂપ છે, એમ માની સર્વ લોકોને ગીતાશાસ્ત્ર વિષે અવિશ્વાસ થાય, માટે ગીતાશાસ્ત્રના વક્તા ભગવાન કેવળ ઇશ્વરસ્વરૂપે હતા એમ અનુભવ થાય, તો તેઓ આ શાસ્ત્ર વિષે શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક પ્રવૃત્તિસંપન્ન થઇ કૃતાર્થ થાય તે આશયના લીધે, શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વમુખેજ પોતાનુ પરમેશ્વરપણુ અભિવ્યક્ત કરે તે અર્થે ' अपर ' ઇત્યાદિ વચનોવડે અર્જુન કથન કરે છે—

અર્જુન કહે છે—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

अन्व—भवतः जन्म अपर विवस्वत (तु) जन्म पर
(एवं सति) त्वम् आदौ (विवस्वते इमं योगं) प्रोक्तवान्
एतत (अह) कथम् विजानीयाम् ॥ ४ ॥

અ–શ્રીકૃષ્ણ નામનો આપનો જન્મ અર્વાચીન છે, અને સૂર્યનો જન્મ તો પ્રાચીનકાલીન છે, એટલે તે આરભમા વિવસ્વત્‌ને આ યોગનો ઉપદેશ કરેલો, એ વાત હુ કેવી રીતે સત્ય માનું ?

વિ–भवत =શ્રીકૃષ્ણ નામનો આપનો, अपर=અર્વાચીન; વસુદેવના ઘેર આપની ઉત્પત્તિ થયલી, એટલે આપનો શ્રીકૃષ્ણ નામનો જન્મ તો અર્વાચીનરૂપ છે.

विवस्वत =सर्व जगतने प्रकाश करनार तेज होय जेनु ते सूर्यदेव पर=प्राचीन;

'चक्षो. सूर्यो अजायत पुरुषसूक्त अर्थ —चक्षुथी सूर्यदेव उत्पन्न थयला' आ श्रुति अनुसार, सृष्टिना आदि काळ विषे सूर्यनी उत्पत्ति थयली, तेथी तेनो जन्म तो प्राचीनरूप छे

आ रीते उभयनो जन्मकाल उलटासुलट होवाथी, आदिकाळमा तें विवस्वान् राजाने आ योगनो उपदेश करेलो, ए रीतनु वचन हु अथवा अन्य कोइ कया प्रकारे सत्यरूपे मानीये ?

तात्पर्य —एष वन्ध्यासुतो याति अर्थः—आ वन्ध्यासुत गमन करे छे' आ वाक्य प्रमाणे 'ते पूर्वे आ योगनो उपदेश करेलो', आ वाक्य तथा ते निरूपण करेला शास्त्र विषे, सर्व लोकोने केवळ अविश्वासनो उदय थशे. ४

अव—आ मारो मायानो विलासवैभव केवळ सत्य छे एम जे माने, तेवा केवळ मूढ पुरुषोने तुं कहे छे तेम प्रतीति थाय; जेओ मारा सत्य स्वरूपने जाणे छे तेवा ज्ञानी पुरुषोने कदापि तेवी प्रतीति न थाय; तेओने तो म्हारा विषे ईश्वरभावना, श्रद्धा तथा भक्तिभाव होय छे तेमज हु जे कहु ते विषे विश्वास होय, हु पोते तो अजन्मा, अव्यय-स्वरूप, सर्व भूतप्राणिओनो ईश्वररूप, नित्य शुद्ध, बुद्ध तथा मुक्त स्वभाववाळो छउं; तथापि हुं जे सिद्ध तथा नित्यज्ञान, ऐश्वर्य, शक्ति, बळ, वीर्य तथा तेजरूप षड्‌गुणवडे सम्पन्न छउ ते पोतेज, मारा आ रीतना स्व-महिमा वडे सव लोकनो निग्रह तथा अनुग्रह करवानी इच्छाथी, अनेक जन्मने धारण करु छुं एम हवे, 'बहूनि' इत्यादि मन्त्रार्थवडे कथन करे छे—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

अन्व— (हे) अर्जुन मे जन्मानि व्यतीतानि बहूनि (सन्ति)
तव च (अन्येषां च भूतानाम्) तानि (गतानि जन्मानि (
सर्वाणि अहं वेद (हे) परंतप, त्वं (तु तानि) न वेत्थ ॥५॥

अ–હે અર્જુન, મ્હારા અસંખ્ય જન્મો વ્યતીત થઇ ગયા છે, હું તારા તથા અન્ય પ્રાણિઓના સર્વ પૂર્વજન્મોને જાણું છુ; હે શત્રુઓને સંતાપ કરનાર, તું તો આ જન્મોને જાણતો નથી ૫

वि–मे=અપ્રમેય સ્વભાવ તથા અનન્ત શકિતવાળો હું પરમેશ્વર, તેના; व्यतीतानि=અતિક્રાંત થયા છે; बहूनि, અસંખ્ય; तानि=ગતજન્મો; અપ્રમેય સ્વભાવ તથા અનંત શકિતવાળા હુ પરમેશ્વરના, દેવ, તિર્યક્ તથા મનુષ્યયોનિ વિષે, અસંખ્ય જન્મો અતિક્રાંત થયલા હોય છે;

'नहि विज्ञातु र्विज्ञातेर्विपरिलोपो विद्यते બૃ. ४–३–३० અર્થ:—વિજ્ઞાતા પુરૂષના વિજ્ઞાનનો વિપરિલોપ થાય નહિ' આ શ્રુતિ અનુસાર, મારી વિજ્ઞાન શકિત અપ્રતિહતરૂપ હોય, એટલે હું ભૂત, ભાવિ તથા વર્તમાનકાળના યાવત્ પદાર્થોને જાણું છું અને તું તો, ત્હારી જ્ઞાનશકિત, પાપ પુણ્ય તથા રાગદ્વેષ આદિ દોષોવડે તિરોભૂત થયલ હોય, એટલે ભૂત, ભાવિ આદિ કાઇ પણ વસ્તુને જાણી શકે નહિ. ૫

अव—'कर्मणा जायते जन्तुः कर्मणैव प्रलीयते અર્થ:—પ્રાણીમાત્ર કર્મવડે જન્મ પામે અને કેવળ કર્મવડેજ પ્રલયને પામે' આ સ્મૃતિ અન્વય, સ્વતંત્રરૂપ તું ઇશ્વરને તો, જન્માદિના કારણભૂત પુણ્ય તથા પાપ આદિનો અભાવ હોય, એટલે તુંને જન્માદિ કેમજ ઘટે? આ રીતની આકાંક્ષા પ્રત્યે, મારી માયા વડેજ મને જન્માદિનો ઉદય થાય; કિંતુ સર્વ લોકોની પ્રમાણે, કર્મના લીધે મને જન્માદિનો ઉદય થાય નહિ એમ હવે બોધ કરી, 'अजोपि' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

अन्व—अजः (सन्) अपि अव्ययात्मा भूतानाम् ईश्वरः सन् अपि स्वाम् प्रकृतिम् अधिष्ठाय (अहं) आत्ममायया संभवामि ॥६॥

अन्—हुं अजन्मा, नित्यस्वरूप, सर्व भूतप्राणिओना ईश्वर नियंतारूप अतो केवळ निर्विकार छुं तथापि मारी मूळ प्रकृति विषे अधिष्ठित थई, ते प्रकृतिना कार्य विषे 'हुं तथा मारुं' आ रीतनी भावना करी, आत्म-मायावडे हुं जन्मने पामुं छुं. ६

वि-जे कदाचित् कोई पण प्रकारे, कोई पण स्थळेथी जन्म न पामे तेने 'अज' कहे छे, 'न तस्य कश्चिज्जनिता न चाधिप. श्वे ६-९ अर्थ.- तेनो कोई उत्पन्न करनार, तथा अधिपति नथी' आ श्रुति अनुसार. जन्मना हेतुरूप उपादान आदि कारणनो अभाव होवाथी, हुं केवळ जन्म रहित छुं. (अज)

अव्ययात्मा=निरवयवरूप होवाथी, विनाश करनार कारणोनी सामग्री-संबंधना अयोगे, नाशन क्रियानो अविषयभूत (अव्यय.) स्वभाव (आत्मा) जेनो होय ते, अर्थात् नित्य-स्वरूप

'अजो नित्य. कठ १-२-१८ अर्थ -हुं अजन्मा तथा नित्यस्वरूप छुं' आ श्रुति अनुसार हुं अव्ययात्मा अर्थात् केवळ नित्यस्वरूप छुं; हुं कदाचित् पण क्षय (नाश) विकारवाळो नथी, आ रीत हुं जन्मरहित छुं तथापि नित्य-स्वरूप छुं

'अज' तथा 'अव्ययात्मा' आ बे विशेषणोवडे, 'जन्म' तथा 'नाश' आ आदि तथा अन्तिम विकार वच्चेना अन्य विकारोना असंभवनुं सूचन थाय छे, आदि तथा अंतिम विकारनो अभाव सिद्ध होय, त्यारे तो उभय विकारोनी अंतर अवस्थाओनी कल्पना केमज घटे ?

કર્મ નિમિત્તે ભલે તુંને જન્મનો અભાવ હોય, તથાપિ ઇશ્વર સર્વ કર્મનો નિયંતા હોયછે જ એમ કોઇ કહે તો તે સંબંધમાં, 'भूतानां' ઇતિ વચનોવડે કથન કરે છે—

બ્રહ્મા આદિનો તથા અન્ય ભૂતપ્રાણિઓનો 'एष सर्वेश्वरः માંડૂ-૬ અર્થઃ-આ સર્વેશ્વરરૂપ છે' આ શ્રુતિ અનુસાર, કેવળ આત્મ-સંનિધિના લીધે હુંજ નિયંતા (ईश्वर) રૂપે છું; વળી, 'न तुममान्योऽस्ति नियन्ता न चाधिपः અર્થઃ-મારો અન્ય કોઇ નિયન્તા તથા અધિપતિ ન હોય' આ શ્રુતિ અનુસાર, હું કોઇની પણ આજ્ઞાનો વિષયભૂત નથી.

આ રીતે જન્મરહિત, નિત્યસ્વરૂપ તથા સર્વનો નિયંતારૂપ હું, કેવળ નિર્વિકાર રૂપ છું.

प्रकृतिं=પ્રકર્ષ રીતે (प्र) સૃષ્ટિ આદિ ક્રિયા (कृति) જેના શકાશથી મને પ્રાપ્ત થાય (प्र+कृतिम्) તે દૈવી ત્રિગુણાત્મક માયાને; स्वां= સ્વકીય; अधिष्ठाय=તે માયા તથા તેના કાર્ય વિષે 'હું તથા મારૂં' એ રીતની ભાવના કરીને.

'माया तु प्रकृतिं विद्यात् શ્વે. ૪-૧૦ અર્થઃ માયાને પ્રકૃતિરૂપ જાણવી' આ શ્રુતિ અનુસાર, માયાને પ્રકૃતિ કહે છે.

'कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः શુક રહસ્ય ઉ ૧૨. અર્થઃ- આ જીવ કાર્યોપાધિવાન્ છે, અને ઇશ્વર કારણોપાધિવાન્ હોય છે' આ શ્રુતિ અનુસાર, પોતાની ઉપાધિભૂત, અવ્યક્ત સંજ્ઞાવાળી મૂલ પ્રકૃતિ તથા તેના કાર્યરૂપ જગત્ વિષે, 'હું તથા મારૂં' એ રીતની ભાવના કરી, જે જન્મરહિત ઇત્યાદિ લક્ષણવાન્ હું પરમાત્મા તેજ, મને પોતાને આધીન રહેલી માયા, તેના યોગે (आत्ममायया) સંભવું છું અથવા (૨) 'देवात्मशक्तिं स्वगुणै र्निगूढाम् શ્વે. ૧-૩ અર્થઃ- આત્મગુણોવડે નિગૂઢ દેવાત્મશક્તિને,' આ શ્રુતિ અનુસાર, જેમ ભાનુથી અગ્નિની દહન

શક્તિ અભિન્ન હોય, તેમ આ માયા મારાથી અભિન્નરૂપે હોય છે; તે મારાથી વ્યતિરિક્ત નજ હોય; જો આમ ન હોય તો અદ્વૈત સિધ્ધાંતને હાનિ થાય તથા શ્રુતિમાં વિરોધ આવે; એટલે વન્હિની દહનશક્તિ પ્રમાણે આ પ્રકૃતિ શબ્દવડે વાચ્યરૂપ માયા મારાથી કેવળ અભિન્નરૂપે હોય, એટલે કેવળ આ આત્મમાયાના યોગેજ, હું જન્મવાન્ કહેવાઉં; કિંતુ વસ્તુતઃ તો હું જન્મરહિતજ છું.

તાત્પર્ય-જો પરમાત્મારૂપ હું પોતે જન્મવાન્ હોઉં તો, 'निष्कलं निष्क्रियम् શ્વે ૬-૧૯ અર્થ—હું કળા તથા ક્રિયારહિત છું,' 'नजायते म्रियते वा विपश्चित् કઠ ૧-૨-૧૮ અર્થઃ—જ્ઞાની પુરૂષ કદાપિ જન્મ વા મરણને પામતો નથી', ઇતિ શ્રુતિઓનો વિરોધ સિધ્ધ થાય; એટલે કેવળ માયાના યોગેજ હું દેવાદિ યોનિ વિષે જન્મું છું, એમ તાત્પર્ય સિધ્ધ થાય છે.

આ રીતે, 'तत्' પદાર્થવડે વાચ્યરૂપ ઇશ્વરને, જન્માદિ કેવળ માયિકરૂપે હોવાનું સિદ્ધ થાય એટલે ઇશ્વરથી અભિન્નરૂપ 'त्वं' પદવાચ્યરૂપ જીવાત્માને પણ જન્મ, કર્મ આદિ જે હોય તે કેવળ અવિદ્યા-જન્ય હોય છે એમ સૂચન કરેલું છે. ૬

હવે—માયાના યોગે દેવાદ યોનિઓ વિષે, પરમાત્મા કયારે જન્મ ધારણ કરે તેનુ હવે, 'यदा' ઇતિ મંત્રાર્થવડે કરે છે—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥

અન્વ.—( हे ) भारत धर्मस्य हि यदा यदा ग्लानिः भवति ( तथा एव ) अधर्मस्य अभ्युत्थानं ( भवति ) तदा तदा आत्मानम् अहं सृजामि ॥ ७ ॥

અન્વિ-હે ભારત, વર્ણાશ્રમીઓના અભ્યુદય તથા તેમની સિદ્ધિ માટે,

સુંદર રીતે અનુષ્ઠાન કરવા યોગ્ય વૈદિક ધર્મના, વિઘ્નકર્તા પદાર્થોના લીધે જ્યારે જ્યારે નિર્વિશેષ વિચ્છેદ થાય, ( ग्लानि ) તેમજ ધૂમકેતુવત્ સર્વ અનર્થોના હેતુભૂત અધર્મનું સર્વ આશ્રમ તથા વર્ણો વિષે સર્વત્ર (अभित') ઉત્થાન થાય, ( अभि+उत्थान=अभ्युत्थान ) ત્યારે ત્યારે સર્વના નિયંતા રૂપ હુ ઇશ્વર ( अहं ) આત્મમાયાવડે, ધર્મિષ્ટ તથા અધર્મિષ્ઠ પુરૂષોને અનુગ્રહ તથા નિગ્રહ કરવા યોગ્ય દેહને ( आत्मान ) સર્જું છુ ૭

અવ—હવે 'परित्राणाय' ઇતિમન્ત્રાર્ધ વડે ઉકત અર્થનુ સ્પષ્ટીકરણ કરે છે—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

अन्व—साधूनाम् परित्राणाय दुष्कृताम् विनाशाय च धर्मसंस्थापनार्थाय (च), युगेयुगे संभवामि ॥ ८ ॥

અ—કેવળ સ્વધર્મનું શરણ કરનાર સાધુ પુરૂષોને આ તથા પરલોકનો વિચ્છેદ ન થાય તે પ્રકારે તેમનુ રક્ષણ કરવા, શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરનાર દુષ્ટ પુરૂષોનો સમૂળગો નાશ કરવા, તથા ધર્મનું સંસ્થાપન કરવા, હુ પોતે જ, સત્યાદિ યુગો વિષે, પુ। પુન' આત્મમાયાવડે અવતરૂ છુ. ૮

વિ—साधूना=પ્રાણત્યાગ થાય તથાપિ સ્વધર્મનો ત્યાગ ન કરેતેવા કેવળ સ્વધર્મનું શરણ કરનાર સાધુ પુરૂષો, તેમના परित्राणाय=તેમની પ્રાર્થના વિના જ, આ લોક તથા પરલોકનો વિચ્છેદ ન થાય તે પ્રકારે રક્ષણ ( परित्राण ) કરવા અર્થે, दुष्कृताम्=જે ત્રણે પ્રકારની ઇન્દ્રિયોવડે કેવળ શાસ્ત્ર નિષિદ્ધ કર્મ વિના અન્ય કાંઇ ન કરે, તેવા જગતને દૂષણ કરનારા; તેમનો विनाशाय=સમૂળગો વિનાશ કરવા અર્થે; धर्मसंस्थापनार्थाय= સત્પુરૂષોના અભ્યુદય તથા નિ:શ્રેયસના હેતુભૂત ધર્મનુ, અધર્મના નિષેધ

પૂર્વક મંસ્થાપન કરવુ, તેજ પ્રયોજન અર્થે; संस्थापन= મર્વ અધિકારીઓવડે નિયમપૂર્વક કેવળ યથાશાસ્ત્ર અનુષ્ઠાન કરવું તે. युगे युगे=સત્ય આદિ યુગો વિષે, सम्भवामि= અવતરૂં છું.

સાધુપુરુષોના રક્ષણઅર્થે હું અવતાર લઉ છુ આમ કહ્યું તે વડે, ઇશ્વર જ આપણો પરિત્રાતા છે એમ સમજી, સાધુ પુરુષોએ સ્વધર્મ વિષે સ્થિતિ કરવી, આ રીતનુ સૂચન કરેલુ છે.

આ મ ત્રવડે સાધુ પુરુષોનુ પરિપાલન કરવુ, અસાધુ પુરુષોનો વિનાશ કરવો, તથા ધર્મનુ અનુષ્ઠાન કરવુ આ ત્રણ જ ભગવાનના અવતારના પ્રયોજન છે એમ સૂચિત થાય છે

तात्पर्य--યજ્ઞાદિ વૈદિક ધર્મનુ સંરક્ષણ થવાથી દેવોની વૃદ્ધિ થાય, દેવવૃદ્ધિવડે અર્થાત્ તેઓ સંતુષ્ટ થતા વૃષ્ટિ થાય, વૃષ્ટિવડે અન્ન, અને અન્નવડે સર્વ પ્રાણીઓની વૃદ્ધિ થાય, એટલે કેવળ ધર્મના સંરક્ષણને લીધે સર્વ વિશ્વનુંજ પરિપાલન થાય છે, એમ તાત્પર્ય સિદ્ધ થાય છે ૮

अव—દુષ્ટ પુરુષોના નિગ્રહાર્થે, તથા શિષ્ટ પુરુષોના અનુગ્રહાર્થે, તથા ધર્મ સંસ્થાપન અર્થે, તથા વિવસ્વત્ આદિ રાજાઓને જ્ઞાનયોગનો ઉપદેશ કરવા અર્થે, શ્રીભગવાને પોતાની માયાવડે જે જે દેહ ધારણ કરેલા, તથા તે વડે જે જે કર્મો કરેલા તે આ સર્વ દેહ તથા કર્મો, વસ્તુત કેવળ બ્રહ્મસ્વરૂપ છે એમ જે જાણે, તે પુરુષ મુક્તિને પ્રાપ્ત થાય એમ હવે, 'जन्म' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

अन्व— (हे) अर्जुन दिव्य मे जन्म (तत्कृत) कर्म च तत्त्वतः
य: वेत्ति सः (विद्वान) (वि त्) देहं त्यक्त्वा पुनः
जन्म न एति (किंतु) माम् (एव) एति ॥ ९ ॥

અ—આ મારું પ્રાકૃત શરીર તથા તત્કૃત કર્મ, આ સર્વની અધ્યાત્મ દૃષ્ટિએ પરીક્ષા કરી, તે સર્વ કેવળ ચૈતન્ય સ્વરૂપ છે એમ જે કોઇ સાક્ષાત્ અનુભવ કરે, તે સર્વાત્મક-બ્રહ્મદૃષ્ટા જ્ઞાની પુરૂષ આ દેહનો ત્યાગ કરી પુનર્જન્મને પામે નહિ, કિંતુ સચ્ચિદાનંદ એક સ્વરૂપ કેવળ બ્રહ્મ સ્વરૂપે હું, તેને તે પ્રાપ્ત થાય છે, અર્થાત્ વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે. ૯

વિ—दिव्यम्= ઇતર વસ્તુની અપેક્ષા કર્યા વિના, પોતાના આત્મા વિષે પોતે જ સ્વપ્રકાશવડે પ્રકાશમાન (दीप्यते થાય તે નિર્વિશેષ, ચિત્સ્વરૂપ, એકરસ, પૂર્ણાનંદ તથા ઘનસ્વરૂપ, અદ્વિતીય તથા સર્વ વસ્તુના અધિષ્ઠાનભૂત પરબ્રહ્મતત્વ વિષે પ્રતીત થનાર પ્રકૃતિ તથા પ્રાકૃત વસ્તુ; દિવ્ ધાતુ કિવર્બંત રૂપ છે એટલે ' दिव्य ' શબ્દ दिवि+भवं=दिव्य આમ રૂપે બનેલો છે.

जन्म. શરીર; तत्वतः= અધ્યાત્મદૃષ્ટિવડે પરીક્ષા કરીને; एवम् બ્રહ્મતત્વનુ ( दिव =ब्रह्मणः स्वरुप=दिव्यम् ) સ્વરૂપ કેવળ ચિત્સ્વરૂપ છે એમ, य = સર્વ જગતને કેવળ બ્રહ્મ સ્વરૂપે જોનાર જ્ઞાની પુરૂષ; वेत्ति સાક્ષાત્ અનુભવ કરે, देह = આ વિદ્યમાન દેહને; मानएति=મ સ્ચદાનંદ, એક રસ બ્રહ્મસ્વરૂપ હુ, તેને પ્રાપ્ત થાય છે, અર્થાત તે વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છ. ૯

અવ—આ સર્વ જગત બ્રહ્મસ્વરૂપ છે, આ રીતના સર્વબ્રહ્માત્મક દર્શનના યોગે પૂર્વે અનેક પુરૂષો મુક્ત થઇ ગયા એમ ' તુને આ પુરાતન યોગનું કથન કર્યું ', ( ૩ -૩ ) આ વચનવડે જ્ઞાનયોગનુજ પુરાતનપણું કથ્યું તેનું હવે, ' वीतराग ' ઇતિમંત્રાર્થવડે પ્રતિપાદન કરે છે—

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥**

अन्व—वीतरागभयक्रोधाः ज्ञानतपसा पूताः बहवः माम् उपाश्रिताः सन्तः मन्मयाः भूत्वा मद्भावम् आगताः ॥ १० ॥

અ—જેમનાં રાગ, ભય તથા ક્રોધ વિશેષ રીતે નિર્ગત થયલ હોય, તેવા બ્રહ્મજ્ઞાનરૂપ તપવડે શુદ્ધ મનવાળા અનેક મુમુક્ષુઓ, અદ્વિતીય- પરબ્રહ્મનું ઉપશ્રયણ કરી, બ્રહ્મસ્વરૂપે પરિપૂર્ણતાને પામી, બ્રહ્માત્મૈકયતાને પ્રાપ્ત થયલા ૧૦

વિ—वीतरागभयक्रोधा:=તીવ્ર મુમુક્ષા તથા સત્ અસત્ વસ્તુના વિવેક તથા વૈરાગ્યવડે વિશેષ રીતે (वि) નિર્ગત થયલ હોય (विर्+ईताः=वीताः) રાગ, ભય તથા ક્રોધ જેમનાં, તેવા પુરૂષો; ભોગ તથા ઉપકાર કરનાર વિષે રાગ, આધ્યાત્મિક આદિ ઉપદ્રવોથી ભય, અને પોતાને અપકાર કરનાર પ્રત્યે ક્રોધ થાય છે; ક્રોધ શબ્દવડે, આપસ્તમ્બ ઋષિએ વર્ણવેલા ભૂતદાહીય દુર્ગણો ઉપલક્ષિત થાય છે.

ज्ञानतपसा=' मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः अर्थः—મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતા તેજ ખરેખર પરમ તપરૂપ છે ' આ વચનાનુસાર, 'હું કેવળ બ્રહ્મરૂપ છું' એ રીતે કેવળ બ્રહ્મતત્ત્વ વિષે, આત્મપણાનો સાક્ષાત્ બોધ કરાવનાર કાંઇ પણ પ્રતિબંધ વિનાનુ જે જ્ઞાન, (ज्ञान) તેજ મુમુક્ષુ યોગીને કર્તવ્યરૂપ તપ; તે વડે.

पूताः=અનાત્મસ્વભાવ સમ્યક્પ્રકારે વિનષ્ટ થતાં, શુદ્ધ થયલ હોય મન જેમના તેવા શુદ્ધાત્મા પુરૂષો; અર્થાત્ વામદેવાદિ મુમુક્ષુઓ પોતે; माम् उपाश्रिताः=અપૂર્વ, અપર, અનન્તર, અબાહ્ય, અદ્વિતીય કેવળ પરબ્રહ્મ રૂપ મને (माम्) સર્વદા ઉપશ્રયણ કરી; અર્થાત્ સર્વ જગત્ બ્રહ્મરૂપે છે એ રીતે બહાર અંદર તથા સર્વત્ર આત્મભાવના વડે યુક્ત થઇ, સદા એકતા બુદ્ધિ કરતા સત ; (उपश्रयणं) मन्मयाः=મ સ્વરૂપે પૂર્ણરૂપ થ - ને દેહપાત થયા

પછી બ્રહ્માત્મ-સ્થિતિરૂપ મદ્ભાવને પ્રાપ્ત થયલા; અર્થાત્ વિદેહ-મુક્તિને પ્રાપ્ત થયલા. ૧૦

અવ-અમૃતના સમુદ્રની પ્રમાણે, સર્વ પ્રાણિઓ અદ્વિતીય, પરબ્રહ્મરૂપે તું, તેના વિષે સ્થિતિ કરી રહે છે; તારા વિષેનો આવાસ સર્વ પ્રાણિઓને સામાન્ય હોય, તથાપિ તુ સર્વ પ્રાણિઓને મુક્તિ ન આપતાં, તેમાથી કોઇ એકનેજ મુક્તિ આપે, આ તારો કેવો પક્ષપાત કહેવાય ? આ શંકા પ્રત્યે, અમૃતસમુદ્ર વિષે સર્વ પ્રાણિઓનો નિવાસ ભલે એકસરખો હોય, તથાપિ જેમ અમૃતનું પાન કરનાર વિના, અન્ય કોઇને અમરપણું પ્રાપ્ત ન થાય, તેમ સર્વ પ્રાણિઓનો નિવાસ મારા વિષે એકસરખો હોય, તથાપિ 'न यथा यथो पासते तथैव भवति અર્થ.—તેની જે જે પ્રકારે ઉપાસના કરે તેજ સ્વરૂપને તે પ્રાપ્ત થાય' આ શ્રુતિના અર્થને અનુસરી, જે કેવળ પરબ્રહ્મ સ્વરૂપ એવા મને ભજે, તેમનેજ વિમુક્તિ પ્રાપ્ત થાય, કિંતુ જે કામી પુરુષો મ્હારા અપર સ્વરૂપને ભજે તેમને તે સિદ્ધ ન થાય. આ રીતનું, 'ये यथा' ઇતિ મંત્રાર્થવડે હવે કથન કરે છે—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

अन्व-ये (जनाः) माम् यथा प्रपद्यन्ते तान् तथा एव अहं भजामि । (हे) पार्थ, मनुष्याः सर्वशः मम वर्त्म (एव) अनुवर्तन्ते ॥ ११ ॥

અ૦ જે મનુષ્યો જે જે ફલની ઇચ્છાવડે યુક્ત થઇ, જ્ઞાનમાર્ગ વા કર્મમાર્ગ વા અન્ય કોઇ માર્ગવડે મારી ઉપાસના કરે, તે તે ઉપાસકોને, કેવળ તે તે સ્વરૂપે પ્રત્યક્ષીભૂત થઇ, હું અનુગ્રહ કરું છું; હે પાર્થ, બ્રાહ્મણાદિ

અર્થ મુમુક્ષુઓ, હું ઇશ્વરને પ્રિય, શ્રુતિ તથા સ્મૃતિવિહિત એવા કેવળ કર્મ માર્ગનું વિશેષ રીતે અનુવર્તન કરે છે. ૧૧

વિ૦ ये=' द्वे रूपे वासुदेवस्य व्यक्तं चाव्यक्तमेवच । अव्यक्त ब्रह्मणो रुप *व्यक्तमेनचराचरम्* અર્થ:—વ્યક્ત તથા કેવળ અવ્યક્ત, એમ શ્રી વાસુદેવ ભગવાનના બે રૂપો છે; તેમા અવ્યક્ત સ્વરૂપ તે બ્રહ્મતત્વનું, તથા વ્યક્ત સ્વરૂપ તે ચરાચર જગતનુ સ્વરૂપ છે ' આ સ્મૃતિ અનુસાર, પરબ્રહ્મ તત્વ, નિર્વિશેષ તથા અવ્યક્ત સ્વરૂપ હોય છે. અને માયાની ઉપાધિવાન્ વ્યક્તરૂપ, તે કાર્ય અદવર્તમાન અપર બ્રહ્મતત્વનું સ્વરૂપ છે; આ રીતની વ્યવસ્થાવાળા મારા તત્વસ્વરૂપને, શાસ્ત્ર, તથા આચાર્યના ઉપદેશવડે સંસ્કારને પ્રાપ્ત થયલ, પોતપોતાની બુદ્ધિ અનુપૂર્વક તે તે સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત કરી, મારા પરમસ્વરૂપને અથવા અપરસ્વરૂપને જાણનાર બ્રહ્મવેત્તા, અથવા તે ને ફળની ઇચ્છા કરનાર જે કોઇ મનુષ્યો; मे माम्=આ રીતના બે પ્રકારના સ્વરૂપવાન હું પરમાત્માને; यथा प्रपद्यन्ते=જ્ઞાનયોગ, વા કર્મયોગ વડે વા અન્ય જે કોઇ પ્રકાર વડે ઉપાસે; तान्=તે તે સાધનનિષ્ઠ ઉપાસકોને; तथैव=મારા જે જે સ્વરૂપ વિષે તેઓ પરિનિષ્ઠાવાન્ હોય, તે તે રૂપેજ પ્રત્યક્ષીભૂત થઇને; भजामि=હું અનુગ્રહ કરૂં છું; અર્થાત્ જે જે વસ્તુની ઉપાસના કરે, તે તે ઉપાસનાને અનુરૂપ ફળવડે, હું તેમને યુક્ત કરૂ છું;

'यादृशी भावना यत्र सिद्धि र्भवति तादृशी અર્થ:—જેના વિષે જે પ્રકારની ભાવના હોય, તે પ્રકારે ત્યા સિદ્ધિ હોય,' આ રીતના નિયમાનુસાર, પોતપોતાના પ્રજ્ઞાબળ વડે, જે વસ્તુની ઉપાસનાનો પરિગ્રહ કરેલ હોય, તેને અનુરૂપજ તેઓને ફળસિદ્ધિ થાય; તેથી અન્ય પ્રકારની સિદ્ધિ ન હોય; આમ હોય, એટલે મને કોઇ પણ પ્રકારનો પક્ષપાતભાવ ઘટે નહિ

આ રીતે જ્ઞાનયોગ તથા કર્મયોગનું ફળ પ્રાપ્ત કરાવવામાં મને તો કેવળ સમભાવ હોય, તથાપિ શાસ્ત્રાર્થને જાણનાર તથા તેને અનુસરનાર

બ્રાહ્મણાદિ જે મુમુક્ષુઓ હોય છે તે સર્વે, ( मनुष्याः सर्वशः ) હું ઇશ્વરને જે અભિમત છે, ( मम ) તથા શ્રુતિ અને સ્મૃતિવડે જેનું વિધાન કરેલું છે, તે કેવળ કર્મમાર્ગને ( वर्त्म ) અનુવર્તે છે; અથવા ઇશ્વરકૃતિના ( मम ) વિષયભૂત કર્મમાર્ગનું અનુવર્તન કરે છે; અર્થાત્ વિશેષરીતે કેવળ કર્મો કરે છે. ૧૧

અવ૦ મોક્ષના સમીપવર્તિ કારણરૂપ પ્રકૃષ્ટરૂપ, તથા સર્વ શ્રુતિઓ વિષે જે પ્રસિદ્ધરૂપ છે, તે રીતના જ્ઞાનયોગનો પરિત્યાગ કરી, પંડિત લોકો પણ કર્મમાર્ગનું કેમ અનુષ્ઠાન કરે છે? આ રીતની શંકા કરવી યુક્ત નથી.

જ્ઞાનયોગ કેવળ ચિત્તશુદ્ધિ વડે જ સિધ્ધ થઇ શકે; એટલે ચિત્તશુદ્ધિ અસિધ્ધ હોય ત્યાં સર્વ કર્મોનો પરિત્યાગ કરી, જ્ઞાનયોગ વિષે કોઇ પ્રવૃત્ત થાય તો તેને જ્ઞાનનિષ્ઠા સંભવે નહિ, અને જ્ઞાનનિષ્ઠા અસિદ્ધ હોય તો મોક્ષ અસિદ્ધ હોય; એટલે આ રીતે જ્ઞાન તથા કર્મ, આ ઉભયના ફળનો નાશ થાય, તેથી કેવળ ચિત્તશુદ્ધિ, મોક્ષનું આદિ તથા પરમ કારણ હોવાથી, તથા કર્મો વડે તે સંપાદન થઇ શકે, માટે વિચક્ષણ પુરુષો કેવળ કર્મો કરે છે એવા આશયવડે હવે, ' कांक्षंत ' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે-

कांक्षंतः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

अन्व—इह देवताः यजन्तः ( पण्डिताः ) कर्मणां (अनुष्ठानेन लब्धां) सिद्धिं कांक्षन्तः (मम वर्त्मानुवर्तन्त ) हि मानुषे लोके कर्मजा सिध्धिः क्षिप्रम् ( एव ) भवति ॥ १२ ॥

અ—આ લોક વિષે, ઇન્દ્ર, અગ્નિ આદિ દેવોનો અનુગ્રહ સિદ્ધ કરવા અર્થે, આ જપ આદિ હવિ અર્પણ કરી, તે દેવોની આરાધના કરતા સતા પંડિતો, શ્રૌતાદિ કર્મોનું શ્રદ્ધા ભકિત તથા નિયમપૂર્વક અનુષ્ઠાન કરીને જ,

સત્વશુદ્ધિ રૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય તેથી તેની આકાંક્ષા વડે યુક્ત થઇ, મેં નિર્દિષ્ટ કરેલ કર્મમાર્ગનું અનુવર્તન કરે છે, કારણ કે, આ કર્મભૂમિ વિષે ચિત્તશુદ્ધિ, વૈદિક કર્મો કરવાથી કેવળ શીઘ્રરૂપે પ્રાપ્ત થાય છે. ૧૨

वि-કઇ-આ લોક વિષ દેવતા-ઇન્દ્ર તથા અગ્નિ આદિ દેવોને, यजन्तः= આજ્ય આદિ હવિર્દાન કરીને આરાધના કરતા સતા પંડિત પુરુષો कर्मणाम् શ્રદ્ધા, ભક્તિ તથા નિયમપૂર્વક શ્રૌતાદિ કર્મોના અનુષ્ઠાન વડે પ્રાપ્ત થાય તે, सिद्धि-સત્વશુદ્ધિરૂપ સિદ્ધિને

દમ આદિ યોગોવડે પણ બુદ્ધિની શુદ્ધિ સંપાદન કરી શકાય, એટલે કર્મો કરવાની શું આવશ્યકતા ? આ રીતની શંકા કરવી યોગ્ય નથી, કારણ કે આ યોગો અવૈદિક હોય છે, વળી તેઓ બ્રાહ્મણને અવિહિત રૂપે હોવાથી તેમનું અનુષ્ઠાન કરવું યોગ્ય નથી; અને કદાચિત્ તેનું અનુષ્ઠાન કરે તથાપિ તેમના વડે ચિત્તશુદ્ધિ લાંબે કાળે સિદ્ધ થાય, એટલે બ્રાહ્મણ મુમુક્ષુને તો કર્મ અવશ્ય કર્તવ્ય રૂપે હોય એવા આશય વડે ' क्षिप्रं ' ઇતિ ઉત્તરાર્ધ મંત્ર વડે કથન કરે છે–

કારણ કે આ કર્મભૂમિવિષે ( मानुषलोके) વૈદિક કર્મોના અનુષ્ઠાન વડે સંપન્ન ( कर्मजा ) હોય તેવી ચિત્તશુદ્ધિ રૂપ સિદ્ધિ કેવળ શીઘ્રરીતે ( क्षिप्रं ) પ્રાપ્ત થાય છે, અર્થાત્ યજ્ઞો વડે આરાધિત થયેલ દેવોના અનુગ્રહથી મન જલદીથીજ નિર્મળ થઇ જાય છે,
'માનુષેલોક વિષે સિદ્ધિ ' આ ઉક્તિ વડે ચાતુર્વર્ણ્યતા, ચાતુરાશ્રમ્યતા તથા કર્મવિધિ કેવળ મનુષ્યલોક વિષે હોય કિંતુ તે અન્યત્ર, લોક વિષે ન હોય એમ સૂચન થાય છે ૧૨

अव– ' મારા માર્ગનું અનુવર્તન કરે છે ' (૪-૧૧) આ વાક્યાર્થ વડે મારી કૃતિના વિષય ભૂત એવા કર્મમાર્ગનું અનુવર્તન કરે છે એમ જે કહ્યું તેનું હવે 'चातुर्वर्ण्यं, ઇત્યાદિ મંત્રાર્થ વડે વિશેષ સ્પષ્ટીકરણ કરે છે–

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

अन्व—गुणकर्मविभागशः चातुर्वर्ण्यम् मया सृष्टम् तस्य कर्तारम्
अपि माम् अकर्तारम् अव्ययम् विद्धि ॥ १३ ॥

અ–ગુણ, તથા કર્મના વિભાગને અનુસરી, ચારે વર્ણોની મેં સૃષ્ટિ કરેલી છે; તેનો હું કર્તા છું, તથાપિ મને અકર્તા તથા અવિનાશી-રૂપે જાણ. ૧૩

વિ– गुणकर्मविभागश –સત્વ આદિ ગુણો, તથા શમ આદિ કર્મોના વિભાગ વડે.

રજ ઉપસૃષ્ટ (રજોગુણ યુક્ત) સત્વપ્રધાન ગુણવાળા બ્રાહ્મણોને શમાદિ કર્મો,સત્વ ઉપસૃષ્ટ રજઃ પ્રધાન ક્ષત્રિયો ને શૌર્ય, તેજ, ધૃતિ આદિ કર્મો, તમ ઉપસૃષ્ટ રજઃ પ્રધાન વૈશ્યોને કૃષિ આદિ કર્મો, અને રજ-ઉપસૃષ્ટ તમઃ પ્રધાન શૂદ્રોને પરિચર્યાત્મક કર્મ, એ રીતે મેં સૃષ્ટિના આદિ કાળમા ગુણ તથા કર્મોના વિભાગપૂર્વક વર્ણો તથા ચાર આશ્રમો ( ચાતુર્વર્ણ) રચેલા એટલેજ, ' મારા માર્ગને તેઓ અનુવર્તન કરે છે ' (૪—૧૧) એમ જે કહેલું તે સિદ્ધ થાય છે.

यत्क्रतुर्भवति तत्कर्मकुरुते यत्कर्मकुरुते तदभिसंपद्यते અર્થઃ–બૃ. ૪–૪–૫ જે કોઇ જેવો સંકલ્પ કરે તેવું તે કર્મ કરે, અને જે કર્મ કરે તેનુ તેવું ફળ પ્રાપ્ત થાય, ' આ શ્રુતિ અનુસાર, તું ચાતુર્વર્ણ્ય સૃષ્ટિરૂપ કર્મનો કર્તા થાય, એટલે તે કર્મના જન્માદિ ફલનો સંભવ થવાથી, તુંને નિત્યપણું ' તથા ઇશ્વર-પણુ કેમ સિદ્ધ થાય ? આ રીતની શંકા કરવી યોગ્ય નથી; विकल्पो न हि वस्तु नृसिंहोत्तरतापिनी ઉ ખંડ ૮ અર્થ.= ખરેખર વિકલ્પ વસ્તુ રૂપે ન હોય', ' मायामात्रमिदंद्वैतम् અર્થઃ=ગૌડપાદ. ૧–૧૭

આ દ્વૈતપ્રપંચ કેવળ માયા માત્ર છે,' આ શ્રુતિ અનુસાર, સૃષ્ટા તથા સ્રષ્ટવ્ય પદાર્થ આદિ માયિક રૂપે હોવાથી મિથ્યા સ્વરૂપ હોય, એટલે નિષ્ક્રિય તથા અવિક્રિય રૂપ હું, તેને તો આ સર્જન આદિ ક્રિયાનો અયોગજ સિદ્ધ હોય, તેથી મને તો તું વસ્તુતઃ કેવળ અકર્તા રૂપે જાણ એમ હવે, 'तस्य' ઇતિ ઉત્તરાર્ધ મંત્ર વડે કથન કરે છે.

તે ચાતુર્વર્ણ્ય પ્રપંચનો, માયાના લીધે હું કર્તારૂપ છું, અને માયાવડે મોહિત ચપલ ચિત્તવાળા પુરુષોને કર્તારૂપે હું પ્રતીત થાઉં, તથાપિ હું પરમાત્મા વસ્તુતઃ નિર્ગુણ સ્વરૂપે છું, તેને તું કર્તાપણા આદિ ધર્મથી કેવળ રહિત છું (अकर्तार) એમ જાણ, અને તે કર્તાપણાનો મારા વિષે અભાવ હોવાથી, કર્મનો અસંભવ, અને કર્મના અસંભવ લીધે તેના ફળરૂપ જન્માદિનો મને અસંભવ હોય, એટલે હું નાશ રહિત (अव्ययं) નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા કેવળ મુક્ત સ્વભાવવાળો છું એમ તું નક્કી જાણ. ૧૩

અવ-પરબ્રહ્મરૂપ હું તેને બે ઉપાધિઓ હોય છે, એક માયા અને બીજી તેનું કાર્ય; હું પોતે તો કૂટસ્થ, અસંગ તથા ચિત્રૂપે હોવાથી, મને માયા તથા તેના કાર્યભૂત યાવત્ સૃષ્ટિ-સંબંધનો અભાવ હોય, એટલે કેવળ માયારૂપ કર્તારૂપે ઉત્પન્ન કરેલ માયાકર્તૃક જગત્સૃષ્ટિ આદિ કર્મોનો પણ જેમ મને લેપ ન હોય, તેમ પ્રત્યક્સ્વરૂપે પણ હું અસંગરૂપે હોવાથી, દેહેન્દ્રિયાદિવડે કરેલ કર્મોનો પણ મને લેપ ન હોય; આ રીતે જે કોઇ મુમુક્ષુ, હું પરમાત્મા, કર્તા તથા ભોક્તાપણા આદિ ધર્મોથી રહિત છું એમ શ્રવણ, મનન આદિ કર્મવડે ઉત્પન્ન ચપલ વિજ્ઞાન-બળવડે આત્મસ્વરૂપે અનુભવ કરી કર્મો વિષે પ્રવૃત્ત થાય, તે કર્મોવડે બદ્ધ ન થાય એમ હવે, 'न मां' ઇત્યાદિ મંત્રાર્થ-વડે કથન કરે છે—

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥**

अन्व—मे (प्रत्यगात्मनः) कर्मफले न स्पृहा (अस्ति अत एव) कर्माणि माम् न लिम्पान्ति इति मां (सतत्त्वं) यः अभिजानाति सः कर्मभिः न बध्यते ॥ १४ ॥

અ–પ્રત્યક્સ્વરૂપે મને કર્મ વા તેના ફળ વિષે સ્પૃહા ન હોય, એટલે બુદ્ધિ આદિ વડે કરેલ કર્મો, કર્મ તથા તેના કર્તાના સાક્ષિભૂત એવા મને સ્પર્શ કરે નહિ; આ રીતે હું પરમાત્માના યથાર્થ સ્વરૂપને જે જાણે, તે લોકસંગ્રહાર્થે કરેલ કર્મોવડે બંધાતો નથી. ૧૪

વિ–મે–કૂટસ્થ, અસંગ તથા ચૈતન્યસ્વરૂપે હોવાથી, બુદ્ધિ આદિના સંબંધથી રહિત પ્રત્યગાત્મારૂપ મને; कर्मफले=કર્મ તથા તજ્જન્ય ફળ વિષે.

સ્પૃહા બુદ્ધિના ધર્મરૂપે હોવાથી, અને હું બુદ્ધિ આદિનો સાક્ષિ તથા અવિકારીરૂપે છું, એટલે મને બુદ્ધિની ધર્મરૂપ સ્પૃહાનો અયોગ સિદ્ધ હોય, તેથી મને કર્મ તથા તેના ફળની ઇચ્છા સંભવે નહિ, અને તે કારણના લીધેજ મને કર્મો સ્પર્શ કરે નહિ.

'सयथाकामोभवति तत्क्रतुर्भवतियत्क्रतुर्भवति तत्कर्म कुरुते બૃ ૪-૪-૫. અર્થઃ-તે જે પ્રકારની ઇચ્છા કરે તે પ્રકારનો તેને સંકલ્પ થાય, અને જે પ્રકારનો સંકલ્પ કરે તે પ્રકારનું તે કર્મ કરે', આ શ્રુતિ અનુસાર, જે પુરૂષ કામનાવડે યુક્ત હોય તેનેજ કર્મસંકલ્પ તથા કર્મારંભ સંભવે; એટલે કેવળ કર્મફળની ઇચ્છાવાળો વિજ્ઞાનાત્મક પુરૂષ કર્મ કરે; કિંતુ કામનારહિત તથા અક્રિયરૂપ હું, તેને કર્મ તથા તેના ફળની ઇચ્છા કેમજ ઘટે ? આમ હોવાથી, બુદ્ધિ આદિવડે કરાયલ કર્મો, કર્મ તથા કર્મકર્તાનો સાક્ષિરૂપ હું (अकर्तार) તેને સ્પર્શ કરે નહિ (न लिम्पन्ति).

તૈલવત્, જે ક્લેશયુક્ત પુરૂષ જે કાઇ કર્મ કરે તે વડે તેજ લિપ્ત થાય, કિંતુ તેનાથી અન્ય કોઇ લિપ્ત ન થાય, એટલે બુદ્ધિ આદિવડે કરેલ કર્મ, બુદ્ધિ આદિના કર્મ તથા કર્તાથી ભિન્ન અન્ય કોઇને લિપ્ત ન કરે; આ ન્યાય;

નુસાર, ( इति ) હું પરમાત્મા, કર્મ તથા તેની ફળેચ્છાથી રહિત, કર્મનો અકર્તા તથા અભોકતારૂપ, તથા આકાશવત્ સર્વગત, અમગ, અવિક્રિય, તથા બુદ્ધિ તથા તેના ધર્મ તથા કર્મ તથા તેની અવસ્થાના સાક્ષિરૂપે છુ. આ રીતે મને ( मा ) આત્મતત્ત્વરૂપે સમ્યક્પ્રકારે અભિમુખ કરી, આ પરમાત્મા હું પોતેજ છુ એમ જે આત્મસ્વરૂપે સાક્ષાત્પૂર્વક જાણે, ( अभि+जानाति ) તે જ્ઞાની અધિકારી પુરૂષ, લોકસંગ્રહાર્થે જે કર્મો કરે ( कर्मभि ) તેવડે તે બદ્ધ થાય નહિ;

तात्पर्य –આ પ્રકારનો અધિકારી, જે કાઇ કર્મ કરે તે વડે તેને પુનઃ જન્મ પ્રાપ્ત થાય નહિ ૧૪

ક્ષત્ર–બુદ્ધિ આદિ ઉપાધિવડે કરેલ કર્મો આત્માને અબન્ધકરૂપે હોય આ રીતનુ જ્ઞાન, મોક્ષ વિષે પ્રવૃત્તિ કરવામા જ્ઞાની પુરૂષને એક બળવાન્ સાધનરૂપ છે એમ સૂચન કર્યું; હવે, પૂર્વે પણ આ રીતે કેવળ કર્મના અબંધકપણાના જ્ઞાનવડે કેવળ યુકત થઇ, મુમુક્ષુઓએ મોક્ષાર્થે પ્રવૃત્તિ કરેલી; આ રીતના શિષ્ટ પુરૂષોના આચારનુ પ્રમાણ લક્ષમા લઇ તુને પણ આજ રીતે મોક્ષસિદ્ધિ માટે કર્મ વિષે પ્રવૃત્તિ કરવી ઘટે એમ, 'एव' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે—

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभि ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्॥ १५ ॥

अन्व—एवं ज्ञात्वा पूर्वै अपि मुमुक्षुभिः कर्म कृतं तस्मात् त्वं पूर्वैः कृतं पूर्वतरम् कर्म एव कुरु ॥ १५ ॥

અ–આ રીતે હોવાનુ જાણીને, પૂર્વે થઇ ગયેલા જનકાદિ મુમુક્ષુઓએ પણ લોકહિતાર્થે કર્મોનું અનુષ્ઠાન કરેલુ; એટલે તારે પણ પૂર્વે થઇ ગયેલા સજ્જનરૂઢ પુરૂષોએ અનાદિકાળથી કર્મ વિષે પ્રવૃત્તિ કરેલી, તેમ કેવળ લોકહિતાર્થે કર્મજ કરવા ઘટે છે. ૧૫

વિ-एवं ज्ञात्वा=હું પ્રત્યક્સ્વરૂપે કેવળ બુદ્ધિ આદિનો સાક્ષિરૂપ છું, તથા દેહેન્દ્રિય આદિથી ભિન્નરૂપે સતો દેહેન્દ્રિયાદિવડે, કરેલ કર્મોથી બધ્ધ થતો નથી, આ રીતે દેહેન્દ્રિયાદિથી, પોતાના આત્માના ભિન્નપણાનો તથા દેહાદિકૃત કર્મોથી, તે આત્માના અબંધકપણાનો ઉક્તરીતિ-પૂર્વક અનુભવ પ્રાપ્ત કરી; મુમુક્ષુભિઃ મુક્ત પુરૂષોવડે, મોક્ષપ્રાપ્ત કરાવનાર પુરૂષોવડે; આ પદનું ગર્ભિતણિજન્તરૂપ છે. पूर्वं =અવિદ્યારૂપ બંધથી મુક્ત કરાવવાની ઇચ્છાવાન્ જનકાદિ મુમુક્ષુઓવડે पूर्वैःकृत=જ્ઞાનવૃદ્ધ સત્પુરૂષોએ અનુષ્ઠિત કરેલ पूर्वतरम् અનાદિકાળથી પ્રવૃત્ત કરેલ

तात्पर्य:-જનકાદિ પૂર્વે થઇ ગયલ જ્ઞાનવૃદ્ધ મુમુક્ષુઓએ પણ લોકહિતાર્થે કર્મવિષે પ્રવૃત્તિ કરેલી; માટે તુ પણ લોકહિતાર્થે અવશ્ય કર્મજ કર; કિંતુ તુંને કર્મનો પરિત્યાગ કરવો ઘટે નહિ ૧૫

अव-'कर्मणा वध्यते जन्तु. મં॰ન્યાસ૯૮. અર્થ:-પ્રાણિમાત્ર કર્મવડે બદ્ધ થાય છે', આ સ્મૃતિ વાકયાનુસાર કર્મોને બંધકપણું હોવાથી, કર્મકરવાથી કેવળ બંધકપણું સિદ્ધ થાય આમ શંકા કરવી યોગ્ય નથી; કારણ કે તે સ્મૃતિ તો અજ્ઞાનપૂર્વક કાઇ કર્મ કરે તેવા અનાત્મજ્ઞ કર્મ કર્ત્તાને વિષય કરે છે, અને न विदित्वा न लिप्यते कर्मणा पापकेन બૃ. ૪:૪-૨૩. અર્થઃ—તે બ્રહ્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત થવાથી પાપકર્મવડે તે લેપાય નહિ ', આ શ્રુતિ અનુસાર જ્ઞાનીપુરૂષને કર્મનો અલેપ સિદ્ધ હોય, એટલે કર્મ તથા અકર્મના તત્ત્વને સમ્યક્ પ્રકારે જાણી, જ્ઞાની પુરૂષ જે કાઇ કર્મ કરે, તે કેવળ અકર્મરૂપે હોવાથી બધકરૂપે થાય નહિ; અને અજ્ઞાની પુરૂષ, કેવળ અકર્મરૂપ સ્થિતિ ( નિવૃત્તિ ) ગ્રહણ કરે તો તેનું અકર્મ પણ કેવળ કર્મરૂપે જ હોવાથી બંધનરૂપ થાય; આમ હોવાથી, કર્મ તથા અકર્મના લક્ષણ જાણવાની આકાંક્ષા પ્રાપ્ત થાય તેથી હવે, 'किंकर्म ' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥ १६ ॥

अन्व—(केचित् तु) किंकर्म किम् अकर्म इति कवय. अपि अत्र मोहिता (यत एवं तत ) ते तत् कर्म (अकर्म च) प्रवक्ष्यामि यत् ज्ञात्वा अशुभात् (संसारात्) मोक्ष्यसे ॥ १६ ॥

અ—કર્મ શુ તથા અકર્મ શુ ? આ સબધમા કેટલાએક સર્વ-શાસ્ત્રજ્ઞ પુરુષો પણ મૂઢ-ભાવને પ્રાપ્ત થયલા છે, માટે તુ કર્મ તથા અકર્મનું સ્વરૂપ જાણુતો ન હોવાથી, કર્મ તથા અકર્મના લક્ષણુનો તુને ઉપદેશ કરૂ છુ, જેને જાણીને તુ આ સસારથી મુકત થઇશ ૧૬

વિ—कवय =સર્વ શાસ્ત્રોને જાણુનાર, अत्र. કર્મ તથા અકર્મના તત્ત્વ નિર્ણુય વિષે, मोहिता =મૂઢભાવને પ્રાપ્ત થયલા, ते=કર્મ તથા અકર્મના સ્વરૂપને ન જાણુનાર તુને, प्रवक्ष्यामि તેમના લક્ષણુનો ઉપદેશ કરૂ છુ, यत्ज्ञात्वा=જેમના તત્ત્વનો અનુભવ પ્રાપ્ત કરીને; अशुभात्=અસારથી

શ્રુતિ તથા સ્મૃતિથી જેનુ વિધાન કરેલ હોય તે ' કર્મ ', ' અને જેનુ વિધાન કરેલ ન હોય તે ' અકર્મ ' કહેવાય એમ કેટલાયક પડિત; પુરુષો કહે છે; કેટલાયક, વૈદિક શ્રૌત તથા સ્માર્ત યાવત્ કર્મને ' કર્મ, ' અને તે સર્વ કર્મના સન્યાસને ' અકર્મ ' કહે છે, વળી બીજાએ ચચનાત્મક સ્થિતિને ' કર્મ ', તથા અચલન-સ્વરૂપ તૂષ્ણીભૂત આસનને ' અકર્મ ' કહે છે, અને કેટલાયક સર્વ-શાસ્ત્રનિપુણ પુરુષો પણ, કર્મ શુ ? અને ' અકર્મ ' શુ ? અથવા કર્મ શબ્દવડે વાચ્યરૂપે શુ ? અને અકર્મ શબ્દવડે વાચ્યરૂપે શુ ? આ રીતના કર્મ તથા અકર્મના તત્ત્વ-નિર્ણય વિષે મોહભાનને પામેલા હોય છે અર્થાત્ તેના તત્ત્વનો નિર્ણય કરવાને અસમર્થ થયલા હોય છે,

तात्पर्य —તુ કર્મ તથા અકર્મના સ્વરૂપથી અજ્ઞાત છે, એટલે હું તેના લક્ષણુનો તને ઉપદેશ કરૂ છુ, તેથી તે ઉભયના તત્ત્વને રૂડી રીતે જાણી તુ મુકત થઇશ. ૧૬

અવ—કર્મ તથા અકર્મ, આ ઉભયનું તત્ત્વ આરૂરૂક્ષુ ( ચઢવાની ઇચ્છાવાળા ) પુરુષને જ્ઞાતવ્ય રૂપે હોય ? વા તે કેવળ આરૂઢ ( ચઢેલ ) મુમુક્ષુને જ્ઞાતવ્યરૂપે હોય ? આ રીતની આકાંક્ષા પ્રત્યે, આરૂરૂક્ષુ મુમુક્ષુને કેવળ કર્મ, અકર્મ, તથા વિકર્મનું તત્ત્વ સમ્યક્પ્રકારે જ્ઞાતવ્યરૂપે હોય છે; અને કર્માદિનો આ તત્ત્વબોધ કેવળ દુર્ઘટરૂપ હોય, તેથી આરૂરૂક્ષુએ કર્માદિના લક્ષણનું જ્ઞાન પ્રયત્નપૂર્વક અવશ્ય પ્રાપ્ત કરવું ઘટે; માટે આ રીતના મુમુક્ષુને કર્માદિ વિષે જ અધિકાર હોય, કિંતુ તેને અન્યત્ર અધિકાર ન હોય એ રીતના આશયથી હવે, ' कर्मण. ' ઇત્યાદિ મંત્રાર્થવડે નિરૂપણ કરે છે—

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

અન્વ—कर्मणः अपि बोद्धव्यम् ( अस्ति ) विकर्मणः च बोद्धव्यम् (अस्ति तथैव च) अकर्मणः च बोद्धव्यम् (अस्ति) हि कर्मणः गहना गतिः ॥ १७ ॥

અ—આરૂરૂક્ષુ મુમુક્ષુને, વર્ણાશ્રમ આદિનાં અનુષ્ઠેય કર્મો કયા છે ? તેનું તત્ત્વ જાણવાની આવશ્યકતા હોય છે; તેમજ પ્રતિષિદ્ધ કર્મો, તથા અકર્મ વા કર્મ-સંન્યાસ શું છે ? તેનુ પણ તત્ત્વ જાણવા આવશ્યકતા હોય છે, કારણ કે કર્માદિ ત્રણેની ગતિ, જ્ઞાની પુરુષને પણ દુર્વિજ્ઞેયરૂપ હોય છે. ૧૭

વિ— कर्मण = વર્ણ તથા આશ્રમ આદિના અનુષ્ઠેય કર્મો; તેનું

ખરેખર કર્મના સ્વરૂપને જાણ્યુ હોય, તો કર્મ યથાશાસ્ત્ર કરી શકાય; કિંતુ તે [illegible] અજ્ઞાન હોય તો તેમ બને નહિ, શાસ્ત્ર અનેક હોય, તથા [illegible] 'વર્ણો પણ અનેક પ્રકારના હોય, તથા દેશ, કાળ, યુગ અધિકારી, આશ્રમ, વય, તથા અવસ્થા આદિના ભેદ લીધે, સંકોચ તથા

વ્યાકોચ પ્રાપ્ત થાય, તેથી કર્મવિધિ અનેક રૂપે હોવાથી, કર્તવ્ય કર્મના તત્ત્વનો સમ્યક્ પ્રકારે બોધ થવો ઘટે છે;

विकर्मणः= વિધાન કરેલ હોય તેથી વિપરીત સ્વરૂપે, અનંત સંબંધવાળી વિધિવડે કરાય તેવું પ્રતિષિદ્ધ નિન્દિત કર્મ; તેનું

જો કોઇ પણ કર્મના નિષિદ્ધ અંશનું જ્ઞાન હોય, તો જે નિષિદ્ધાંશ હોય તેનો પરિહાર થઇ શકે; તથા નિરૂક્ત દેશ, તથા કાલાદિના ભેદ વડે નિષિદ્ધ કર્મો પણ બહુ પ્રકારના હોય, તેથી તેનું પણ સ્વરૂપ જાણવા યોગ્ય હોય છે;

अकर्मणः= કર્મ નહિ તે અકર્મ; કર્માભાવ; અથવા જેથી કર્મ સંભવે નહિ તે કર્મસંન્યાસ, તેનું.

કામ્ય કર્મનો ત્યાગ, નિષિદ્ધ કર્મનો ત્યાગ, કર્મફળનો ત્યાગ, સર્વ કર્મનો પરિત્યાગ, કર્મમાત્રનો પરિત્યાગ, ઇત્યાદિ ભેદના લીધે સંન્યાસ પણ અનેક પ્રકારે ભિન્ન ભિન્ન સ્વરૂપે હોય, તેથી તેનું સ્વરૂપ પણ જાણવા યોગ્ય હોય છે.

' कर्मणः ' શબ્દવડે વિકર્મ, તથા અકર્મનું ઉપલક્ષણ કરેલું છે; गहना= જ્ઞાનીઓને પણ દુર્જ્ઞેય; गतिः = આ રીતે કર્તવ્ય છે, તે રીતની કર્તવ્યતાનો નિશ્ચય કરવો તે;

તાત્પર્ય—કર્મ, અકર્મ તથા વિકર્મ, આ ત્રણેની ગતિ જ્ઞાનીઓને પણ દુર્જ્ઞેય હોય, તેથી આરૂરૂક્ષુ પુરૂષે, કર્મ અકર્મ તથા વિકર્મના સ્વરૂપનું જ્ઞાન, તેનાં લક્ષણ તથા રહસ્ય સહિત, શાસ્ત્ર તથા આચાર્યથી સમ્યક્ પ્રકારે પ્રાપ્ત કરવું. ૧૭

અવ૦ કર્મ તથા અકર્મનું તત્ત્વ આરૂઢ પુરૂષને નહિ, કિંતુ આરૂરૂક્ષુ પુરૂષનેજ બોદ્ધવ્યરૂપે હોય; ' જે તત્ત્વજ્ઞાનવડે સંસારની મુક્તિ થાય છે,' 'આ સર્વેનો હું તુંને હવે ઉપદેશ કરીશ,' એમ પૂર્વે જે પ્રતિજ્ઞા કરેલી ( ૪-૧૬ ) તેનો હવે, कर्मण्यकर्म ' ઇત્યાદિ મંત્રાર્થવડે ઉપદેશ કરે છે—

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

अन्व—कर्मणि अकर्म य पश्येत् (तथा एव) अकर्मणि कर्म च य पश्येत् स (एव) मनुष्येषु बुद्धिमान् स (एव) युक्तः (स एव) कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

અ–ઔપાધિક યાવત્ ચેષ્ટાઓ વિષે આત્મતત્ત્વનુ યથાર્થસ્વરૂપ જાણનાર જે કોઇ જ્ઞાની પુરુષ કર્મનો અભાવ જુવે તેમજ તૂષ્ણી-અવસ્થા વિષે કેવળ ક્રિયાદર્શન કરે તેજ પુરુષ સર્વ મનુષ્યો મધ્યે આત્મતત્ત્વને જાણનાર તેજ ખરો યોગી, તથા તેજ શ્રૌતાદિ યાવત્ પુણ્ય કર્મોનો કર્તા રૂપે હોય છે ૧૮

વિ—कर्मणि=જે કેવળ દેહતથા ઇન્દ્રિયોનડે ક્રિયમાણ અર્થાત્, નિર્વર્ત્ય-હોય તેવા લાકિક તથા યાવત્ વૈદિક વ્યાપાર (कर्म) અર્થાત્ ઔપાધિક યાવત્ ચેષ્ટાઓ, તેના વિષે, य =આત્મતત્ત્વના યાથાત્મ્યને જાણનાર વિદ્વાન્ પુરુષ, अकर्म=કર્માભાવ अकर्मणि=દેહેન્દ્રિય વ્યાપારના ઉપરામરૂપ તૂષ્ણી અવસ્થા વિષે कर्म=કેવળ ક્રિયાને.

(शङ्का)–કર્મ વિષે અકર્મદર્શન તથા અકર્મ વિષે કર્મદર્શન આ ઉભય પ્રત્યક્ષ-વિરોધિ હોવાથી સભવે નહિ કમ વિષે વ્યાપાર પ્રત્યક્ષ દશ્યમાન હોય છે, એટલે તે અકર્મ થવુ કેમ ઘટે? તેમજ અકર્મ વિષે સ્થાણુવત્ કેવળ તૂષ્ણીભાવ ઉપલભ્યમાન હોય, એટલે અકર્મને પણ કર્મ રૂપે થવુ કેમજ ઘટે? આ રીતે ભાવવસ્તુ વિષે અભાવ-દર્શન, અને અભાવ-વસ્તુ વિષે ભાવ-દર્શન કરવુ, તે અતિ વિરૂધ્ધ તથા પ્રમાણથી રહિત હોય છે, ભાવ તથા અભાવને અભાવ તથા ભાવ કેમજ સભવે?

(समाधान)–આ શકા કરવી યુક્ત નથી, સૂક્ષ્મબુદ્ધિપૂર્વક વિચારીએ તો

ઉભય પ્રકારનાં દર્શન ઉપપન્ન છે; તે કયા પ્રકારે ઉપપન્ન છે ? કહીયે છીયે; પોતે કેવળ અકર્મા હોય તથાપિ તે પુરૂષ અન્ય પદાર્થની કર્મ-ક્રિયાવડે કર્મા થાય.

જેમ મેઘની ચલન ક્રિયાવડે, ચંદ્ર પોતે અક્રિયાવાન્ હોવા છતાં ક્રિયાવાન્ થાય ચાલન ક્રિયા વડે જેમ સૂર્યના કિરણો ક્રિયાવાન્ થાય, તેમ યાવત્ પ્રાણિમાત્ર પોતે અક્રિયાવાન્ હોય, તથાપિ દેહાદિ વિષે તાદાત્મ્ય ભાવ લીધે, તે દેહાદિની ક્રિયાવડે ક્રિયાવાન્ થાય; તેમ 'હું કેવળ બ્રહ્મ સ્વરૂપે છું' એમ જાણી કેવળ બ્રહ્મતત્ત્વ વિષે આત્મપણાના અનુભવ લીધે, પોતાને દેહાદિ સંબંધનો કેવળ અભાવ છે એમ સમજી બ્રહ્મવેત્તા પુરૂષ, દેહાદિના સંબંધવડે જે કાઇ ક્રિયા ( कर्म ) કરાય તેને, 'હું તથા મારૂં,' આ રીતનાં પોતાપણાનો અભાવ હોય, એટલે કેવળ અક્રિયારૂપે ( अकर्म ) જુવે છે.

અન્ય કોઇએ કરેલી ક્રિયા વિષે, અન્ય કોઇને પોતાપણું ઉપપન્ન ન હોય, એટલે પોતાપણાના અભાવ લીધે દેહાદિવડે જે ક્રિયા કરાય તે કેવળ અક્રિયારૂપે હોય; કારણ કે પોતાપણાના અભાવથી રહિત થઇને ક્રિયા કરે, એટલે તે ક્રિયા વિષે બંધકપણું ન હોવાથી, તે અક્રિયા તુલ્યજ કહેવાય; આ રીતે હોવાથી, ક્રિયા (कर्म) વિષે અક્રિયાનું (अकर्म) દર્શન સિદ્ધ થઇ શકે છે.

આત્મતત્ત્વ પ્રત્યે, કર્મ તથા અકર્મનું દર્શન ઘટેજ નહિ, કારણ કે આત્મા નિરવયવરૂપે છે, તેથી તેને ક્રિયા સાથે સમવાય સંબંધ અનુપપન્ન હોય છે.

જેમ વૃક્ષ ચલાયમાન થાય તથાપિ તે વૃક્ષ વિષે રહેલ આકાશને નિષ્ક્રિયરૂપે જુવે, જેમ વાદળાંઓ દોડાદોડી કરે તથાપિ તેમાં રહેલ ચંદ્રને નિષ્ક્રિયરૂપે જુવે, તેજ રીતે દેહ તથા ઇન્દ્રિયો આદિ સ્વચ્છંદપૂર્વક વિષયો વિષે પ્રવૃત્ત થાય, તથાપિ જ્ઞાની પુરૂષ, પોતાના આત્માને કેવળ નિષ્ક્રિયરૂપે જ જુવે છે; એટલે ' निष्कलं निष्क्रियम् શ્વે० ૬-૧૯ અર્થઃ-આત્મા અંશ

તથા ક્રિયાથી રહિત છે', ઇત્યાદિ શ્રુતિપ્રમાણ અનુસાર, જ્ઞાની પુરુષ, પોતાનો આત્મા કેવળ કૂટસ્થ, અસગ તથા ચિત્સ્વરૂપે છે, આ રીતે આત્મસ્વરૂપે અનુભવ કરે છે, તેથી તેને દેહાદિકર્તૃક કર્મ વિષે અકર્મદર્શન હોય તે કેવળ ઉપપન્ન છે

આ રીતનુ અકમદર્શન વિદ્વાન્ પુરુષોના પ્રત્યક્ષપણે સિદ્ધ છે, વળી 'તે પોતાને અકર્તારૂપે જુવે છે' આ રીતની સ્મૃતિવડે પણ તે અકર્મ દર્શન સિદ્ધ છે, એટલે આ રીતનુ દર્શન પ્રમાણોવડે ઉપપન્ન છે

વળી મૂઢ પુરુષ જેમ પોતાના આત્મા વિષે દેહાદિની કલ્પના કરી, દેહાદિનો વ્યાપાર ઉપરામ પામે એટલે હુ (આત્મરૂપે) શાત, તથા સુખરૂપ બેઠો છુ અને કાઇ પણ દુ ખને ઉત્પન્ન કરે તેવુ કર્મ હુ કરતો નથી, આમ સમજી દુ ખરૂપ દેહેન્દ્રિયનો નિરોધ થયે, દેહાદિ ક્રિયાથી રહિત થવાથી પોતાને સુખબુદ્ધિ પ્રાપ્ત થતા, પોતાને કેવળ ક્રિયારહિત માને તેમજ જેમ કોઇ અશ્વ ઉપર આરૂઢ થયેલ પુરુષ, તે અશ્વ સ્થિતિ કરે એટલે પોતાને સ્થિતરૂપે જુવે, જેમ અગતિમાન્ હોય તથાપિ સૂર્યને ગતિમાનરૂપે જુવે, તેમ વિદ્વાન્ પુરુષ કદાપિ કરે નહિ કિંતુ, તે દેહાદિની પ્રવૃત્તિ ઉપરામ પામે તેવી અક્રિયાવાન્ સ્થિતિ વિષે પણ કેવળ ક્રિયાદર્શન જુવે છે

જેમ આગળીઓને અદર નિગૂઢ રીતે બાધ કરી મુષ્ટિબધ કરીએ તેમા બ્હારથી ક્રિયાનો અભાવ દેખાય, તથાપિ અન્દરની આગળીઓનો જે મુષ્ટી ભાવ સિદ્ધ થાય તે વિષે તો તે મુઠ્ઠીભાવની (બીડાઇજવુ) કારણભૂત આગળીના નિરોધરૂપ ક્રિયા અવશ્ય વિદ્યમાન હોય છે, તેજ રીતે ચક્ષુઓનુ નિમીલન કરીએ તેમા બ્હારની દર્શનરૂપ ક્રિયાનો અભાવ હોય, તથાપિ પાપણોના નિરોધ થાય ને નિરોધરૂપ ક્રિયા તો વિદ્યમાન હોય, તેમજ હુ કાઇ પણ કર્યા [illegible] એમ કહી તૂષ્ણીભાવ ગ્રહણ કરે, તેથી દેહેન્દ્રિયના [illegible] રી અન્ય ક્રિયાનો અભાવ ભલે હોય, તથાપિ

હું કાંઈ પણ ક્રિયા કરતો નથી, આ રીતની કર્તારૂપે અંદરની આગ્રહરૂપી માનસી- ક્રિયા તો અવશ્ય વિદ્યમાન હોય છે.

અંદરની આગ્રહ-ક્રિયાનો જ્યારે અભાવ હોય, ત્યારે હાથ આદિ ઇન્દ્રિયોનો બ્હારથી નિરોધ અસિદ્ધ થાય, અને કેવળ મન તો સર્વ પ્રવૃત્તિનુ મૂળરૂપે હોય, એટલે વળી સર્વાર્થનો સિદ્ધિ કરવા અર્થે ઇન્દ્રિયોની ક્રિયા પણ સંભવે

કેવળ ઇન્દ્રિયોનો નિગ્રહ કરાય તોજ દેહ નિશ્ચલ રહે, અને તે નિગ્રહનો અભાવ હોય તો દેહ વા ઇન્દ્રિયનુ ચલન થાય છે, માટે આ રીતે બ્હારની મૂઢદૃષ્ટિ એ ભલે અક્રિયાવાન્ થઇ તૂષ્ણી-સ્વરૂપે રહે, તથાપિ ન્યાય, દૃષ્ટાંત તથા અનુભવપૂર્વક અંત માનસી-ક્રિયા તો અવશ્ય વિદ્યમાન હાય, તેથી અકર્મદશા વિષે પણ કર્મદર્શન સિદ્ધ હોય એમ પ્રતિપાદન કર્યું તેમા કાઇ વિરોધ નથી. કિંતુ તે વાત પ્રમાણસિદ્ધ છે

હવે, ભાવ અર્થાત્ કર્મના હોવાપણા વિષે અભાવદર્શન, અર્થાત્ ન હોવાપણુ અને અભાવ વિષે ભાવદર્શ અર્થાત્ ન હોવાપણુ સિદ્ધ હોય, આમ કહેવુ અયુક્ત છે એમ વાદી કહે તો તે યોગ્ય નથી, કારણ કે દેહની ચેષ્ટાના લીધે કર્મનુ હોવાપણુ જણાય, તથાપિ તે કર્મ અબંધકરૂપે હોવાથી તેના અભાવ જેવુ સિદ્ધ થાય, અને કર્મના અભાવદર્શનવડે તો કાઇપણ ઉપયોગીપણું અસિદ્ધ હોય, તેથી કર્મભાવવિષે કર્મનુ અભાવદર્શન ઉપપન્ન છે.

ઉક્તરીતિપૂર્વક તૂષ્ણી-અવસ્થા વિષે અકર્મદશાવિષે પણ કર્મદર્શન સિદ્ધ હોય છે, એટલે અકર્મદશા વિષે કર્મદર્શન કેવળ અધિક ઉપપન્ન થાય છે, તેથી પૂર્વોક્ત કાઇ પણ વિરોધ સિદ્ધ થાય નહિ

ક્રિયા વિષે અક્રિયાદૃષ્ટિ કરે, તો જ્ઞાની પુરૂષને ભૂત ભાવિ તથા વર્તમાનકાળના યાવત્ કર્મોના બંધનથી નિર્મુક્તિ સિદ્ધ થયે, જન્માદિ બંધ નિવૃત્ત થાય, માટે આ રીતની અક્રિયાબુધ્ધિ ( અકર્મદર્શન ) અવશ્ય કર્તવ્યરૂપ છે

(શંકા)—ભલે ક્રિયા વિષે અક્રિયા-દૃષ્ટિ કર્તવ્યરૂપે હોય, તથાપિ અકર્મ વિષે ક્રિયા-દૃષ્ટિ કરવામા તો કોઇપણ પ્રયોજન સિદ્ધ ન હોય.

(સમાધાન)—'અકર્મ વિષે જે કર્મ-દર્શન કરે' આ રીતનો વિધિ કહ્યો તે કેવળ નિરર્થક છે એમ કહેવું યુક્ત નથી; ક્રિયાના અભાવ લીધે આત્મ-દર્શન અસ્પષ્ટ હોય, તેથી તે આત્મદર્શન સિદ્ધ કરવામા કર્મદર્શન સાધન-રૂપે છે, એટલે આ રીતનો કર્મદર્શન-વિધિ સફળરૂપે ઉપપન્ન હોય છે

'निष्क्रियं शांतं શ્વે૦ ૬-૧૯ અથઃ—બ્રહ્મ નિષ્ક્રિય તથા શાંત સ્વરૂપે છે,' આ શ્રુતિ અનુસાર, 'નિષ્ક્રિયપણું તથા શાંતપણું' આ ઉભય બ્રહ્મતત્ત્વના લક્ષણ છે તેથી આ પક્ષ વિષે, દેહેન્દ્રિયનો વ્યાપાર જે વિષે ઉપરામ પામેલ હોય તેની નિષ્ક્રિયત્વ તથા શાંતત્વ ધર્મવાળી તૂષ્ણી-અવસ્થા વિષે આત્મ-સ્વરૂપનો ભ્રમ ન થાય તે માટે, 'અકર્મ વિષે જે કર્મદર્શન કરે' આ રીતનો ઉપદેશ કરેલો છે;

વળી કર્મના પ્રમાણે અકર્મ પણ ઔપાધિકરૂપ, પુરૂષ પ્રયત્નને આધીન, દૃશ્યરૂપ, તથા વિચારી જોતા નક્રિયરૂપે હોવાથી, અકર્મ-અવસ્થા પોતે કેવળ અનાત્મ સ્વરૂપ હોય, એટલે તેનો જે દૃષ્ટા હોય તેનેજ કેવળ આત્મા રૂપે જાણવો આમ સૂચન કરવા અર્થે, 'અકર્મ વિષે જે કર્મનું દર્શન કરે' આ રીતનો ઉપદેશ કરેલો છે.

વળી, કર્મના પ્રમાણે અકર્મ પણ કર્મરૂપ છે; આ રીતના જ્ઞાન લીધે વિદ્વાન્ પુરૂષ, કર્મ અને અકર્મ ઉભય અનાત્મરૂપે સિદ્ધ છે એમ સમજી તૂષ્ણી-અવસ્થાને ગ્રહણ કરી, કાઇ પણ કર્મ ન કરે તો તે નિષ્ફળતાને પામે; માટે ક્રિયારહિત અવસ્થાની અપેક્ષાએ, લોકોપકારકપણાને લીધે ક્રિયા વિષે પ્રવૃત્તિ કરવી તે સફળરૂપ છે, એમ 'અકર્મ વિષે જે કર્મ દર્શન કરે' આ વચનોવડે સૂચન કરેલું છે; તેથી અકર્મ વિષેનો કર્મદર્શન વિધિ નિરર્થક નથી, કિંતુ સર્વથા સફળરૂપ છે.

(શંકા)—કર્મ વિષે અકર્મદર્શન, તથા અકર્મ વિષે કર્મદર્શન કરવું

-તે એકજ કર્તા-પુરૂષને સંભવે નહિ, કારણ કે આ ઉભય પરસ્પર વિરૂદ્ધ હોવાથી, તેમને એકજ આશ્રયપણુ ઘટે નહિ.

વળી ' विकल्पो न हि वस्तु नृसिंहोत्तर ' ખંડ ૮ અર્થ: વિકલ્પ વસ્તુરૂપે હોય નહિ, ' આ વચનાનુસાર, સર્વદ્વૈત પ્રપચને કેવળ મિથ્યારૂપે જોનાર જ્ઞાની પુરૂષને, દેહ તથા ઇન્દ્રિય આદિનુ મિથ્યાપણુ સિદ્ધ હોય છે, એટલે તેન, તે દર્શન ના આશ્રય કરીને રહેલા કર્મોનુ પણ મિથ્યાત્વદર્શન યુક્ત હોય, કિન્તુ તેને અકર્મ વિષે કર્મદર્શન ઘટે નહિ, કારણ કે દેહાદિને સત્ય સ્વરૂપે માને તોજ અકર્મ વિષે કર્મ-દર્શન સિદ્ધ થાય; જો દેહાદિને સત્યપણુ માનીએ તો ખરેખર તેને આશ્રિત રહેલ અકર્મને પણ સત્યપણું તથા કર્મપણુ સિદ્ધ થાય, અને તેમ સિદ્ધ થાય ત્યારે કર્મ વિષે અકર્મ દર્શન સિદ્ધ ન થાય, કારણ કે આ રીતના અકર્મદર્શનને તો મિથ્યાત્વ જ્ઞાનનુ નિબન્ધન હોય છે; આ રીતે કર્મ તથા અકર્મ, ઉભય પરસ્પર વિરૂદ્ધ હોવાથી, તેમને એકજ પુરૂષનુ અધિકરણપણું સંભવે નહિ, કારણ કે ' કર્મ વિષે જે અકર્મ જુવે, અને અકર્મ વિષે જે કર્મ જુવે ' આ વાક્યમા ' यत् ' શબ્દનો બે વખત પ્રયોગ કરેલો છે, તેથી તે ઉભયને ભિન્ન પુરૂષના આશ્રયપણુજ ઘટે.

(समाधान)—આ રીતની શંકા કરવી તે યુક્ત નથી; જ્ઞાનીને તો કર્મ તથા અકર્મ વિષે, ઉભયત્ર કેવળ મિથ્યાત્વદર્શન વિવક્ષિત હોય છે; એટલે તેને તો જેમ દેહેન્દ્રિય તથા તેના કર્મવિષે પણ મિથ્યાપણુ દૃષ્ટવ્ય હોય તેમ તે દેહાદિના વ્યાપારના ઉપરામરૂપ અકર્મ વિષે પણ કેવળ મિથ્યાપણુ દૃષ્ટવ્ય હોય છે, કારણ કે કર્મ તથા અકર્મ આ ઉભયને, અવિદ્યાના કાર્યભૂત દેહનુ આશ્રયપણું પણ સામાન્ય રીતે સિદ્ધ હોય છે; કારણ કે આ ઉભય જો અવસ્તુરૂપે અર્થાત્ મિથ્યા સ્વરૂપે અસિદ્ધ હોય તો, ભેદદૃષ્ટીના લીધે આ અશુભરૂપ સંસારથી મોક્ષનો અસંભવ થાય.

જે પુરૂષ, કર્મ તથા અકર્મ, આ ઉભય તથા તેના આશ્રયભૂત દેહાદિ

પણ કેવળ મિથ્યાસ્વરૂપ છે એમ વિશેષ રીતે નિશ્ચય કરી, તે કર્માદિ તથા તેનાં આશ્રયભૂત દેહાદિનું અધિષ્ઠાનભૂત, નિરંશ, નિષ્ક્રિય, શાંત, અનંત, અખંડાનંદરૂપ તથા એકરસરૂપ પરબ્રહ્મતત્ત્વ, તે કેવળ હું પોતે છુ એમ આત્મસ્વરૂપે અનુભવ પ્રાપ્ત કરી બ્રહ્માત્મરૂપે સ્થિતિ કરે, તેજ કેવળ સંસારથી મુક્ત થાય, એટલે જે કોઇ પોતાના આત્માને આ રીતથી અન્ય પ્રકારે જુવે તેને મુક્તિ પ્રાપ્ત થાય નહિ; આમ હોવાથી, આ ઉભય કર્મ તથા અકર્મને, કેવળ એકજ પુરૂષનુ આશ્રયપણુ યુક્ત છે, કિંતુ તેમને અનેક પુરૂષનુ આશ્રયપણુ ઘટે નહિ.

વળી, 'यतो वाइमानि भूतानि जायन्ते'તૈ. ૩–૧ અર્થ:—અથવા જેમાથી આ ભૂતપ્રાણિઓ ઉત્પન્ન થાય છે', આ વાકયની જેમ, કેવળ બોધ સુકર અર્થાત્ સુગમ થાય તે અર્થે, 'यत्' શબ્દનો એવડો પ્રયોગ કરેલો છે, કિંતુ તેવડે કોઇ બોધ ગ્રહણ કરનારની ભિન્નતા સિદ્ધ કરેલી નથી, કારણ કે તે 'बुद्धिमान् છે' આ વચનવડે કેવળ એકજ 'तत्' શબ્દનો પ્રયોગ કરી આ મંત્રનો ઉપસંહાર કરેલો છે,

આ રીતે, જે પુરૂષ શાસ્ત્ર, આચાર્ય, યુકિત તથા પોતાના અનુભવથી કર્મ વિષે અકર્મદર્શન તથા અકર્મ વિષે કર્મદર્શન કરે, તેજ સર્વ મનુષ્યો વિષે ખરો અધિકારી, સર્વ શાસ્ત્ર વિષે બુદ્ધિમાન્ અર્થાત્ આત્મતત્ત્વને જાણનાર, તેજ ખરો યોગી (युक्तः) તથા તેજ, જ્ઞાન તથા સમર્ત તથા ઇતર પુણ્યકર્મોનો (कृत्स्नकर्म-कृत्) કર્તારૂપ થાય છે, અર્થાત્ 'यथा कृताय विजितायाधरेया.सयन्त्येव मेन सर्वं तदभिसमेति यत्किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेदयत्सवेद છાં० ૪-૧-૬ અર્થ —જેમ વિજયવડે પ્રાપ્ત કરેલ વસ્તુને આશ્રિત પુરૂષો પ્રાપ્ત થાય, તેમ બ્રહ્મવેત્તા પુરૂષ, અન્ય પ્રજા જે કોઇ સત્કર્મ કરે તેને પ્રાપ્ત થાય છે,' આશ્રુતિ અનુસાર, જે કોઇ પુણ્યકર્મ સર્વ લોકો કરે તે સર્વ પુણ્યકર્મો, આ આત્મજ્ઞાની પુરૂષને સિદ્ધ થાય છે.

અથવા તો 'કર્મ શું અને અકર્મ શું, ? (૪–૧૬) એમ પૂર્વે કથન

કરેલું તે શ્લોક–વ્યાખ્યાનના પુનરૂપે, આ મંત્ર વિષે કર્મ તથા અકર્મ તત્ત્વનું વિવેચન કરેલું છે; અર્થાત્ કર્મ તથા અકર્મના તત્ત્વનુ સમ્યક્ પ્રક જ્ઞાન પ્રાપ્ત કરી તું સંસારથી મુક્ત થઇશ, અર્થાત્ મુક્તિને પામીશ.

(शङ्का)—तमेव विदित्वातिमृत्युमेति શ્વે૦ ૬-૧૫ અર્થઃ—કેવળ આત તત્ત્વને જાણીને તે મૃત્યુનું અતિક્રમણ કરે છે ', આ શ્રુતિ અનુસાર, કેવ આત્મતત્ત્વના જ્ઞાનવડેજ મુક્તિ પ્રાપ્ત થાય, કિંતુ કર્મ તથા અકર્મ તત્ત્વજ્ઞાનથી તે પ્રાપ્ત થ ય નહિ;

(समाधान)—આ રીતે પૂર્વપક્ષનું કહેવું સત્ય છે; આત્મજ્ઞાનવડેજ મુક્તિ સિદ્ધ થાય એ વાત શ્રુતિ પ્રસિદ્ધ છે તથાપિ, ' तदा विद्वान् पुण्यपापे વિધૂ મું૦ ૩-૧-૩ અર્થઃ—જ્યારે જ્ઞાની પુરૂષ પુણ્ય તથા પાપનો વિધ્વં કરી, ' આ શ્રુતિ અનુસાર, જ્યારે પુણ્ય તથા પાપ, ઉભયનો વિધ્વંસ સિ થાય ત્યારેજ તે જ્ઞાની પુરૂષને મુક્તિ સિધ્ધ થાય છે, તેથી મુમુક્ષુને ક આદિના તત્ત્વજ્ઞાનવડે જન્મ આદિના હેતુભૂત કર્માદિથી મુક્ત થવું ઘટે છે એટલે તેને તે મુક્તિના અર્થે કર્માદિના તત્ત્વનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત છે, તે હેતુથીજ કર્માદિનુ સ્વરૂપ બોદ્ધવ્યરૂપ છે એમ પૂર્વે (૪-૧૭ નિરૂપણ કરેલું છે.

સ્વર્ગાદિના હેતુરૂપ જે શાસ્ત્રોક્ત કર્મ કર્તવ્યરૂપ હોય તે કર્મનું ત બોદ્ધવ્ય છે તેમજ અશ્રદ્ધાના લીધે, વિધાન કરેલ શાસ્ત્રોક્ત કર્મ અકરણ રૂપ અનર્થનું હેતુભૂત જે અકર્મ, તેનુ તત્ત્વ પણ બોદ્ધવ્ય છે તેમજ શાસ્ત્રોક્ત કર્મથી વિપરીતસ્વરૂપવાળા તથા દુર્ગતિના હેતુભૂ નિષિધ્ધ વિકર્મનું તત્ત્વ, મહદ્ગુરૂ પાસેથી બોધ્ધવ્ય છે.

કર્મનું ચલનાત્મક સ્વરૂપ પ્રસિદ્ધ હોય છે, ત્યારે તેના સ્વરૂપ જાણવા શું આવશ્યકતા હોય ? આ રીતની શંકા કરવી યુક્ત નથી, કારણ કે કર્મ, અકર્મ તથા વિકર્મના તત્ત્વને મૂઢ પુરૂષો જાણી શકતા નથી એ પૂર્વે ' કર્મની ગતિ ગહન છે, ' (૪-૧૭) આ વચનવડે કથન કરેલું છે.

हि=કારણ કે; कर्मण.=કર્મ શબ્દવડે, કર્મ, અકર્મ તથા વિકર્મ શબ્દોનું ઉપલક્ષણ કરેલુ છે, गहना=દુર્ઘટ; દુર્લભ गति=તત્ત્વ-બોધ, યથાર્થ સ્વરૂપનું જ્ઞાન.

तात्पर्य.=સદ્ગુરૂના ઉપદેશ વિના, કર્મ, અકર્મ તથા વિકર્મની ગતિ જાણવી દુર્લભ હોય ૧૭

જો આમ હોય તો આપ જગદ્-ગુરૂ છો, માટે આપને જ આ કર્માદિના તત્ત્વનો ઉપદેશ કરવો ઘટે? આ રીતની આકાક્ષા પ્રત્યે, કેવળ બ્રહ્મ-તત્ત્વ કર્મ, અકર્મ તથા વિકર્મ તથા આકાશાદિ સર્વ પ્રપંચના તત્ત્વરૂપે હોય, માટે તે બ્રહ્મને જાણવાથી સર્વ પદાર્થનુ તત્ત્વ વિદિત થાય એમ નિરૂપણ કરી, 'सर्वभूतस्थमात्मान सर्वभूतानि चात्मनि' 'सपश्यन् ब्रह्म परमम्' અર્થ-પોતાનો આત્મા સર્વ ભૂતો વિષે રહેલો છે તથા સર્વ ભૂતો પોતાના આત્મા વિષે રહેલા છે,' (૨) અર્થ. બ્રહ્મ-તત્ત્વનું સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી,' આ શ્રુતિ પ્રમાણ અનુસાર, આત્મા તથા બ્રહ્મનુ ઐક્ય-દર્શન સિદ્ધ થયે, સંસાર રૂપ ભ્રાન્તિનો નિ:શેષ-પૂર્વક વિધ્વંસ થઇ જાય એમ, 'કર્મ વિષે જે અકર્મ દર્શન કરે' ઇત્યાદિ વાકયાર્થ વડે આ મંત્ર વિષે ઉપદેશ કરે છે.

कर्मणि=જે સૃષ્ટિરૂપ ક્રિયમાણ કર્મ હોય તે બ્રહ્મ-કાર્ય, અર્થાત્ મહત્ તત્ત્વથી માંડી સ્થૂળ પર્યન્તનુ જગત, તેના વિષે, અર્થાત્ સર્વ જગત, તેના વિષે अकर्म=જેના વિષે કર્મ વિદ્યમાન ન હોય તેવુ निष्कल निष्क्रिय શ્વે૦ ૬-૧૯ અર્થ.-કલા-રહિત તથા ક્રિયા-રહિત' આ શ્રુતિ વિષે નિરૂપણ કરેલ પરબ્રહ્મ-તત્ત્વ;

तात्पर्य:-પ્રતીત થતા સર્વ પ્રપંચરૂપ જગતને જે કેવળ બ્રહ્મ-સ્વરૂપે જુવે;

(शंका)—જગત્ સ-વિશેષરૂપ હોય અને પરબ્રહ્મ-તત્ત્વ વિશેષ-રહિત હોય, એટલે ગાય તથા અશ્વની પ્રમાણે આ ઉભય વચ્ચે પરસ્પર વિલક્ષણતા હોય; એટલે ગાય-અશ્વની પ્રમાણે વિશ્વ, બ્રહ્મ-તત્ત્વથી વિલક્ષણ રૂપે હોય, તેથી જ્ઞાની-પુરૂષને વિશ્વ વિષે બ્રહ્મ-દર્શન કરવું કેમ ઘટે?

(સમાધાન)—આ રીતની શંકા કરવી યુકત નથી; વિશ્વ તથા બ્રહ્મ વચ્ચે કાર્ય–કારણભાવ સિદ્ધ હોય, એટલે તે વિશે વિલક્ષણતા અનુપપન્ન હોય; અને ગાય તથા અશ્વ વચ્ચે તો કાર્ય–કારણભાવનો અભાવ તથા જાતિભેદ સિદ્ધ હોય, એટલે તેમને પરસ્પર વિલક્ષણતા સંભવે, કિંતુ જગત્ તથા બ્રહ્મ-તત્ત્વ વિષે તે ઘટે નહિ.

(શંકા)—નામ, રૂપ, ગુણ તથા જાતિનો ભેદ જગત વિષે પ્રત્યક્ષ સિદ્ધ હોય, એટલે આ રીતના ભેદ વડે ભિન્ન-સ્વરૂપ જગત વિષે બ્રહ્મ-દૃષ્ટિ કેમજ ઘટે?

(સમાધાન)—આ રીતની શંકા કરવી યુકત નથી; નામ રૂપ આદિનો ભેદ તો અધિષ્ઠાન-ભૂત બ્રહ્મ-તત્ત્વના અજ્ઞાન લીધે કેવળ કલ્પિત હોય, તેથી જેમ એક જ જળ વિષે, તરંગ, ફેન, બુદ્બુદ આદિ ભેદની કેવળ કલ્પના હોય, જેમ એક જ ભૂમિ વિષે, ગૃહ, ક્ષેત્ર આદિ ભેદ-કલ્પના હોય, તે તેમ કેવળ એક બ્રહ્મ-તત્ત્વ વિષે, નામ, રૂપાદિ ભેદ-કલ્પના હોય; આતો કેવળ ભ્રમ-મૂલક ભેદ-કલ્પના હોય; કિંતુ કાંઇ વાસ્તવિક ભેદ હોય નહિ.

જેમ દ્રવપણું, શીતપણું, શુકલપણું, તથા મધુરપણું આદિ જળના સર્વ ધર્મો તરંગ આદિ વિષે, બ્હાર તથા અંદર અનુસ્યૂત હોય, તેથી તરંગાદિને જલ-સત્તા વિનાની પૃથક્-સત્તા (હોવાપણું) નો અભાવ હોવાથી તરંગાદિ સર્વ જળ-વિશેષ કેવળ જળ-સ્વરૂપે જ હોય, તેમ જગત વિષે પર બ્હાર તથા અંદર સર્વત્ર સત્ત્વ (હોવાપણું) તથા ચિત્ત્વ (ચૈતન્યપણું) આદિ બ્રહ્મ-તત્ત્વના ધર્મો અવિચ્છિન્ન-પૂર્વક અનુગત પ્રતીત હોય, અને જગતને બ્રહ્મ-સત્તાથી વ્યતિરિકત પૃથક્-સત્તા ન હોવાથી તેમ જ ચિદ્વીદં સર્વં સદ્વીદં સર્વં ' ' સર્વં ખલ્વિદં બ્રહ્મ ' બ્રહ્મૈવેદં સર્વં છાં૦ ૩-૧૪-૧ અર્થઃ-' આ સર્વ ચરાચર જગત્ ચૈતન્ય સ્વરૂપ છે, ' આ સર્વ જગત્ સત્ય-સ્વરૂપ છે ', ' આ સર્વ જગત્ ખરેખર બ્રહ્મ-સ્વરૂપ છે, ' ' આ સર્વ જગત્ કેવળ બ્રહ્મ-સ્વરૂપ છે, ' ઇત્યાદિ શ્રુતિ અનુસાર, માટીનો કાર્યભૂત ઘડો જેમ વસ્તુતઃ માટી સ્વરૂપ હોય, તેમ આ સર્વ જગત્ બ્રહ્મ-તત્ત્વનું કાર્ય-ભૂત છે, તેથી તે સર્વ કેવળ બ્રહ્મ-સ્વરૂપે જ હોય.

આ સર્વ જગત્ કેવળ બ્રહ્મ રૂપે છે; તે કેવળ બ્રહ્મ વિષે આરોપિત કરેલ હોય, એટલે શુક્તિ ( છીપ )-રજતવત્ ઇત્યાદિ યુક્તિઓ, તથા મૃદ્ આદિ દૃષ્ટાંતો વડે સમ્યક્ રીતે વિચારતા, સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપેજ હોય; અને તેથીજ બ્રહ્મ-વેત્તા, શુદ્ધ અ ત:કરણવાન્ હોય, તે સર્વ જગતને કેવળ બ્રહ્મરૂપે જ જુવે

(શંકા)—જોકે શ્રુતિ, યુક્તિ, દૃષ્ટાન્ત તથા અનુભવ વડે જગતનું કેવળ બ્રહ્મપણું સિદ્ધ થયે, જગતનું કાર્યપણુ નિવૃત્ત થતાં, તેની નિવૃત્તિ લીધે 'निमित्तापाये नैमित्तिकस्याप्यपाय' અર્થ:—નિમિત્તનો લય થયે નૈમિત્તિકનો પણ લય થાય,' આ ન્યાયાનુસાર, બ્રહ્મ-તત્ત્વનું કારણપણું પણ અવશ્ય નિવૃત્ત થાય; કારણપણું કાર્યપણાને આપેક્ષિક રૂપે હોવાથી, કાર્યની નિવૃત્તિથી કારણની પણ અવશ્ય નિવૃત્તિ થાય. તેથી કાર્ય-કારણ ઉભયની નિવૃત્તિ થયે, કાર્ય-કારણ ભાવથી રહિત એવું કેવળ એક અદ્વિતીય બ્રહ્મ હોય; આ રીતે બ્રહ્મ-તત્ત્વનું અદ્વિતીયપણુ સિદ્ધ થયુ એ વાત સત્ય છે, તથાપિ બ્રહ્મનું અદ્વિતીયપણું તો અધુના વિચાર વડે સિદ્ધ થયું, કિંતુ તે પૂર્વે તો ' જગત્ ', તથા 'બ્રહ્મ' આ રીતનો દ્વૈત-ભાવ હોવાનું સિદ્ધ જે તેનું કેમ ?

(સમાધાન)—આ રીતની શંકા કરવી યોગ્ય નથી; કારણ કે પૂર્વે પણ જગત્ વસ્તુત: હતું જ નહિ; જેમ કેવળ રજ્જુ, સર્પ તેના શિર તથા પુચ્છાદિ રૂપે ભાસતું હતુ, જેમ કેવળ મરૂસ્થલી જ, જળ, તરંગ તથા ફેન ( ફીણ ) આદિ રૂપે પૂર્વે ભાસતી હતી, તેજ રીતે પૂર્વે પણ કેવળ બ્રહ્મ-તત્ત્વજ ભ્રાન્તિ લીધે, દ્રવ્ય, ગુણ તથા કર્માદિ ભેદ વડે ભિન્ન જગતરૂપે ભાસતુ હતું; કિંતુ વસ્તુત: કાંઇ જગત્ છેજ નહિ; આ રીતે મુમુક્ષુને, ત્રણે કાળ વિષે બ્રહ્મ-તત્ત્વ અદ્વિતીય રૂપે છે એમ સિદ્ધ કરવા અર્થે, જગત્ તો બ્રહ્મ-વિષે કેવળ વિવર્તરૂપે રહેલુ હોય એમ વિચાર કરવો યોગ્ય છે એ ઉદ્દેશથી, તથા જગત કેવળ બ્રહ્મરૂપે છે એમ નિ:સંદેહ-પૂર્વક સિદ્ધ કરવા

અર્થે, ઉવટ સુવટ મુખે ઉકત બ્રહ્મ-દર્શનનું જ 'अकर्मणि च कर्म य इति' મંત્રાર્થ વડે પુનઃ દ્રઢીકરણ કરે છે—

अकर्मणि=ઉકત લક્ષણવાળા બ્રહ્મ-તત્ત્વ વિષે, कर्म=ઉકત લક્ષણવાળું જગત્

જે પુરુષ બ્રહ્મ વિષે જગત્-દર્શન કરે, અર્થાત્ જગતને સ્વતઃ સત્તાનો અભાવ સિદ્ધ હોવાથી, તેને બ્રહ્મ-તત્ત્વના વિવર્તરૂપે જુવે, એટલે કે રજતને જેમ શુકિત રૂપે, જળને મરૂસ્થલી રૂપે, તેમ સર્વ જગતને કેવળ બ્રહ્મ સ્વરૂપે જુવે તે બુદ્ધિમાન્ હોય.

'सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेद બૃ. ૨-૪-૬ અર્થઃ-જે પુરુષ આ સર્વ દૃશ્યને આત્માથી ભિન્ન જાણે તેનુ સર્વ વ્યર્થ છે,' આ શ્રુતિ અનુસાર બ્રહ્મ-તત્ત્વથી જગતની પૃથક્-સત્તા હોવા નુ માની, જગતને નામ રૂપાદિ ભેદ વડે બ્રહ્મ-તત્ત્વથી ભિન્નરૂપે હોવાનુ જ્ઞાની-પુરુષ માને, તો તેને અનર્થ પ્રાપ્ત થાય એમ કથન કરે છે, તેથી નામ તથા રૂપાદિ દ્વૈત-દર્શન કેવળ ભ્રમ-કલ્પિત હોય એમ સમજી તેનો પરિત્યાગ કરી જે પુરુષ મોક્ષની ઇચ્છા કરે તેણે, યાવત્ વિષયના નિ ષેધ--વિનાશ--પૂર્વક નામ, રૂપ, ગુણ, તથા કર્મ, આ સર્વ કેવળ બ્રહ્મરૂપે છે એ રીતે સર્વ જ ગત વિષે બ્રહ્મ-દર્શન કરવું એમ સિદ્ધ થાય છે.

આ રીતે, સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપે હોય એમ કાઇપણ સંદેહ તથા વિપર્યય વિના પ્રત્યગ્દૃષ્ટિ--પૂર્વક જે કોઇ પુરુષ બ્રહ્મ-દર્શન કરે તેજ ખરો બ્રહ્મવેત્તા હોય, ( बुद्धिमान ) તેજ ખરો બ્રહ્મનિષ્ઠ ( युक्त ) હોય, તેજ અખિલ કર્મનો ઉચ્છેદક હોય; ( कृत्स्नकर्मकृत ) અર્થાત્ તે અનેક કલ્પવિષે પ્રાપ્ત કરેલ સંચિત, તથા જેમનાં ફળ અપ્રવૃત્ત થયલ હોય તેવા આધુનિક જન્મ વિષે કરેલા વિધવિધ પ્રકારની યોનિને પ્રાપ્ત કરાવનાર કર્મોને, ( कृत्स्न+कर्माणि ) આત્મ-તત્ત્વના યથાર્થ સ્વરૂપના વિજ્ઞાન રૂપ ખડગ વડે છેદી નાખે (कृन्तति)

तात्पर्यः-'कृत्स्नकर्मकृत् सर्वं पाप्मानं तरति અર્થઃ-' જે પુરુષ પોતાના અખિલ કર્મોનો વિનાશ કરે, તે સર્વ પાપોને તરી જાય,' આ શ્રુતિ

અનુસાર, જેને આ મંત્ર વિષે નિરૂપણ કરેલ બ્રહ્મ-દર્શન સિદ્ધ થયું હોય તે બ્રહ્મ-વેત્તા, સંસારથી મુક્ત થાય.

અવ-'यथापुष्करपलाश आपो न श्लिष्यन्ते छा. ૪-૧૪-૩ અર્થ.—જેમ પુષ્કર-પલાશને જળનો શ્લેષ થાય નહિ,' આ શ્રુતિમાં નિરૂપણ કરેલ ઉક્ત રીતિ અનુસાર, કર્મ વિષે અકર્મ-દર્શન કરી, શરીર-યાત્રાને ઉપયોગી જ્ઞાન-સમકાલીન યાવત્ કર્મોનો જે વિશ્લેષ કરે, તેજ ખરો પંડિત હોય એમ હવે, 'यस्य' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે—

**यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥**

अन्व—यस्य सर्वे समारंभा कामसंकल्पवर्जिताः तम् ज्ञानाग्नि दग्धकर्माणं बुधा· पंडितम् आहु ॥ १९ ॥

અ– જે બ્રહ્મ-વેત્તા, પ્રાણ-ત્રાણના ઉપયોગ અર્થે જે કાંઇ દેહેન્દ્રિયની પ્રવૃત્તિ કરે, તે કાંઇ પણ ઇચ્છા-વેગ (કામ) તથા સંકલ્પથી વર્જિત હોય, તો તેવા પુરૂષને, શાસ્ત્રજ્ઞ પુરૂષો જીવન્મુક્ત મહાપુરૂષ કહે છે. ૧૯

વિ-समारम्भा =દેહેન્દ્રિય આદિવડે જે સમ્યક્ પ્રકારે આરંભાય અર્થાત્ કરાય, તેના પ્રાણ-નિર્વાહને ઉપયોગી દેહ તથા ઇન્દ્રિયના વ્યાપાર, (सम्= सम्यक्+आरम्भा) यस्य=જે બ્રહ્મ-વેત્તાના कामसंकल्पवर्जिता =આ વસ્તુ પ્રાપ્ત થાય તો ઠીક, એ રીતનો ઇચ્છા-વેગ, (काम) તથા તેની હેતુ-ભૂત સમીચીનપણાની બુદ્ધિ, (संकल्प) તેથી રહિત, અર્થાત્ ક્ષુધાની પ્રમાણે તાત્કાલિક થનાર; ज्ञानाग्निदग्धकर्माणं=હું કેવળ કૂટસ્થ, અસંગ તથા ચૈતન્ય રૂપે છું, કિંતુ હું કર્તા, ભોક્તા, શ્રોતા, દ્રષ્ટા તથા વક્તા રૂપે નથી, આ રીતના જ્ઞાનવડે પોતાના આત્મા વિષે જ આત્મભાવ-સંપન્ન થઇ, દેહ તેના ધર્મ, તેના કર્મ, તથા સુખ પ્રત્યે અસંગપણાની દૃષ્ટિ, તેજ અસંગ-દૃષ્ટિ રૂપ અગ્નિ વડે નિર્મૂલિત થયેલા હોય, (दग्धानि) વિહિત,

અવિહિત આદિ સર્વ ઔપાધિક કર્મો જેના તેવા જીવન્મુક્ત મહાપુરુષને બુધાઃ=શાસ્ત્રજ્ઞ-પુરૂષો, પણ્ડિતમ્=પણ્ડા=કલ્યાણ સ્વરૂપ, અર્થાત્ સર્વત્ર કેવળ બ્રહ્માકારે અવગાહન કરનાર અખંડાત્મિક વૃત્તિ, જેને સમુત્પન્ન ચયલ હોય તેને.

આ પ્રકારની અખંડાત્મિક બ્રહ્માકાર-વૃત્તિ જેને સમુત્પન્ન થઇ હોય તેને જ પંડિત કહેવાય, અન્ય કોઇને પંડિત ન કહી શકાય; અહીં બ્રહ્મવેત્તાને કાલજિત્ કહેલો છે તે વચનવડે નીચે પ્રમાણે સૂચન થાય છે—

'यद्यद्धि कुरुते जन्तुस्तत्तत्कामस्य चेष्टितम् મનુ૦ ૨/૪ અર્થ -પ્રાણિમાત્ર જે કાઇ ક્રિયા કરે તે ઇચ્છા-વેગની (કામ) ચેષ્ટા રૂપે હોય, ' આ ન્યાયાનુસાર, ક્રિયા વિષે જે પ્રવૃત્તિ થાય તેનુ કારણ 'કામ,' તેના કારણરૂપ ' सङ्कल्प, ' તેના વિષે દેહેન્દ્રિયના વ્યાપારથી રહિત હોવાથી, જ્ઞાની-પુરૂષને સ્વ-અર્થે વા પર-અર્થે કાઇપણ પ્રવૃત્તિ અનુપપન્ન હોય, એટલે તેને કેવળ શરીર-યાત્રા અર્થે જે પ્રવૃત્તિ અવશિષ્ટ હોય, તે પ્રવૃત્તિ પણ કેવળ તાત્કાલિક ઉદ્ભૂત થયેલ હોય; તે પણ કામ આદિના અભાવથી વેગ-વર્જિત તથા જ્ઞાનાગ્નિ વડે નિર્દગ્ધ હોય એમ સૂચિત થાય છે. ૧૯

અવ—સર્વ-બ્રહ્મદર્શનવાન્ જ્ઞાની-પુરૂષને સ્વ-અર્થે વા પર-અર્થે કાઇ પણ પ્રવૃત્તિ સંભવે નહિ; અને વાસના વડે આહારાદિ ક્રિયા વિષે કવચિત્ પ્રવૃત્તિ કરે, તથાપિ તે પોતે તો કેવળ ક્રિયા-રહિત હોય, એમ હવે ' त्यक्त्वा ' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે—

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः २० ॥

अन्व—(ब्रह्मवित् स्वयं) नित्यतृप्त. निराश्रयः कर्मफलासंगं त्यक्त्वा कर्मणि अभिप्रवृतः अपि सः किंचित न करोति एव ॥२०॥

અ-બ્રહ્મ-વેત્તા પુરૂષ પોતે તો આત્મ-સ્વરૂપે બ્રહ્મ-સાક્ષાત્કાર કરે, તેથી સ્વરૂપ-સુખ વડે સંપન્ન હોવાથી તે નિષ્કામ હોય, એટલે ક્રિયા વિષે પ્રવૃત્ત નથતાં, કર્મફળ રૂપ દેહ વિષે તાદાત્મ્ય-ભાવનો પરિત્યાગ કરી, સ્વોચિત કર્મ વિષે પ્રવૃત્ત થાય, તેથી તે વિદ્વાન્ પુરૂષ પરદષ્ટિએં કર્મ કરતો જણાય, તથાપિ આત્મ-દૃષ્ટિ એં જોતા તો તે કાંઇ પણ ક્રિયા કરતો નથી.

વિ- नित्यतृप्तः-નિત્ય, આનંદ રૂપ તથા એકરસ કેવળ બ્રહ્મ-તત્ત્વનો આત્મ-સ્વરૂપે સાક્ષાત્કાર કરી, તે વડે તૃપ્તિને પ્રાપ્ત થયલ, અર્થાત્ આત્મ-સ્વરૂપના સાક્ષાત્કાર વડે જે સુખાનંદ પ્રાપ્ત થાય તે વડે સંપન્ન.

બ્રહ્મ-વેત્તા નિત્ય-તૃપ્ત હોય, એટલે જ તે નિરાશ્રય રૂપ હોય; निराश्रयः જેના વડે પુરૂષ, સાધન-સમેત કર્મોનો આશ્રય કરે તે કામ, (आश्रय) તેનાથી રહિત; નિષ્કામરૂપ;

બ્રહ્મ-વેત્તા નિષ્કામ રૂપ હોય તેથી જ તે કર્મ વિષે પ્રવૃત્તિ કરે નહિ; પ્રવૃત્તિ કામ-મૂલક હોય, તેથી કામનો અભાવ હોવાથી પ્રવૃત્તિનો પણ અભાવ સિદ્ધ હોય, તે કેવળ યોગ્ય જ હોય.

कर्मफलासंगं-જેના વિષે કર્મો ફલીભૂત થાય, અથવા કર્મ વિષે જે ફલીભૂત થાય, અથવા જે પોતે કર્મોના ફળરૂપે હોય, તે કર્મફળ રૂપ દેહ, (कर्मफल) તેના વિષે, હું કર્તા, ભોકતા, વકતા, શ્રોતા તથા દ્રષ્ટારૂપે છું આ રીતનો તાદાત્મ્ય-ભાવ; ('आसंगं') તેનો.

कर्मणि अभिवृत्तः अपि.-સ્વોચિત કર્મ વિષે પ્રવૃત્ત હોય તથાપિ, किंचित् न करोति-પરદષ્ટિ એં ક્રિયા કરતો જણાય, તથાપિ સ્વ-દૃષ્ટિ એં જોતાં તો તે કાંઇ પણ ક્રિયા કરતો નથી.

તાત્પર્ય:-ક્રિયા વિષે અકર્મપણાની દષ્ટિ કરી બ્રહ્મ-વેત્તા કર્મો કરે, તો આ ઉપાધિ-કૃત કર્મો વડે તે લિપ્ત થાય નહિ. ૨૦

અ૦ વળી જે કોઇ યોગી-પુરૂષ, વિવેક, વૈરાગ્ય, શમ, દમ આદિ સાધન-સંપત્તિ વડે યુક્ત થઇ સર્વ કર્મોનો પરિત્યાગ કરી, શ્રવણ તથા મનન વડે

આત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર કરી નિદિધ્યાસન-પરાયણ થાય તે તો કેવ
શરીર-યાત્રા પુરતા કર્મ કરી, બ્રહ્મ-નિષ્ઠા વડે યાવત્ બંધને નિર્મૂલિન કરં
સતો મુક્ત થાય એમ હવે, 'निराशी.' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છેઃ-

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

અન્વ—निराशीः त्यक्तसर्वपरिग्रहः ( यति.स्तयं ) यतचित्तात्
. (सन्) केवलं शारीरं कर्म कुर्वन् किल्बिषम् न आप्नो
॥ २१

ભા॰ જેની સર્વ કામનાઓ વિનાશ પામેલી હોય, કૌપીન તથા કં
વિના યાવત્ પદાર્થનો જેણે પરિત્યાગ કરેલો હોય, તેવો યોગનિષ્ઠ-પરાય
યોગી-પુરૂષ પોતે, કેવળ શરીર-યાત્રાર્થે ક્રિયા કરતો સતો, કાંઇ પણ પાપ
પ્રાપ્ત થાય નહિ. ૨

वि—निराशीः=નિ શેષ રીતે ( नि. ) ગત થઇ હોય વૈષયિક કા
નાઓ ( आशिष. ) જેમાંથી, અર્થાત્ જેની સર્વ કામનાઓ વિનષ્ટ થય
હોય તેવો પુરુષ, જેની સર્વ કામનાઓ વિનષ્ટ થયલ હોય, તેજ પુરુષ સ
પદાર્થનો પરિત્યાગ કરી શકે; त्यक्तसर्वपरिग्रहः=ત્યાગ કરાયલ છે, (त्यक्त
કૌપીન તથા કંથાથી વ્યતિરિક્ત પદાર્થનો પરિગ્રહ ( सर्वपरिग्रहः
જેના વડે, તેવો યોગનિષ્ઠ-પરાયણ યોગી-પુરુષ, यतचित्तात्मा=નિયમિત કરે
લો હોય ચિત્ત તથા દેહ ( आत्मा ) જેણે તેવો; અથવા સંસ્થાપિત કરેલ હે
( यत ) ચિત્ત, કેવળ આત્મા વિષે; કવચિત્ અનાત્મ-વસ્તુ વિષે ,નહિ
જે પુરુષે તે; शारीरं=શરીરની સ્થિતિનું કારણભૂત, કેવળ પ્રાણ-ત્રાણ ન
પ્રયોજનવાળું; केवलं=હું યતિ છું, હું જ્ઞાની, તથા કર્તા છું, આ રીત
અભિમાનથી નિર્મુક્ત;

(શંકા)—'व्युत्थायाथभिक्षाचर्यं चरन्ति બૃ० ૪-૪-૨૨ અર્થ:-અંન્યાસ ગ્રહણ કરી, તદનન્તર તેઓ ભિક્ષા-ચર્યા કરે છે', આ વાક્યાનુસાર, પ્રાણ-ત્રાણ અર્થે યોગી-પુરૂષને ભિક્ષાનું વિધાન કરેલું છે, એટલે શાસ્ત્ર-વિહિત કર્મનું અનુષ્ઠાન કરવાથી કિલ્બિષનો અસંભવ જ હોય; એટલે જે કિલ્બિષ અપ્રાપ્ત હોય, તેની પ્રાપ્તિનો અભાવ પ્રતિપાદન કરવો તે અયુક્ત કહેવાય?

(સમાધાન)—આ રીતની શંકા કરવી યોગ્ય નથી; કારણ કે યોગીને કવચિત્ કિલ્બિષનો પ્રસંગ પ્રાપ્ત થાય; 'यतचित्तात्मा' આ ઉક્તિવડે વાણીનો પણ નિરોધ કરેલ હોય, એટલે મૌન-ધારી યોગી-પુરૂષને દોષિત પુરૂષ પાસેથી પણ ભિક્ષા-ગ્રહણ કરવાનો પ્રસંગ કવચિત્ પ્રાપ્ત થાય; અને 'અભિશસ્ત (દોષિત) અને પતિત-પુરૂષો પાસેથી ભિક્ષા-ચર્યા કરવી નહિ', આ રીતની શ્રુતિઓ વડે પ્રતિષેધ કરેલ કર્મોનું અનુષ્ઠાન કરવાથી, સમ્યગ્જ્ઞાનને પ્રતિબંધક રૂપ કિલ્બિષ અવશ્ય પ્રાપ્ત થાય. તે કિલ્બિષને, કર્મ વિષે અકર્મ-દર્શન રૂપ અગ્નિવડે નિદગ્ધ કરી મુક્તિને પ્રાપ્ત થાય; આ રીતના આશય લીધે, 'તે કેવળ શારીરિક કર્મ કરવાથી કિલ્બિષને પ્રાપ્ત થાય નહિ' એમ ઉક્તિ કરેલી છે.

અથવા આ વાક્યનો નીચે પ્રમાણે પણ અર્થ થાય છે:—'मधु मांसं च मद्यं चताम्बुलं तैलमौषधम् । त्याज्यान्यष्टौ यतेर्दूरातथा कान्ता च कांचनम् ॥ અર્થ:-મધુ, માંસ, મદ્ય, તામ્બુલ, તેલ, ઔષધ, તથા કાંતા અને કાંચન, આ આઠ વસ્તુનો યોગી-પુરૂષે ત્યાગ કરવો'.

આ રીતના પદાર્થો અતિ-નિષિદ્ધ હોય તથાપિ શરીર-સ્થિતિનું કારણ-ભૂત, જેના અભાવે શરીરનો પાત થાય, અને શ્રવણાદિ સિદ્ધ ન થાય તેવું, 'औषधवदाशमनादाचरेत् આરૂણિ. ૨ અર્થ:-ઔષધવત્ ભક્ષણાચરણ કરવું, આ શ્રુતિ અનુસાર, સર્પ-દંશન, નેત્ર-રોગ, ઉદર-શૂલ આદિ મહાન્ ઉપદ્રવ પ્રાપ્ત થયે, ઔષધ-સેવનરૂપ તથા કાર્ય પણ યત્ન કર્યા વિના સિદ્ધ થાય તેનું

શારીરિક કર્મ (શારીર) કરતો સતો, શ્રવણાદિ-શીલ યોગી-પુરૂષ કિલ્બિષને પ્રાપ્ત કરે નહિ

અથવા આ મંત્રનો બીજો પણ અર્થ થાય છે—

निराशी =નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, વૈરાગ્ય, તથા તીવ્ર મોક્ષેચ્છા વડે, ઐહિક તથા આમુષ્મિક તુચ્છ-વિષયક સુખાશાઓથી (आशिर्स्य) જે નિર્મુક્ત(निर्गत) હોય તે, त्यक्तसर्वपरिग्रह =ધર્મ, પ્રજા તથા સંપત્તિ અર્થે, જેનું પરિગ્રહણ કરાય તે દારા આદિ સર્વ પદાર્થોનો પણ (सर्वपरिग्रह) મોક્ષેચ્છા લીધે પરિત્યાગ કરેલ હોય જેણે (त्यक्त) તેવો પુરૂષ, અર્થાત્ જેણે સંન્યસ્ત કરેલ હોય સર્વ કર્મ, તથા તેના સાધનો જેણે તેવો યોગી-પુરૂષ પોતે, यतचित्तात्मा=બાહ્ય-વૃત્તિથી નિવર્તિત કરેલ હોય (યત) ચિત્ત, તથા કાર્ય-કારણના સંઘાત રૂપ આત્મા (चित्तात्मा), આ ઉભય જેણે તેવો પુરૂષ, शारीरं =શરીરની ઉપાધિ લીધે આત્માને શારીર કહે છે, તે શારીરિક આત્માને પ્રાપ્ત કરાવનાર, कर्म=શ્રવણાદિક કર્મ; શરીરોપાધિક આત્માને પ્રાપ્ત કરાવનાર શ્રવણાદિક કર્મ પણ શારીર કર્મ કહેવાય

જપાદિ સર્વ બાહ્ય-કર્મનો પરિત્યાગ કરી, તદનન્તર કેવળ શ્રવણાદિ રૂપ શારીરિક કર્મ કરે, તો યોગી-પુરૂષ દુઃખ-પ્રદ સંસારના બન્ધન રૂપ કિલ્બિષને પ્રાપ્ત કરે નહિ,

'શારીરિક કર્મ કરતો સતો કિલ્બિષને પ્રાપ્ત કરે નહિ,' આ રીતના ભગવાનશ્રીના વચન વડે, યોગી-પુરૂષ, જો જપાદિ કર્મ સહ-વર્તમાન શ્રવણાદિ કર્મ કરે, વા શ્રવણાદિ કર્મનો ત્યાગ કરી શ્રવણાદિથી કેવળ વ્યતિરિક્ત કર્મ કરે તો તે અવશ્ય કિલ્બિષને પ્રાપ્ત કરે, એમ સૂચન થાય છે, તેથી યોગી-પુરૂષને તો સર્વદા શ્રવણાદિ કર્મ કર્ત્તવ્ય હોય, અને તેને તે વિનાનાં સ્તોત્ર, મંત્ર જપ આદિ કર્મ કર્ત્તવ્ય ન હોય એમ સિદ્ધ થાય છે.

વળી નીચેની સ્મૃતિ પણ આજ અર્થનું પ્રતિપાદન કરે છે—

"यमानभीक्ष्ण सेवेत नियमा॰परतस्त्यजेत् । जिज्ञासायां संप्रवृत्तो नादि-

चेत्कर्मचोदनाम् અર્થ:—યમોનુ નિરન્તર સેવન કરવું, તથા અન્ય નિયમોનો પરિત્યાગ કરવો; બ્રહ્મ-જિજ્ઞાસા વિષે પ્રવૃત્ત થઇ કર્મ-પ્રેરણા વિષે આસકિત કરવી નહિ.'

सन्यस्य श्रवणं कुर्यात्नान्यत्कुर्याद्यतिः क्वचित् અર્થ.—સન્યાસ ગ્રહણ કરી શ્રવણ કરવું; યોગી-પુરૂષે આ સિવાય અન્ય કર્મ કવચિત કરવું નહિ.' ૨૧

અવ-પરબ્રહ્મ-તત્ત્વના પર તથા અવર સ્વરૂપના વિજ્ઞાનરૂપ અગ્નિવડે જેની અવિદ્યા, તથા તેની કાર્યભૂત જગતરૂપ ગ્રન્થિ નિર્દગ્ધ થયલ હોય તેવા જીવન્મુકત વિદ્વાન્ પુરૂષને પોતાની શરીર-યાત્રાથી વ્યતિરિકત કર્તવ્ય કર્મ ન હોય એમ પ્રતિપાદન કરી, નિદિધ્યાસુ મૌન-સ્વરૂપ યોગી-પુરૂષ, અન્ન તથા તેના દાતાનો વિચાર કર્યા વિના શરીર-યાત્રા કરે, તેને પણ વિમુકિત પ્રતિબદ્ધ થાય નહિ એમ ઉકિત કરી, આજગર-વૃત્તિ પ્રમાણે યદૃચ્છા પ્રાપ્ત થયેલ પદાર્થોવડે જ જીવન-નિર્વાહ કરી જીવન્મુકત યોગી વર્તન કરે, તો તેવડે તેને મુકિત વિષે કાઇ પ્રતિબંધ પ્રાપ્ત થાય નહિ એમ હવે, 'यदृच्छा' ઇત્યાદિ મન્ત્રાર્થ વડે શ્રી ભગવાન્ પ્રતિપાદન કરે છે—

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिध्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥

અન્વ—द्वन्द्वातीतः विमत्सरः यदृच्छालाभसंतुष्टः सिद्धौ असिद्धौ च समः ( भूत्वा एवं शरीरयात्राम् ) कृत्वा अपि ( आजगरः ब्रह्मवित् यतिः ) न निबध्यते ॥ २२ ॥

અ—સર્વત્ર-બ્રહ્મદર્શન કરવાથી જેનું વિપરીત દર્શન વિનાશ પામેલું હોય, અને તેથી જ જેને સર્વત્ર આત્મ-બુદ્ધિ પ્રાપ્ત થયલી હોય, પ્રારબ્ધ-વશાત્ જે કાઇ પદાર્થ પ્રાપ્ત થાય તે વડે જે પરિતૃપ્તિને પ્રાપ્ત થયલ હોય તે, આહાર સિદ્ધ વા અસિદ્ધ હોય તે વિષે હર્ષ તથા વિષાદથી રહિત થઇ

આ રીતે પોતાની શરીર-યાત્રા અર્થે કર્મ કરે, તથાપિ તે આજગર-વૃત્તિવાળા બ્રહ્મવેત્તા-યોગીને મુક્તિ વિષે કાંઇ પ્રતિબંધ પ્રાપ્ત થાય નહિ ૨૦

દ્વન્દ્વાતીત = તું હું 'આ તે', 'ઇષ્ટ અનિષ્ટ', 'શુદ્ધ અશુદ્ધ' 'દ્વૈત અદ્વૈત' ઇત્યાદિ વિપરીત પ્રકારના જ્ઞાનો, (દ્વન્દ્વ) તેને અતિક્રાંત થયેલ પુરૂષ, અર્થાત્ સર્વત્ર-બ્રહ્મદર્શન કરી જેની વિપરીત દૃષ્ટિ વિનષ્ટ થયેલી હોય તે પુરૂષ

જે દ્વન્દ્વાતીત હોય તેજ પુરૂષ મત્સર-રહિત હોય, વિમત્સર ='આ સર્વ ચરાચર જગત્ તે હું પોતેજ છું' આ રીતે સર્વ જગત્ આત્મ સ્વરૂપે અધિગત થયે, ઉત્કૃષ્ટ તથા અપકૃષ્ટ-પણાની ભાવના અનુપપન્ન થવાથી, જેને સર્વત્ર આત્મ-બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય તેવો પુરૂષ,

જે પુરૂષ આત્મ-બુદ્ધિવાન્ હોય (વિમત્સર) તેજ યદૃચ્છા પ્રાપ્ત થયેલ લાભથી સંતુષ્ટ હોય, यदृच्छालाभसंतुष्ट =યત્ન વિના પ્રાપ્ત થયેલ લાભ (यदृच्छालाभ) અર્થાત્ પ્રારબ્ધ વશાત્ કેવળ સ્વત -પ્રાપ્ત થયેલ, સાધુ વા અસાધુ પુરૂષ વડે દત્ત, શુદ્ધ વા અશુદ્ધ, અલ્પ વા અનલ્પ અન્નાદિ પદાર્થ, તેના વડેજ પરિતૃપ્તિને પ્રાપ્ત થતો, (संतुष्ट) सिद्धासिद्धौ च सम =આહાર સિદ્ધ હો, વા અસિદ્ધ હો તેના વિષે પોતે બ્રહ્માનંદના અનુભવ લીધે, હર્ષ તથા વિષાદ તથા વૈવર્ણ્યતા આદિ ભાવથી કેવળ રહિત, (सम) कृत्वापि= આ રીતે શરીર-યાત્રા રૂપ કર્મ કરે તથાપિ, न निबध्यते-મુક્તિને પ્રતિબંધ પ્રાપ્ત થાય નહિ

तात्पर्य=જ્ઞાની-પુરુષ પોતાની આહાર આદિની વિષમતા લીધે, લોક-દૃષ્ટિ એ પ્રતિબંધકવત્ દોષવડે યુક્ત પ્રતીત થાય તથાપિ, 'આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મરૂપ છીએ' આ રીતના બ્રહ્મ-ભાવના વડે ભોક્તા, ભોગ્ય, દાતા તથા દેય આદિ યાવત્ દૃશ્ય-પદાર્થનો કેવળ બ્રહ્મ સ્વરૂપે લય થયે, અદ્વિતીય પરબ્રહ્મ-તત્ત્વ વિષે પ્રતિબંધક રૂપ અન્ય કોઇ વસ્તુનો અસંભવ હોવાથી, આ જ્ઞાની -પુરુષનો દેહપાત થાય, ત્યારે તે વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય છે ૨૨

અ૦—'આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મ-સ્વરૂપે છઇએ' આ રીતની બ્રહ્મ-ભાવના વડે, સર્વ જગત્ તથા પોતાનો આત્મા કેવળ બ્રહ્મ-સ્વરૂપે છે એમ જેઓ સર્વદા પ્રત્યગ્દૃષ્ટિએ બ્રહ્મ-દર્શન કરનાર હોય, તેવા જીવન્મુકત પુરુષોના શરીર-યાત્રાત્મક કર્મનું બ્રહ્મ-દૃષ્ટિ લીધે પ્રવિલાપન થતા, તે કર્મ નિ સત્તાક થવાથી ભલે તેમની મુકિતને પ્રતિબન્ધક ન હોય, તથાપિ લોકોને અનુગ્રહ કરવાની કામના વડે યુકત થઇ જે કોઇ અધિકારી કર્મ વિષે પ્રવૃત્ત થાય, અથવા અન્ય કોઇ વિદ્વાન્ પુરુષ, 'આ કર્મનો હુ કર્તા છુ' 'આ વડે આ કર્તવ્ય છે,' આ રીતની ક્રિયા-કારક રૂપ ભેદ-દૃષ્ટિનું આલમ્બન કરી જે કાઇ કર્મ કરે તે વડે તેની મુકિતને, 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि' અર્થઃ-શતકોટિ કલ્પ વડે પણ ભોગ ભોગવ્યા વિના કર્મનો ક્ષય થાય નહિ,' આ પ્રકારના સ્મૃતિ-નિયમાનુસાર પ્રતિબંધ અવશ્ય પ્રાપ્ત થાય, આ રીતની શ કા કરવી યુકત ન હોય; કારણ કે બ્રહ્મ-વેત્તા મહાપુરુષો, જે કાઇ લૌકિક તથા વૈદિક કર્મ કરે તે ક્રિયા તથા કારક આદિ ભેદ વડે ભિન્ન પ્રકારનું હોય, તથાપિ તે સર્વ-કર્મ, કેવળ બ્રહ્મ-સ્વરૂપ હોય, આ રીતની સર્વત્ર કેવળ બ્રહ્મ-બુદ્ધિ- પૂર્વક કરવામા આવે; કિંતુ 'આ કર્મ મેં કર્યું', આ રીતની ભેદ-દૃષ્ટિથી તે કરવામા આવે નહિ.

આમ હોવાથી, આ બ્રહ્મ-વેત્તા પુરુષો, જે કાઇ કર્મ કરે તે કેવળ અકર્મ રૂપે હોવાથી, તેઓની મુકિતને પ્રતિબંધ કરવાને સમર્થ ન હોય એવા આશયથી હવે, 'गतसंगस्य' ઇત્યાદિ મંત્ર વડે કથન કરે છે—

**गतसंगस्य मुक्तस्यज्ञानावस्थितचेतस**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

અન્વ—मुक्तस्य गतसंगस्य ज्ञानावस्थितचेतसः यज्ञाय आचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

અ—જે પુરુષ અહં-મમાભિનિવેશ વડે વિમુકત હોય, એટલે જે

નિષ્કામ હોય, જેનું ચિત્ત સર્વત્ર-બ્રહ્મદર્શન રૂપ જ્ઞાન વિષે અવસ્થિત હોય, જે કેવળ લોકહિતાર્થ કર્મ કરતો હોય, તેવો અધિકારી, જે કાંઈ કર્મનું નિત્ય અનુષ્ઠાન કરે, તે કર્મ તથા અકર્મ આદિ રૂપ સર્વ કામનો સમૂળગો નાશ થાય ૨૩

वि-मुक्तस्य=કેવળ બ્રહ્મ-તત્ત્વ વિષે આત્મ-ભાવ સંપન્ન થવાથી, અહં-મમાભિનિવેશ વડે જે વિમુક્ત હોય, અર્થાત્ જે અહંકાર-રહિત હોય, તેવા પુરૂષનું, જે નિરહંકારી હોય તેજ સંગ-રહિત, અર્થાત્ નિષ્કામ હોય; गतसगस्य=પુરૂષ જેનાવડે કર્મ વિષે આસક્ત થાય તે કામ (संगः) ગત થયલ હોય જેનો, તેવા નિષ્કામ પુરૂષનું.

જે નિષ્કામ હોય તેજ પુરૂષનું ચિત્ત જ્ઞાન વિષે અવસ્થિત હોય; ज्ञानावस्थितचेतस=સર્વત્ર-બ્રહ્મદર્શન રૂપ જ્ઞાન, તે વિષેજ અવસ્થિત હોય ચિત્ત જેનું, અર્થાત્ સર્વ દશ્ય-પદાર્થ ને અવગાહન કરનાર વૃત્તિને સદા કેવળ બ્રહ્માકાર રૂપે સંપાદન કરનાર પુરૂષનું; यज्ञाय=વિષ્ણુ ભગવાન્ અર્થે; અથવા શ્રોત તથા સ્માર્ત કર્મો વડે દેવોનું ભજન કરે તે બ્રહ્મા આદિ દેવો, તેમના અર્થે; 'यज्ञ' શબ્દ જાતિવાચક છે, તેથી એકવચનનો પ્રયોગ કરેલો છે. यज्ञाय=લોકોના હિત અર્થે; आचरत=કર્મ કરનાર અધિકારી પુરૂષનું; कर्म=જેનું નિત્ય અનુષ્ઠાન કરવામાં આવે તે કર્મ; समग्र=ત્રણે ઇન્દ્રિયોવડે જે નિવર્તિત થાય તે સર્વ કર્મ; અથવા કર્મ, તથા અકર્મ, વિકર્મરૂપ સર્વ-કર્મ; प्रविलीयते=બ્રહ્મ-બુદ્ધિ લીધે અત્યન્ત લય થવાથી, તે સમૂળગું વિનાશને પામે, અને તે જન્મ આદિ ફળ આપવાને સમર્થ થાય નહિ ૨૩

અવ-તે સર્વ કર્મનું પ્રવિલાપન (લય) કયા પ્રકારે થાય? તેનું હવે, "ब्रह्मार्पण' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે-

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥**

अन्व–ब्रह्म अर्पणं ब्रह्म हविः ब्रह्मणा ब्रह्माग्नौ हुतम्। तेन ब्रह्म-कर्मसमाधिना (ब्रह्मविदा यत्) गन्तव्यम् (तत्) ब्रह्म एव (भवति)॥२४॥

શ–યજ્ઞનાં સાધનભૂત ચમસ આદિ દ્રવ્યો, પુરોડાશ આદિ હોમ્ય–દ્રવ્ય, સર્વ બ્રહ્મ રૂપે હોય, અને હોમ -કર્તા પણ બ્રહ્મ રૂપે હોય, અગ્નિ પણ બ્રહ્મ રૂપ હોય, અને તે બ્રહ્માગ્નિ વિષે જેનો હોમ કરવામા આવે તે સર્વ હવન--ક્રિયા પણ બ્રહ્મરૂપ હોય, આ રીતે સર્વ બ્રહ્મ જ છે, એ રીતના સર્વ--બ્રહ્મ-દર્શનવાન્ બ્રહ્મ--વેત્તાને, હુ પોતે બ્રહ્મ સ્વરૂપે જ છુ, આ રીતનું ફળ પ્રાપ્ત થાય છે. ૨૪

वि–अर्पण=જેવડે હવિ અર્પણ કરાય તે ચમસ, સુક્ તથા સુવ (સરવો) આદિ યજ્ઞ–સાધનો.

બ્રહ્મ–વેત્તા પુરુષ, ચમસ આદિ યજ્ઞના સર્વ સાધનોને પ્રત્યગ્દષ્ટિ એં કેવળ બ્રહ્મ રૂપે જુવે;

तात्पर्य –મૂઢ -પુરુષની દષ્ટિએ જે રજત્ જણાય તેજ પદાર્થ, જેમ વિવેકી પુરુષની દષ્ટિ એં શુકિત રૂપેં જણાય, તેમ અજ્ઞ--પુરુષની દષ્ટિ એં જે યજ્ઞ-સાધન ચમસાદિ રૂપે જણાય. તેજ બ્રહ્મ-વેત્તાની દષ્ટિ એં કેવળ બ્રહ્મ રૂપ હોય;

જે પુરોડાશ આદિ યજ્ઞિય હોમ્ય–દ્રવ્ય હોય, ( हवि. ) તે સર્વને બ્રહ્મ-વેત્તા, બ્રહ્મ રૂપે જુવે

ब्रह्मणा=હોમ–કર્તા વડે; યજ્માનને પણ બ્રહ્મ-વેત્તા પુરૂષ કેવળ બ્રહ્મ રૂપે જુવે; હોમના અધિકરણ રૂપ અગ્નિને પણ કેવળ બ્રહ્મ રૂપે જુવે; हुतं=હવન--ક્રિયા; તે બ્રહ્મ રૂપ અગ્નિ વિષે જે હવન--ક્રિયા કરાય તેને પણ તે કેવળ બ્રહ્મરૂપે જુવે;

ब्रह्मकर्मसमाधिना=સર્વ પદાર્થનું જે કેવળ બ્રહ્મરૂપે દર્શન કરવુ તે બ્રહ્મ–કર્મ, તેના વિષે ચિત્તનું સ્થાપન ( समाधि ) જેનું હોય, તે વડે; અર્થાત્ કેવળ સર્વત્ર-બ્રહ્મ-દર્શન કરનાર બ્રહ્મ-વેત્તાને; गन्तव्य=આ રીતના

દર્શનના ફલ રૂપે જે પ્રાપ્તવ્ય હોય તે, અર્થાત્ ' આ સર્વ પદાર્થો તે હું પોતેજ છુ, એ રીતની ભાવનાથી તે સર્વ પદાર્થો કેવળ બ્રહ્મ રૂપે થાય છે.

આ રીતે લોકોના કલ્યાણ અર્થે પ્રવૃત્ત થઇ અધિકારી બ્રહ્મ-વેત્તા પણ કર્મ કરે તથાપિ સાધન સહ-વર્તમાન તેના સર્વ કર્મો બ્રહ્મ-વૃત્તિને લીધે કેવળ બ્રહ્મ રૂપે લય પામેલા હોય, એટલે તે કર્મ નિ સત્વરૂપે હોવાથી, તે પોતે કેવળ ક્રિયા-રહિત હોય તેમ સતો કોઇ પણ રીતે બદ્ધ થાય નહિ એમ સિદ્ધ થાય છે

તાત્પર્ય — આ રીતે ચલનાત્મિક પ્રવૃત્તિનો નિરોધ દુષ્કર હોવાથી, વિવેકવાન્ જ્ઞાની-પુરુષને કર્મ વિષે પ્રવૃત્તિ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય ત્યારે કર્મ વ્યર્થ રૂપ હોય એમ જાણી તે કર્મથી નિવૃત્ત થવુ, તેની અપેક્ષા એ વૈદિક કર્મ વિષે પ્રવૃત્તિ કરવી તેજ ભૂષણ રૂપ, મનને હર્ષિત કરનાર, તથા લોક-સમુદાયનુ કલ્યાણ કરનાર હોય, અને વળી તે અબ ધક રૂપે હોય, તેથી કેવળ બ્રહ્મ દષ્ટિ વડે યુક્ત થઇ, મનુષ્ય બ્રહ્મ-વેત્તાઓએ, કર્મ વિષે અવશ્ય પ્રવૃત્ત થવુ એમ સૂચિત કરેલુ છે. ૨૪

અવ—' ચમસાદિ યજ્ઞના સાધન તથા પુરોડાશ આદિ હોમ્ય-દ્રવ્ય કેવળ બ્રહ્મ સ્વરૂપ હોય ' (૪ ૨૪) એ રીતના મત્રવડે, ચમસ આદિ દ્રવ્યોના બ્રહ્મ-સ્વરૂપપણાના જ્ઞાનનુ યજ્ઞ રૂપે પૂર્વે વર્ણન કરી, દૈવાદિ યજ્ઞની અપેક્ષા એ, તેજ જ્ઞાન-યજ્ઞનુ, મોક્ષના કેવળ સાક્ષાત્ સાધન રૂપે સર્વોત્તમપણુ પ્રતિપાદન કરવા પોતાના અધિકારને અનુસરી મુમુક્ષુ પુરુષને, ચિત્ત-શુદ્ધિ અર્થે, મોક્ષના પરોક્ષ સાધનભૂત એવા દૈવાદિ યજ્ઞોનુ અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય હોય એમ હવે સૂચન કરી, ' દૈવ ' ઇત્યાદિ મત્રાર્થ વડે દૈવાદિ યજ્ઞોનુ નિરૂપણ કરે છે--

दैवमेवापरे यज्ञं योगिनःपर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञ यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

અન્વ—अपरे योगिनः दैवम् एव यज्ञं पर्युपासते । अपरे (यतय) ब्रह्माग्नौ यज्ञं यज्ञेन उपजुह्वति ॥ २५ ॥

અ—મોક્ષની કામનાવાળા અન્ય કર્મ–યોગી પુરૂષો કેવળ દૈવી-યજ્ઞનું અનુષ્ઠાન કરે છે; અને આ કર્મ–યોગી ગૃહસ્થોથી ભિન્ન, તથા જેઓએ શ્રવણ આદિ કર્મવડે આત્મ-તત્ત્વનો અનુભવ પ્રાપ્ત કરેલો હોય તેવા આત્મ-જ્ઞ પુરૂષો, પોતાના નિર્વિશેષ આત્મા વડે પોતાના સોપાધિક આત્માની, પરબ્રહ્મ રૂપ અગ્નિ વિષે આહુતી આપે છે. ૨૫

વિ–दैवम्=ઇન્દ્રાદિ દેવતાઓને ઉદ્દેશી જેની પ્રવૃત્તિ કરવામા આવે તેવો योगिन=મોક્ષની કામનાનત કર્મ–યોગનુ સેવન કરનાર ગૃહસ્થ પુરૂષો; पर्युपासते=અનુષ્ઠાન કરે છે.

'કેટલાક કર્મ–યોગી ગૃહસ્થ–પુરૂષો, દૈવી તથા શ્રૌત -સ્માર્ત યજ્ઞ ચિત્ત-શુદ્ધિ અર્થે કરે છે,' આ વચન વડે ગૃહસ્થ પુરૂષોને કેવળ દૈવી વૈદિક-યજ્ઞ કર્તવ્ય રૂપ હોય એમ સૂચન કરી, જે યોગીઓ બ્રહ્મ–વેત્તા હોય તેમને તો કેવળ બ્રહ્મ-યજ્ઞ જ મુક્તિ અર્થે કર્તવ્ય રૂપ હોય એમ નિરૂપણ કરી, કેવળ પૂર્વોક્ત જ્ઞાન-યજ્ઞનુ, 'ब्रह्माग्नौ' ઇતિ પદાર્થવડે અન્ય પ્રકારે વર્ણન કરે છે.

अपरे=ગૃહસ્થ-પુરૂષોથી ભિન્ન પ્રકારના ब्रह्माग्नौ 'सत्य ज्ञानमनन्तं ब्रह्म' તૈ ૨-૧ 'आनन्दो ब्रह्म तै. ३-६' 'तदेतद्ब्रह्मापूर्वमनपरम्' બૃ ૨-૫-૧૯ અર્થ—બ્રહ્મ-તત્ત્વ સત્ય જ્ઞાન તથા અનન્ત-સ્વરૂપ છે,' બ્રહ્મ-તત્ત્વ આનંદ સ્વરૂપ છે,' તે આ બ્રહ્મ-તત્ત્વ અપૂર્વ, અનપર રૂપ છે,' -ઇત્યાદિ શ્રુતિ વડે પ્રસિદ્ધ, જેમાથી અશેષ વિશેષનો નિરાસ થયલ હોય તેવુ સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ જે પરબ્રહ્મ-તત્ત્વ, તે રૂપ અગ્નિ, અવિદ્યા તથા તેના કાર્ય રૂપ જગતના દાવાનળ દાહક રૂપે, તથા સોપાધિક આત્માનો જેના વિષે આહુત રૂપે પ્રક્ષેપ કરાય તે અધિકરણરૂપે હોવાથી પર-બ્રહ્માગ્નિ કહેવાય, તે બ્રહ્માગ્નિ વિષે, यज्ञ=પામર-પુરૂષો, 'હું ભોક્તા છુ' આરીતની બુદ્ધિ-પૂર્વક

વિષયના ઉપભોગ વડે જેનું યજન કરે તેવો સોપાધિક આત્મા, તેને યજ્ઞેન=નિ-વિશેષ આત્મા વડે

ગદ્દરથોથી ભિન્ન પ્રકારના યોગી-પુરુષો, શ્રવણ આદિ કર્મવડે આત્મજ્ઞાનનું વિજ્ઞાન પ્રાપ્ત કરી, પોતે, સોપાધિક આત્મા જે વસ્તુત નિર્વિશેષરૂપ હોય તથાપિ જે અધ્યાસ લીધે બુદ્ધિઆદિ ઉપાધિ વડે યુક્ત (સોપાધિક) આત્માને, આહુતિ નિક્ષેપણ સમયે કેવળ નિર્વિશેષ આત્મા વડે બ્રહ્મરૂપ અગ્નિ વિષે હોમે છે, અર્થાત્ ' હું બ્રહ્મ રૂપે છું ' આ રીતની બુદ્ધિપૂર્વક સોપાધિમત્ પ્રતીત થતા હું રૂપ આત્મા વિષે, વિવેક-વૃત્તિવડે યુક્ત થઇ નિર્વિશેષ પરબ્રહ્મ-તત્ત્વની ભાવના કરી, પોતે બ્રહ્મ-તત્ત્વથી અભિન્ન છે એમ અનુભવ કરે છે

અથવા આ વાક્યનો નીચે પ્રમાણે બીજો પણ અર્થ થાય છે —

સોપાધિક આત્માને ( यज्ञ ) ' यज्ञो वै विष्णु अर्थ - યજ્ઞ નિશ્ચે વિષ્ણુરૂપ છે ' આ શ્રુતિ અનુસાર કેવળ સોપાધિક-ઇશ્વર સદ વર્તમાન ( यज्ञेन ) હોમે છે, અર્થાત્ સોપાધિક ઇશ્વર તથા સોપાધિક આત્માને, આ ઉભયની તે તે ઉપાધિનો ત્યાગ કરી તે ઉભયના અધિષ્ઠાન-ભૂત તુરીય નિ-વિશેષ બ્રહ્મ-તત્ત્વથી અભિન્નરૂપે જુએ, એટલે કે તે તે નામ-રૂપનો પરિત્યાગ કરતા, તરંગ તથા બુદ્‌બુદ, તેમના આધાર-ભૂત સમુદ્રથી જેમ અભિન્ન હોય, તેમ અભિન્ન-સ્વરૂપે જુવે

અવ—આ રીતે બ્રહ્મ-વેત્તા પુરુષોને જ્ઞાન-યજ્ઞ કર્તવ્યરૂપ છે એ રીતનું વિધાન કરી, હવે જેઓ બ્રહ્મ—વેત્તા ન હોય તેવા પુરુષોને અન્ય કયા યજ્ઞો કર્તવ્ય હોય ? તેનું, ' श्रोत्रादीनि ' તથા ' सर्वाणि ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

श्रोत्रादिनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयान्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

अन्व— अन्ये ( तु अब्रह्मविदः मुमुक्षवः ) श्रोत्रादीनि इन्द्रियाणि संयमाग्निषु जुह्वति । अन्ये ( गृहिणः मुमुक्षवः ) शब्दादीन् विषयान् इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

અ—જેઓ બ્રહ્મ-વેત્તા ન હોય તેવા પૂર્વોક્ત પ્રકારથી અન્ય નૈષ્ઠિક બ્રહ્મચારી આદિ મુમુક્ષુઓ, શ્રોત્ર તથા વાગાદિ ઇન્દ્રિયોને, ઇન્દ્રિયોના નિગ્રહ રૂપ અગ્નિ વિષે હોમે છે; અન્ય ગૃહસ્થ-મુમુક્ષુઓ, શબ્દાદિ અનિષિદ્ધ વિષયોને યોગ્ય કાળે ઇન્દ્રિય રૂપ અગ્નિ વિષે હોમે છે. ૨૬

વિ—अन्ये=પૂર્વોક્તથી ભિન્ન, બ્રહ્મ-તત્ત્વને ન જાણનાર નૈષ્ઠિક બ્રહ્મચારી આદિ મુમુક્ષુઓ; इन्द्रियाणि=શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો તથા વાગાદિ કર્મેન્દ્રિયોને; संयमाग्निषु=તે તે ઇન્દ્રિયનો, તે તે વિષય વિનિવૃત્ત કરી, તે તે સ્થાને નિગ્રહ કરવો તે; ( संयम ) ઇન્દ્રિયો અનેક હોવાથી તેમનો સંયમ પણ અનેક પ્રકારનો હોવાથી, તે સંયમ રૂપ અગ્નિ વિષે.

નૈષ્ઠિક-બ્રહ્મચારી આદિ મુમુક્ષુઓ, ઇન્દ્રિયના નિગ્રહ રૂપ અગ્નિ વિષે ચક્ષુ આદિ ઇન્દ્રિયો રૂપ આહુતી હોમે છે, અર્થાત્ તેઓ પોતાની ઇન્દ્રિયોના નિગ્રહ રૂપ યજ્ઞ કરે છે.

अन्ये=ઉપર કહ્યું તેથી ભિન્ન ગૃહસ્થ-મુમુક્ષુઓ; इन्द्रियाग्निषु=વિષયોનું જેના વિષે નિક્ષેપણ કરવામાં આવે તે અધિકરણ રૂપે હોવાથી, ઇન્દ્રિયોને અગ્નિ રૂપે નિરૂપણ કરે, એટલે ઇન્દ્રિય રૂપ અગ્નિઓ, તેના વિષે એમ અર્થ થાય છે.

સ્વધર્મ-નિષ્ટ ગૃહસ્થ-મુમુક્ષુઓ, શબ્દાદિ અનિષિદ્ધ વિષયોને યોગ્ય કાળે ઇન્દ્રિયરૂપ અગ્નિ વિષે હોમે છે, અર્થાત્ વિષયોનો અનુભવ કરતા નિયમનું પરિપાલન કરવું તેજ તેઓનો યજ્ઞ હોય; એટલે કે આ રીતનું નિયમન તેજ તેઓનો યજ્ઞ હોય; ૨૬

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

अन्व— अपरे यतय सर्वाणि इन्द्रियकर्माणि प्राणकर्माणि च ज्ञान
दीपिते आत्मसंयोग ग्नौ जुह्वति ॥ २७ ॥

અ—કેટલાક ધ્યાન-નિષ્ઠ યોગીઓ, સર્વ ઇન્દ્રિયોના કર્મોને તથા પ્રાણના કર્મોને, જ્ઞાનવડે સદીપ્ત થયેલ આત્માવિષે ના મનો-નિરોધ રૂપ અગ્નિ વિષે હોમે છે. ૨૭

વિ—अपरे=પૂર્વોક્ત મુમુક્ષુઓથી ભિન્ન પ્રકારના કેટલાયક ધ્યાન-નિષ્ઠ યોગીઓ; इन्द्रियकर्माणि=જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયના શ્રવણ દર્શન આદિ તથા વચન, આદાન, આદિ સર્વ કર્મોને; प्राणकर्माणि=અપાન, વ્યાન આદિ ભેદ વડે ભિન્ન પ્રકારના પ્રાણના ઉચ્છ્વાસ, નિશ્વાસ, નિમેષ, ઉન્મેષ, જૃંભણ, ઉદ્ગાર આદિ સર્વ કર્મોને, ज्ञानदीपिते=આત્મ-વિષયક જ્ઞાન વડે, સમ્યક્ પ્રકારે પ્રાપ્ત; (दीपिते), आत्मसंयमयोगाग्नौ=સ્વ-સ્વરૂપ આત્મા વિષે, મનો-નિરોધ અર્થાત્ સમાધિ, ( सयमयोगः ) તે રૂપ અગ્નિ, તેના વિષે.

કેટલાક ધ્યાન-નિષ્ઠ યોગીઓ, ઇન્દ્રિયોના તથા પ્રાણનાં સર્વ કર્મોને આત્માવિષે ના મનો-નિરોધ રૂપ અગ્નિવિષે, હોમે છે; અર્થાત્ તેઓ પ્રાણ તથા ઇન્દ્રિયોના વ્યાપારને નિરોધ કરી, નિરંતર આત્મ-તત્ત્વને જ અનુભવ કરે છે. ૨૭

અ૦—પૂર્વોક્ત યજ્ઞો પણ મુમુક્ષુઓને અવશ્ય કર્તવ્ય રૂપે હોય એમ સૂચન કરવા માટે હવે. 'द्रव्य' ઇત્યાદિ મન્ત્રાર્થ વડે પુનઃ યજ્ઞાંતરોનું કથન કરે છે—

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

અન્વ— अपरे द्रव्ययज्ञाः (केचन तपोयज्ञाः (केचन) योगयज्ञाः तथा (केचन) स्वाध्यायज्ञानयज्ञाः च (एवं) यतयः संशितव्रताः (बहव सन्ति)

અ—પૂર્વોક્તથી ભિન્ન એવા કેટલાયક મુમુક્ષુઓ, દ્રવ્ય-યજનવત, કેટલાયક તપો-યજ્ઞવત, કેટલાયક યોગ-યજ્ઞવંત, કેટલાયક સ્વાધ્યાય તથા જ્ઞાન-યજ્ઞવંત, આ રીતે મોક્ષના અર્થે યત્ન-શીલ તથા અતિ-તીક્ષ્ણ નિયમવત એવા બહુ મુમુક્ષુઓ હોય છે ૨૮

વિ—अपरे=પૂર્વોકત મુમુક્ષુઓ'થી ભિન્ન પ્રકારના કેટલાયક મુમુક્ષુઓ; द्रव्ययज्ञाः=સત્પાત્ર પુરૂષોને, નિયમ તથા શ્રદ્ધા-પૂર્વક દ્રવ્ય-નિક્ષેપણ કરવું, આ જ અમારો યજ્ઞ છે એમ સમજી જેઓ તપ કરે તેવા પુરૂષો; तपोयज्ञाः= ચાન્દ્રાયણ, પ્રાજાપત્ય આદિ અથવા ઉપવાસ આદિ જે તપ, તેજ અમારો યજ્ઞ છે એમ સમજી જેઓ તપ કરે તેવા પુરૂષો, योगयज्ञाः આસન, પ્રાણાયામ આદિ, સ્વાંગોવડે યુક્ત, લક્ષ્યપદાર્થ વિષે ચિત્તની સ્થૈર્યતા રૂપ યજ્ઞ જેને હોય તેવા; स्वाध्यायज्ञानयज्ञाः=સ્વાધ્યાય-યજ્ઞ તથા જ્ઞાન—યજ્ઞ, આ સમાસમાં અંત-ભાગ વિષે જે યજ્ઞ શબ્દ છે તે સ્વાધ્યાય તથા જ્ઞાન, આ પ્રત્યેક શબ્દ સાથે સંબંધ ધરાવે છે, स्वाध्याययज्ञाः= ' तस्य वा एतस्य यज्ञस्यद्वावनध्यायौयदात्माऽशुचिर्यद्देशः—અર્થઃ—આત્મા તથા દેશ અપવિત્ર હોય ત્યારે આ સ્વાધ્યાય રૂપ યજ્ઞનું સેવન કરવુ નહિ, ' આ શ્રુતિ વિષે કહેલ અનધ્યાય-દ્રયનો ત્યાગ કરી, સર્વદા વેદનું પારાયણ કરવું તેજ કેવળ અમારો યજ્ઞ છે એવી બુદ્ધિથી અધ્યયન-વિધિનુ નિયમ-પૂર્વક જેઓ અનુષ્ઠાન કરે તેવા; ज्ञानयज्ञाः=જ્ઞાન-શાસ્ત્રનો વિચાર આ અમારો યજ્ઞ છે, તે પ્રકારની બુદ્ધિ વડે જેઓ યજ્ઞ-સેવન કરે તેવા; यतयः=આ રીતે મોક્ષ માટે યત્ન કરનારા; संशितव्रताः=તે તે યજ્ઞો વિષે, પોત પોતાની નિષ્ઠા વિષે અતિ-તીક્ષ્ણ ( संशित,) નિયમ ( व्रत ) જેના હોય તે;

તાત્પર્યઃ—આ રીતે દ્રવ્ય-ત્યાગ, તપ, યોગ, સ્વાધ્યાય-વૃત્તિ, તથા શાસ્ત્ર-પરિશીલનના યજ્ઞ-પણાનું સૂચન કરેલું છે. ૨૮

અત્ર—જે પોતાના પાપ-નાશની કામનાવાળો હોય તેવા મુમુક્ષુને, પ્રાણાયામ કરવો તે પણ કેવળ એક પ્રકારનો યજ્ઞ છે, અને તે કર્તવ્ય રૂપ છે એમ હવે 'अपाने' તથા 'अपरे' ઇત્યાદિ મન્ત્રાર્થ વડે સૂચન કરી કથન કરે છે—

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथा परे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

अन्व— अपरे अपाने प्राणं जुह्वति तथा । (केचन) प्राणे अपानं (जुह्वति) (केचन) प्राणापानगतीः रुद्ध्वा प्राणायाम परायणाः ॥ (यद्वा) अपरे (केचन) प्राणायामपरायणाः (मुमुक्षवः) प्राणापानगतीः रुद्ध्वा प्राणे अपानं तथा अपाने प्राणं च जुह्वति ॥ २९ ॥

અ—કેટલાયક મુમુક્ષુઓ, અપાન-વૃત્તિ વિષે પ્રાણ-વૃત્તિને હોમે છે; તથા કેટલાયક પ્રાણ-વૃત્તિ વિષે, અપાન-વૃત્તિને હોમે છે, કેટલાયક અપાન-વાયુની ગતિનો નિરોધ કરી પ્રાણાયામ-પરાયણ હોય છે; અથવા (૨) કેટલાયક પ્રાણાયામ-પરાયણ મુમુક્ષુઓ, પ્રાણ તથા અપાન-વાયુની ગતિનો નિરોધ કરી, હૃદયમા પ્રાણ વિષે અપાન-વાયુને તથા અપાન વિષે પ્રાણ-વાયુને હોમે છે. ૨૯

वि—अपाने=અપાન-વૃત્તિ વિષે, વાયુને પ્રવેશ કરાવનાર નાડી વિષે; प्राण=પ્રાણ-વૃત્તિને, प्राणे=વાયુનું નિર્ગમન કરનાર નાડી વિષે, प्राणापानगती= મુખ તથા નાસિકા વડે વાયુના બહિ-ર્ગમન રૂપ પ્રાણની ગતિને, તથા મુખ તથા

નાસિકા વડે વાયુનો અંદર પ્રવેશ કરવો તે અંતઃપ્રવેશ રૂપ અપાન-વાયુની ગતિને; प्राणायामपरायणा=પ્રાણાયામ કરવામાં નિરત થયેલા;

કેટલાયક મુમુક્ષુઓ જે કાળે વાયુને પ્રવેશ કરાવનાર નાડી વિષે પ્રાણ-વાયુને હોમે છે, તે સમયે બન્ને નાસિકા વિષે પૂરક નામનો પ્રાણાયામ કરે છે; તથા કેટલાયક પ્રાણ-વૃત્તિ વિષે અપાન-વૃત્તિને હોમે છે; અર્થાત્ તેઓ કેવળ રેચક-પ્રાણાયામનું અનુષ્ઠાન કરે છે. તથા કેટલાયક પ્રાણ તથા અપાન-વાયુની ગતિનો નિરોધ કરી, કુંભક નામનો પ્રાણાયામ કરે છે;

प्राणापानगती: रुध्वा=મુખ તથા નાસિકા વડે નિર્ગમન તથા પ્રવેશ કરનાર વાયુનો ત્રિકૂટિ વિષે નિરોધ કરી. પ્રાણ-વાયુ વિષે અપાન-વાયુને, તથા અપાન-વાયુ વિષે પ્રાણ-વાયુને હોમે છે; અર્થાત્ પ્રાણ-વાયુ સાથે અપાન-વાયુને તથા અપાન-વાયુ સાથે પ્રાણ-વાયુને યોજી દે છે; અર્થાત્ તે બન્નેનો એકીકાર કરે, એટલે સર્વ નાડીઓ વિષે રહેલ સર્વ પાપ ભસ્મી-ભૂત થઇ જાય છે.

પ્રાણ-વાયુ વિષે અપાન-વાયુને હોમે છે, એટલે કે તેઓ પૂરક-પ્રાણાયામ કરે છે; તે પછી પ્રાણ તથા અપાન-વાયુની ગતિનો નિરોધ કરી કુંભક પ્રાણાયામ કરે છે, તથા અપાન-વાયુ વિષે પ્રાણ-વાયુને હોમી રેચક પ્રાણાયામ કરે છે. ૨૯

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥
यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

अन्व—अपरे नियताहाराः प्राणान् प्राणेषु जुह्वति । एते सर्वे अपि यज्ञविदः यज्ञशिष्टामृतभुजः (सन्तः) यज्ञक्षपित

कल्मषाः (भूत्वा) सनातनम् ब्रह्म यांति ॥ (हे) कुरुस-
त्तम अयज्ञस्य अयं लोकः न अस्ति (इतः) अन्यः कुतः
(सिध्यति) ॥ ३० ॥ ३१ ॥

અ—કેટલાયક મુમુક્ષુઓ, સ્વલ્પ આહાર કરતા સતા, પોતાના પ્રાણાંતર વાયુઓને તે તે વાયુ વિષે હોમે છે; દૈવાદિ યજ્ઞોનું અનુષ્ઠાન કરનારા, સર્વે પણ યજ્ઞમાંથી અવશેષ રહેલ અન્નામૃતનું સેવન કરી, નિયમ-પૂર્વક યજ્ઞાનુષ્ઠાન કરવાથી જ્ઞાનના અશેષ પ્રતિબંધો વિનષ્ટ થયે, કેવળ એકજ વારના ઉપદેશ વડે સદ્ગુરૂ પાસેથી આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરી, સચ્ચિદાનંદ એકરસરૂપ નિત્ય-બ્રહ્મને પ્રાપ્ત કરે છે, હે કુરૂ-સત્તમ (કુરૂ-શ્રેષ્ઠ) જે કોઇ યજ્ઞથી રહિત અર્થાત્ મોક્ષ-ધર્મથી રહિત હોય, તેવા દુર્બુદ્ધિ વાળા મનુષ્યને, મુક્તિ સંપાદન કરવાને યોગ્ય માનવ-દેહ કદાપિ પ્રાપ્ત ન થાય, તો તે દેહથી ભિન્ન એવો દૈવી, બ્રાહ્મ, વા દૈવ-દેહ તો કયાંથીજ સિદ્ધ હોય ? ૩૦-૩૧

ત્રિ-अपरे–કેટલાયક મુમુક્ષુઓ; नियताहाराः=સ્વલ્પ આહાર કરનારા કેટલાયક, ક્ષીર આદિ અલ્પ આહાર કરી, વાયુઓનું વશ સંપાદન કરવા પ્રાણાન્તર વાયુઓને, (प्राणान्) તેતે ભિન્ન ભિન્ન પ્રકારના વાયુવિષે (प्राणेषु) હોમેછે; અર્થાત્ બસ્તિ-ધૌતિ (નેતી ધોતી) આદિ ક્રિયા વડે દેહનું અંતઃ શોધન કરે છે;

હવે, દૈવાદિ યજ્ઞોનું નિયમ-પૂર્વક અનુષ્ટાન કરે તેમને તેતે યજ્ઞાનુષ્ઠાન-વડે શું ફળ પ્રાપ્ત થાય ? તેનું 'सर्वे' ઇતિ મંત્રાર્ધ વડે કથન કરે છે—

यज्ञविद=યજ્ઞોનું અનુષ્ઠાન કરે તે, (विदन्ति) અર્થાત્ તે નિરૂક્ત દૈવાદિ યજ્ઞોનુ અનુષ્ઠાન કરનારા; यज्ञशिष्टामृतभुजः=યજ્ઞના અનુષ્ઠાનાંતર અવશેષ રહેલ તેમનું અન્ને (यज्ञशिष्ट) જે મંત્રાવશેષ હોવાથી કેવળ અમૃત

રૂપ હોય તેનો ભોગ કરનારા, અથવા (૨) યજ્ઞનુ અનુષ્ઠાન કરતા જે અવશેષ રહે (યજ્ઞશિષ્ટ) તે જ્ઞાન નિત્ય રૂપે હોવાથી તે (अमृत) વિષે ભોજન કરનારા, ભોજનના અર્થમાં 'अमृत' શબ્દવડે 'काल'નો બોધ થાય છે, આથી યજ્ઞશિષ્ટ, અમૃતરૂપ જ્ઞાન, તેના વિષે ભોજન કરનારને 'यज्ञशिष्टामृतभुज' કહે છે यज्ञक्षपितकल्मषाः= યજ્ઞાનુષ્ઠાન કરી નિ શેષરીતે વિનષ્ટ થયેલ હોય જ્ઞાને પ્રતિબંધ કરનાર પદાર્થો જેના તેવા सनातनं=नित्य, ब्रह्म સચ્ચિદાનંદ એકરસરૂપ બ્રહ્મ-તત્ત્વ ને, પૂર્વોક્ત મુમુક્ષુઓને જ્ઞાન અનુત્પન્ન હોવાથી તેઓ ક્રમે કરી મુક્ત થાય છે, ઉક્ત યજ્ઞો મધ્યે એક પણ યજ્ઞ ન કરે તેવા દુ શીલ તથા દુર્ભગ પુરૂષને શું ફળ પ્રાપ્ત થાય? તેનુ હવે नायम्' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

अयज्ञस्य=ઉક્ત યજ્ઞો મધ્યે મોક્ષસાધન-ભૂત એક પણ યજ્ઞનુ જે અનુષ્ઠાન ન કરે તેને, અર્થાત્ મોક્ષ-ધર્મથી રહિત, આ દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષ-ને, अयंलोक् -મુમુક્ષપણા ન કરવાને યોગ્ય આ માનવ-દેહ, लोक=જેનુ આલોકન થાય છે તે માનવ-દેહ अन्य =માનવ-દેહથી અન્ય દૈવી, બ્રાહ્મ (બ્રહ્માનો) વા શૈવ (શિવનો) દેહ, कुत=ક્યા હેતુથી?

तात्पर्य—જે પુરૂષ અધર્મ-નિષ્ઠ હોય તેને અમ ધારણ કરાવનારો જે સિદ્ધ થઇ શકે તેવો દૈવી આદિ દેહ કેમજ સિદ્ધ હોય?

अव-આ સર્વ યજ્ઞો તો કેવળ લોકો કલ્પેલા છે, તે કોઇ શ્રૌત યજ્ઞો ન હોય? આ રીતની શંકા કરવી યુક્ત નથી, તે સર્વ ... વેદમૂલક છે એમ હવે 'एव' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विध्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥
अन्व-एवं बहुविधाः यज्ञाः ब्रह्मणः मुखे वितता । तान् सर्वान् कर्मजान् विध्धि एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

અ—આ પ્રકારે પૂર્વે કહી ગયા તેવા બહુ પ્રકારના યજ્ઞો, સર્વે કેવળ વેદના મુખ વડે જ વિસ્તાર પામેલા, આ સર્વ યજ્ઞો, વાગાદિ ઇન્દ્રિયો વડે જ ઉત્પન્ન થયેલ હોય એમ તું જાણ, આ રીતે આ યજ્ઞો કેવળ અનિત્ય-ફળને આપનાર હોય એમ જાણી, તું નિત્ય-ફળને આપનાર જ્ઞાનને પ્રાપ્ત કરી, એ માર્ગથી મુક્ત થઇશ ૩૨

વિ—एवं = કેટલાયક મુમુક્ષુઓ દૈવી યજ્ઞો કરે છે ' એમ પૂર્વે (૪ ૨૫) કહી ગયા તે અનુસાર बहुविधा यज्ञाः=પૂર્વે કહી ગયા, તેવા બહુ પ્રકારના સર્વ યજ્ઞો मुखे=મુખ વડેજ, वितताः=વિસ્તૃત થયેલા, અર્થાત્ પ્રતિપાદિત થયેલા.

'જેઓ યજ્ઞનું અનુષ્ઠાન કરે તેઓ નિત્ય બ્રહ્મ- તત્ત્વને પ્રાપ્ત થાય છે" (૪-૩૦, ૩૧)

એમ પૂર્વે કહી ગયા તે રીતે યજ્ઞો પણ મોક્ષના સાક્ષાત્-સાધન રૂપે પ્રતીત થાય તો જ્ઞાનનો પ્રચાર કરવાથી શું ફળ! આ રીતની શંકા કરવી યોગ્ય નથી, આ યજ્ઞો પણ કર્મ રૂપે હોવાથી 'न कर्मणा न प्रजया' કૈવલ્ય૦ ૨ કર્મ તથા પ્રજા વડે મોક્ષ પ્રાપ્ત થાય નહિ,' ઇત્યાદિ અનેક શ્રુતિઓને વિરોધ આવે, તેથી તે યજ્ઞોને નિત્ય-ફળ આપવા-પણું સિદ્ધ ન હોય, કિંતુ અનિત્ય ફળ નેજ આપવા-પણું હોય એમ સૂચન કરી હવે कर्मजान्' ઇતિમ ત્રાર્થ વડે કથન કરે છે—

'कर्मजान्='क्रिया कुर्वद्धि कारकम् અર્થ—જે, ક્રિયા કરે તે કારક કહેવાય, આ સ્મૃતિ અનુસાર, કર્મથી અર્થાત્ કર્મના કારકથી (कर्म) ઉત્પન્ન થાય તે (कर्मजान्)અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયથી ઉત્પન્ન થનાર કેવળ કર્મ રૂપ,

तात्पर्य —આ સર્વ યજ્ઞોને કેવળ વાગાદિ કર્મરૂપે જાણ,

અપૂર્વરૂપ એવા આ યજ્ઞો યદ્યપિ કેવળ ઇન્દ્રિયો વડે ઉત્પન્ન થતા હોય, તથાપિ તેઓ અપૂર્વરૂપે હોવાથી, તેમના કર્મ-પણાનો કાંઇ વ્યભિચાર

થતો નથી; માટે આ યજ્ઞો કેવળ અનિત્ય-ફળને આપનાર છે એમ જાણી, નિત્ય-ફળ અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરાવનાર જ્ઞાન પ્રાપ્ત કરીશ તો તું સંસારથી મુક્ત થઇશ; કિંતુ અનિત્ય-ફળને આપનારા યજ્ઞોનું સેવન કરવાથી તું મુક્ત થઇશ નહિ ૩૨

અવ-આમ હોવાથી જ ' ચમસ આદિ દ્રવ્યો કેવળ બ્રહ્મ સ્વરૂપ છે ' (૪-૨૪) આ રીતના મંત્ર વડે જે જ્ઞાન-યજ્ઞનું વર્ણન કર્યું તે, મોક્ષના વ્યવહિત સાધન-ભૂત એવા દૈવાદિ યજ્ઞોની અપેક્ષાએ મોક્ષના કેવળ પ્રાક્ષાત્-સાધનભૂત હોવાથી ઉત્કૃષ્ટ હોય એમ હવે ' શ્રેયાન્ ' ઇતિ મંત્ર વડે નિરૂપણ કરે છે—

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

अन्व—(हे) परंतप, द्रव्यमयात् यज्ञात् ज्ञानयज्ञः श्रेयान् (यत्र) ज्ञाने (हे)पार्थ, सर्वं कर्म अखिलं परिसमाप्यते ॥३३॥

અ- હે શત્રુઓને તાપ કરનાર અર્જુન, પૂર્વોક્ત આદિ સર્વ યજ્ઞો કરતા જ્ઞાન-યજ્ઞ શ્રેષ્ટ હોય; હે પાર્થ, શ્રૌતાદિ સર્વ કર્મ, આ જ્ઞાન વિષે નિઃશેષ રીતે સમાપિત હોય છે ૩૩

વિ-દ્રવ્યમયાત્=દ્રવ્ય, મંત્ર, તંત્ર, ક્રિયા તથા આશ્રમ વડે સાધ્ય, તથા અનિત્ય અને સ્વર્ગ આદિ અલ્પ ફળના હેતુભૂત યજ્ઞથી, અર્થાત્ પૂર્વોક્ત યાવત્ યજ્ઞોથી; શ્રેયાન્-અધિક શ્રેયને સંપ્રાપ્ત કરનાર;

દ્રવ્ય—યજ્ઞથી, નિત્ય, નિરતિશ તથા આનંદ રૂપ કેવળ મોક્ષ-ફળને આપનાર જ્ઞાન-યજ્ઞ અધિક શ્રેય-સ્કર હોય; સર્વ કર્મ-શ્રૌત, સ્માર્ત તથા લૌકિક જે કાઇ તથા જેટલું કર્મ, પુરૂષને કર્તવ્ય રૂપે હોય તે સર્વ કર્મ;

अखिलं—જેના વિષે કંઇપણ શેષ (खिलः) વિદ્યમાન ન હોય તે; અર્થાત્ નિઃશેષ-પૂર્વક; परिसमाप्यते=સમાપ્ત થાય છે.

સર્વ કર્મ કેવળ જ્ઞાનવિષે જ સમાપ્ત હોય; અર્થાત્ જે કોઇ વેલાને (કિનારો) પ્રાપ્ત થયો હોય તેને કાઇ ગન્તવ્યપણું હોય નહિ, તેમ જે જ્ઞાનને પ્રાપ્ત થયલ હોય, તેને કાઇ પણ કર્મ કર્તવ્ય હોય નહિ, અથવા (૨) જે જ્ઞાન પ્રાપ્ત થવાથી, (ज्ञाने) સૂર્યના પ્રકાશ વડે જેમ અંધકાર નિર્મૂલિત થાય, તેમ જ્ઞાન-શક્તિ ના લીધે, બ્રહ્માના શત-કલ્પ વિષે પ્રાપ્ત કરેલ સંચિત, તથા આગામિ, પ્રવૃત્ત તથા અપ્રવૃત્ત (सर्वकर्म) નિરવશેષ (अखिलं) નિર્મૂલિત થાય છે; (परिसमाप्यते) અથવા (૩) 'यथाकृताय विजितायाधरेयाः संयन्ति छा० । ४ । १ । ६ અર્થઃ-જેમ વિજય-પ્રાપ્ત વસ્તુને, આશ્રિતો પ્રાપ્ત થાય તેમ, 'આ શ્રુત્યક્ત-રીતિ અનુસાર, લોક વિષે પુણ્યાત્મા પુરૂષો, યજ્ઞ, દાન, તપ, વ્રત આદિ જે જે પુણ્ય-કર્મ સર્વત્ર કરે તે સર્વ કર્મ, જ્ઞાન સંપ્રાપ્ત થવે. (ज्ञाने) વિદ્વાન્ પુરૂષને સંપ્રાપ્ત થાય છે; (परिसमाप्यते) અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિના લીધે જ્ઞાની-પુરૂષ સર્વ કર્મનો અનુષ્ઠાતા રૂપ થાય. ૩૩

अव—આ રીતના વિશેષણ વડે વિશિષ્ટ એવું જ્ઞાન મને કયા પ્રકારે સિદ્ધ થાય ? આ રીતની આકાંક્ષા પ્રત્યે હવે 'तद्विद्धि' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः॥ ३४॥

अन्व— तत् (ज्ञानं गुरुभ्यः) विद्धि प्रणिपातेन सेवया परिप्रश्नेन ज्ञानिनः तत्त्वदर्शिनः ते ज्ञानं उपदेक्ष्यन्ति ॥ ३४ ॥

अ—દંડવાદિ-સાવત્ યંત્રોથી જ્ઞાન આધક શ્રેષ્ટ હોય, આ રીતનું જ્ઞાન

તુ ગુરુઓ પાસેથી પ્રાપ્ત કર, સાષ્ટાંગ નમસ્કાર સેવા, તથા પરિપ્રશ્ન વડે, જ્ઞાનવંત તત્ત્વ-દર્શિ ગુરૂઓ તુને બ્રહ્મ તથા આત્માની ઐકયતા ના જ્ઞાનનો ઉપદેશ કરશે ૩૪

વિ — તત્=જે દ્રવ્ય યજ્ઞ આદિ યજ્ઞોથી વિશિષ્ટતર, તથા કેવળ મોક્ષ રૂપ ફળનો પ્રત્યક્ષ-સાક્ષાત્કાર કરનાર હોય તે જ્ઞાનને, વિદ્ધિ—ગુરુનો પ્રસાદ પ્રાપ્ત કરી, તેમના પાસેથી તે જ્ઞાનનો અનુભવ પ્રાપ્ત કર,

કયા પ્રકારે પ્રસન્ન થઇ ગુરૂઓ, આ અત્યન્ત રહસ્યરૂપ જ્ઞાનનો મને ઉપદેશ કરે ? આ પ્રકારની આકાંક્ષા પ્રત્યે 'પ્રણિપાતેન ' ઇતિમ ત્રાર્ધ વડે કથન કરે છે—

પ્રણિપાતેન—સાષ્ટાંગ નમસ્કાર વડે, સેવયા સમયે સમયે શ્રદ્ધા તથા ભક્તિ પૂર્વક કરવામા આવતી શુશ્રૂષા વડે પરિપ્રશ્નેન યોગ્ય સમયે વિનય-પૂર્વક સમીપે જઇ ' कथं बन्ध कथं मोक्षो विद्याविद्ये उभे च के । क आत्मा क परात्मा च तयोरैक्यं कथं वद अर्थ —કયા પ્રકારે બંધ તથા કયા પ્રકારે મોક્ષ સિદ્ધ થાય ? વિદ્યા તથા અવિદ્યા, આ ઉભયનુ સ્વરૂપ શુ ? આત્મા તથા પરમાત્માનુ સ્વરૂપ શુ ? તથા તે ઉભયનુ ઐકય કયા પ્રકારે સિદ્ધ થાય તે કહો ? 'ઇત્યાદિ વિવેક પુર સર પ્રશ્નવડે, ज्ञानिन —શાસ્ત્ર-જન્ય જ્ઞાન સંપત્તિવંત, तत्त्वदर्शिन —બ્રહ્મ તત્ત્વના સાક્ષાત્કાર વડે જન્ય વસ્તુનું યથાર્થ જ્ઞાન, તે વડે યુક્ત, તે=શમ, દમાદિ સાધન-સંપન્ન એવા=તુ ને, જ્ઞાન-બ્રહ્મ તત્ત્વ તથા આત્મ-તત્ત્વની એકતાને પ્રાપ્ત કરાવનાર તથા સંસાર રૂપ ભ્રમનુ નિ શેષ-રીતે નિરાસન કરનાર ઉપદેક્ષ્યન્તિ —દયાને લીધે ત્હારા ઉપર અનુગ્રહ કરશે

પૂર્વોક્ત વિવેક-સંપન્ન પ્રશ્ન પ્રણિપાત, તથા શુશ્રૂષા (સેવા) વીર્યે, ત્હારા વિષે શ્રદ્ધા, ભક્તિ, તથા પાંડિત્યતા તથા ઉપદેશ ગ્રહણ કરવાની યોગ્યતા છે એમ જોઇ પ્રસન્ન થઇ, જ્ઞાની તથા તત્ત્વ દર્શી એવા લક્ષણ-

વત પુરુષો, તુને શમ દમ આદિ સાધન-સંપન્ન જોઇ, બ્રહ્માત્મૈકય-જ્ઞાનનો ઉપદેશ કરશે, ગુરુઓ જ્ઞાન-સંપન્ન તથા તત્ત્વ-દર્શી હોવા જોઇએ, જેઓ ઉક્ત વિશેષણ-દ્વયવડે વિશિષ્ટ હોય તેવા ગુરુઓ વડે જે જ્ઞાનનો ઉપદેશ થાય તે વડે જ સંસાર-નિવૃત્તિ સિદ્ધ થઇ શકે

" શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠં મુ. ૧-૨-૧૨ અર્થ —જે શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ હોય તેવા ૫મે ', આ શ્રુતિ અનુસાર, ' ज्ञानिनः ' શબ્દ વડે ગુરુઓને, તત્ત્વ બોધ કરવામાં સર્વ શાસ્ત્રની પરિજ્ઞાન-સંપત્તિ સિદ્ધ જોઇએ એમ સૂચન કરેલુ છે, તથા ' तत्त्वदर्शिनः ' શબ્દ વડે, તેમને વસ્તુ (બ્રહ્મ તત્ત્વ) જ્ઞાન સંબંધી અપ્રતિબદ્ધ અનુભવ-સંપત્તિ સિદ્ધ જોઇએ એમ સૂચન કરેલુ છે, આ રીતે ગુરુઓના ઉભય પ્રકારનાં લક્ષણ પ્રદર્શિત કરવાના હેતુથી આ બે વિશેષણનો ઉપન્યાસ કરેલો છે

'बहुभ्यः श्रोतव्यं बहुधा અર્થ —અનેક ગુરુઓ પાસેથી બહુ પ્રકારે શ્રવણ કરવું,' આ ન્યાયને અનુસરી, 'ज्ञानिनः ' ઇત્યાદિ ઉભય વિશેષણ વડે બહુવચન રૂપે પ્રયોગ કરેલો છે

અનેક ગુરુઓ પાસે શ્રવણ કરતા તે મધ્યે કોઇ એક બ્રહ્મ-વેત્તા ગુરુ પ્રાપ્ત થઇ જાય, અને તેથી સંસાર ભ્રમનો નાશ કરે તે પ્રકારનુ સમ્યગ્જ્ઞાન સિદ્ધ થાય, આ અભિપ્રાય લીધે બહુવચનનો પ્રયોગ કરેલો છે, કિંતુ અનેક ગુરુઓ પાસેથી જ્ઞાન સંપાદન કરવુ આમ કહેવાનો ઉદ્દેશ ન હોય

શ્રુતિ વિષે પણ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવું' આ રીતે એક-વચનનો પ્રયોગ કરેલો છે, વળી ' उपसीदेदेकमेव सद्गुरुं ब्रह्मवित्तमम् અર્થ-કેવળ એક બ્રહ્મ-વેત્તા સદ્ગુરુની સમીપ વિષે રહેવુ', આ રીતના વચન વડે પણ એક જ ગુરુનો બોધ કરેલો છે,

तात्पर्य —આમ છે માટે બ્રહ્મ-તત્ત્વની જીજ્ઞાસા વાળા મુમુક્ષુએ, જે ગુરુ શાસ્ત્ર-જ્ઞ તથા તત્ત્વ-જ્ઞ હોય, તેનો જ આશ્રય કરવો એમ સિદ્ધ થાય છે

અવ-હવે, સદ્ગુરૂના ઉપદેશ વડે જ્ઞાન પ્રાપ્ત કરે તો તેને શું ફળ સિદ્ધિ થાય ? તેતું, 'यज्ज्ञात्वा' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે —

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

अन्व – (हे) पांडव यत् (ज्ञानं) ज्ञात्वा (त्वं) एवं पुनः मोहम् न यास्यसि । येन (ज्ञानेन) भूतानि अशेषेण आत्मनि द्रक्ष्यसि अथ (तानि भूतानि)मयि ( द्रक्ष्यसि )

अ– હે પાંડવ, પ્રસન્ન થયેલ બ્રહ્મ-વેત્તા પુરૂષો, તુને જે જ્ઞાનનો ઉપદેશ કરશે તે જ્ઞાન વડે નૈષ્ઠિકનિષ્ઠ થતા, તુને અધુના જે મોહ પ્રાપ્ત થયલ છે તે પ્રકારે પુનઃ મોહ પ્રાપ્ત થશે નહિ; જે જ્ઞાનના બળવડે સર્વ ભૂત-પ્રાણિઓ ને તું આત્મ-સ્વરૂપે જોઇશ અને તદનન્તર, એ સર્વ ભૂતોને હું નિર્વિશેષ પર-બ્રહ્મ, તેના વિષે અનુસ્યૂત થયલ જોઇશ. ૩૫

वि–यत्= પ્રસન્ન થયલ બ્રહ્મ-વેત્તાઓ વડે ઉપદેશ કરાયલ જે જ્ઞાન, ज्ञात्वा=તે જ્ઞાનને કેવળ એક-નિષ્ઠા વડે પ્રાપ્ત કરીને, एवं=અધુના જેમ મોહને પ્રાપ્ત થયલ છે તે પ્રકારે.

આ રીતના જ્ઞાન વડે તું પુનઃ મોહને પામીશ નહિ; અર્થાત્ 'अहं एते-मदीयाः' અર્થ– 'હુ' તે મારા કુટુંબીઓ,' ઇતિપ્રકારે આત્મા જે કેવળ અદ્વિતીય રૂપ હોય. તેના વિષે અનેક-પણાના ભ્રમને તું પ્રાપ્ત થઇશ નહિ;

तात्पर्यः—'તું,' 'હું,' 'આ,' 'તે,' ઇત્યાદિ પ્રકારના મિથ્યા-જ્ઞાનનો તુને પરિત્યાગ સિદ્ધ થશે.

દ્વૈત જ્ઞાનના હેતુભૂત યાવત્ પ્રાણિમાત્રનું અસ્તિત્વ હોય, એટલે આત્માને કયા પ્રકારે અદ્વિતીય-પણું સિદ્ધ હોય ? આ શંકા પ્રત્યે ' येन ' ઇતિ ઉત્તરાર્ધ-મંત્ર વડે કથન કરે છે—

ઉન= 'आत्मैवेदं सर्वं છાં. ૭ । ૨૫ । ૨ અર્થ: આ સર્વ દૃશ્ય-જગત્ કેવળ આત્મ-રૂપ છે' આ વચનાનુસાર, સર્વ ભૂત-પ્રાણિઓને કેવળ આત્મ સ્વરૂપે ગ્રહણ કરાવનાર તથા સૂક્ષ્મ-બુદ્ધિ વડે પ્રાપ્ત થાય તેવા જ્ઞાનવડે; ભૂતાનિ=બ્રહ્માથી માંડી સ્તમ્ભ પર્યંન્ત બધ-પ્રાણિઓ, अशेषेण द्रक्ष्यसि= યાવત્ ભૂત-પ્રાણિઓને, ' આ સર્વ જગત તે સાક્ષાત્ હું પોતે જ છું ' આ રીતે પોતાના આત્મ-સ્વરૂપે કેવળ અભિન્ન રૂપે તું જોઇશ; અર્થાત્ જેમ સૂક્ષ્મબુદ્ધિ-પૂર્વક વિચારતા, ઘટ, કલશ, શરાવ આદિ સર્વ પદાર્થ કેવળ મૃદ-સ્વરૂપ હોય, ભિત્તિ ઉપરના ચિત્રો જેમ કેવળ ભિત્તિ-સ્વરૂપ હોય, તરંગ, ફેન, બુદ્બુદાદિ જેમ કેવળ જળ-સ્વરૂપ હોય, તેમ યાવત્ ભૂત-પ્રાણિઓ કેવળ આત્મ-સ્વરૂપે હોય તેમ તુને જોવામાં આવશે.

ભલે ઉપર કહ્યું એમ હોય, તથાપિ 'બ્રહ્મ' અને 'આત્મા' આ ઉભય વચ્ચે ભેદ તો અવશ્ય હોય, એટલે અદ્વૈત-સિદ્ધિ કેમ થઇ શકે ? આ રીતની શંકા પ્રત્યે હવે 'अथो मयि'-ઇતિવચન વડે કથન કરે છે—

તું તે ભૂતોને તદન્તર (अथ) નિર્વિશેષ, પરબ્રહ્મ સ્વરૂપ હું, તેના વિષે (मयि) જોઇશ; અર્થાત્ આ રીતે તારૂં તથા મ્હારૂં સર્વાત્મક-પણું જોઇ, બ્રહ્મ તથા આત્મા એકજ છે એમ તું જોવાને સમર્થ થઇશ; કારણ કે ' तत्त्वमसि' છાં૦ ૬-૮-૭ અર્થ:'-તે, તું છો,' આ શ્રુતિ વિષે પણ તેજ અર્થનું પ્રતિપાદન કરેલું છે; અથવા ( ૨ ) ત્હારો આત્મા સર્વભૂતોના આત્મારૂપે છે એમ જ્ઞાન પ્રાપ્ત થવાથી તે ત્હારા નિર્વિશેષ આત્માને, સર્વ પદાર્થના અધિષ્ઠાન-ભૂત પરબ્રહ્મ રૂપ હું, તેના વિષે ( मयि ) તું જોઇશ; અર્થાત્ ત્હારો આત્મા, બ્રહ્મ-તત્ત્વથી કેવળ અભિન્ન હોય, એમ તુંને અનુભવ સિદ્ધ થશે. ૩૫

અવ-આ પ્રકારનું જ્ઞાન ભલે પ્રાપ્ત થાય, તથાપિ ભીષ્મ, દ્રોણાદિ ગુરૂ તથા સ્વજનનો વધ કરી જે પાપ ઉત્પન્ન થાય, તેથી હું મુક્ત

નજ થાઉ આ રીતે અર્જુનને શંકા વડે યુક્ત જોઇ હવે, 'અપિ ચેત્' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तम ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

अव०—सर्वेभ्यः पापेभ्यः अपि ( यदि त्वं ) पापकृत्तमः असि चेत्
त्वं वृजिनं ज्ञानप्लवेन एव संतरिष्यसि ॥३६॥

અ—સર્વે પાપકારીઓ મધ્યે તું કદાપિ અત્યન્ત પાપકારી હો, તથાપિ તુ સર્વ પાપાર્ણવને જ્ઞાનરૂપ નાવ વડે સમ્યક્ પ્રકારે તરી શકીશ ૩૬

વિ–सर्वेभ्य. पापेभ्य =મહાપાતક, ઉપપાતક, તથા તેના જેવા વર્ણાદિની સાંકર્યતા તથા મલિનતા ઉત્પન્ન કરનાર, ઉક્ત તથા અનુક્ત પાપો, સમસ્ત વા વ્યસ્ત (પૃથક્) રૂપે જેઓ કરે તેવા, ત્રૈલોકયવિષે રહેલ, તથા ભૂત, ભવિષ્ય તથા વર્તમાન-કાલીન એવા જે પાપકારી પુરૂષો હોય, તે સર્વથી पापकृत्तमः–તે સર્વ પાપકારીઓ વડે કૃત પાપ, તે તુ એકલાજ વડે જો કરાય, તો તુ સર્વથી અધિક પાપકારી પુરૂષ છે એમ કહેવાય.

ज्ञानप्लवेन=પોતાનો આત્મા કૂટસ્થ, અસંગ તથા ચિત્સ્વરૂપે હોવાથી તેને વિક્રિયાનો અસંભવ હોય, એટલે 'હુ કર્મોનો કર્તા નથી' 'હુ તો કેવળ નિષ્ક્રિય છુ' આ રીતનું અવિક્રિય-પણાનુ જ્ઞાન, તે જ્ઞાન રૂપ તરણિ, (प्लव) તેના વડે, જ્ઞાન રૂપ નાવ વડે તુ સર્વ પાપોને તરી જઇશ, તો ભીષ્માદિનો વધ કરી જે પાપ પ્રાપ્ત થાય તે તરી શકાય તેમા શુ કહેવુ ? ૩૬

ભવ—મહામેરૂપર્વતનુ ઉલ્લંઘન કરનારને રેતીના કણ ઉલ્લંઘન કરવામા જેમ કાંઇ વિચાર કરવો ઘટેજ નહિ, તેમ અપાર પાપ રૂપ સમુદ્ર ને તું તરવાને સમર્થ હોય, તો તુને ભીષ્માદિના વધ-જન્ય પાપ રૂપ તલાવડીને તરવાનો વિચાર કરવો કેવળ અયોગ્ય છે, માટે ધર્માધર્મ તથા તેના કાર્ય-રૂપ મહાન્ સંસાર-અર્ણવને તરવાની તુને ઇચ્છા હોય, તો તુંને કેવળ જ્ઞાન

સંપાદન કરવું યોગ્ય છે; જ્ઞાન વડેજ વિદ્વાન્ પુરુષ 'ગ્રન–કોટિ કલ્પ વિષે ઉપાર્જન કરેલ યાવત્ પાપને તરી શકે, વળી શ્રુતિ વિષે પણ કહ્યું છે 'नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति । બૃ૦ ૪ । ૪ । ૨૩ અર્થ—પાપ તેને તરી શકતું નથી, સર્વ પાપને તે તરી શકે છે,' આ વચનાનુસાર, સમુદ્ર તરવામાં જેમ નૌકાને બહુ સમયની અપેક્ષા ન હોય, તેમ પાપનું નિરાસન કરવામાં જ્ઞાનને બહુ સમયની અપેક્ષા ન હોય, કિંતુ તે જ્ઞાન એક ક્ષણમાજ સર્વ પાપનો વિધ્વંસ કરે છે એમ હવે 'यथा' ઇતિ મંત્રાર્થવડે દૃષ્ટાન્ત-સહિત ઉપપાદન કરે છે —

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

अन्व—(हे) अर्जुन, समिद्धः अग्निः यथा एधांसि भस्मसात् कुरुते तथा (समिद्ध ) ज्ञानाग्नि. सर्व कर्माणि भस्मसात् करोति ॥ ३७॥

અ—હે અર્જુન, સળગાવેલો અગ્નિ જેમ કાષ્ઠોને ક્ષણમાત્રમાં ભસ્મસાત્ કરે, તેમ નિરન્તર ધ્યાન તથા સમાધિ આદિવડે પ્રવર્તિત થયલ જ્ઞાનાગ્નિ, સર્વ કર્મોને ભસ્મીભૂત કરે છે. ૩૭

વિ—समिद्ध=ક્ષુદ્ર કાષ્ઠોવડે પ્રજ્વલન કરવાથી પ્રવૃદ્ધિને પામેલો; एधांसि=કાષ્ઠોને, ज्ञानाग्नि=ઉક્ત લક્ષણવાળું જ્ઞાન, તે રૂપ અગ્નિ, सर्वं कर्माणि=પુણ્ય તથા પાપવડે મિશ્રિત યાવત્ કર્મોને, અથવા (૨) પ્રારબ્ધ કર્મો જે કેવળ ભોગવડે નાશ થવાને યોગ્ય હોય તે વિનાના, જ્ઞાન ઉત્પન્ન થાય તે પહેલાના તથા તે પછીના, તથા અનેક જન્મ વિષે સંચિત થયલા, આ રીતના સર્વ કર્મોને, भस्मसात् करोति=ક્ષણ માત્રમાં ભસ્મીભૂત કરે છે, જેમ આ સ્થાણુ છે એમ જ્ઞાન થવાથી, તે સ્થાણુના યથાર્થ-સ્વરૂપને આવરણ કરનાર અજ્ઞાન નિવૃત્ત થવાની સાથે, તે સ્થાણુ વિષે, ચોર તથા ભૂતાદિનો જે ભ્રમ થયલ હોય તેનો તથા તે ભ્રમના કાર્યનો વિધ્વંસ થાય તે

રીતે, નિષ્ક્રિય બ્રહ્મ તથા આત્માનુ જ્ઞાન પ્રાપ્ત થવાથી, તે યથાર્થ જ્ઞાનને આવરણ કરનાર અજ્ઞાન નિવૃત્ત થવાની સાથેજ તેજ ક્ષણે વિદ્વાન્ પુરૂષને, તે અજ્ઞાન વડે ઉદ્ભૂત થયલ કર્ત્તા-પણાના ભ્રમનો વિધ્વંસ થઇ, તે ભ્રમ વડે પ્રભાવિત થયલ સર્વ કર્મ જલદીથી નિર્મૂલિત થાય છે, અર્થાત્ નિષ્ક્રિયરૂપ બ્રહ્માત્મત્વના વિજ્ઞાન વડે, વિદ્વાન પુરૂષને, કેવળ 'હુ સર્વદા નિષ્ક્રિય છું' આ રીતનુ વિજ્ઞાન સિદ્ધ થાય છે.

જ્ઞાન-નિવૃત્તિ તે જ કેવળ જ્ઞાનનુ કાર્ય હોય આમ કહેવુ યુક્ત ન હોય, કારણ કે ભ્રમાદિની નિવૃત્તિ પણ જ્ઞાનના કાર્યરૂપે પર્યવસાન પામે; એક ક્રિયાને અનેક કાર્યોનું કરવાં—પણુ જોવામા આવે જેમકે બ્રહ્માસ્ત્ર-પાત રૂપ એકજ ક્રિયાવડે રાવણના વક્ષ-સ્થળના ઉચ્છેદ, તેના પ્રાણનુ નિર્ગમન થવુ, તથા તેના દેહપાત રૂપ અનેક કાર્યો થાય છે

કર્મ માત્ર પણ અજ્ઞાનના કાર્યરૂપે હોવાનુ સિદ્ધ થતા, સંચિત કર્મોની પ્રમાણે અજ્ઞાન રૂપ મરણના નાશ લીધે પ્રારબ્ધ કર્મોની નિવૃત્તિ સિદ્ધ થાય એમ કોઇ કહે તો તે યોગ્ય ન હોય, કારણ કે જે કર્મની પ્રવૃત્તિ થઇ ચુકેલી હોય તે અવશ્ય ફળને આપે, એટલે પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ અનુપપન્ન હોય છે.

જેમ ભોજન ક્રિયાના પૂર્વ-ભાવિ તથા પશ્ચાદ્-ભાવિ અન્નનો ત્યાગ ઉપપન્ન હોય, તેમ ભોજન કરેલ અન્નનો ત્યાગ ઉપપન્ન ન હોય, કેમકે ભોજન ક્રિયાનુ ફળ પ્રવૃત્તિમાન્ હોય છે, આજ રીતે પ્રારબ્ધ કર્મ વિષે સમજવુ.

જ્યારે કાર્યનો સદ્ભાવ હોય ત્યારે કારણના સદ્ભાવનો અવશ્ય અંગિકાર કરવો ઘટે? આમ કહે તો તે પણ યુક્ત નહોય, કારણ કે કારણનો અભાવ હોય, તથાપિ કાર્યનો આભાસ દશ્યમાન હોય, એટલે તે નિયમની વ્યવસ્થા અસિદ્ધ હોય છે

મરુસ્થલી વિષે જળબુદ્ધિ નાશ પામે, તથાપિ ત્યા જળાભાસની પ્રતીતિ

પુનઃ થાય; સત્ય-પણાની બુદ્ધિનો અભાવ હોય, તથાપિ પ્રતિ-સ્થાયક આદિ વિષે વ્યવહાર-દૃષ્ટિ જોવામા આવે, તેમ દેહાદિ વિષે આત્મત્વ, અત્યત્વ, તથા મમત્વ આદિ બુદ્ધિનો અભાવ હોય, તથાપિ જ્ઞાની-પુરૂષ ને પણ કર્મ તથા તેના ફળનો આભાસ ઉપપન્ન હોય

આમ હોવાથી બ્રહ્મ-તત્ત્વ તથા આત્મ-તત્ત્વ કેવળ નિષ્ક્રિય હોય, આ રીતનો અનુભવ જ્યારે સમાધિના લીધે અ-પ્રતિબદ્ધ સ્વરૂપને પામે, ત્યારેજ અવિદ્યા વિશેષ રીતે નિમૂર્લિત થાય આમ કહેવુ યોગ્યજ છે; જો તેમ ન હોય તો 'આ ઘટ છે' આ રીતની ઉક્તિમાત્ર વડે તો, બ્રહ્મ-તત્ત્વને આવરણ કરનાર અજ્ઞાનના સદ્ભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય; તેથી 'આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મરૂપે છીએ,' આ રીતનું વિજ્ઞાન સિદ્ધ થાય, ત્યારેજ કાર્ય-સહવર્તમાન સર્વ અજ્ઞાન નિર્મૂલિન થાય એમ સિદ્ધ થાય છે.

અવ—રાજસૂય તથા અશ્વમેધ આદિ યજ્ઞોવડે, કન્યા આદિ દાનો વડે, તથા કૃચ્છ્, ચાંદ્રાયણ, આદિ તપો વડે સર્વ પાપોની નિવૃત્તિ સંભવે તો શમ, આદિ સાધન-પૂર્વક સર્વ પદાર્થોના પરિગ્રહ-ત્યાગ-મૂલક સંન્યાસાશ્રમને સંપાદન કરી, આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરવાનું શું પ્રયોજન હોય ? આમ કેઇ કહે તો તે યોગ્ય નથી; કારણ કે, ઔષધિની પ્રમાણે, જે પાપને ઉદ્દેશીને રાજસૂયાદિ યજ્ઞો કરવામાં આવે. તેજ પાપની તે યજ્ઞો વડે નિવૃત્તિ થાય; કિંતુ સંચિત, આગામિ તથા વર્તમાન આદિ અનેક પ્રકારનાં અનેક પાપો તેવડે નિવૃત્ત થાય નહિ; વળી તે યજ્ઞાદિ વડે કેવળ પાપની નિવૃત્તિ થાય, કિંતુ તે વડે અનેક જન્મને સંપાદન કરનાર પુણ્ય-કર્મોની નિવૃત્તિ થાય નહિ, તેથી ઉલટું આ પરમ પવિત્ર જ્ઞાન, તો પાપ, પુણ્ય તથા મિશ્રિત કર્મોના, તથા યાવત્ સચિત આદિ કર્મોના નાશનું પરમ કારણરૂપ હોય; આના જેવું બીજું કોઇ પરમ કારણ ન હોય, માટે મુમુક્ષુએ આ પ્રકારના જ્ઞાનને પ્રયત્ન-પૂર્વક સંપાદન કરવું યોગ્ય છે એમ હવે, 'નહિ' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે.—

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥

अन्व —हि ज्ञानेन सदृशं पवित्रम् इह न विद्यते । तत् ( महता ) कालेन योगसंसिद्धः ( सन् ) स्वयम् आत्मनि विन्दति ॥ ३८ ॥

અ—કારણ કે, 'આત્મા પોતે અવિક્રિય રૂપ છે,' આ રીતના જ્ઞાનની તુલ્ય અત્યન્ત શુદ્ધિકર એવું પરમ-પુરૂષાર્થનું અન્યકોઇ ઉત્તમ સાધન આ લોક વિષે વિદ્યમાન ન હોય, આ રીતનુ જ્ઞાન, મહાન્ યોગની સસિદ્ધિ પ્રાપ્ત થતા, પોતાની મેળે અન્તઃકરણ વિષે પ્રાપ્ત થાય છે. ૩૮

વિ-हि=કારણ કે 'આત્મા અવિકારી છે,' આ રીતનું આત્મ-જ્ઞાન, ભિન્ન ભિન્ન યોનિઓ વિષે, નાના પ્રકારના જન્મ મરણ આદિ મહાન્ દુ:ખ પરમ્પરાને પ્રાપ્ત કરનારા, પુણ્ય તથા પાપથી મિશ્રાત્મક, અનેક કલ્પ-શત વિષે સમોપાર્જિત, સઘળાં કર્મોને સમૂળગા ઉન્મૂલીત કરે, એટલે; ज्ञानेन सदृश= ઉકત ધર્મવાળા જ્ઞાનની તુલ્ય· पवित्रम्= અત્યન્ત શુદ્ધિકર ( પરમ-પુરૂષાર્થ રૂપ મોક્ષનુ ઉત્તમ સાધન ) इह= આ લોક વિષે તથા શાસ્ત્ર વિષે न विद्यते= વિદ્યમાન ન હોય.

तात्पर्य= આત્મ-જ્ઞાનના જેવુ શુદ્ધિનું અર્થાત્ મુક્તિનું કારણ, આ લોક તથા લોકાન્તર વિષે સભવે નહિ.

कालेन= મહાન્; દીર્ઘ योगसंसिद्ध·= જ્ઞાન-યોગ વડે (योगेन) નિત્ય, નિરતર તાત્પર્ય-પૂર્વક અર્થાત્ તપગાયુ-પૂર્વક સમાધિ-નિષ્ઠ થઇ, સર્વ બાહ્ય વાસનાઓ નિ:શેષ રીતે વિનષ્ટ થવે, સસિદ્ધિને પ્રાપ્ત કરી, (संसिद्धः) અર્થાત્ પ્રતિબધ-સહવર્તમાન, યાવત્ વાસનાઓ સમ્યક્-પ્રકારે વિનષ્ટ થતા; आत्मनि= પોતાના અંતઃકરણ વિષે જ;

तात्पर्य —યોગ-સસિદ્ધિ લીધે, અનાદિ કાળની અવિદ્યા તથા તેના કાર્ય-ભૂત યાવત્ પ્રપચનો વિનાશ કરે તે પ્રકારનુ આ જ્ઞાન, શ્રવણાદિ

સાધન-સંપન્ન અધિકારી યોગી-પુરુષને પોતાના અંતઃકરણ વિષે પ્રાપ્ત થઇ, અર્થાત્ 'આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મરૂપે છીએ,' આ રીતની અ-પ્રતિબદ્ધ બ્રહ્મમય બુદ્ધિનો, પોતાની બુદ્ધિ વિષે જ ઉદય થાય છે ૩૮

અવ—આ રીતે જ્ઞાનના માહાત્મ્યનું તથા તે કયા પ્રકારે સિદ્ધ થાય તે પ્રતિપાદન કરી, હવે તે જ્ઞાનયોગ સિદ્ધ કરવાના અંતરંગ સાધનોનું 'શ્રદ્ધાવાન્' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।

ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

अ॰व—श्रद्धावान् संयतेन्द्रियः तत्परः (यतिः) ज्ञानम् लभते ज्ञानं लब्ध्वा (ब्रह्मवित् यतिः) अचिरेण (एव) परां शान्तिम् अधिगच्छति ॥ ३९ ॥

અ—જે યોગી-પુરુષ શ્રદ્ધા-યુક્ત હોય, જેણે યાવત્ ઇન્દ્રિયોને વિષયો તરફ ગમન કરતા નિયમિત કરેલી હોય, અને જે કેવળ બ્રહ્મ-પરાયણ હોય, તે આ પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરે, અને તે આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી વિદેહ-મુક્તિને પ્રાપ્ત કરે છે ૩૯

વિ— શ્રદ્ધાવાન્= 'तत्त्वमसि છાં ૬-૯-૪ અર્થ -તે તું જ છો' આ શ્રુતિ વડે બ્રહ્મ-તત્ત્વ તથા આત્મ-તત્ત્વનું એક-પણું કહેલું છે તે જ એક-પણાનો ગુરુ ઉપદેશ કરે છે, આ રીતે શ્રુતિ-વાક્ય તથા ગુરુની ઉક્તિ વિષે 'अस्तीत्येवोपलब्धव्य. કઠ૦ ૨-૬-૧૩ અર્થ -અસ્તિત્વ રૂપે જ જે ઉપલબ્ધ થવાને યોગ્ય હોય' આ શ્રુતિ અનુસાર સત્ય-પણાની બુદ્ધિ, (શ્રદ્ધા) આ રીતની કાંઇ પણ વ્યભિચાર વિનાની શ્રદ્ધા જેને હોય તે,

તાત્પર્ય=મુમુક્ષુએ અવશ્ય શ્રદ્ધાવાન્ થવું ઘટે, તેમ ન હોય તો

'કાઇ પણ વસ્તુ નથી' આ રીતની નાસ્તિકતા પ્રસક્ત થાય, માટે પ્રયત્ન-પૂર્વક શ્રદ્ધા સંપાદન કરવી.

શ્રદ્ધાવાન્ હોય તથાપિ જો કોઇ બહિર્મુખ હોય તો તેને જ્ઞાન સિદ્ધ ન થાય, માટે મુમુક્ષુએ બહિર્મુખતાથી રહિત થવુ અવશ્ય જરૂરનુ હોય એમ હવે 'સંયતેંદ્રિય' ઇતિ પદ વડે બોધ કરે છે—

સંયતેંદ્રિય = તે તે વિષયો વિષે, અપ્રવર્તિત હોય (સંયત) ઉભય પ્રકારની ઇન્દ્રિયો જે પુરુષ વડે તે,

તાત્પર્ય —યોગી-પુરુષને, સંયતેન્દ્રિય-પણું પોતાના ધર્મ રૂપે સદા હોવુ જોઇએ, જે બહિ-પ્રવૃત્તિથી રહિત હોય, તેવા યોગીને જ જ્ઞાન સિદ્ધ હોય, અને તે જ પ્રકારે ઇન્દ્રિયોનુ સંયમન કરવાથી, સિદ્ધ થયેલ જ્ઞાનનુ રક્ષણ કરવુ ઘટે, જ્ઞાન સિદ્ધ કરવાનો તથા તેનુ રક્ષણ કરવાનો આ વિના અન્ય કોઇ માર્ગ ન હોય

આ રીતે ભલે શ્રદ્ધાળુ-પણુ તથા સંયતેન્દ્રિય-પણુ સિદ્ધ હોય, તથાપિ જો અંદરથી વિષયોનુ ધ્યાન કરે તો યોગીને જ્ઞાન સિદ્ધ ન હોય, માટે વિષય-ધ્યાનથી અવશ્ય રહિત થવુ જોઇએ એમ 'તત્પર' શબ્દ વડે બોધ કરે છે—

તત્પર = તે વૃત્તિને અંદર તથા બ્હારથી કેવળ બ્રહ્માકાર રૂપે સંપાદન કરવા જેનુ ચિત્ત સર્વદા આસક્ત હોય તેવો,

બ્રહ્માકાર-વૃત્તિ-પરાયણ-પણુ તે જ મોક્ષ પ્રાપ્તિનુ અસાધારણ કારણ હોય, તેના વડે જ સર્વ વિપરીત પ્રકારની પ્રતીતિઓ નાશ પામે, તેમજ યાવત્ અનાત્મ-વાસનાઓ પણ નિર્મૂળ થાય, અને કાઇ પણ પ્રતિબંધ વિનાનુ શુદ્ધ બ્રહ્મ જ્ઞાન સિદ્ધ થાય, માટે જે યોગી કેવળ મોક્ષની કામના-વાળો હોય, તેને તો તે જ બ્રહ્માકાર-વૃત્તિ સંપાદન કરવી ઘટે

તાત્પર્ય —આ રીતે પૂર્વોક્ત 'શ્રદ્ધાવાન્' ઇત્યાદિ ત્રણે વિશેષણો વડે નિયત રીતે જે સંપન્ન હોય, તેજ યોગી-પુરુષ 'હુ કેવળ બ્રહ્મરૂપે છું' આ રીતનુ અ-પ્રતિબદ્ધ આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરે; કિંતુ અન્ય કોઇ

વિદ્વાન્ પુરુષે ભલે વેદાંતનું સો વાર શ્રવણ કરેલ વા કરાવેલ હોય, તથાપિ તેને આ પ્રકારનું આત્મ-જ્ઞાન પ્રાપ્ત ન હોય.

अचिरेण=ઉત્તર-ક્ષણ વિષે; જ્ઞાન પ્રાપ્ત થયા પછી તરતજ शांतिम्= વિદેહાત્મક-મુક્તિ; अधिगच्छन्ति પ્રાપ્ત કરે છે.

આ રીતે શ્રદ્ધાળુ-પણુ, સંયતેંન્દ્રિય-પણું તથા તત્પરાયણના આદિ સાધન-સંપત્તિ વડે, તથા દીર્ઘકાલ પર્યંતની તથા નિત્ય નિરંતરરૂપ બ્રહ્મનિષ્ઠા વડે જે પ્રાપ્ત થઈ શકે, 'તથા જેના વડે આ જગત તથા હું પોતે કેવળ બ્રહ્માત્મકરૂપે છઇએ ' આ રીતની બ્રહ્માકાર-બુધ્ધિ પ્રાપ્ત થાય તેવું જ્ઞાન પ્રાપ્ત કરી, બ્રહ્મવેત્તા યોગી-પુરુષ, જ્ઞાન પ્રાપ્ત થયા પછીની ઉત્તર-ક્ષણ વિષેજ, સંશય, તથા વિપરીત-ભાવના આદિથી નિર્મુક્ત એવા જ્ઞાનના આભાસ વડે જે આભાસિત હોય, તેની સ્વાભાવિક-સ્વરૂપવાળી અવિદ્યા તથા તેના કાર્ય-ભૂત જગદાભાસથી રહિત, નિરતિશય સુખાત્મિક, બ્રહ્માત્મ-સ્વરૂપ વિદેહાત્મક મુક્તિ-ને પ્રાપ્ત થાય છે ૩૯

શ્રવ-' ब्रह्मविदाप्नोति परं ' તૈ૦ ૨-૧-૧ ज्ञात्वा देवं मुच्यते सर्वं पाशैः ' શ્વે. ૨-૧૫ ' ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ' શ્વે૦ ૪-૨૪ ' तमेव विदित्वातिमृत्युमेति ' શ્વે૦ ૬-૧૫ 'यएतद्विदुरमृतास्तेभवन्ति' શ્વે ૩-૧૩ ये विदुर्यान्ति ते परं ' ततोमांतत्त्वतोज्ञात्वा विशते तदनन्तरम् ' ગી. ૧૮-૫૫ ब्रह्मविन्मुक्तो भवति ज्ञानवत्त्वाद्वामदेवादिवत अर्थ—બ્રહ્મવેત્તા હોય તે પરબ્રહ્મ-તત્ત્વને પ્રાપ્ત થાય છે,' 'તે દેવ-સ્વરૂપ તત્ત્વને જાણી સર્વ પાશોથી મુક્ત થાય છે, 'તે શિવ-સ્વરૂપ અર્થાત્ કલ્યાણ રૂપ તત્ત્વને જાણી કેવળ મુક્તિ રૂપ શાંતિને પ્રાપ્ત થાય છે, ' 'તે તત્ત્વને જાણીનેજ મૃત્યુનું ઉલ્લંધન કરે છે', 'જેઓ આ તત્ત્વને જાણે છે તેઓ અમરરૂપ થાય છે,' 'જેઓ આ તત્ત્વને જાણે છે તેઓ પરમ-તત્ત્વને પ્રાપ્ત થાય છે,' તેથી તેઓ મને તત્ત્વ સ્વરૂપે જાણીને તે પરમ-તત્ત્વ વિષે તેઓ પ્રવેશ કરે છે,' 'વામદેવ આદિ મુમુક્ષુઓની પ્રમાણે જ્ઞાનવત્તા સીધે, બ્રહ્મ વેત્તા પુરૂષ મુક્ત થાય છે,' ઇત્યાદિ જ્ઞાન-શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિ વડે જે

અસિધ્ધ છે તેવા સમ્યગ્જ્ઞાન વડે જ મોક્ષ સિદ્ધ થાય, માટે તે મોક્ષની પ્રાપ્તિ અર્થે, જે કેવળ મોક્ષાર્થિ હોય તેવા બ્રાહ્મણે, આત્મ-જ્ઞાન સંપાદન કરવા વિષે અશ્રદ્ધા, વા સંશય, વા પ્રયત્નાભાવ કરવો ઘટે નહિ, અને જો કદાપિ તેમ કરે તો તેને મોક્ષ પ્રાપ્ત થાય નહિ એમ હવે 'अज्ञश्च' ઇતિ મંત્રવડે કથન કરે છે—

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

અન્વ—अज्ञः च अश्रद्दधानः च संशयात्मा (च) विनश्यति ।
संशयात्मनः अयं लोकः न अस्ति परः (अपि च) न
अस्ति सुखं (च) न (अस्ति) ॥ ४० ॥

અ—જેને મોક્ષશાસ્ત્ર વિષે અજ્ઞાત કહે છે, અર્થાત્ જેને આત્મ-જ્ઞાન સંપાદન થયું ન હોય, જે શ્રધ્ધા-શૂન્ય તથા મંશયાત્મક હોય, તે કદાપિ મુક્તિ પામે નહિ; તે જ્ઞાનના ફળથી ભ્રષ્ટ થાય; મંશયાત્મક પુરૂષને, મુક્તિ તો પ્રાપ્ત ન હોય, તથાપિ ભાવિ-જન્મ વિષે આ માનુષ-લોક પ્રાપ્ત થાય નહિ; સ્વર્ગ પણ તેને પ્રાપ્ત ન હોય, તેમજ વિષય સુખ પણ તેને પ્રાપ્ત થાય નહિ. ૪૦

વિ—જે મુમુક્ષુ મોક્ષાર્થે, સર્વ કર્મોનો સંન્યાસ કરી, મોક્ષનાં કારણ-ભૂત શ્રવણ આદિ વિષે, શ્રવણ આદિના કારણ-ભૂત ગુરૂ-શુશ્રૂષા, શમ, દમ, તથા તિતિક્ષાની તત્પરતા સિધ્ધ કરવા પ્રયત્ન ન કરી આત્મ-જ્ઞાન સંપાદન ન કરે. તેવા પુરૂષનેજ આંહી મોક્ષ-શાસ્ત્ર વિષે 'अज्ञः' કહે છે.

વળી જેને કર્મ-સંન્યાસ વિષે, વેદાંત-શ્રવણ આદિ વિષે, ગુરૂ તથા મોક્ષ વિષે, તથા, 'જ્ઞાનવડે મોક્ષ પ્રાપ્ત થાય' આ ગીતાના વાક્યાર્થ વિષે અવિશ્વાસ હોય તેવા શ્રદ્ધા-શૂન્ય પુરૂષને 'अश्रद्दधानः' કહે છે.

વળી 'अपाम सोमममृता अभूम' 'दक्षिणावन्ता अमृत भजन्ते' 'સોમ-પ્રાશન કરી અમો અમર થયા' 'જેઓ દક્ષિણા આપે તે યજમાનો અમરપણાને પ્રાપ્ત કરે છે' ઈત્યાદિ વાક્યોવડે કર્મો મુક્તિના હેતુભૂત હોય એમ પ્રતિપાદન કરેલું છે, વળી 'तरति शोकमात्मवित्' છા ૭-૧-૩ 'ज्ञानात्तु कैवल्यम् कर्मणा बध्यते जन्तुर्विद्यया तु विमुच्यते' મ.ન્યાસ ઉ ૮૮ અર્થ —આત્મ-વેત્તા હોય તે શોકને તરી શકે છે' 'કેવળ આત્મ-જ્ઞાન વડે જ કૈવલ્ય-મુક્તિ પ્રાપ્ત થાય છે'-'કર્મવડે પ્રાણી બદ્ધ થાય અને જ્ઞાનવડે તો તે વિમુક્ત થાય છે' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ-વાક્યો વડે જ્ઞાનવડે મુક્તિ પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન કરે છે, આમ હોવાથી, કર્મ વા જ્ઞાન વડે મુક્તિ પ્રાપ્ત થાય? આ રીતનો સંશય ચિત્ત વિષે (आत्मनि) જેને હોય તેવા પુરૂષને 'संशयात्मा' કહે છે, विनश्यति-જ્ઞાન-ફળથી ભ્રષ્ટ થાય છે, અર્થાત્ કદાપિ મુક્તિને પ્રાપ્ત થાય નહિ

જે મુમુક્ષુ સંશય-વાન્ હોય તેણે સર્વ શાસ્ત્રોનું સમ્યક્ પ્રકારે અધ્યયન કરેલ હોય તથાપિ તે સંશય રૂપ ગ્રહ વડે ગ્રસ્ત હોવાથી મુક્તિને પ્રાપ્ત થાય નહિ

આ રીતે ઉપર્યુક્ત ત્રણે પ્રકારના પુરૂષો જ્ઞાન-શૂન્ય હોવાથી તેમને મુક્તિ અસિદ્ધ હોય એમ પ્રતિપાદન કરી, તે ત્રણે મધ્યે સંશયાળુ પુરૂષ ને અધિક દોષ પ્રસક્ત થાય તેથી 'नायम्' ઇતિ ઉત્તરાર્ધ-મંત્ર વડે સંશયાળુ પુરૂષની ગતિનું વિશેષ નિરૂપણ કરે છે—

संशयात्मन -પાપિષ્ઠ પુરૂષને, अय लोक -આ માનુષ લોક, पर — સ્વર્ગ લોક

જે પાપિષ્ઠ પુરૂષ હોય તેને માત્ર મુક્તિ તો અસિદ્ધ હોય, એટલું જ નહિ કિંતુ ભાવિ-જન્મ વિષે તેને આ માનુષ-લોક, તેમજ સ્વર્ગ-લોક સિદ્ધ ન હોય, મહાપાપથી સમુદ્‌ભૂત થતો એવો કેવળ સંશયજ, પુરૂષને

સર્વ અનર્થ-સિદ્ધિના બીજરૂપ હોય, તેથી આ કર્મ મને અવશ્ય કર્તવ્યરૂપ હોય ? આ કર્મવડે હું તરી શકીશ ? આ રીતે વૈદિક કર્મવિષે સર્વત્ર શ્રદ્ધાનો અસંભવ હોવાથી, શ્રદ્ધાથી રહિત થઇને કરેલા કર્મોને ફળદાન આપવાને આત્મ-સામર્થ્યનો અસંભવ હોય, એટલે તે તે લોકની પ્રાપ્તિનો અભાવ હોય તે ઉપપન્ન છે.

વળી આ રીતના સંશયાળુને વિષય-સુખ પણ સિદ્ધ ન હોય, કારણ કે તેવા પુરૂષને પોતાના આહાર આદિ પદાર્થો વિષે પણ સંશય સંભવે; આમ હોવાથી સંશયાળુ પુરૂષ, આ નરલોક તથા પરલોકથી તથા તે તે લોકોના સુખથી પણ કેવળ દૂરીભૂત થાય છે

તાત્પર્યઃ-આ રીતે, મુમુક્ષુ યોગી-પુરૂષે આત્મન-પણું, કર્મ-સંન્યાસ, ગુરૂ, તથા વેદાન્ત-શ્રવણ આદિ વિષે શ્રદ્ધાળુ-પણું, તથા સર્વત્ર નિઃસંશય-પણું પ્રયત્ન-પૂર્વક અવશ્ય સંપાદન કરવું યોગ્ય છે એમ સૂચિત થાય છે. ૪૦

અવ—આમ હોય તો સર્વ અનર્થના હેતુ-ભૂત સંશયની નિઃશેષ રીતે નિવૃત્તિ કયા પ્રકારે સિદ્ધ થાય ? આ રીતની આકાંક્ષા પ્રત્યે, શ્રુતિ તથા યુક્તિ વડે જે સમ્યક્-પ્રકારે ઉત્પન્ન થાય તે રીતના બ્રહ્માત્મૈક-પણાના વિજ્ઞાન વડેજ આ સંશયનો વિચ્છેદ થાય, અને અન્ય કોઇ પ્રકારે તેનો વિચ્છેદ ન થાય આમ સૂચન કરી, પર તથા અવર-બ્રહ્મ તથા આત્મ-તત્ત્વની એકતાના વિજ્ઞાનવડે કેવળ સર્વ સંશયનો કેવળ વિચ્છેદ થવાથી જ, બ્રહ્મ-વેત્તા પુરૂષ કર્મોવડે નિબંધ ન થાય એમ હવે "યોગ" ઇત્યાદિ મંત્રવડે કથન કરે છેઃ—

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥

अन्व—(हे) धनंजय, ज्ञानछिन्नसंशयम् (अत एव) योगसंन्यस्तकर्माणम् आत्मवन्तम् कर्माणि न निबध्नन्ति ॥ ४१ ॥

અ૦ હે ધનંજય ?, જ્ઞાનવડે જેના સંશયો સમ્યક્ પ્રકારે છિન્ન થયલા હોય, સર્વ–બ્રહ્મદર્શન વડે યુક્ત થઇ જેણે સર્વ કર્મનો પરિત્યાગ કરેલો હોય તેવા અ–પ્રમત્ત વા તેવા બ્રહ્મ–વેત્તા પુરૂષને, કોઇ પણ કર્મ બંધન કારક થાય નહિ. ૪૧

વિ૦—ज्ञानसञ्छिन्नसंशयम्=પર તથા અવર બ્રહ્મ–તત્ત્વનું અખંડ એકરસ–પણા રૂપે સંદર્શન કરવું, તે સંદર્શન રૂપ જે જ્ઞાન, તેના વડે નિરન્તર સમાધિ-નિષ્ઠાથી જે અ-પ્રતિબદ્ધ ભાવના નિષ્પન્ન થાય તેના વડે, (જ્ઞાનેન) મોક્ષ કર્મવડે વા જ્ઞાનવડે સિદ્ધ થાય ? જ્ઞાન પરોક્ષ વા અપરોક્ષ હોય ? મોક્ષ જ્ઞાનવડે સિદ્ધ હોય વા નહિ ? ઇત્યાદિ સંશયો નિઃશેષ-પૂર્વક નિર્મૂલિત ( संच्छिन्न ) થયેલ હોય જેને તેવા પુરૂષને;

योगसंन्यस्तकर्माणम् =सर्व मिदं महं च ब्रह्मैव અર્થઃ—આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપે છીએ,' આ રીતનું સર્વ જગત્ તથા પોતાના આત્માનું કેવળ બ્રહ્મસ્વરૂપે દર્શન, તે રૂપ યોગ, ( योग ) તે વડે વિશિષ્ટ -થયલ હોય, અર્થાત્ અત્યંત રીતે અસ્ત–ભૂત થયલા હોય (सम्यक्+अस्तानि= समस्तानि) વા બ્રહ્મ-તત્ત્વ વિષે બ્રહ્મસ્વરૂપે લય પામેલાં હોય. સંચિત તથા આગામિયાવત્ કર્મો જેનાં તેવા પુરૂષને; आत्मवन्तम् =પ્રમાદ રહિત; અથવા ( ૨ ) કેવળ આત્મ-તત્ત્વજ, બહાર તથા અંદર સર્વત્ર બુદ્ધિ-વૃત્તિ ના વિષય રૂપે જેને હોય, અને આત્મા શિવાય અન્ય કોઇ વસ્તુ જેની વૃત્તિના વિષય રૂપે ન હોય તેવા બ્રહ્મ-વેત્તાને;

જેના સંશયો જ્ઞાન વડે સંચ્છિન્ન થયેલા હોય, તેજ પુરૂષ જ્ઞાનયોગ વડે સર્વ કર્મનો સંન્યાસ કરવાને સમર્થ હોય;

कर्माणि=સ્વપ્નવત્ આભાસરૂપ કેવળ શરીરયાત્રા રૂપ પ્રયોજનવાળાં દેહ–ચેષ્ટા રૂપ કર્મો; न निबध्नन्ति=સર્વ કર્મો યોગાગ્નિ વડે નિર્દગ્ધ થવાથી નિર્વીર્ય રૂપ થયે બંધન રૂપ થાય નહિ, અર્થાત્ શુક્તિ દૃષ્ટિવડે જેમ

રજત-પ્રતીતિનો વિનાશ થાય, તેમ બ્રહ્મ-દષ્ટિના લીધે સર્વ કર્મો વિનાશ પામે,

તાત્પર્ય —આ રીતે કર્મોનું અબન્ધક-પણુ સિદ્ધ થાય તે માટે બ્રહ્મ-વેત્તા યોગી-પુરુષોએ કેવળ બ્રહ્મ-દષ્ટિએ સર્વ કર્મોનો પરિત્યાગ કરવો યોગ્ય હોય એમ સૂચન કરેલું છે ૪૧

અવ-જેમ બ્રહ્મ-વિત્તમ પુરુષ, પોતીકા સંશયો આત્મ-જ્ઞાનવડે સચ્છિન્ન થવાથી યોગ-બુદ્ધિ વડે સર્વ કર્મોનો પરિત્યાગ કરતો સતો, કર્મ-બન્ધથી નિર્મુક્ત થાય, તેમ તું પણ ત્હારા સંશયો જ્ઞાન વડે સચ્છિન્ન થયે, યોગબુદ્ધિ-પૂર્વક કર્મોનો સંન્યાસ કરતો સતો કર્મનિષ્ઠ થા એમ હવે '-तस्मात्' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः
छित्त्वैनं सशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

अन्व—तस्मात् ( हे ) भारत, ( त्वं ) अज्ञानसमूत आत्मन हृत्स्थ एवम् सशय ज्ञानासिना छित्त्वा उत्तिष्ठ योगम् आतिष्ठ ॥४२॥

શ—સંશયવાન્ પુરુષ તે સંશય રૂપ દોષના લીધે જ, કર્મ તથા જ્ઞાન-યોગ, આ ઉભય મધ્યે એકેની પ્રવૃત્તિ કરે નહિ તેથી તે પોતે ઉભય-ભ્રષ્ટ થાય, માટે હે ભારત, તું અજ્ઞાન જન્ય ત્હારા ચિત્તવિષે રહેલ એવા આ સંશયનું જ્ઞાન રૂપ તરવાર વડે છેદન કરી ઉભો થા, અને કર્મ-યોગનું સેવન કર ૪૨

ત્રિ—तस्मात्=સંશયવાન્ પુરુષ કેવળ પોતાના સંશય-દોષ લીધે કર્મ યોગ તથા જ્ઞાન-યોગ, આ ઉભય મધ્યે એકેની પ્રવૃત્તિ કરે નહિ તેથી પોતે ઉભય-ભ્રષ્ટ થાય, તેથી, अज्ञानसंभूत=પોતાના આત્માનું અવિક્રિય બ્રહ્માત્મરૂપે અદર્શન, તે રૂપ જે અજ્ઞાન, તેથી ઉત્પન્ન થયેલ आत्मन हृत्स्थ=

પોતાના ચિત્ત-ગત; સંશય=મોક્ષનું સાધન જ્ઞાન હોય, કિંવા અન્ય કાંઇ હોય ? જ્ઞાન પરોક્ષ રૂપ વા અપરોક્ષ રૂપ હોય ? જ્ઞાન વડે અવિદ્યા, તથા તેના યાવત્ કાર્યોની નિઃશેષ-પૂર્વક નિવૃત્તિ થાય વા નહિ ? ઇત્યાદિ લક્ષણ-વાળા સંદેહને, ज्ञानासिना=' હું કેવળ બ્રહ્મરૂપે છું,' આ રીતની નિર્વિકાર, અદ્વિતીય પર-બ્રહ્મતત્ત્વ વિષે પોતાની અ-પ્રતિબદ્ધ આત્મ-પ્રતીતિ રૂપ તરવારે, તેનાવડે एनम्=નિરૂક્ત લક્ષણવાળો આત્મ-નાશક સંશય; તેને. योगम् आतिष्ठ=કર્મ-યોગનું સમાચરણ કર; અર્થાત્ તું યુદ્ધ કર. ૪૨

ઇતિ ચતુર્થ અધ્યાય સંપૂર્ણ.

---

# પંચમોऽધ્યાય



અવ—' કર્મવિષે જે અકર્મ-દર્શન કરે' (૪-૧૮) આ રીતે આરભ કરી કર્મ-સન્યાસનો ઉપક્રમ કર્યો, 'જ્ઞાનાગ્નિ વડે જેણે કર્મોને દહન કરેના હોય ' (૪-૧૯) ' જે કેવળ શારીરિક કર્મો કરે ' (૪-૨૧) ' જે પ્રારબ્ધ વશાત્ પ્રાપ્ત થયના અન્નાદિવડે પરિતૃપ્ત રહેતો હોય (૪-૨૨) ' હે પાર્થ, સર્વ કર્મ નિ શેષ રીતે જ્ઞાન વિષે પરિસમાપ્ત થાય છે (૪-૩૩) ' જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મી-ભૂત કરે છે' (૪-૩૭) 'જ્ઞાનયોગ વડે જેણે સર્વ કર્મનો સન્યાશ કરેલો હોય તેને ' (૪-૪૧) આ રીતના વાક્યોવડે, બ્રહ્મનિષ્ઠ બ્રહ્મ-વેત્તાને કેવળ કર્મ-સન્યાસ કર્તવ્યરૂપે હોય એમ પ્રતિપાદન કર્યુ

હવે પાચમો અધ્યાય આરભાય છે, તે વિષે, કર્મ-સન્યાસ તથા કર્મ-યોગ, આ ઉભય એક પુરૂષને એકીવખતે અનનુષ્ઠેય હોય આ ઉભયનુ અનુક્રમે અ- પવ્હિત તથા વ્યવહિત સાધનરૂપે મોક્ષાર્થે ઉપયોગિ-પણુ હોય આ ઉભયનુ ફળ એકજ પ્રકારનું હોય તથાપિ તે (અનુક્રમે) સાધ્ય તથા સધાનરૂપે હોવાથી તેમનુ પૂર્વાપર હોવાપણુ હોય, તથા કર્મરૂપ સાધનવડે સાધ્યરૂપ જ્ઞાન સમ્યક્ પ્રકારે પ્રાપ્ત થાય ત્યારે બ્રહ્મ-વેત્તાને કર્મ-સન્યાસ અવશ્ય કર્તવ્યરૂપ હોય, ઇત્યાદિ અર્થોનું નિરૂપણ કરેલુ છે

તેના આરભ વિષે ' લોક-સંગ્રહનો પણ' (૩-૨૦) આ વાક્યાર્થવડે, વિદ્વાન્ પુરૂષને લોકોના કલ્યાણ અર્થે કર્મ કર્તવ્ય રૂપ હોય, એમ કહી કર્મ-યોગ-નો ઉપક્રમ કર્યો આ રીતનો ઉપક્રમ કરી, હુ પણ લોક-સગ્રહાત્મક કર્મ વિષે, પ્રવર્તુ છુ' (૩-૨૨) આમ કહી, તે કર્મ- માર્ગ વિષે સ-દષ્ટાતનુ વિધાન કર્યું, તદનન્તર ' ગુણો ગુણો વિષે પ્રવર્તે છે ( ૩-૨૮ ) આ રીતના ન્યાય પૂર્વક કર્મ-યોગનુ અનુષ્ઠાન કરવુ યોગ્ય હોય એમ કહી, તેની અનુષ્ઠાન-પ્રક્રિયાનુ સૂચન કર્યું , તદનન્તર ' આ રીતે જનકાદિ પૂર્વે થયના

જ્ઞાન-વૃદ્ધ પુરૂષોએ અનાદિકાલ પર્યંત પ્રવૃત્ત થયલ લોક-હિતાર્થનાં કર્મો કરેલાં' (૪-૧૫) આ વચન વડે આ કર્મ-યોગનું શિષ્ટ-પુરૂષો વડે અભ્યુપગત-પણું (સ્વીકાર) દર્શાવ્યું; વળી તેજ કર્મ-યોગ વિષે 'તેથી તું કેવળ કર્મ યોગનું સેવન કર' (૪-૧૫) 'તું ઉભો થઇને કર્મ-યોગનું સેવન-કર' (૪-૪૨) આ વચનો વડે કર્મ-યોગનો સંન્યાસ-સહવર્તમાન ઉપદેશ કર્યો; તેથી કર્મ સંન્યાસ અને કર્માનુષ્ઠાન, આ ઉભય એકી વખતે કર્તવ્ય રૂપે પ્રાપ્ત થવાથી, ઉન્મીલન તથા નિમીલન પ્રમાણે અન્યોન્ય વિરોધ થાય, માટે એક પુરુષ વડે એકી વખતે આ ઉભય માર્ગનું સેવન થઇ શકે નહિ; એટલે ઉભયમાથી એક કર્તવ્ય હોવાથી, તે ઉભયમાથી જે શ્રેષ્ઠતર તથા પરમ પુરૂષાર્થને સિદ્ધ કરનાર હોય તેનો નિર્ણય કરી, તે એકજ માર્ગનું સેવન થઇ શકે એમ આશયથી, આ ઉભયમાથી કયો માર્ગ શ્રેષ્ઠરૂપે હોય? તે જાણવાની જીજ્ઞાસાથી યુક્ત થઇ, આ કર્મ-સંન્યાસ તથા કર્મ-યોગ તે ઉભય મધ્યે શ્રેષ્ઠતર હોય તેનું મને કથન કરો એમ અર્જુન પ્રશ્ન કરે છે.

અર્જુને જે પ્રશ્ન કરેલો તે, વિદ્વત્કર્તૃક, વા અવિદ્વત્કર્તૃક, વા ઉભય-કર્તૃક કર્મ-સંન્યાસ તથા કર્મ-યોગને ઉદ્દેશીને કરેલો? આ રીતની શંકા વાદી કરે તો તે વિષે કહીએ છીએ.

આ ત્રણ પક્ષ મધ્યે આદ્ય પક્ષ સિદ્ધ ન હોય; નિરન્તર સમાધિ-નિષ્ઠ હોવાથી જે સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થાય તેના વડે ' હું કેવળ બ્રહ્મરૂપે છું ' એ રીતે નિષ્ક્રિય પર-બ્રહ્મતત્ત્વ વિષે આત્મ-ભાવને પ્રાપ્ત કરી, સદા કેવળ બ્રહ્મસ્વરૂપેજ સ્થિતિ કરે તેવા બ્રહ્મ-વેત્તાને તેનાથી વિપરીત પ્રકારની અજ્ઞાન-મૂલક અનાત્મતા સાથે તાદાત્મ્યતાને અસંભવ હોવાથી, કેવળ અહંકાર-મૂલક કર્મ-યોગ કોઇ પણ પ્રકારે સિદ્ધ ન હોય; પોતાને વિરોધવાળો સમ્યગ્જ્ઞાન રૂપ સૂર્ય વિલાસ પામેલો હોય, ત્યારે અન્ધકાર રૂપ અજ્ઞાનની સ્થિતિ અનુપપન્ન હોવાથી વિદ્વાન પુરૂષને અનાત્મ વસ્તુ સાથે, તાદાત્મ્યતા કદાપિ સંભવે નહિ; અને તે રીતની અનાત્મ-તાદાત્મ્યતાનો અસંભવ

હોવાથી, તેના કારણ-ભૂત અહંકારનો અસંભવ હોય, એટલે કેવળ કર્મ-યોગ જે અહંકારના નિબન્ધન રૂપે હોય, તે સ્વપ્ને પણ સંભવી શકે નહિ;

જેમ જાગૃત-દશાવાન્ પુરૂષને સ્વપ્નના પદાર્થો સાથે સંબધ ન હોય, તેમ ખરેખર બ્રહ્મવિદ્યા વિષેજ જાગ્રત રહેનાર બ્રહ્મવેત્તાને, અનાત્મ-તાદાત્મ્ય તથા તેના કાર્ય સાથે સંબધ સંભવે નહિ; અને જો તેનું અનાત્મ-તાદાત્મ્ય સંભવે તો કૃતકૃત્યા-ભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય; કિંતુ 'તે બ્રહ્મ-તત્ત્વ તે હું છું' આ રીતે તે કૃતકૃત્ય થાય છે; વળી કૃતકૃત્યતા ભાવનો પ્રસંગ થાય તો 'જ્ઞાની પુરૂષને કોઇ પણ કર્મ કર્તવ્યતા-સિદ્ધ નથી' એ રીતનાં શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણોને અપ્રમાણતા તથા પ્રત્યક્ષ વિરોધ આવે;

વક્ર-કોટરત્વ આદિ ધર્મવાળો આ સ્થાણુ છે એમ જે પુરૂષ જાણે, તેને તે સ્થાણું વિષે આ ચોર છે એ રીતની પુનઃ ચોર-બુધ્ધિ, તથા તેના લીધે પલાયન-બુદ્ધિ સંભવે નહિ; તેમ પોતાનો આત્મા કેવળ બ્રહ્મ રૂપે છે આ રીતનું વિજ્ઞાન સિદ્ધ થવાથી બ્રહ્માનંદનો અનુભવ કરતા સતા, તથા સર્વ જગત્પ્રપંચને બ્રહ્મસ્વરૂપે જોતા સતા બ્રહ્મવેત્તાને, અનાત્મવસ્તુ સાથે તાદાત્મ્યાપત્તિ, કર્તા-પણાની બુદ્ધિ, કામના, તથા કર્મ વિષે પ્રવૃત્તિ કદાપિ સંભવે નહિ, તેથી અર્જુનનો પ્રશ્ન વિદ્વત્કર્તૃક (જ્ઞાની પુરૂષના કર્તા-પણાવાળો) કર્મ-સંન્યાસ તથા કર્મ-યોગને વિષય કરતો નથી.

એજ રીતે તૃતીય-પક્ષ પણ અસિદ્ધ છે; વિદ્વત્કર્તૃક અને અવિદ્વત્કર્તૃક કર્મ-સંન્યાસ તથા કર્મ-યોગ પરસ્પર વિરોધી હોવાથી તેને એક અધિકરણ-પણુ અનુપપન્ન હોય, એટલે આ પ્રશ્નનો અસંભવ જ હોય,

હવે ત્રીજો પ્રશ્નજ પરિશેષમા રહે; એટલે કે અવિદ્વત્કર્તૃક કર્મ-સંન્યાસ તથા કર્મ-યોગ આ ઉભયના એકી વખતે જ કર્તવ્ય-પણાનો પ્રસંગ પ્રાપ્ત થાય તે; કિંતુ આ ઉભય પરસ્પર વિરોધી હોય તેથી તે ઉભયનો સહ-પ્રયોગ ઘટે નહિ; તે ઉભય મધ્યે એક શ્રેષ્ઠતર છે એમ સિદ્ધ થાય ત્યારેજ મુમુક્ષુ, તે

એક શ્રેષ્ઠિતરનું સેવન કરી શકે, તેથી તે ઉભય મધ્યે શ્રેષ્ઠ કયો ? તે જાણવાની જીજ્ઞાસાથી 'सन्यास' ઇતિ મ ન વડે અર્જુન કથન કરે છે —

અર્જુન કહે છે:—

सन्यासं कर्मणां कृष्ण पुनर्योग च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

अन्व— (हे) कृष्ण, कर्मणां संन्यास शंससि पुन योगम् (अपि) च ( शससि अत एव) एतयो यत् एक श्रेय. सुनिश्चितम् तत् (एव) मे ब्रूहि ॥१॥

અ– હે કૃષ્ણ પૂર્વોક્ત વચનો વડે તું એક વખત અવશ્ય–અનુષ્ઠેય કર્મોના ત્યાગનુ કથન કરે છે, અને પુન કર્મ–યોગનુ કથન કરે છે, માટે આ ઉભય મધ્યે જે એક પ્રશસ્યતર સુનિશ્ચિત હોય તેનુંજ તું મને કથન કર ૧

વિ–પરમાત્મા સદા આનદરૂપ હોવાથી, તેને'કૃષ્ણ' એમ કહે છે, આહી કૃષ્ણ શબ્દ સબોધન વાચક છે सन्यास=વિધ્યુક્ત અવશ્ય–અનુષ્ઠેય કર્મોનો ત્યાગ, शससि=તુ કથન કરે છે, पुन=ભૂયોપિ, योग=કર્મયોગ વળી 'તું કેવળ કર્મોજ કર,' (૪–૧૫) 'તુ કર્મ–યોગનુ સમાચરણ કર' (૪–૪૨) આ વાક્યોવડે કર્મયોગનુ કથન કરે છે,

ક્રિયા, અધિકાર, સાધન–સપત્તિ, તથા આશ્રમના લીધે પણ સન્યાસ તથા કર્મ–યોગનું એક પુરુષવડે એક વખતે સેવન કરવુ અશક્ય હોય, તથાપિ તુ તે ઉભયનું એકી વખતે કર્તવ્ય રૂપે મને વિધાન કરે છે તેથી મને આ પ્રમાણે સશય પ્રાપ્ત થાય છે –

સંન્યાસ તથા કર્મ–યોગ, આ ઉભય વિષે આશ્રમ આદિ ભેદ લીધે વિરૂદ્ધપણું હોવાથી, એક પુરૂષને તેનુ એક વખતે સેવન કરવુ અશક્ય હોય. એટલે સંન્યાસ વા કર્મયોગ આ ઉભય મધ્યે કયો કર્તવ્યરૂપ હોય ? તે

ઉભય મધ્યે જે શ્રેય -સાધનભૂત હોય તે એકજ કર્તવ્યરૂપ હોય, કિંતુ કાંઇ ઉભય કર્તવ્યરૂપ ન હોય એમ જણાય છે, માટે આ ઉભયમધ્યે જે એક મોક્ષના સાધનરૂપે પ્રશસ્યતર હોવાનું સુનિશ્ચિત હોય, તે એકજ માર્ગનું મને કથન કર ૧

અવ—આ રીતે, કર્મ-સન્યાસ તથા કર્મ-યોગ, એક પુરૂષ વડે એકી વખતે અનુષ્ઠેય હોય એમ સિદ્ધ થાય, એટલે તે ઉભય મધ્યે એક શ્રેષ્ઠતર હોય એમ નિર્ણય કરવા અર્થે ' देशकालवयोवस्थाबुद्धिशक्त्यनुरूपत । धर्मोपदेशो भैषज्य वक्तव्य धर्मपारगे ॥ અર્થ -ધર્મ વિષે પારંગત થયલ પુરૂષોએ, દેશ, કાળ વય, અવસ્થા તથા બુદ્ધિશક્તિ અનુસાર ધર્મોપદેશ રૂપ ઔષધિનું કથન કરવું ' આ ન્યાયાનુસાર, હવે શ્રીભગવાન ' सन्याम इतिम ત્રાર્ધવડે, અધિક રીને અનુરૂપ ઉત્તરનું કથન કરે છે—

શ્રીભગવાન્ કહે છે—

संन्यासः कर्मयोगश्च निःश्रेयमकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

अन्व—सन्यास कर्मयोग च (तौ) उभौ (अपि) निःश्रेयसकरौ (तथा अविदुष) तयो तु कर्मसन्यासात् कर्मयोग विशिष्यते ॥ २ ॥

અ-સર્વકર્મ સન્યાસ તથા કર્મ-યોગ આ ઉભય મોક્ષના સાધનભૂત છે, તથાપિ અજ્ઞાની-પુરૂષને તો કર્મ-સન્યાસ કરતા કર્મ-યોગ જ વિશિષ્ટ રૂપ હોય ૨

વિ-સન્યાસ =બ્રહ્મતત્ત્વ વિષે પૂર્ણરૂપે સ્થિતિવાળો સન્યાસ બે પ્રકારનો હોય, એક નિર્વિકલ્પ-સમાધિરૂપ તથા બીજો સવિકલ્પ-સમાધિરૂપ, જેમા ચિત્ત બહિ-ર્મુખતાથી રહિત થઇ બ્રહ્મતત્ત્વ વિષે, કેવળ બ્રહ્માત્મસ્વરૂપે

સ્થિતિ કરે તેને નિર્વિકલ્પ-સમાધિ કહે; અને જેમા પ્રત્યગ્દૃષ્ટિ વડે અનાત્મ પ્રતીતિનું નિરસન થાય તેનેસવિકલ્પ-સમાધિ કહે;

આ રીતના બે સંન્યાસ પ્રધાન-ભૂત હોય છે; આ ઉભય સંન્યાસનો તથા શ્રવણ-મનનનો અંગભૂત, તથા તેમને પ્રતિકૂળ યાવત્ કર્મોના પરિત્યાગ રૂપ ત્રીજો સન્યાસ છે, આ રીતે સન્યાસ શબ્દનો અર્થ ત્રણ પ્રકારે ભિન્ન ભિન્ન હોય છે.

આહી પ્રધાનભૂત નિર્વિકલ્પ તથા સવિકલ્પ-સમાધિરૂપ સંન્યાસ વિવક્ષિત ન હોય કિંતુ ત્રીજો અંગભૂત સર્વકર્મ-સન્યાસ જ વિવક્ષિત છે; અવિદ્વાન્ પુરૂષને સર્વ કર્મનો સંન્યાસ કરવાથી શ્રવણાદિ-જન્યજ્ઞાન દ્વારા મોક્ષ સિદ્ધ થાય; અને અવિદ્વાન્કર્તૃક કર્મયોગવડે, સ્વાનુષ્ઠાનના લીધે, જે ચિત્ત-શુધ્ધિ પ્રાપ્ત થાય, તેનાથી ઉત્પન્ન થતા જ્ઞાન દ્વારા મોક્ષ સિદ્ધ થાય;

આ રીતે આ ઉભય જો કે મોક્ષના સાધનભૂત હોય ( નિઃશ્રેયસ્કરૌ ), તથાપિ અજ્ઞાની પુરૂષને એકી વખતે કર્તવ્યરૂપે પ્રાપ્ત થાય તેવે પ્રસંગે, તે ઉભયના ગુણદોષનો વિચાર કરતા, તે પુરૂષ સદસત્ વસ્તુના વિવેકવડે જે ઉત્પન્ન થાય તેવો તીવ્ર વૈરાગ્ય, તીવ્ર મોક્ષેચ્છા, તથા શમ, દમાદિ અંતરંગ સાધનોરૂપ પુષ્કળ સંપત્તિથી રહિત હોવાથી, કેવળ આદેશરૂપે નિર્દિષ્ટ કરેલ સન્યાસની અપેક્ષાએ, શ્રદ્ધા-પૂર્વક સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરાય તેવો કર્મયોગ વિશિષ્ટરૂપ હોય; અર્થાત્ સ્વોચિત કર્માનુષ્ઠાનવડે ઉત્પન્ન થતા ગુણો અર્થાત્ ફળોના લીધે તે અધિક શ્રેષ્ઠ હોય છે

જો અજ્ઞાની પુરૂષ કેવળ શ્રૌત-સ્માર્ત આદિ કર્મ પરમેશ્વર-પ્રીત્યર્થે શ્રદ્ધાપૂર્વક સમ્યક્ પ્રકારે કરે, તો દેવતા આદિ ત્રણે ઋણોથી નિવૃત્તિ સિદ્ધ થાય; ઋણત્રય-નિવૃત્તિના લીધે ઇન્દ્રાદિ દેવતાઓનો પ્રસાદ, અને ઇશ્વર પ્રસાદના લીધે ઇન્દ્રિય-પ્રમાદ સિદ્ધ થતા, ચિત્તશુદ્ધિ આદિ જ્ઞાન-સાધન-સંપત્તિ અવશ્ય સિદ્ધ થાય; આ હેતુથી ઉક્ત-લક્ષણ સંન્યાસથી કર્મયોગ વિશિષ્ટતર હોય છે.

તાત્પર્ય.-તેથી અવિદ્વાને પુરૂષે સહસા કર્મનો પરિત્યાગ કરવો યોગ્ય ન હોય, કિંતુ તેને ઇશ્વરાર્પણ-બુદ્ધિપૂર્વક કેવળ કર્મજ સમ્યક્ પ્રકારે કર્તવ્ય રૂપ છે એમ સિદ્ધ થાય છે.

'न्यासमेषांतपसामतिरिक्तमाहुः અર્થઃ-આ સર્વ તપ-કર્મોનો ત્યાગ કરવો તે અતિ ઉત્તમ કહ્યું છે' આ શ્રુતિ વડે કેવળ સંન્યાસનું ઉત્કૃષ્ટપણું પ્રસિદ્ધ છે, તેથી સન્યાસનો ન્યક્કાર કરી આપ શ્રીભગવાન્ કર્મયોગના ઉત્કૃષ્ટ-પણાનું વર્ણન કરો તે અયોગ્ય હોય એમ વાદી કહે તો તે યોગ્ય નથી.

સર્વ લોકોના અનુગ્રહ-હેતુ અર્થે શ્રી ભગવાન્ કર્મ વિષે પ્રવૃત્તિ કરે છે એમ પ્રતિપાદન કરવાની પૂર્વે, 'આત્મા જન્મ વા મરણને પ્રાપ્ત થાય નહિ' (૨-૨૦) ઇત્યાદિ વાક્યો વડે અમૂઢ પુરૂષોને આત્મતત્ત્વ, તથા તેના સાધન-ભૂત કર્મ-સંન્યાસનો ઉપદેશ કર્યો; હવે મૂઢપુરૂષો, પોતાનું આત્મ-જ્ઞાન, બુદ્ધિ, પ્રકૃતિ તથા પરતત્ત્વની પાર ગમન કરનાર શક્તિનો અનુભવ પ્રાપ્ત કર્યા વિના અજ્ઞાન-વશાત્ કોઇપણ નિમિત્ત લીધે સહસા કર્મ-સંન્યાસનું ગ્રહણ કરે તો તેઓનું પતન થાય, તેથી તેવા મૂઢ પુરૂષોનો ઉદ્ધાર કરવાના ઉદ્દેશથી, અપ્રકૃત રૂપે હોવા છતાં, 'કર્મયોગને પ્રકૃત વિષય રૂપે ગણી, તેઓની કેવળ કર્મ વિષે પ્રવૃત્તિ સિદ્ધ થાય તે અર્થે, ' કર્મયોગ વિશિષ્ટ તર છે ' એમ કહી કર્મ-યોગની સ્તુતિ કરેલી છે, કિંતુ આ ઉપરથી સંન્યાસનું નિરાકરણ કરેલું છે એમ સમજવાનું નથી, કારણ કે સન્યાસ તો આત્મ-સ્વરૂપે તથા સર્વોત્તમ રૂપે હોય છે

'न्यास इति ब्रह्मा ब्रह्मा हि परः इति न्यास एवात्यरेचयेत् -નારાયણ ઉ૦ ૭૮. અર્થઃ-કર્મ-સંન્યાસ બ્રહ્મારૂપ છે, બ્રહ્મા ખરેખર પરબ્રહ્મ રૂપ છે, આ રીતે કેવળ સન્યાસ અતિ ઉત્તમ છે' આ શ્રુતિ અનુસાર, કેવળ સંન્યાસનું બ્રહ્મ-પણું તથા સર્વશ્રેષ્ઠતમ-પણું પ્રસિદ્ધ છે, એટલે તે વચન તો કેવળ કર્મ-યોગની સ્તુતિ-પરાયણ હોય એમ નિશ્ચય-પૂર્વક સમજવું. ૨

अव-આમ છે તેથી જ હવે 'ज्ञेय' ઇત્યાદિ મંત્રવડે કર્મયોગીની પ્રશંસા કરે છે-

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥

अनव—(हे) महाबाहो य न द्वेष्टि (य) न कांक्षति (य) निर्द्वन्द्वः स नित्यसंन्यासी ज्ञेयः सुखं बन्धात् प્रमुच्यते ॥३॥

અ-હે મહાબાહુ વાળા ? જે કોઇપણ અકુશળ કર્મ વિષે અપ્રીતિ ન કરે, જે કોઇ કર્મથી ઉત્પન્ન થનારા ફળની આકાંક્ષા ન કરે, જે શીતોષ્ણ આદિ યાવત્ દ્વંદ્વ-ભાવથી નિર્મુક્ત હોય તેને નિત્ય-સંન્યાસી જાણવો; રાગ આદિ દોષથી રહિત હોવાથી પરિપક્વ ચિત્તવાળો હોય, તેથી આ ગૃહસ્થ કર્મ-નિષ્ઠ પુરુષ અનાયાસે સંસારથી મુક્ત થાય છે. ૩

વિ-न द्वेष्टि=અકુશળ કર્મ વિષે અપ્રીતિ ન કરે, કિંતુ કુશળ હો વા અકુશળ હો તથાપિ તે કેવળ કર્મ-બુદ્ધિથી કરે; અથવા જે તે પ્રાણિ વિષે જે કોઇ અપ્રીતિ (દ્વેષ) ન કરે તે, न कांक्षति=યત્કિંચિત્ પણ કર્મના ફળની જે આકાંક્ષા કરે નહિ, અથવા જે કાંઇ અનર્થ પ્રાપ્ત થયો હોય તેની નિવૃત્તિની તથા અપ્રાપ્ત અર્થની પ્રાપ્તિની જે આકાંક્ષા કરે નહિ; निर्द्वन्द्व=શીતોષ્ણ સુખ-દુઃખ, લાભાલાભ, આદિ દ્વંદ્વ પદાર્થો, તેમાંથી સમબુદ્ધિના લીધે જે નિર્ગત થયલ હોય (નિ.) તેવો લક્ષણવાન્ પુરુષ; नित्यसन्यासी=જેને કેવળ સંન્યાસ નિત્ય-પ્રાપ્ત હોય તેવો, ज्ञेय.-પંડિતો વડે જ્ઞાતવ્ય હોય, हि-રાગાદિ દોષથી રહિત, પરિપક્વ ચિત્તવાળો, તથા સમબુદ્ધિ આદિગુણો વડે યુક્ત હોય તેથી, सुख પરિગ્રહનો ત્યાગ શીતવાતાદિ ઉપદ્રવ, તથા ભિક્ષાટન આદિ દુઃખ જેમાં ન હોય તેની રીતે અનાયાસે बन्धात् સંસારથી

ગૃહસ્થ કર્મ-નિષ્ઠ પુરુષ રાગાદિ દોષથી રહિત, પરિપક્વ ચિત્તવાળો ઇત્યાદિ ગુણવાળો હોય. એટલે તે અનાયાસે સંસારથી પ્રમુક્ત થાય, અર્થાત્ યથોક્ત કર્માનુષ્ઠાન વડે, ચિત્તશુદ્ધિ તથા જ્ઞાનને પ્રાપ્ત થય, કાલાંતરે મુક્ત

થાય, કિંતુ ભલે યોગી હોય તથાપિ તેનું ચિત્ત અપકવ હોય તો તે મુકત થાય નહિ;

તાત્પર્યઃ—આ રીતે, જેનું ચિત્ત કર્મ તથા ઉપાસનાવડે પરિપકવ થયલ હોય તેવા પુરૂષને જ સંન્યાસનો અધિકાર હોય એમ સૂચન કરેલું છે. ૩

અવ—कर्मणा पितृलोकः બૃ૦ ૧-૫-૧૬ અર્થ—કર્મવડે પિતૃલોક પ્રાપ્તિ થાય ' આ શ્રુતિ અનુસાર, કર્મિષ્ઠ પુરૂષોને પિતૃલોક-પ્રાપ્તિ થાય. એટલે ' સુખેથી સંસારથી પ્રમુકત થાય ' આ વચનથી તો કર્મિષ્ઠ પુરૂષને કર્મના ફળરૂપે ભવબંધ-મોક્ષ પ્રસક્ત થાય, તેથી શાસ્ત્રનો વિરોધ પ્રાપ્ત થાય ? આ રીતની શંકા કરવી યોગ્ય ન હોય;

જેઓ કામી હોય તેઓને જ પિત્રાદિ લોક કર્મફળ રૂપે પ્રાપ્ત થાય, કિંતુ નિષ્કામીઓને તેમ હોય નહિ, આ રીતે કર્મનું ફળ ભવબંધ-મોક્ષ થાય તે શાસ્ત્ર-વિરૂદ્ધ હોય એમ કહેનારા વિરૂદ્ધફળ-વાદિઓના મતનું નિરાકરણ કરી, સંન્યાસ તથા કર્મયોગનું ફળ એક જ પ્રકારનું હોય એમ નિર્ણય કરી, તે ઉભય મધ્યે એકનો આશ્રય કરે તો ઉભયનું જે ફળ હોય તેને તે પ્રાપ્ત કરે એમ હવે ' सांख्ययोगौ ' ઇતિમંત્રાર્થ વડે કથન કરે છેઃ—

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥

અન્વ—बालाः सांख्ययोगौ पृथक् प्रवदन्ति । न ( तु ) पंडिताः
(तौ पृथक् प्रवदंति) उभयोः ( मध्ये ) एकम् अपि सम्यक्
आस्थितः (मुमुक्षुः) उभयोः (अपि) फलम् विन्दते ॥ ४ ॥

અ૦ વેદાંત-શાસ્ત્રાર્થના રહસ્યને ન જાણનાર કેટલાયક અવિદ્વાન પુરૂષો સંન્યાસ-યોગ તથા કર્મ-યોગ, આ ઉભયને ભિન્ન હોવાનુ કહે છે;

કિંતુ બ્રહ્મવેત્તા પુરુષો તેમ કહે નહિ, આ ઉભય મધ્યે, ગમે તે એક યોગનું સમ્યક્ પ્રકારે સેવન કરે, તો મુમુક્ષુને તે વડે ઉભય-માર્ગનું ફળ પ્રાપ્ત થાય. ૪

વિ—बाला =વેદાંત-શાસ્ત્રાર્થના રહસ્યને ન જાણનાર કેટલાયક અવિદ્વાન પુરુષો, सांख्ययोगौ=સર્વ વેદાંત-વાક્યો વડે, તાત્પર્ય-પૂર્વક સમ્યક્ પ્રકારે જેનું ખ્યાપન અર્થાત્ પ્રતિપાદન કરાય તે પર-બ્રહ્મતત્ત્વ, ( सम्+ख्या= सांख्यं ) તેની પ્રાપ્તિના પરમ કારણ રૂપ જ્ઞાનનિષ્ઠાના અંગભૂત સંન્યાસ-યોગ તથા કર્મયોગ, આ ઉભયને; पृथक् वदन्ति=જેમ ક્રિયા, અધિકાર તથા આશ્રમના ભેદ વડે ભિન્ન હોય, તેમ ફળવડે પણ ભિન્ન હોય એમ સાધન તથા ફળવડે ભેદનું કથન કરે છે. અર્થાત્, कर्मणा पितृलोकः બૃ૦ ૧-૫-૧૮ અર્થ.—કર્મવડે પિતૃલોક સિદ્ધ થાય,' "स्वर्गं वा एते लोकं यंति અર્થ —અથવા તેઓ સ્વર્ગ-લોકની પ્રાપ્તિ કરે ' ઇત્યાદિ વાક્યોવડે, તથા 'सन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः મું. ૩-૨-૬ અર્થઃ—સંન્યાસ યોગવડે, યોગી-પુરુષો તેમના અંતઃકરણ શુદ્ધ થવાથી,' 'नैष्कर्म्यसिद्धिं परमां स यापेनाधिगच्छति અર્થ —સંન્યાસયોગ વડે પરમ નૈષ્કર્મ્ય-સિદ્ધિરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે.' ( ૧૮-૪૯ ) ઇત્યાદિ વાક્યો વડે, સંન્યાસ તથા કર્મયોગના, સાધન તથા ફળ ભિન્ન ભિન્ન હોય એમ પ્રતિપાદન કરે છે.

આ રીતના શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણો છે એટલે તો આ ઉભય યોગોના ફળ પૃથક્ પૃથક્ હોય તે તો કેવળ યુક્ત જ હોય આમ કહે તો તે વિષે ' न पंडिता ' ઇતિ મંત્રવડે કથન કરે છે—

જેઓ વેદાંત-શાસ્ત્રની પાર ગયલા હોય, તેના રહસ્યને જાણનાર હોય તેવા બ્રહ્મવેત્તાઓ તો ( पंडिताः ) આ ઉભય યોગોનું ફળ કેવળ એક જ હોવાનું કહે છે, તે કેવી રીતે ? આ સબંધમા કહીએ છીએ—

પુરુષને ચિત્ત-શુદ્ધિનો અભાવ હોય તો ' તે તું છે ' ઇત્યાદિ મહાવાક્યો બ્રહ્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરાવવાને સમર્થ થાય નહિ, અને ચિત્ત-શુદ્ધિ કર્મ

નથી ઉપાસના વિના સિદ્ધ ન થાય, અને કર્મ તથા ઇશ્વરના મહાત્મ્યની પ્રશંસા કર્યાવિના, કર્મ તથા ઉપાસના વિષે પ્રવૃત્તિ સિદ્ધ ન થાય, તેથી ' पश्यति पुत्र અર્થઃ-તેને પુત્ર-દર્શન સિદ્ધ થાય ' ઇત્યાદિ પ્રસિદ્ધ, કેવળ અર્થવાદ રૂપ વાકયોવડે, તથા ' एष सर्वेश्वर एष सर्वज्ञ. માંડૂ ૬ અર્થઃ- ' આ જ સર્વેશ્વર તથા આજ સર્વજ્ઞરૂપ છે' ઇત્યાદિ વાકયો વડે કર્મ તથા ઇશ્વરનુ મહાત્મ્ય પ્રતિપાદન થતા, ફલાનુસકિતનાલીધે જે કોઇ મુમુક્ષુ કર્મ તથા ઉપાસિત વિષે પ્રવૃત્ત થાય, તેનું મન તે ઉભયના સેવન લીધે શુદ્ધ થાય ત્યારે જ તેને ઉપદેશ કરેલું જ્ઞાન ફલીભૂત થાય, માટે ચિત્ત-શુદ્ધિ તે જ્ઞાનનું કારણ હોય અને ચિત્ત-શુદ્ધિનુ કારણ કેવળ કર્મ જ હોય; આમ હોવાથી કર્મ જ્ઞાનના સાધનભૂત હોવાથી તેનુ ફળ મોક્ષ જ હોય.

વળી ' विद्यांचाविद्यांच यस्तद्वेदोभयमह। अविद्ययामृत्युंतीर्त्वा विद्ययाऽमृतमश्नुते અર્થઃ-કર્મ તથા જ્ઞાનને જે એક સાથે જાણે તે કર્મવડે મૃત્યુને તરી, જ્ઞાનવડે અમૃતપણાને પામે છે ' ( ઇશા. ૧૦ ) આ શ્રુતિ અનુસાર, જ્ઞાનને પ્રતિબંધકરૂપ મૃત્યુનુ કર્મવડે ઉલ્લંઘન કરી, જ્ઞાનવડે અમૃતરૂપ મોક્ષને પામે, એટલે કર્મ-સંન્યાસનુ પણ ફળ કેવળ મોક્ષ જ હોય.

આ રીતે જ્ઞાન તથા કર્મ-યોગ અને જ્ઞાન તથા કર્મ-સંન્યાસ સાધ્ય તથા સાધનરૂપે સિદ્ધ હોવાથી જે સાધ્યરૂપ જ્ઞાનનું ફળ તે જ સાધનરૂપ કર્મ-યોગ તથા કર્મસંન્યાસનુ ફળ હોય, તેથી જ સંન્યાસ-યોગ તથા કર્મ-યોગનું ફળ કેવળ એક મોક્ષ જ હોય એમ પંડિત પુરૂષો માને છે; તેથી આ ઉભય યોગો વિષે કેવળ કારક આદિનો ભેદ હોય, કિંતુ તેમા કાંઇ ફળનો ભેદ ન હોય એમ સિદ્ધ થાય છે; તેથી તે ઉભય મધ્યે એકનું પણ સેવન કરે તો મોક્ષ પ્રાપ્ત થાય

अपि શબ્દ ' वा ' વાચક છે, આ ઉભય મધ્યે, સાંખ્ય વા કર્મયોગનું સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરે તો ( सम्यक् ×आस्थितः ) મુમુક્ષુને તે ઉભયનું મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય ( विन्दते ).

સંન્યાસ-યોગ મોક્ષનું અંતરંગ સાધન છે અને કર્મયોગ તેનું બહિરંગ સાધન છે; સંન્યાસ-યોગ વડે અલ્પ-કાલ વિષે મોક્ષ સિદ્ધ થાય અને કર્મયોગ વડે તે દીર્ઘકાળે પ્રાપ્ત થાય; સંન્યાસયોગ-સાધ્યરૂપ હોય, અને કર્મયોગ મોક્ષના સાધનરૂપે હોય;

આ રીતે આ ઉભય વચ્ચે તારતમ્યતા વિદ્યમાન હોય છે તથાપિ, જે મુમુક્ષુ અનધિકારી હોય તેને તો કેવળ કર્મ કર્તવ્યરૂપ હોય, કિંતુ તેને સંન્યાસ કર્તવ્ય નહોય એમ સૂચન કરવા અર્થે જ આ ઉભય યોગો ગજ તથા અશ્વની પ્રમાણે કેવળ સમાન હોય એમ પ્રતિપાદન કરેલું છે. ૪

અર—સંન્યાસ-યોગ તથા કર્મ-યોગ, આ ઉભયનું ફળ એકજ હોય એમ જે ઉપર કહ્યું તેનુંજ પુનઃ વિ-સ્પષ્ટીકરણ કરી, તે ઉભયનું ફળ એક જ હોય એમ જે જાણે તેવા પુરૂષની હવે ' यत् ' ઇત્યાદિ મંત્રાર્થવડે પ્રશંસા કરે છે—

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ।।५।।

अ॰—सांख्यैः यत् स्थानम् प्राप्यते तत् योगैः अपि तत् ( एव स्थानं ) गम्यते ( ततः ) सांख्यं योगं च एकं यः पश्यति सः पश्यति ॥ ५ ॥

અ—બ્રહ્મ-નિષ્ઠ યોગીઓવડે જે સ્વરૂપને પ્રાપ્ત કરાય તે જ સ્વરૂપને કર્મ-નિષ્ઠ પુરૂષો પણ પ્રાપ્ત કરે; તેથી જ્ઞાનયોગ તથા કર્મયોગને એક જ સ્વરૂપે હોવાનું જે જાણે તે જ ખરો સમ્યક્‌દર્શી હોય. ૫

વિ—सांख्यैः=પરબ્રહ્મ, ( सांख्य ) તત્સ્વરૂપે જે જ્ઞાન પ્રાપ્ત કરે તેવા બ્રહ્મનિષ્ઠ યોગી-પુરૂષોવડે : स्थानं=જે સદા એકરૂપે જ સ્થિતિ કરે, અને ક્વચિત્ કિંચિત્ પણ વિકારને ન પામે તેવું કેવળ ભાવાત્મક સ્વરૂપ; તેને-

प्राप्यते-આત્મ-સ્વરૂપે પ્રાપ્ત કરે છે योगैः=યોગવડે, ઇશ્વર-પ્રીત્યર્થે, ફલના અભિસંધાનથી રહિત, મોક્ષના ઉપાયરૂપે જે વૈદિક કર્મ ક્રિયમાણ હોય તે યોગ જેમને સિદ્ધ હોય તેવા પુરૂષો; અર્થાત્ કર્મનિષ્ઠ પુરૂષો, તેમનાવડે स्थान=મોક્ષ નામનું સ્થાન, યોગ શબ્દમા अच् પ્રત્યય मतुप् અર્થમા આહી વાપર્યો છે

તાત્પર્ય-નિરંતર શ્રદ્ધાપૂર્વક સમ્યક્ પ્રકારે કર્મ કરે તો તે વડે ચિત્તશુદ્ધિ ઉત્પન્ન થવાથી જ્ઞાનયોગ પ્રાપ્ત થાય, તેથી કર્મ-યોગીઓને પણ આત્મ-સ્વરૂપે તે સ્વરૂપ પ્રાપ્ત થઇ શકે

'एष पन्था एतत्कर्मैतद्ब्रह्म अर्थ -આજ માર્ગ, આજ કર્મ, આજ બ્રહ્મ-તત્ત્વ' આ શ્રુતિ અનુસાર, જ્ઞાનયોગ તથા કર્મયોગનુ ફળ એકજ હોવાનું પ્રમાણ-સિદ્ધ છે તેથી જે પુરૂષ જ્ઞાનયોગ (सांख्य) તથા કર્મયોગને (योगं) એકજ સ્વરૂપે જુવે, અર્થાત્ તે ઉભયનું ફળ કેવળ એક મોક્ષજ હોય, તથા તે ઉભયનુ મોક્ષના સાધન રૂપે એક-પણુ અર્થાત્ ઉભય વડે મોક્ષરૂપ એકજ અર્થ સિદ્ધ થાય એમ જુવે, તેજ ખરો દ્રષ્ટા અર્થાત્ તેજ કેવળ ખરો સમ્યગ્દર્શી હોય; તેનાથી અન્ય કોઇ સમ્યગ્દર્શી હોય નહિ. ૫

અવ---આ રીતે પ્રદર્શિત કરેલા ન્યાયાનુસાર, સંન્યાસ તથા કર્મ-યોગનું ફળ કેવળ એક મોક્ષજ હોય એમ સિદ્ધ થયું, તેથી જેનું અંતઃકરણ અપક્વ હોય તેવા મોક્ષાર્થીને કેવળ કર્મ કર્તવ્ય હોય, તેને સંન્યાસ કરવો ઘટે નહિ; તેથી હવે જેનું અંતઃકરણ અપક્વ હોય તેને ક્રમ-સંન્યાસ દુર્ઘટ હોય એમ ઉપદેશ કરી, કર્મવડે જેના અંતઃકરણના દોષનું ઉપમર્દન થયું હોય તેવા મુમુક્ષુનેજ સંન્યાસ કર્તવ્ય રૂપ હોય એમ હવે 'संन्यास' ઇત્યાદિ મંત્રાર્થ વડે કથન કરે છે—

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

अन्व—(हे) महाबाहो अयोगतः संन्यास आप्तुम् दुखम् । योग युक्त मुनि ब्रह्म न चिरेन अधिगच्छति ॥ ६ ॥

અ—હે મહાબાહુવાન્ અર્જુન ! કર્મયોગાનુષ્ઠાન-જન્ય ચિત્તશુદ્ધિના અભાવે જ્ઞાનનિષ્ઠા રૂપ સન્યાસ પ્રાપ્ત થવો દુર્ઘટ હોય, યોગાનુષ્ઠાન વડે ચિત્ત-પ્રસાદ ઉત્પન્ન થાય, તે વડે જે સંયુક્ત હોય તેવો ગૃહસ્થ પોતે બ્રહ્મ-ભાવને શીઘ્ર પ્રાપ્ત થાય છે ૬

વિ- अयोगत —કર્મયોગના અનુષ્ઠાન વડે જન્ય ચિત્ત શુદ્ધિ, તેના અભાન લીધે संन्यास –જ્ઞાન-નિષ્ઠારૂપ સન્યાસ, आप्तुम् અધિગત થવાને, दु खं=દુર્ઘટ,

तात्पर्य –જ્ઞાન -નિષ્ઠ વાળો સન્યાસ કેવળ ચિતશુદ્ધિવડે સાધ્યરૂપ હોવાથી 'कारणाभावे कार्याभाव अर्थ —કારણના અભાવે કાર્યનો અભાવ' આ ન્યાયાનુસાર, કર્મવડે જે સભાવિત હોય તે ચિત્ત-શુદ્ધિના અભાવે સન્યાસ સિદ્ધ થાય નહિ

આ રીતે સન્યાસ, કર્મયોગાનુષ્ઠાન વડે જે ચિત્તપ્રસાદ સભાવિત થાય તેના વડેજ પ્રાપ્ત થવાને યોગ્ય હોય એમ નિર્ણય કરી, હવે કર્મયોગ વડે જેનુ અત કરણ સુપક્વ થયલ હોય તેવા મુમુક્ષુને તો સન્યાસ કર્તવ્ય હોય એમ આશયવડે 'योग' ઇતિ ઉત્તરાર્ધ મત્રવડે કથન કરે છે—

योगयुक्त = યોગાનુષ્ઠાન વડે ઉત્પન્ન થયલ ચિત્તપ્રસાદ વડે (योगेन) સયુક્ત, (युक) मुनि =ગૃહસ્થ, ब्रह्म બ્રહ્મશબ્દ વડે આદિ સન્યાસનો બોધ કરેલો છે न चिरेण=શીઘ્ર, अधिगच्छति=પ્રાપ્ત થાય છે

'न्यास इति ब्रह्मा ब्रह्मा हि पर ' નારાયણ ઉ० ૭૮ અર્થ -સન્યાસ તેજ બ્રહ્મા અને બ્રહ્મા તે ખરેખર બ્રહ્મસ્વરૂપે છે,' આ શ્રુતિ અનુસાર, જેનુ અત. કરણ પરિપક્વ થએલ હોય તેવો મુમુક્ષુ અધિકારી, બ્રહ્મરૂપે સ્થિતિ કરવી તે રીતના પ્રધાન-સન્યાસને પોતાથીજ શીઘ્ર પ્રાપ્ત થાય, અથવા

(૨) યોગવડે ઉત્પન્ન થયલ ચિત્તશુદ્ધિ વડે જે યુક્ત હોય (योगयुक्त) તેવો મુમુક્ષુ પોતે, કેવળ પોતાના ચિત્તપ્રસાદના મહિમા વડેજ નિરૂક્ત લક્ષણ-સંન્યાસવડે યુક્ત થઇ (मुनि.) તન્નિષ્ઠા વડે જલદીથી (अचिरेण) બ્રહ્મને પ્રાપ્ત થાય; (अधिगच्छति) અર્થાત્ હું પોતે કેવળ બ્રહ્મ સ્વરૂપે છુ આ રીતની અપ્રતિબદ્ધ-વૃત્તિના લીધે પોતાના આત્મ ને કેવળ બ્રહ્મરૂપે સાક્ષાત્કાર કરે છે

તાત્પર્ય આ રીતે, જેનુ અંતઃકરણ અપકવ હોય તેવો મુમુક્ષુ કર્મ સન્યાસ કરે તથાપિ તેને મુખ્ય-સંન્યાસ સિદ્ધ ન થાય; તેથી ઉનટું જેનુ અંત કરણ પરિપકવ થયલ હોય તેને તો બાહ્ય તથા અબાહ્ય-સન્યાસ તથા તેનું ફળ સિદ્ધ થાય; અર્થાત્ તે સર્વાત્મતાભાવ-સંપન્ન થાય એમ સૂચન કરેલુ છે. ૬

અવ—જેને કર્માનુષ્ઠાનના લીધે ચિત્ત-શુદ્ધિ સંપ્રાપ્ત થઇ હોય, જે જિતેન્દ્રિય હોય, જે સર્વાત્મભાવ-સંપન્ન હોય તેવો બ્રહ્મવિત્તમ મુમુક્ષુ ભલે યત્કિંચિત્ શારીરિ કર્મ કરે, તથાપિ તે લિપ્ત થાય નહિ એમ હવે 'योगयुक्त' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે—

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यति ॥ ७ ॥

अन्व—योगयुक्त विशुद्धात्मा जितेन्द्रिय विजितात्मा सर्वभूतात्म भूतात्मा (य ब्रह्मवित्तम' सः शरीरयात्रार्थं कर्म) कुर्वन् अपि न लिप्यते ॥ ७ ॥

અ—જેણે દીર્ઘકાળ પર્યંત કર્મયોગનું અનુષ્ઠાન કરેલું હોય, જેનુ મન રાગદ્વેષ આદિ દોષોથી રહિત હોય, જે જિતેન્દ્રિય હોય, બાહ્ય-વાસનાઓને જેણે જીતેલી હોય, તથા સર્વભૂતો વિષે જે આત્મભાવ--સંપન્ન હોય, તેવો બ્રહ્મવેત્તા પુરૂષ શરીર-યાત્રાર્થે કર્મ કરે તથાપિ તે લિપ્ત થાય નહિ,

વિ-યોગયુક્તઃ=કર્મયોગવડે યુક્ત; અર્થાત્ ચિરકાળ પર્યંત જેણે કર્મ યોગનું અનુષ્ઠાન કરેલ હોય તે; અથવા ' મુનિ-પુરુષ બ્રહ્મને પ્રાપ્ત થાય છે ( ૫-૬ ) આ વચન વડે મુખ્ય સંન્યાસ-આશ્રમિની ઉક્તિ કરેલી છે તેથી બ્રહ્મનિષ્ઠા લક્ષણ સન્યાસ-યોગ વડે ( योगेन ) જે યુક્ત હોય તેવો પુરુષ, અર્થાત્ જેણે ચિરકાળ પર્યંત સમાધિ કરેલ હોય તે;

જે યોગયુક્ત હોય તેજ વિશુદ્ધાત્મા હોય, વિશુધ્ધાત્મા=રાગદ્વેષ આદિ દોષો વડે નિ શેષે કરીને વિયુક્ત હોય મન ( આત્મા ) જેનું તેવો; જે વિશુદ્ધ મનવાળો હોય તેજ જિતેન્દ્રિય હોય; जितेंद्रियः-વિષયોનું ગ્રહણ કરવામા વિમુખતાને પ્રાપિત કરેલી ( जितानि ) હોય ઉભય ઇન્દ્રિયો જેણે તેવો પુરુષ,

વિશુદ્ધાત્મ-પણુ તથા જિતેન્દ્રિય-પણું, ચિરકાળ પર્યંત કેવળ -સમાધિનુ સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરે તોજ પ્રાપ્ત હોય, માટે બાહ્ય-વાસનાઓને વશ કરવાની જરૂર હોય છે

વિજિતાત્મા = ' आत्मा यत्नधृतिस्वान्तस्वभावपरमात्मसु અર્થઃ- આત્મા-શબ્દ યત્ન, ધૈર્યતા, અંતઃકરણ, સ્વભાવ તથા પરમાત્મા વાચક છે; આ રીતના અભિધાન-પૂર્વક, નિર્જિત, અર્થાત્ નિર્ગમિત ( विजित ) કરેલ હોય બાહ્ય-વાસના રૂપ સ્વભાવ ( आत्मा ) જેણે તે; અર્થાત્ સમાધિવડે નિર્મૂલિત કરેલ હોય અનાત્મ-વાસના જેણે તેવો પુરુષ

જે યોગયુક્તાદિ ગુણ—સંયુક્ત હોય તે સર્વભૂતો પરત્વે આત્મભાવ સંપન્ન હોય; सर्वभूतात्मभूतात्मा=બ્રહ્માદિથી માંડી સ્તમ્બ પર્યંતના ભૂત પ્રાણિઓ ( सर्वभूत ) નો સ્વરૂપ-ભૂત થયેલ હોય ( आत्मभूत ) પ્રત્ય ગ્લક્ષણવાન્ આત્મા ( आत्मा ) જેનો તે

प्राणोह्येषसर्वभूतै र्विभाति' 'अहमेवेदंसर्वम्' અર્થઃ-ખરેખર આ પ્રાણરૂપ -આત્મા જ ( મું. ૩-૧-૪ ) સર્વભૂતો વડે વિભાસે છે, ' આ સર્વ

જગત્ તે કેવળ હું જ છું' (છાં. ૭-૨૫-૧) ઇત્યાદિ શ્રુતિની અર્થાનુભૂતિ વડે જે ઉત્તમ બ્રહ્મવેત્તા સર્વાત્મભાવ-સંપન્ન હોય તે શરીર-નિર્વાહ અર્થે ભલે યત્કિંચિત્ વિહિત વા અવિહિત કર્મ કરે, તથાપિ (કુર્વન્નપિ) તે પુણ્ય વા અપુણ્ય રૂપ કર્મ વડે લિપ્ત થાય નહિ; અર્થાત્ ક્રિયા વિષે અકર્મ-પણાની દૃષ્ટિ કરવાથી તેને કોઇપણ શ્લેષ પ્રસક્ત થાય નહિ;

પૂર્વે કહી ગયા તેમ (૩-૨૦) લોકસંગ્રહના અર્થે કર્મો કર્તવ્ય રૂપે હોય એમ શાસ્ત્રવડે જે કર્તવ્યરૂપે સિદ્ધ થયલાં હોય તેવાં શાસ્ત્રીય-કર્મો જ એ બ્રહ્મવેત્તાને કર્તવ્યરૂપે હોય તો 'શરીર યાત્રાર્થે જે કર્મો કરે તે વડે લિપ્ત થાય નહિ,' આમ કહેવું શાસ્ત્રવિરૂદ્ધ થાય? આ રીતની શંકા કરવી યોગ્ય ન હોય

બ્રહ્મવેત્તાને કર્મ અનુપપન્ન હોય; તેને તો, 'હું કેવળ બ્રહ્મરૂપે છું' આ રીતના અવિક્રિય, બ્રહ્માત્મ-પણાના આત્માનુભવવડે મિથ્યાજ્ઞાન નિઃશેષરીતે વિનષ્ટ થયલું હોવાથી, કેવળ વિપરીતજ્ઞાન-મૂલક કર્મ-યોગનો અસંભવ હોય; કારણ કે સમ્યગ્જ્ઞાનને, મિથ્યાજ્ઞાન તથા તેના કાર્યરૂપ પ્રપંચથી વિરોધ હોય છે.

જ્યારે અધિષ્ઠાન-વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થયલ હોય, ત્યારે તેનાથી વિપરીત સ્વરૂપનું જ્ઞાન તથા તેનો કાર્ય-પ્રપંચ કેમ જ સંભવી શકે? 'આ સ્થાણું છે' આ રીતનું યથાર્થ-જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે તે સ્થાણુ ચોર છે એ રીતનું ચોર-જ્ઞાન તથા તેના કાર્ય-ભૂત ભય આદિનું અદર્શન સિદ્ધ થાય; તેમ પોતાના આત્માને કેવળ કૂટસ્થ, અસંગ તથા ચિદ્રૂપ છે એમ અપ્રતિબદ્ધ વૃત્તિ-પૂર્વક જુવે તેવા જ્ઞાની પુરૂષને, અનાત્મ-વસ્તુસાથે તાદાત્મ્ય અનુપપન્ન હોવાથી અનાત્મ-વસ્તુની સાથે તદાત્મપણાના અભિનિવેશ વડે જે કેવળ નિષ્પન્ન હોય તેવો કર્મયોગ સ્વપ્ને પણ કેમજ સંભવે?

કર્મ વિધિ, કર્મ-વિધાન આદિ સર્વ દૃશ્ય કેવળ મિથ્યા રૂપે હોય, એમ જુવે તેવા જ્ઞાની-પુરૂષને કર્મોના વિધેયપણાનો અસંભવ હોય; વળી

'યોગ-યુકત મુનિ-પુરૂષ (ગૃહસ્થ) બ્રહ્મ-ભાવને પ્રાપ્ત થાય છે,' આ વચન વડે સર્વ કર્મનો સન્યાસ સિદ્ધ કરેલો છે એટલે 'कुर्वन्नपि' આ શબ્દ વડે જોવું, સાભળવુ ઇત્યાદિ તેર પ્રકારની કર્મક્રિયાનો (૫-૮) બોધ કરેલો છે; વદિક-ક્રિયાઓને આ રીતનુ તેર પ્રકારનુ સાધનપણુ સભવે નહિ, કિંતુ વિદ્વાન્ પુરૂષને આહાર આદિ ક્રિયા વિષે, આ રીતની 'જોવું' આદિ તેર પ્રકારની દેહ તથા ઇન્દ્રિયની ચેષ્ટાએ સભવે

આ રીતે જીવન્મુક્ત-બ્રહ્મવેત્તાને વિધેયરૂપે કર્મલેશ સર્વથા સભવી શકે નહિ, તેથીજ 'તેને કાઇ પણ કર્મ કર્તવ્ય રૂપે વિદ્યમાન ન હોય,' (૩-૧૭) આમ કથન કરેલું છે, એટલે કોઈ પણ પ્રકારનો શાસ્ત્ર વિરોધ પ્રસકત થતો નથી, ૭

હવ-યોગ-યુકતપણુ આદિ વિદ્વાન પુરૂષના પૂર્વોક્ત પાચે લક્ષણવડે વિશિષ્ટ એવો બ્રહ્મવેત્તા આહારાદિ ક્રિયા વિષે પ્રવૃત્ત થાય, ત્યારે તેણે દર્શન આદિ ઇન્દ્રિયોની ક્રિયા વિષે 'હુ આ ક્રિયાનો કર્તા રૂપે નથી' આ રીતની બુદ્ધિ વડે યુકત થઇ આત્મ-સ્થિતિ કરવી એમ હવે 'नैव' ઇત્યાદિ બે મત્રો વડે કથન કરે છે—

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

अन्व— तत्त्ववित् युक्त (सन् स्वयं वहिः) पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् अश्नन् गच्छन् स्वपन् श्वसन् प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन् निमिषन् अपि इन्द्रियार्थेषु इन्द्रियाणि एव वर्तन्ते इति धारयन् एव न किंचित् करोमि इति मन्यत ॥ ९ ॥

અ—બ્રહ્મવેત્તા યોગી-પુરૂષ યુકત થઇ પોતે બ્હારથી જુવે, સાભળે, સ્પર્શ કરે, સુ ઘે, ભક્ષણ કરે, ગમન કરે ઉચ્છ્વાસ-નિ શ્વાસ કરે, પ્રલાપન કરે, ત્યાગ કરે, ગૃહણ કરે, તથા નિમેષ-ઉન્મેષ કરે એમ તેર પ્રકારની ક્રિયા કરે, તથાપિ ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયો વિષે પ્રવર્તે છે, હુ દ્રષ્ટા આદિ નથી, હુ કાઇ પણ ક્રિયા કરતો નથી એમ માની તે તૂષ્ણી રૂપે સ્થિતિ કરે છે ૮-૯

વિ૦-तत्त्ववित्-આત્મતત્ત્વના યથાર્થ સ્વરૂપને જાણનાર બ્રહ્મવેત્તા યોગી પુરૂષ युक्त -પોતાનો આત્મા કૂટસ્થ, અસગ, તથા અદર અને બહારથી પરિપૂર્ણ રૂપે છે આ રીતની બુદ્ધિ વડે યુકત સતો , अश्नन्=ભક્ષણ કરતો સતો, स्वपन्-નિદ્રા કરતો, श्वसन्=ઉચ્છ્વાસ તથા નિ શ્વાસ રૂપે ક્રિયા કરતો मिषन् निमिषन्-આખને નિમેષ તથા ઉન્મેષ કરતો, इंद्रियार्थेषु-ઇન્દ્રિયોના વિષયો વિષે, इंद्रियाणि एव वर्तं તે-ઇન્દ્રિયોજ પ્રવૃત્તિ કરે છે, અને હુ દ્રષ્ટા, શ્રોતા, સ્પ્રષ્ટા, ઘ્રાતા ભોકતા, તથા ગન્તા ઇત્યાદિ રૂપે નથી આ રીતની વૃત્તિ સર્વદા ધારણ કરી કેવળ ઇન્દ્રિયો જ તેતે કર્મો કરે છે, અને હુ તો કેવળ અવિક્રિય રૂપે હોવાથી કિચિત્ કર્મ કરતો નથી, કિતુ તે તે ક્રિયાના સાક્ષી રૂપે નિષ્ક્રિયસ્વરૂપે કેવળ તૂષ્ણી-ભાવ ગ્રહણ કરી બેસુ છુ એમ માને છે; તે તે ક્રિયા પ્રત્યે પોતાના આત્માને કેવળ નિષ્ક્રિય રૂપેજ જેવો વટે, જ્ઞાની-પુરૂષે, દેહ તથા ઇન્દ્રિયોના વ્યાપાર વિષે અહંમમ-ભાવનાનો ત્યાગ કરી કેવળ તૂષ્ણી-સ્વરૂપે સ્થિતિ કરવી યોગ્ય હોય.

તાત્પર્ય -આ રીતે, જે પોતાના આત્માને કેવળ બ્રહ્મ-સ્વરૂપે જુવે તે વા બ્રહ્મવેત્તાને, તે ભલે દુષ્ટ વા અદુષ્ટ પુરૂષનુ અન્ન સ્વીકાર કરે, તથાપિ તેવડે પ્રાપ્ત થતા પાપ વા પુણ્યનો તેને લેપ થાય નહિ એમ સિદ્ધ થાય છે ૮-૯

અવ--પોતાનો આત્મા કેવળ અવિક્રિય પરબ્રહ્મ સ્વરૂપે છે એ રીતનો સાક્ષાત્કાર જેને થયલ હોય તેના મહાત્મા બ્રહ્મવેત્તાને કર્મનો લેપ ભલે ન હોય, કિતુ કર્મ વિષે પ્રવૃત્ત થયલ અવિદ્વાન્ પુરૂષને તો તે કર્મ લેપ અવશ્ય પ્રસકત થાય, એટલે તેની શુ ગતિ ? આ રીતની આકાક્ષા

પ્રત્યે, તેવો અવિદ્વાન્ પુરૂષ, નિષ્કામ તથા મ્હારો ભક્ત હોવાથી સર્વ કર્મો મને અર્પણ કરીને કરે તો તેને પણ કર્મલેપ ન થાય, એમ હરે 'ब्रह्मणि' ઇતિ મ ત્રાર્થ વડે કથન કરે છે—

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥**

અન્વઃ—(य) સંગ त्यक्त्वा ब्रह्मणि कर्माणि आधाय (कर्म) करोति स पद्मपत्रं अम्भसा इव पापेन न लिप्यते ॥ १० ॥

અ—જે અનાત્મજ્ઞ-મુમુક્ષુ કર્મની ફળ કામનાનો ત્યાગ કરી સગુણ રૂપ પરમેશ્વર વિષે સર્વ કર્મોને અર્પણ કરી નિત્યાદિ કર્મો કરે તેવો મ્હારો નિષ્કામ ભક્ત, જળ–કમળવત્ પાપ કર્મ વડે લિપ્ત થ ય નહિ ૧૦

વિ य અનાત્મજ્ઞ-મુમુક્ષુ સંગ-ફળ કામનાને, त्यक्त्वा—ત્યા ગ પણ કર્મફળ વિષે કામના કર્યા વિના, ब्रह्मणि—સગુણરૂપ પરમેશ્વરના વિષે, कर्माणि आधाय=સર્વ કર્મોનુ કર્તાપણ, કારયિતાપણુ, ભોક્તાપણુ, તથા ભોજયિતાપણુ, આ સર્વને સ્થાપન કરી, करोति=મદર્પણ બુદ્ધિ-પૂર્વક તથા શ્રદ્ધા અને ભક્તિ-પૂર્વક, નિત્ય તથા નૈમિત્તિક કર્મ કરે છે, स મ્હારો ભક્ત, पापेन=બાધક-કર્મ વડે જેમ પાપ, જન્માદિ બન્ધના કારણભૂત હોય તેમ પુણ્ય પણ જન્માદિના કારણ રૂપ હોય, તેથી વૈદિક કર્મ જન્માદિરૂપ બન્ધના હેતુરૂપે હોવાથી, તે કર્મને પાપ રૂપ કહે છે,

तात्पर्य—જે મ્હારો ભક્ત હોય તે જળ–કમળવત્ કર્મવડે લિપ્ત થાય નહિ ૧૦

શંકા–કામનાથી રહિત થઇ કોઇ કર્મ કરે તેને શુ ફળ પ્રાપ્ત થાય? આ રીતની આકાંક્ષા પ્રત્યે, તેને સંસારરૂપ દુઃખનો અત્યન્ત નાશ કરે તેવા વિજ્ઞાનને ઉત્પન્ન કરે તેવી ચિત્ત-શુદ્ધિ રૂપ ફળ પ્રાપ્ત થાય એમ ઉપદેશ કરી, મુમુક્ષુઓ કેવળ ચિત્તની શુદ્ધિ અર્થે કર્મ કરે છે એમ 'कायेन' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुध्धये ॥११॥

अन्वः—योगिनः संगं त्यक्त्वा कायेन मनसा बुध्ध्या केवलैः इन्द्रियैः
अपि (च) आत्मशुद्धये कर्म कुर्वन्ति ॥ ११ ॥

અ—કર્મયોગી મુમુક્ષુઓ ફલાપેક્ષાઓનો અત્યન્ત ત્યાગ કરી, કેવળ પરમેશ્વરની પ્રીતિ અર્થે કાયા, મન, તથા બુદ્ધિ તથા કેવળ ઇન્દ્રિયો વડે અંતઃકરણની શુદ્ધિ અર્થેજ વૈદિક કર્મો કરે છે. ૧૧

ત્રિ-योगिनः =કર્મયોગી મુમુક્ષુઓ; सगं=પુરૂષ જેનાવડે કર્મફલ વિષે આસક્ત થાય તે ફળ વિષયક કામના; તેને त्यक्त्वा-ફળાપેક્ષાનો અત્યન્ત રીતે પરિત્યાગ કરીને; आत्मशुध्धये=કેવળ ચિત્તની શુદ્ધિ અર્થે; कर्म=વૈદિક કર્મ, कुर्वन्ति=નિયમ પૂર્વક કરે છે, केवलैः--રાગદ્વેષથી વિવર્જિત; તે વડે

અથવા નીચે પ્રમાણે પણ અર્થ થાય છે.—

જે કાંઇ કર્તવ્યરૂપે હોય તેનો મન વડે સંકલ્પ કરી, તેનો જ બુદ્ધિ વડે નિર્ણય કરી, તેજ કર્મને રાગ તથા દ્વેષથી વિવર્જિત એવી ઇન્દ્રિયો તથા કાયા વડે કરે છે; અથવા, (૨) તે મુમુક્ષુઓ કાયા તથા ઇન્દ્રિયો વડે વૈદિક કર્મ, બુદ્ધિવડે નિશ્ચિત કરેલ વિષ્ણુ આદિનુ મન વડે ધ્યાન, કેવળ શ્રોત્રવડે કથાશ્રવણ, કેવળ ચક્ષુવડે મહાન પુરૂષોનુ દર્શન, તથા કેવળ વાણી વડે સ્વાધ્યાય આદિ, તથા પાદોવડે તીર્થાટન આદિ કર્મો, કેવળ ઇશ્વર-પ્રીત્યર્થે કરે છે ૧૧

અ-શ્રદ્ધા, તથા ભકિત-પૂર્વક તથા કેવળ ઇશ્વર-પ્રીત્યર્થે કામનાથી વર્જિત થઇને જેઓ કર્મ કરે, તેમનાથી અન્ય પ્રકારે કર્મ કરનાર ને શું ફળ પ્રાપ્ત થાય? તેનુ હવે 'युक्त' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥

अन्व—(यः तु) कर्मफलं त्यक्त्वा युक्तः ( भवति सःएव ) नैष्ठिकीम् शांतिम् आप्नोति ।(य तु) फले कामकारेण सक्तः ( सन् ) अयुक्तः (स ) निबध्यते ॥१२॥

અ–સદસત્ વસ્તુનો વિવેકવાન્ એવો જે કોઇ મુમુક્ષુ મોક્ષેચ્છાના લીધે કર્મ ફળની ઇચ્છાનો ત્યાગ કરી સમબુદ્ધિવાળો હોય, તે નૈષ્ઠિક શાંતિને પ્રાપ્ત કરે, અને જે અવિવેકી પુરૂષ કામનાવડે યુકત થઇ કર્મફળ વિષે આસકત થનો ઉકતલક્ષણ કર્મો કરવાને તત્પરાયણ ન હોય, તે જન્માદિ બંધનવાન્ થાય ૧૨

વિ–યઃ=સત્ તથા અસત્ વસ્તુનો વિવેકવાન્ મુમુક્ષુ; कर्मफलं त्यक्त्वा–જે કર્મો પોતે કરે તેના ફળની અપેક્ષા કર્યા વિના; युक्त –લાભ તથા અલાભની સિધ્ધિ તથા અસિદ્ધિ વિષે સમભાવ રાખી नैष्ठिकीं–કર્મનિષ્ઠા વડે જન્ય; शांति ચિત્ત–શુદ્ધિને.

જે કર્મફળની અપેક્ષા કર્યા વિના, સમબુદ્ધિવડે યુક્ત થઇ કેવળ પરમેશ્વર–પ્રીત્યર્થે કર્મ કરે તે ચિત્તશુધ્ધિને પ્રાપ્ત કરે છે; અથવા, કર્મનિષ્ઠા વડે જે ચિત્ત–શુધ્ધિ સમુત્પન્ન થાય તેના વડે ઉત્પન્ન થની જ્ઞાન–પ્રકાશિત (नैष्ठिकीं) મુકિત (शांति) ને પ્રાપ્ત કરે છે.

આથી ઉલટુ જે અવિવેકી હોય, તે કામના વડે યુકત હોવાથી ( कामकारेण ) કર્મફળ વિષે ( फल ) આસકત થનો ( सक्त ) ઉકતલક્ષણ કર્મો કરવામા તત્પરાયણ ન હોવાથી ( अयुक्त ) નિબધ્ધ થાય, તેથી તુ ઉકતસ્વરૂપ યોગ વડે યુકત થા,

તાત્પર્ય –આ રીતે, નિષ્કામ–બુધ્ધિ–પૂર્વક જે કોઇ કર્મ કરે તે વડે મોક્ષ પ્રાપ્ત થાય, અને કામના વડે યુકત થઇ જે કોઇ કર્મ કરે તે વડે બંધન થાય એમ સૂચન કરેલુ છે. ૧૨

અવ–અકામી પુરૂષને કેવળ કર્મ–યોગવડે મુકિત પ્રાપ્ત થાય, તો સર્વ પુરૂષોએ કામનાથી રહિત થઇ કેવળ કર્મ કરવા ઘટે, અને કર્મ–સંન્યા-

સની કર્તવ્યતા રહે નહિ? આ રીતની શંકા યોગ્ય ન હોય, કારણ 'કેવળ નિત્ય નૈમિત્તિક કર્મવડે' આ ન્યાયાનુસાર, કામનાથી રહિત થઇને કરેલ કર્મોનું ફળ-ચિત શુધ્ધિ હોય, તે ચિત્ત-શુધ્ધિનું ફળ જ્ઞાન હોય અને સર્વ કર્મનો સંન્યાસ તે જ્ઞાનનું ફળ હોય છે-

નિત્યનૈમિત્તિકૈરેવ कुर्वाणो दुरितक्षयम्। ज्ञानचविमलीकुर्वन्नभ्यासेन च वासयेत्। अभ्यासात्पक्वविज्ञान. कैवल्य लभते नर. અર્થ:-મુમુક્ષુ પુરૂષ, કેવળ નિત્ય તથા નૈમિત્તિક કર્મોવડે દુરિતનો નાશ કરી, અભ્યાસ વડે વિજ્ઞાનને પરિપક્વકરી, કૈવલ્ય-મુક્તિ પ્રાપ્ત કરે છે' આ ન્યાયાનુસાર, જે બ્રહ્મ આત્મ-નિષ્ઠ હોય તેને કૈવલ્ય-મુક્તિ પ્રાપ્ત થાય. માટે અનેક જન્મો વિષે કરેલા પુણ્યોના પરિપાક લીધે જેને સમ્યક્ પ્રકારે ચિત્ત-શુદ્ધિ ઉત્પન્ન થયલી હોય તે ચિત્ત-શુદ્ધિ વડે જ પરાત્પર સ્વરૂપની એકતાનું વિજ્ઞાન જેને સમુત્પન્ન થયેલ હોય, તેવા સર્વાત્મદર્શી બ્રહ્મવેત્તાને કારણના અભાવના લીધે કર્મલેશ પણ સંભવે નહિ, કિંતુ એવા બ્રહ્મવેત્તા હોય તે સર્વ કર્મનો સન્યાસ કરી, પોતે અવિક્રય બ્રહ્મસ્વરૂપે તૂષ્ણી-સ્વરૂપે સ્થિતિ કરે છે એમ હવે 'સર્વ' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देहे नैव कुर्वन्नकारयन् ॥ १३ ॥

अन्व—वशी सर्वकर्माणि मनसा सन्यस्य नवद्वारे पुरे देहे न कुर्वन् न कारयन् एव सुखं आस्ते ॥ १३ ॥

અ—જેને સર્વ ઇન્દ્રિયો વશીકૃત હોય તેવો શુદ્ધ મનવાળો બ્રહ્મવેત્તા, અધિષ્ઠાન રૂપ બ્રહ્મતત્ત્વનું યથાર્થ સ્વરૂપ જાણી, સર્વ દૃશ્ય મિથ્યા રૂપ હોય એમ જ્ઞાન સિદ્ધ થવાથી, કર્મ, તેનો કર્તા, તેનું ફળ આદિ સર્વ મિથ્યા સ્વરૂપ છે એમ સમજી તેમનો મનથી પરિત્યાગ કરી, આત્મા પોતે કાંઇ કરતો નથી કે કાંઇ કરાવતો નથી એમ સમજી, નવદ્વાર વાળા નગર રૂપ દેહ વિષે, તૂષ્ણી-સ્વરૂપે સ્થિતિ કરે છે.

વિ-સર્વ કર્માણિ=નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા પ્રતિષિદ્ધ લક્ષણવાળા શાસ્ત્રીય તથા અશાસ્ત્રીય યાવત્ કર્મોને-મનસા-અવિદ્યાન રૂપ પ્રજ્ઞાનત્વના યથાર્થ સ્વરૂપનુ સંદર્શન થયે, પરબ્રહ્મ વિષે આરોપિત કરેલ સર્વ દ્રશ્યવસ્તુના મિથ્યાપણાની પ્રતીતિ જેને ઉત્પન્ન થયેલ હોય તેવા મનવડે, સન્યસ્ય=યાવત્ કર્મ તેના કર્તા તેના સાધન, તેના ફળ, સર્વ કેવળ અસત્ રૂપ હે ય આ રીતનો અનુભવ સિદ્ધ થતા તેમનો સંત્યાગ કરીને, વશી=નિત્ય, નિરતર સેવન કરેલ સમાધિનિષ્ઠાના બળે સર્વ વાસનાઓનો સમુદાય નિર્મૂળ થયે બાહ્ય તથા આભ્યન્તર સર્વ ઇન્દ્રિયો સુપ્રસન્ન થતા, સર્વ ઇન્દ્રિયોનો સમૂહ સ્વીકૃત હોય તેવા શુદ્ધ મનવાળો બ્રહ્મવેત્તા

'મનવડે' આ રીતના વચનથી તો સર્વ કર્મોનો ત્યાગ કેવળ મનવડે થઇ શકે, કિંતુ બહારની ક્રિયાવડે તેમનો ત્યાગ ન થાય, આમ હોય તો વિહિત કર્મોનો ત્યાગ અસિદ્ધ થાય ? આ રીતની શંકા યોગ્ય નથી

'विकल्पो न हि वस्तु' નૃસિંહોત્તર તાપિની ઉ 'मायामात्रमिदं द्वैतम्' ગૌડપા ૦ ૧-૧૭ અર્થ—નિશ્ચે વિકલ્પ એ વસ્તુ ન હોય, આ દ્વૈત કેવળ માયા-માત્ર છે,' આ શ્રુતિઓ અનુસાર, સર્વ દ્રશ્ય મિથ્યા સ્વરૂપ છે આ રીતની બુદ્ધિવાળા જ્ઞાની પુરુષો કર્મ વિધિ અનુપપન્ન હોય કારણકે વિધિનો પણ દ્રશ્ય-પદાર્થની અંદર અંતર્ભાવ થાય, અને તેથી જેમ મરુસ્થલીના યથાર્થ-સ્વરૂપનુ જેને જ્ઞાન સિદ્ધ હોય, તેને જળવત્ જળપાનનુ વિધિ વચન પણ મિથ્યા પ્રતીત હોય, તેમ જેને અધિષ્ઠાનભૂત બ્રહ્મતત્ત્વનુ જ્ઞાન સિદ્ધ હોય તેવા બ્રહ્મજ્ઞાની પુરુષો, કર્મવિધિ પણ કર્મ તથા કર્મના કારકવત્ કેવળ મિથ્યા રૂપજ હેય, સર્વ પ્રમાણોવડે આ સર્વ દ્રશ્ય કેવળ મિથ્યાસ્વરૂપ છે એમ જાણનાર બ્રહ્મવેત્તાને કર્મ-પ્રવૃત્તિ કદાપિ સંભવે નહિ

આ સર્વ દ્રશ્ય કેવળ મિથ્યાસ્વરૂપ છે એમ જાણી પ્રવૃત્તિ કરે આમ કહેવુ પણ યુક્ત નહોય, કારણ કે મિથ્યાપણાની બુદ્ધિ, અને પ્રવૃત્તિને પરસ્પર વિરોધ હોવાથી, તેમને એક-આધારપણુ ( આશ્રયપણુ ) ઘટે

નહિ; જો તેમ હોય તો અંદર મિથ્યાપણાની બુદ્ધિ રાખી અને બહાર સત્યપણાની બુદ્ધિ રાખી કર્મ કરે ? આમ પણ કહેવુ અયોગ્ય છે; કારણ કે એક વસ્તુ વિષે બુદ્ધિદ્વય ઘટે નહિ; મરૂસ્થલીનું જેને દર્શન થયલ હોય તેવા પુરૂષને જળની મિથ્યાપણાની તથા સત્યપણાની બુદ્ધિ, આ ઉભય પ્રકારની બુદ્ધિ નિશ્ચે ઉપપન્ન ન હોય; તેજ રીતે સર્વ દશ્યના મિથ્યાપણાનું જ્ઞાન, સર્વ દશ્યના સત્યપણાનું જ્ઞાન, તથા તે દશ્ય વિષે પ્રવૃત્તિ, આ સર્વે એક પુરૂષવિષે કદાપિ ઉપપન્ન હોય નહિ; પદાર્થ વિષે સત્યપણાની બુદ્ધિ થયા પછી જ તેના મિથ્યાપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય, એટલે સર્વ દશ્યના મિથ્યાપણાના દઢપ્રતીતિ જે જ્ઞાનીના મન વિષે સિદ્ધ થયલ હોય તેને બહિઃપ્રવૃત્તિ ક્રેમજ સંપન્ન હોય ?

यन्मनसाध्यायति तद्वाचा वदति तत्कर्मणा करोति અર્થઃ— જે વસ્તુનું મન વડે ધ્યાન કરે તે વસ્તુનું વાણી વડે કથન કરે, અને તેજ કર્મવડે કરે,' આ શ્રુતિ અનુસાર, મનો–વ્યાપાર વાગાદિની પ્રવૃત્તિનો પૂર્વગામિ હોય, એટલે બ્હારથી ક્રિયા કરવી અને મનવડે સંન્યાસ કરવો એ રીતની શંકા કેવળ અયૌક્તિક હોવાનું સિદ્ધ થાય છે.

આમ હોવાથી અતિ ઉત્તમ બ્રહ્મવેત્તા પુરૂષ, સર્વ દશ્યના મિથ્યાપણાનો નિશ્ચય કરી, સર્વ કર્મોનો મનવડે પરિત્યાગ કરી, પોતે અક્રિય બ્રહ્મસ્વરૂપે તૂષ્ણી રૂપે સ્થિતિ કરે છે.

આ બ્રહ્મવેત્તા તૂષ્ણીરૂપે સ્થિતિ ક્યા કરે ? તેનુ હવે ' नव ' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છેઃ—

नवद्वारे पुरे=બે ચક્ષુઓ, બે શ્રોત્રો, બે નાસિકાઓ, વક્ર, તથા પાયુ ( ગુદા ) અને ઉપસ્થ ( ગુહ્ય ઇન્દ્રિય ) આ નવસંખ્યાક દ્વારો સૂર્ય આદિ દેવતાઓ વડે રક્ષિત હોય જેના તે નવ દ્વારવાળું અર્થાત્ કેવળ પ્રત્ય ગાત્મા રૂપ ર જાવાળું, બુદ્ધિરૂપ પ્રધાનવાળું મનઃપર્યંતના સર્વ ઇન્દ્રિયો રૂપ પરિચારક વાળું, પ્રાણાદિ દશ વાયુના સમુદાય રૂપ ગ્રામપાલક વાળુ,

વિષ્ણુ આદિ સર્વ દેવતાઓના આયતનરૂપ નવ દ્વારવાળા દેહ નગર વિષે; સુખં=જે રીતે આત્મ-સુખનો આવિર્ભાવ થાય તે પ્રકારે; આસ્તે—સ્થિતિ કરે છે.

આ રીતે 'વિદ્વાન્ પુરૂષ દેહ વિષે સ્થિતિ કરે છે' એમ કહેવું અનુપપન્ન હોય, કારણ કે વિદ્વાન્ તેમજ અવિદ્વાન્, યોગી તેમજ અયોગી, સર્વ કોઇ કેવળ દેહ વિષે સ્થિતિ કરે છે; કારણ કે હું આહી સ્થિતિ કરૂં છું એમ સર્વ કોઇને અનુભવ સિદ્ધ હોય છે; આ રીતની શંકા કેવળ અયોગ્ય છે; કારણ કે દેહ વિષે આત્મબુદ્ધિવાળા અત્યન્ત મૂઢ-પુરૂષ વિષે વિપરીત પ્રતીતિ જોવામા આવે છે.

કેવળ દેહને આત્મારૂપે માને તેવા મૂઢતમ પુરૂષને, ઘરના ઉંબરમાં હું બેઠું છુ આ રીતની પ્રતીતિ થયા વિના હું દેહ વિષે સ્થિતિ કરૂં છું આ રીતની પ્રતીતિ, બ્રહ્મવેત્તાની પ્રમાણે સંભવે નહિ; વળી બ્રહ્માંડ વિષે ચરાચર સર્વ વસ્તુને પોતાના તેજ વડે પ્રકાશિત કરનાર સૂર્યના પ્રમાણે, બુદ્ધિ આદિ સર્વ અનાત્મ દશ્યમાત્રને આત્મભાસવડે પ્રકાશિત કરનાર સ્વ-પ્રકાશરૂપ ચિત્, એકરસ, સર્વ-સાક્ષિરૂપ, અસંગ, ઉદાસીન, નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત સ્વભાવવાન્ આનન્દઘન આત્મા તે હું પોતે જ છું એમ આત્મ-સ્વરૂપે જે સાક્ષાત્કાર કરે તેવો વિદ્વાન પુરૂષ જે દેહથી આત્મા વ્યતિરિક્ત છે એમ જાણે તેજ કેવળ, જેમ દેવદત્ત પોતીકા ઘર વિષે સુખેથી બેસે તેમ પોતીકા દેહ વિષે બ્રહ્મસ્વરૂપે સુખેથી સ્થિતિ કરવાને સમર્થ હોય; તેથી જ 'સર્વ કર્મનો મન વડે સન્યાસ કરી સર્વ ઇન્દ્રિયોને વશ કરીને નવદ્વારવાળા નગરરૂપ દેહ વિષે સુખેથી સ્થિતિ કરે છે' એમ શ્રી ભગવાને ઉક્તિ કરેલી છે;

અથવા આ વાક્યાર્થનો બીજો પણ અર્થ નીચે પ્રમાણે થાય છે:--

નિત્ય, નિરંતરરૂપ બ્રહ્મનિષ્ઠા વડે યુક્ત થઇ જેણે અંદરની તથા બહારની યાવત્ ઇન્દ્રિયોને વશ કરેલી હોય તેવો નિશ્ચલ મનવાળો (વશી) શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા, વિહિત, પ્રતિષિદ્ધ તથા આ ઉભયથી વિલક્ષણ દેહચેષ્ટારૂપ

સર્વકર્મો, ( सर्वकर्माणि ) વ્યતીત થયલ અનેક કલ્પો વિષે, તેમજ અધુના સર્વ અવસ્થાઓ વિષે, દેહ તથા ઇન્દ્રિયના વ્યવહારરૂપે પરિણામ પામેલ કેવળ પ્રકૃતિના યોગે સર્વદા કરાય છે, અને હું તો કેવળ કૂટસ્થ અસંગ ચિત્સ્વરૂપ છુ, તેથી હુ કાંઇ પણ કર્મ કરતો નથી, આ રીતે આત્મ-વસ્તુ તથા અનાત્મ-વસ્તુના સ્વરૂપના વિવેક-જ્ઞાનવાળા મનવડે, નવદ્વારવાળા નગર રૂપ દેહ શબ્દ વડે જે ઉપલક્ષિત કેવળ પ્રકૃતિ, તે વિષે જન્મ મરણ આદિ વિકારો, કર્તાપણુ, ભોક્તાપણું, સુખિ તથા દુખિપણું આદિ ધર્મો, તથા જાગ્રતઆદિ અવસ્થા વિશેષ આ સર્વેનો વિલય કરી, ( सन्यस्य ) અર્થાત્ આ સર્વ વિકારાદિ પદાર્થ કેવળ પ્રકૃતિના પરિણામરૂપે હોય, કિંતુ કૂટસ્થ, અસગ ચિદ્રૂપાત્મા એવો હુ તેને આ પદાર્થો સબધ ધરાવે નહિ, આ રીતે દેહાદિ સર્વ અનાત્મ-વસ્તુ સાથેનો તાદાત્મ્યાધ્યાસનો પરિત્યાગ કરી, (सन्यस्य) પોતે કેવળ પોતાના આત્મા વિષે નિષ્કલ, નિષ્ક્રિય, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, નિરન્તર આનંદ એકરસ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે તૃષ્ણા-પૂર્વક સુખેથી સ્થિતિ કરે છે, અર્થાત્ તે કાંઇપણ વિકારને પ્રાપ્ત થતો નથી नवद्वारपुरे= સ્થૂળ પુર્યષ્ટક વડે નવદ્વારવાળા નગરવિષે, પુરે-પુરસદશ, ના પૂર્ણ સ્વરૂપે હોવાથી પુર કહે છે, તે વિષે देहे દેહના કારણ વિષે અર્થાત્ દેહ શબ્દ ઉપલક્ષિત પ્રકૃતિ વિષે,

શકા – જપા કુસુમની ( ચીનાઇ ગુલાબ) સાનિધ્યતા લીધે સ્ફટિકના વિષે જેમ રક્તતા પ્રતીત થાય, તેમ દેહાદિ અનાત્મ-વસ્તુની સાનિધ્યતાના લીધે આત્મા વિષે અનાત્મ-વસ્તુવડે કરાયલા સર્વ કર્મો જે પ્રતીત થાય તે સર્વ કર્મો કેવળ પ્રકૃતિ-જન્ય હોય, ' હુ કાંઇ પણ કર્મ કરતો નથી ' આ રીતના જ્ઞાન લીધે બ્રહ્મભાવ સંપન્ન થઇ વિદ્વાન પુરૂષ ભલે બ્રહ્મવિષે સ્થિતિ કરે, તથાપિ તે નિષ્ક્રિયરૂપે સ્થિતિ કરી શકે નહિ, કારણ કે તે બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરે એટલે તેને દેહાદિ અન્ય અનાત્મ વસ્તુ-કર્તૃક ક્રિયા સાથે સબધનો અભાવ હોય, તથાપિ સ્વાશ્રય-ક્રિયાપણાનો તેને સભવ હોય

જેમ ઘરની અંદર રહેલ પ્રદીપને પવન આદિ અન્ય-કર્તૃક ચલન ક્રિયાનો અભાવ હોય, તથાપિ તેને તૈલનું ગ્રહણ કરવું, આ રીતની તૈલાદાનરૂપ સ્વકર્તૃક-ક્રિયા વિદ્યમાન હોય; અથવા જેમ ગજનું આરોહણ કરીને ગમન કરનાર રાજાને ગજકર્તૃક ( ગજવડે કરવામા આવે તે ) ગમન-ક્રિયાનો અભાવ હોય, તથાપિ તે રાજાને સ્વનિષ્ઠ ચલન-ક્રિયા તથા ગજપ્રેરણા આદિ ક્રિયા વિદ્યમાન હોય, તેમ પરમાત્માને પણ સ્વનિષ્ઠ કર્તા તથા કારયિતાપણું અવશ્ય હોય જ ? આ રીતની શંકા યોગ્ય નહોય;

( સમાધાન )—પરમાત્મા નિરવયવરૂપે હોવાથી તેને ક્રિયાશ્રયપણું અનુપપન્ન હોય, વળી, ' निष्कलं निष्क्रियम् ' શ્વે. ૬-૧૯ અર્થ-પરમાત્મા અંશ તથા ક્રિયાથી રહિત છે' આ શ્રુતિવાકયાનુસાર આત્મા નિરવયવ તથા નિષ્ક્રિયરૂપે હોવાથી આત્માને ક્રિયાવત્તા તથા સાવયવતા માનીએ તો તેને અનિત્યતા પ્રસકત થતા સર્વ વાદિઓને અનિષ્ટરૂપ થાય તથા શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થાય, તેથી અવયવિનાના લીધે રાજાને જેમ કતૃત્વ આદિ ઉપપત્તિ સિદ્ધ હોય, તેમ આત્માને કતૃત્વ આદિ સિદ્ધ ન હોય, એમ હવે ' नैवकुर्वन्नकारयन् ' ઇત્યાદિ પદાર્થ વડે બોધોકિત કરે છે —

નિરવયવરૂપે હોવાથી પરમાત્મા પોતે કાંઇ પણ ક્રિયા કરતો નથી, તેમ બીજા કોઇ પાસે કરાવતો નથી, પ્રમાણનો વિરોધ આવે માટે જે વસ્તુ નિરવયવ તથા પરિપૂર્ણ સ્વરૂપવાળી હોય તેના વિષે ચલનક્રિયાની કલ્પના કેમ જ કરી શકાય ? નિરવયવ તથા પૂર્ણસ્વરૂપ આકાશ વિષે જેમ ચલન ક્રિયા ન સંભવે તેમજ આત્મા વિષે સમજવુ; કારણ કે ' આત્મા નિત્ય સર્વગત તથા નિશ્ચલ રૂપ છે' ( ૨-૨૪ )આ વચન વડે આત્માની પૂર્ણતા તથા નિષ્ક્રિયતાનુ પ્રતિપાદન કરેલું છે.

'જો નિરવયવ તથા નિષ્ક્રિયરૂપ પરમાત્માને કતૃતા તથા કારયિતાનો અસંભવ હોય, તો ' सर्वाधिपत्यं कुरुते महात्मा ' શ્વે૦ ૫-૩ एष एव साधुकर्म कारयति ' કૌષિતકી૦ ૩-૮'एषतआत्मान्तर्याम्यमृत' બૃ ૩-૭-૯ અર્થઃ-

મહાત્મા સર્વ પદાર્થનુ અધિપતિપણુ કરે છે,' કેવળ આજ આત્મા કુશળ કર્મ કરાવે છે,' 'આજ તારો આત્મા અન્તર્યામી તથા અમૃતરૂપ છે' ઇત્યાદિ શ્રુતિઓ આત્માની કર્તૃતા તથા કારયિતૃતા પ્રતિપાદન કરે છે તે સર્વે અપ્રમાણભૂત થાય ? આ રીતની શકા યોગ્ય નથી, કારણ કે કેવળ સાનિધ્યતાના લીધેજ આત્માને કર્તૃતા આદિ સભવે છે

જેમ સૂર્યની સાનિધ્યતાના લીધે ભો-નિદ્રત્તિ થતા તે નિદ્રનિનુ કર્મ સૂર્ય કરે છે એમ ઉપચાર રૂપે કહેવાય જેમ ચુમ્બકની સાનિધ્યતાના લીધે લોઢાની ચલનક્રિયા સિદ્ધ થતા, ચુબક લોહની ચલનક્રિયાનો કારયિતા છે એમ ઉપચાર કરાય, તેમ આત્મતત્ત્વની સાનિધ્યતાના લીધે પ્રકૃતિનુ વિજૃમ્ભણ થતા, તે વિજૃભણ કર્મરૂપ સર્વાધિપતિ-પણાનો ઉપચાર કેવળ અવિક્રિય રૂપ પરમાત્મા વિષે કરાય છે, તેજ રીતે આત્માની સાનિધ્યતાના લીધે બુદ્ધિઆદિની પ્રવૃત્તિ થતા બુદ્ધિઆદિને આત્મા પ્રવર્તાવે છે, આ રીતે કેવળ અવિક્રિયરૂપ આત્મતત્ત્વવિષે, પરમાત્મા પ્રવૃત્તિ આદિ કર્મ કરે છે તથા કરાવે છે આ રીતનો પ્રવૃત્તિનો મિથ્યા ઉપચાર કરવામા આવે છે

ધ્યાયતીવ લેલાયતીવ બૃ૦ ૪ । ૩ । ૭ અર્થ તે ધ્યાન કરતો હોય તેમ, ચલતો હોય તેમ આ શ્રુતિ અનુસાર, આત્માને આ રીતની કર્તૃતા તથા કારયિતૃતાનો સભવ હોવાથી તે અર્થનુ ગ્રહણ કરીને પ્રાણિઓની અગ્નત ત્નના સિદ્ધ કરવા અર્થે શ્રુતિઓ પરમાત્માની કર્તૃતા તથા કારયિતૃતાનુ કથન કરે છે, આ ઉપરોક્ત વડેજ પરમાત્મા પ્રત્યે સૃષ્ટિ આદિ ક્રિયાનુ પ્રતિપાદન કરનારી શ્રુતિઓની પ્રામાણ્યતા સિદ્ધ હોય છે, જો તેમ ન હોય તો ' निष्कल निष्क्रिय शान्तम् ' શ્વે૦ ૬ । ૧૯ અર્થ—આત્મા અગરહિત નિષ્ક્રિય તથા શાતરૂપે છે,' ' न तदश्नाति किंचन न तदश्नाति कश्चन બૃહદા૦ ૩ । ૮ અર્થ તે કોઇ પદાર્થનુ ભક્ષણ કરતો નથી તેનુ કોઇપણ ભક્ષણ કરતુ નથી ' ઇત્યાદિ શ્રુતિઓ વડે આત્માનું નિરાકારપણુ પ્રતિપાદિત કરેલુ છે તે શ્રુતિઓનો વ્યાકોપ સિદ્ધ થાય,

તાત્પર્ય—આ રીતે અનેક શ્રુતિઓના પ્રમાણ વડે પરમાત્માની નિર્વિક્રિયતા સિદ્ધ છે તેથી આત્મા કાઇ કર્મ કરતો નથી તેમ બીજા કર્મ કરાવતો નથી એમ સિદ્ધ થાય છે ૧૩

ભાષ્ય—આત્માની નિરવયવતાના લીધે તેને ક્રિયાની આશ્રયતા અનુપપન્ન હોવાથી, તેને કર્તૃતાનો અસંભવ હોય, તથાપિ જેમ અયસ્કાન્તને (લોહચુંબક) અયસ્ચાલકના સિદ્ધ હોય, તેમ આત્માને કારયિતૃના કેમ સિદ્ધ ન હોય? આ રીતની શંકા કરવી અયોગ્ય છે, કારણ કે જો તેમ હોય તો પ્રાણિઓની આત્મ સાનિધ્યતા નિત્યરૂપે હોવાથી, સર્વ પ્રાણિઓને કેવળ પ્રવૃત્તિ સર્વદા સિદ્ધ થાય, કિંતુ તેમ જોવામા આવતુ નથી તેથી આત્માને કારયિતૃતા પ્રમાણ વડે સિદ્ધ નથી આ રીતના આશય વડે હવે 'न कर्तृत्व' ઇત્યાદિ મન્ત્રાર્થ વડે કથન કરે છે—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

अन्व—प्रभु लोकस्य कर्तृत्व न सृजति ( तथा ) कर्माणि न सृजति । कर्मफलसंयोगं (च) न सृजति स्वभाव तु प्रवर्तते ॥ १४ ॥

અ—આત્મા, પોતે તુ આ કર્મ કર એ રીતે પ્રાણિઓની કર્મ વિષેની પ્રવૃત્તિને ઉત્પાદન કરતો નથી, તેમ તે કર્મને ઉત્પાદન કરતો નથી, તેમ તે કર્મ-ફળના સંયોગને પણ ઉત્પાદન કરતો નથી, કેવળ કર્મ રૂપ પ્રકૃતિ ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુને સંપાદન કરીને સુખ તથા દુ ખનો અનુભવ કરાવે છે ૧૪

વિ प्रभु=પોતેજ સર્વત્ર સ્વરૂપે રૂપે ભાસે છે, વા સર્વ પદાર્થને ભાસમાન કરે તે, વા સર્વાત્મ રૂપે કેવળ પોતે જ જે ભાસે તે આત્મા

( प्र+भु ) कर्तृत्वं= આ કર્મ તું કર, આ રીતની કર્મ વિષેની પ્રવૃત્તિને; लोकस्य=પ્રાણિની, આત્મા પોતે કોઇ પણ જન્તુને કર્મ વિષે પ્રવૃત્તિ કરાવતો નથી, વળી ' कर्तुरीप्सिततमंकर्म અર્થ —કર્તાની ક્રિયાથી . પ્રાપ્ત કરવાને ઇષ્ટતમ કારક ' તે કર્મ સંજ્ઞાને પામે, ' આ સ્મૃતિ વાક્યાનુસાર, ક્રિયા વડે પ્રાપ્ત કરવાને જે ઇષ્ટતમ રૂપે હોય તેને કર્મો કહે છે, न सृजति= ઉત્પાદન કરતો નથી, આત્મા કર્મોને ઉત્પાદન કરતો નથી; અર્થાત્ ઇષ્ટ પ્રદ વા અનિષ્ટ-પ્રદ, જે કાઇ વસ્તુ ક્રિયા વડે પ્રાપ્ત થવાને યોગ્ય હોય તેને તે સંપાદન કરતો નથી; कर्मफलवनसृजति=તે તે પ્રાણિને તે તે કરેલ પાપના તથા પુણ્યના ફલ વડે સંયોજિત કરતો નથી; અર્થાત્ આત્મા પ્રાણિને સુખ દુઃખનો અનુભવ કરાવતો નથી.

જો આત્મ ને કારયિતૃત્વ, પ્રાપયિતૃત્વ, તથા ભોજયિતૃત્વ આદિનો અભાવ હોય તો કારયિતા ભોજયિતા ભોગવાળ નારો તથા પ્રાપયિતા કોણ હોય ? ઇતિ આકાંક્ષા પ્રત્યે ' स्वभाव ' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે—

स्वभाव = જે પોતે જ સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે તે અથવા પોતાને જે ઉત્પન્ન કરે તે વાસનામય પ્રકૃતિ, प्रवर्तते-કર્મ રૂપ પ્રકૃતિ, ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુને સંપાદન કરી સુખ તથા દુઃખનો અનુભવ કરાવે છે,

तात्पर्य.-પોતે અવિક્રિય રૂપે હોવાથી પ્રાણિનો સ્વાત્મા, તો પ્રાણિની પ્રકૃતિ, તેની ચેષ્ટા, તથા સુખ દુઃખની અનુભૂતિનો કેવળ સાક્ષિ રૂપે હોય છે

૧૪

अव--एष एव साधुकर्म कारयति सत्त्वस्येपप्रवर्तकं कौषितिकी ' ૩-૮ ईश्वरः सर्वभूतानां (૧૮-૬૧), 'सर्वाधिपत्यं कुरुते महात्मा न्वे ૩-૫' 'धर्मावहं पापनुदं भगेशं वरद देवमीज्य' प्रभु प्रीणाति विश्वभुक् ૧. ૬-૬ અર્થ:--કેવળ આજ આત્મા ઇષ્ટ કર્મ કરાવે છે, તેજ આ કર્મનો પ્રેરક છે, 'ઇશ્વર સર્વ ભૂતોના,' મહાત્મા સર્વ પદાર્થનું અધિપતિપણું કરે છે ' ' ધર્મનું આવહન કરનાર, પાપનું નિવારણ કરનાર, ભગેશ, વરદાન આપનાર, પૂજ્યસ્વરૂપ દેવને, ' 'વિશ્વભોક્તા પ્રભુ પ્રસન્ન થાય છે' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ-વાક્યો વડે.

પરમાત્માની કર્તૃતા, કારયિતૃતા, ધર્માવક્તા, પાપ–નોદકતા, (પાપે નુ દૂરી કરણ) તથા સમર્પણ કરેલી પૂજા આદિ વડે પરિતોષ્ટૃતા પ્રસન્નતા આદિનું પ્રતિપાદન કરેલું છે, તો પછી 'આત્માને કર્તૃતા નથી વા કર્મને ઉત્પાદન કરતો નથી આ વચન વડે આ માને શ્રુતિ તથા સ્મૃત્યુક્ત ધર્મ–સત્તાના અભાવનુ પ્રતિપાદન કરવુ કેમ ઘટે ? આ રીતની શકા કોઇ કરે તો તે યોગ્ય નથી, કારણ સ્મૃતિ શ્રુતિ તથા પુરાણો વડે પણ, આત્મા વિષે કેવળ ઉપાધિ–કૃત કર્તૃતા આદિના આરોપ કરી, મુમુક્ષુઓને સત્વ–શુદ્ધિ અર્થે તેની ઉપાસના કરવા માટે પ્રવૃતિ સિદ્ધ થાય તે માટે તેમ પ્રતિપાદન કરેલુ છે, કિંતુ આત્માને–તાત્વિક કર્તૃતા આદિ સિદ્ધ ન હોય, વસ્તુત જોતા તો આત્મા પોતે કૂટસ્થ, અસગ તથા ચિદ્રૂપે હોવાથી પોતે કાંઇ પણ કર્મ કરતો નથી કરાવતો નથી તેમ કોઇના પાપને ગૃહણ કરતો નથી એમ હવે 'નાદત્તે' ઇત્યાદિ મત્રાર્થ વડે કથન કરે છે—

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥

अन्व —विभुः कस्यचित्पाप न आदत्ते सुकृतं च न एव आदत्ते।
अज्ञानेन ज्ञानम् आवृतं तेन जन्तवः मुह्यन्ति ॥ १५ ॥

અ—વ્યાપક–સ્વરૂપ આત્મા પોતે ભક્તના વા કોઇના પાપનુ ગ્રહણ કરતો નથી, તેમ જ શ્રૌતાદિ કર્માનુષ્ઠાન વડે જન્ય પુણ્યને પણ તે ગ્રહણ કરતો નથી, અજ્ઞાન વડે જ્ઞાન આવૃત થયેલ હોય, તેથી પરમાત્મતત્ત્વના અવિવેકના લીધે સર્વ પ્રાણિઓ મોહને પામે છે. ૧૫

વિ—વિભુ=નિરવયવતા તથા નિષ્ક્રિયતતાના લીધે વ્યાપક–સ્વરૂપ આત્મા, કસ્યચિત્=ભક્તના, વા અન્ય કોઇ ના,

બ્રાહ્મણ જેમ હિરણ્ય–ગર્ભ અર્થાત્ સુવર્ણને ગ્રહણ કરે, તેમ આત્મા પોતે કોઇના પણ પાપને ગૃહણ કરતો નથી

'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः' 'अनकजन्मार्जितपापसञ्चयं हरत्यशेषं स्मृतमात्र एव' અર્થ --દુષ્ટ મનવાળા પુરૂષો પણ હરિનું સ્મરણ કરે તો તે તેના પાપોને હરે છે, 'તેનું સ્મરણ કરતા જ તે અનેક જન્મવિષે ઉપાર્જિત કરેલ પાપ-સમૂહને અશેષ રીતે હરે છે,' ઇત્યાદિ વાક્યો વડે ભક્તોએ કરેલા પાપોને ભગવાન્ ગ્રહણ કરે છે એમ પ્રતિપાદન કરેલું છે એમ કોઇ કહે તો તે વાત સત્ય છે કિંતુ આ વચનના પ્રતિપાદન વડે તેઓ જે પુરૂષ અનાત્મજ્ઞ હોય તેને ઇશ્વરના નામ કીર્તન રૂપ પ્રાયશ્ચિત વડે કેવળ પાપમાથી મુક્ત કરવાનો ઉદ્દેશ હોય, કિંતુ તે વડે કાઇ પરમાત્માને વિકારિતા સંપાદન કરી તે પાપનું ગ્રહણ કરે છે એમ પ્રતિપાદન કરેલું નથી

વળી 'तस्मात्समस्त। विष्णोर्जगन्मङ्गलमस्मताम्। महतामपि कौरव्य विद्ध्यैकान्तिकनिष्कृतिम्। एकान्तिनिष्कृति नामा सङ्कीर्त्य कीर्तनम्' અર્થ - તેથી શ્રી વિષ્ણુ ભગવાનનું નામ-સંકીર્તન કરવું, જે જગતમા મંગળ રૂપ છે, તે હે કૌરવ્ય (કુરુકુળના રાજા) ખરેખર મહાન્ પાપોના પણ એકાંતિક પ્રાયશ્ચિત રૂપ છે શ્રી શંભુ ભગવાનનું કેવળ એકમાત્ર નામકીર્તન કરવું તે જ પ્રાયશ્ચિત રૂપ છે' ઇત્યાદિ વચનો વડે આ જ અર્થનું પ્રતિપાદન થાય છે, જો તેમ ન હોય તો આત્માનું નિર્વિકારપણું પ્રતિપાદન કરનાર શ્રુતિઓનો વિરોધ પ્રસક્ત થાય

વળી વહ્નિ જેમ આ નિત્યે ગ્રહણ કરે તેમ જે તે ભક્તના વા અન્ય પ્રાણના ભક્તિપૂર્વક મને સમર્પણ કરેલ શ્રૌત તથા સ્માર્ત- કર્મો વડે જન્ય પુણ્યને પણ તે ગ્રહણ કરતો નથી.

જો આમ હોય તો 'धर्मावहं पापनुदं भगेशं' 'प्रदमीड्य' શ્વે ૪-૧૧ प्रभु प्रीणाति 'पत्रं पुष्पं फलं तोयं (ગી ૯-૨૬) અર્થ—ધર્મનું આ વહન કરનાર, પાપનો બહિષ્કાર કરનાર, વરદાનનો આપનાર, પૂજ્યદેવને, "પ્રભુ પ્રસન્ન થાય છે' પત્ર, પુષ્પ ફળ જળ ઇત્યાદિ શ્રુતિ

તથા સ્મૃતિના વાક્યોની અપ્રમાણ્યતાનો આપાત થાય એમ કોઇ કહે તો તે યુક્ત નથી; કારણ કે આ વાક્યો વડે જેને પોતાના અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવાની કામના હોય તેવા મુમુક્ષુને, પરમેશ્વરની ઉપાસના કરવા રૂચિ ઉત્પાદન થાય તે માટે તે પરમેશ્વરની મહત્તાનું પ્રતિપાદન કરેલું છે; એટલે 'वायुर्वैक्षेपिष्ठा देवता અર્થ-ખરેખર વાયુ ક્ષેપનાર દેવ છે' ઇત્યાદિ વાક્યવત્ આ વાક્યોની પ્રામાણ્યતા ઉપપન્ન છે.

પંડિત તથા અપંડિત સર્વ પુરૂષો, સ્નાન, સંધ્યાનુષ્ઠાન, યજ્ઞ તથા દાન આદિ વડે ઉત્પન્ન થતા ફળ કેવળ ઇશ્વરને સમર્પણ કરે છે, તેને ઇશ્વર ગ્રહણ કરે છે તે કેમ ઘટે? આ રીતની આકાંક્ષા પ્રત્યે-વેદાંત વિચાર-જન્ય જ્ઞાનનો અભાવ હોવાથી સર્વ પુરૂષો આ રીતે વર્તન કરે છે એવા આશયથી 'अज्ञानेन' ઇત્યાદિ ઉત્તરાર્ધ વડે કથન કરે છે—

अज्ञानेन=આત્મા, દેહ તથા ઇન્દ્રિયોથી ભિન્ન, અવિક્રિય, ચિદ્રૂપ, પરિપૂર્ણ અખંડ, આનંદ રૂપ, એક રસ રૂપે છે આ રીતનું જ્ઞાન, તેનાથી વિલક્ષણ સ્વરૂપ, તે વડે आवृतं=તિરોહિત થયલું; जन्तवः પ્રાણિઓ; तेनः પરમાત્મતત્ત્વના અવિવેક લીધે;

રાહુ વડે જેમ સૂર્યનું બિમ્બ તિરોહિત હોય, તેમ ઉક્ત-સ્વરૂપ જ્ઞાન અજ્ઞાન વડે તિરોહિત હોય, અને તેથી જ પરમાત્મ-તત્ત્વના અવિવેક લીધે સર્વ પ્રાણિઓ, અહંમમાભિમાનને વશ થઇ, આ કર્મ વડે મને ઇશ્વર પ્રસન્ન થશે, મને તે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરાવશે, હું ભોગ ભોગવીશ તથા ભોગવાવીશ ઇતિ પ્રકારે મોહને પામે છે; અર્થાત્ પરતત્ત્વને ન જાણતા સતા સંસારતાને પામે છે. - ૧૫

અવ—જો સર્વ પ્રાણીઓનું જ્ઞાન અજ્ઞાન વડે આવૃત થયલ હોય, તો મુમુક્ષુઓને આત્મ-જ્ઞાનનો આવિર્ભાવ કેમ થાય? તથા તેઓને મુક્તિ કયા પ્રકારે પ્રકારે સિદ્ધ થાય? આ રીતની આકાક્ષા પ્રત્યે, ઇશ્વર-પ્રીત્યર્થે

નિત્ય તથા નૈમિત્તિક કર્મો કરીને જ્યારે ચિત્તનો પરિપાક સિદ્ધ થાય. ત્યારે સમ્યગ્જ્ઞાન ઉદયને પામે, તે અજ્ઞાનનો નાશ કરી જ્યારે પરતત્ત્વનો પ્રકાશ કરે ત્યારે તેઓ મુક્તિને પામે એવા આશયથી હવે 'જ્ઞાનેન' ઇત્યાદિ ઉભય મન્ત્રોવડે કથન કરે છે—

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

अन्व— येषा आत्मन अज्ञान तु ज्ञानेन नाशितम् तेषाम् ज्ञानम् आदित्यवत् तत्परम् प्रकाशयति ॥ १६ ॥

અ—જેઓનુ બુદ્ધિનુ અજ્ઞાન જ્ઞાન વડે નષ્ટ થયલુ હોય, તેઓના જ્ઞાન વડે આદિત્યની પ્રમાણે પર-બ્રહ્મતત્ત્વનો પ્રકાશ થાય છે ૧૬

વિ—'तु' શબ્દ વડે, જ્ઞાનથી વ્યતિરિક્ત પદાર્થવડે અજ્ઞાનના નાશનો અસભવ હોય એમ સૂચન કરેલુ છે યથા= કર્મ તથા ઉપાસના વડે જેમના ચિત્ત પરિપક્વ થયલા હોય તેઓનુ, ज्ञानेन શ્રવણ આદિ વડે સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થયેલ આત્મ-વિષયક જ્ઞાન વડે, आत्मन =બુદ્ધિ સબધી, બુદ્ધિ-નિષ્ઠ, જ્ઞાન તથા અજ્ઞાન બુદ્ધિના ધર્મ રૂપે હોય, તેથી જેમ પડળના ભાવાભાવે આવરણ તથા અનાવરણ કેવળ ચક્ષુ વિષે હોય, કિંતુ ઘટને કાઈ આવરણ કે અનાવરણ હોય નહિ, તે જ પ્રમાણે અજ્ઞાન રૂપ અનાવરણ બુદ્ધિને હોય, કિંતુ તે આત્માને ન હોય આમ ન હોય તો હુ રૂપે પ્રતીતિ અનુત્પન્ન થાય, તેથી જ અજ્ઞાન કેવળ બુદ્ધિને સબધ ધરાવનાર હોય, અને તે અજ્ઞાન વડે મોહને પામી પ્રાણીઓ સસાર-ગતીને પામે છે

સૂર્યોદય વડે જેમ તિમિરનો નાશ થાય, તેમ સર્વ અનર્થના બીજરૂપ તે અજ્ઞાનનો (तत् अज्ञान) જ્યારે નાશ થાય, ત્યારે શુદ્ધ-ચિત્તવંત એવા તેઓને (तपाम्) જ્ઞાન સમુત્પન્ન થતા, જેમ ઉદય પામેલો આદિત્ય (आदित्यवत्)

પદાર્થ માત્રને પ્રકાશિત કરે, તેમ સર્વવેદાંત વિષે પ્રસિદ્ધ, સત્ય, તથા જ્ઞાનાદિ લક્ષણવાન્ પ્રત્યગાત્માથી અભિન્ન પરબ્રહ્મતત્ત્વ ( તત્પરમ્ ) નો પ્રકાશ થાય છે, અર્થાત્ સૂર્યનાપ્રકાશ વડે 'આ કેવળ સ્થાણુ છે' એ રીતનુ જેમ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય તેમ જ્ઞાનના પ્રકાશ વડે, હુ કેવળ બ્રહ્મસ્વરૂપે છુ' એમ પોતીકા પ્રત્યગાત્માનો બ્રહ્મસ્વરૂપે સાક્ષાત્કાર થાય છે.

અવ–તન્ત્યક્તેન ભુંજીથામાગૃધ કસ્ય સ્વિદ્ધનમ્ અર્થ–સર્વ કર્મ સન્યાસ કરી તુ આત્મતત્ત્વનુ પરિપાલન કર, કોઇના ધનની તું આકાંક્ષા ન કર (ઇશા ૨ ) ઇત્યાદિ શ્રુત્યુક્ત રીતિ વડે, જેઓને વિદેહ કૈવલ્ય–મુક્તિની કામના હોય તેવા મુમુક્ષુઓને તો જે જ્ઞાન સમુત્પન્ન થયનુ હોય સરક્ષણ કર્તવ્ય રૂપ હોય, તથા સદા આત્મનિષ્ઠ થઇ કિંચિત્ બાહ્ય પદાર્થનુ દર્શન કરવુ નહિ એમ બોધ કરી હવે "તદ્બુદ્ધય" ઇતિ મન્ત્રાર્થ વડે કથન કરે છે—

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणा ।
गच्छन्त्यपुनरावृत्ति ज्ञानिर्धूतकल्मषा ॥ १७ ॥

અન્વ–तद्बुद्धयः तदात्मान् तन्निष्ठा तत्परायणा (तएव) ज्ञान निधूतकल्मशा' (सन्तः स्वयं) अपुनरावृत्तिं गच्छन्ति ॥१७॥

અ–જે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવાળા, બ્રહ્મસ્વરૂપ બ્રહ્મનિષ્ઠ, તથા બ્રહ્મપરાયણ હોય તેઓના પાપો જ્ઞાનવડે નષ્ટ થતા, તેઓ દેહ સબધથી રહિત એવી મુક્તિ પામે છે ૧૭

ટિ–તદ્બુદ્ધય –આદિત્યવડે જેમ રૂપનો પ્રકાશ થાય, તેમ શ્રવણાદિ જન્ય જ્ઞાનવડે પ્રકાશને પામેલ, સર્વવેદાંત શાસ્ત્રો વિષે પ્રસિદ્ધ, સચ્ચિદાનંદ એકરસ સર્વાત્મક જે પરબ્રહ્મતત્ત્વ, કેવળ તેના વિષે બુદ્ધિ જેમની હોય તેવા, અર્થાત્ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવાળા,

તાત્પર્ય:-કલ્પિત ભેદને ગ્રહણ કર્યા વિના, ચક્ષુવડે જેમ રૂપનું દર્શન કરીએ તેમ મુમુક્ષુઓએ પ્રત્યગ્દૃષ્ટિયે સદા સર્વદા કેવળ બ્રહ્મદર્શન કરવું.

સર્વદૃશ્ય કેવળ બ્રહ્મસ્વરૂપે હોય એમ ગ્રહણ કરે તથાપિ ગ્રહણ કરનાર અને ગ્રહણ કરવા યોગ્ય પદાર્થ, આ રીતનો ભેદભાવ રહે ત્યારે 'एतस्मिन्नुदरमन्तरंकुरुते अथतस्यभयमवति તે ૨-૭ અર્થ:-આ વિષે લેશમાત્ર ભેદ ભાવ કરે એટલે તેને ભય થાય છે ' આ શ્રુતિ અનુસાર, ભેદદૃષ્ટાને ભય પ્રાપ્ત થાય એમ પ્રસિધ્ધ કરેલું છે, તેથી અભેદ-દૃષ્ટિ કરવી યોગ્ય છે એમ ' 'તદાત્માન.' ઇતિ શબ્દાર્થવડે કથન કરે છે—

તદાત્માનઃ-તે બ્રહ્મજ હોય અહ પ્રતીતિરૂપ પરબ્રહ્મસ્વરૂપે જેમને તેઓ; અર્થાત્ હું 'કેવળ બ્રહ્મ સ્વરૂપે છુ" આ રીતે કેવળ બ્રહ્મતત્ત્વવિષે આત્મ સ્વરૂપે બ્રહ્મસાક્ષાત્કાર કરીને અહંપ્રતીતિવાન્ હોય તે; કિંતુ હું દેહરૂપ છું આ રીતે તેમને દેહ વિષે આત્મ-પ્રતીતિ હોય નહિ, સમાધિ દશામા, કેવળ બ્રહ્મતત્ત્વવિષે; અહંપ્રતીતિ હોય તથાપિ વિદ્વાન્ પુરૂષને આહાર આદિ વિષે તથા દેહ વિષે અહંપ્રત્યય હોય, તે પ્રબળ ચિરકાલિક સ્થૂલ દેહાત્મ પ્રત્યયના લીધે, બ્રાહ્મધ્વનિવડે જેમ નાદ-ધ્વનિનો નાશ થાય, તેમ બ્રહ્માત્મ પ્રત્યયનો વિનાશ થાય, તેથી સર્વ બાહ્ય કર્મનો સંન્યાસ કરી આહાર આદિ સર્વ અવસ્થાઓ વિષે પણ, કેવળ બ્રહ્મતત્ત્વવિષે, બાહ્ય દૃશ્ય-પદાર્થનું અવગાહન ન કરે તેવી આત્મત્ત્વ-બુદ્ધિપૂર્વક સ્થિતિ કરવી એમ હવે "તન્નિષ્ઠાઃ' ઇતિ પદાર્થવડે કથન કરે છે.—

તન્નિષ્ઠાઃ-તે બ્રહ્મતત્ત્વવિષે કેવળ આત્માકાર રૂપે બુદ્ધિ કરવી તે રૂપ નિશ્ચલ અહંબુદ્ધિ (નિષ્ઠા) જેમને હોય તે; અર્થાત્ પોતીકા પ્રત્યગાત્માનુ કેવળ બ્રહ્માત્મરૂપે દર્શન અવસ્થિત હોય તે રીતે સ્થિર વૃત્તિવાળા.

બ્રહ્માત્મ-દર્શન વિષે, ચિત્તની સ્થિર વૃત્તિ હોય, તથા કવચિત્ પ્રયો જનાતરની અપેક્ષા હોય ત્યારે આ નિષ્ઠા પ્રતિબધ્ધ થતા બાહ્યાત્મના પ્રાપ્ત થાય તેથી કિંચિત પણ બાહ્ય કાર્યાંતરની અપેક્ષા કર્યા વિના મમુક્ષએ

સદા કેવળ બ્રહ્મતત્ત્વ-પરાયણ થવું યોગ્ય છે એમ 'तत्परायणा' ઇતિ પદાર્થ વડે કથન કરે છે—

तत्परायणाः=તે સચ્ચિદાનંદ, એકરસ, અદ્વિતીય, પોતીકા પ્રત્યગાત્મ સ્વરૂપ-પ્રાપ્ત કેવળ બ્રહ્મતત્ત્વ જ, ચક્ષુને જેમ રૂપ સદાસર્વદા બ્હાર તથા અંદર વિષયરૂપે હોય તેમ નિયમપૂર્વક ( पर ) ગતિ રૂપે ( अयन ) જેમને હોય તેવા, અર્થાત્ આહાર તથા વિહાર આદિ વિષે, સદા સર્વત્ર બ્રહ્મદર્શનનો તથા કેવળ બ્રહ્મ વિષે આત્મદર્શનનો, ચિદેકવૃત્તિવડે યુક્ત થઈ, જેઓ ત્યાગ કરે નહિ તેવા સદા આત્મારામ અર્થાત્ આત્મતત્ત્વ વિષે રમણ કરનાર પુરૂષો.

ज्ञाननिर्धूतकल्मषा –ઉક્ત અંતરંગ સાધન-ચતુષ્ટયના અનુષ્ઠાનવડે અપ્રતિબદ્ધતાને પ્રાપ્ત થયેલ જ્ઞાનવડે, નિઃશેષપૂર્વક પ્રક્ષાલિત થયેલ હોય (कल्मष) જગત્ તથા બ્રહ્મતત્ત્વ તથા આત્મતત્ત્વના ભેદ-ગ્રહણ રૂપ બુદ્ધિગત પાપ જેમનું તેવા. પુન દેહસંબંધને પ્રાપ્ત કરવો તે (पुनरावृत्ति) તેના અભાવને અર્થાત્ દેહ સંબંધથી રહિત, તેવી મુક્તિને अपुनरावृत्तिम्

આ રીતે સર્વત્ર બ્રહ્મદર્શન, બ્રહ્મતત્ત્વ વિષે આત્માનું દર્શન, તન્નિષ્ઠતા, તત્પરાયણતા, આ ચાર વિદેહ-મુક્તિના અસાધારણ કારણ રૂપ સાધન-ચતુષ્ટયનું અનુષ્ઠાન જે બ્રહ્મવેત્તાઓ કરે, તેઓ વિદેહ મુક્તિને પ્રાપ્ત કરે, અર્થાત્ બ્રહ્માત્મક સ્થિતિ વિષે જ આ દેહ ગલિત થતા બ્રહ્મતત્ત્વ વિષે વૃત્તિનો લય થવાથી, પોતે કેવળ બ્રહ્માકારે જ સ્થિતિ કરે છે. ૧૭

अव-'तद्बुद्धय' આ વચનવડે, કલ્પિત નામ તથા રૂપ આદિનું ગ્રહણ કર્યા વિના, બ્રહ્મવેત્તા યોગીઓને જેનું સર્વદા કર્તવ્યરૂપે વિધાન કરેલું છે તે રીતના સર્વત્ર-બ્રહ્મદર્શનના સ્વરૂપનું હવે 'विद्याविनयसंपन्न' ઇતિ મંત્રાર્થવડે સ્પષ્ટીકરણ કરે છે—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गविहस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥

अन्व—विद्याविनयसंपन्ने ब्राह्मणे श्वपाके च गवि शुनि हस्तिनि च एव पंडिताः समदर्शिनः एव ( भवन्ति ) ॥ १८ ॥

અ—વિદ્યાવિનય-સંપન્ન, જગત્પૂજ્ય બ્રાહ્મણના વિષે. ચાંડાળ વિષે, ઘેનુ શ્વાન તથા હાથી વિષે, આ સર્વ પ્રત્યે પંડિત પુરુષોને કેવળ સમદષ્ટિ હોય છે. ૧૮

વિ—विद्याविनयसंपन्ने=સર્વ વેદશાસ્ત્રનું અધ્યયન, ( विद्या ) વા તેનું અર્થજ્ઞાન, તથા નમ્રતા વા ઉપશાંતિ, ( विनय ) આ ઉભય ગુણોવડે, તેમજ સ્વધર્મ-પરાયણતા, પ્રતિગ્રહ-વિમુખતા, સત્ય, શૌચ આદિ સુગુણોવડે સંપન્ન જગત્પૂજ્યરૂપ, તેના વિષે श्वपाके:=જાતિ ગુણ તથા ધર્મવડે પરમ નિકૃષ્ટ અથવા પોતાની પ્રાણવૃત્તિ અર્થે શ્વાનને પણ જે રાંધી ખાય તેવો, અથવા આવતી કાલની ભવિતવ્યતા-બુદ્ધિપૂર્વક જે પાચનક્રિયા કરે તેવા ચાંડાલ પુરુષ વિષે; गवि=જાતિ, સંચાર તથા ક્ષીર આદિવડે જગત્પાવની ઘેનુ વિષે; તેમજ शुनि=જાતિ આદિવડે અતિ નિકૃષ્ટ, તુચ્છ પદાર્થનું ભક્ષણ કરનાર શ્વાન પ્રત્યે; हस्तिनि=રાજ્યપૂજ્ય ભદ્રગજ વિષે, 'च' પદવડે લોહ, અશ્મ તથા કાંચનાદિનો બોધ થાય છે; समदर्शिनः= સર્વ પદાર્થો વિષે, તે તે દ્રવ્યો, તેના ગુણ, તેના તે તે ધર્મો, તથા કર્મથી અસ્પૃષ્ટ, તથા કેવળ આકાશવત્ એકજ સ્વરૂપે જે સર્વદા સમરસતા-પૂર્વક સ્થિતિ કરે છે તે પરબ્રહ્મ ( सम ) તેનુંજ સર્વત્ર-દર્શન કરવાનો સ્વભાવ જેમનો હોય તેવા પુરુષો; અર્થાત્ બ્રહ્મ વિષે આરોપિત કરેલ નામ તથા રૂપ આદિને ગ્રહણ કર્યા વિના અધિષ્ઠાનભૂત કેવળ બ્રહ્મતત્ત્વનુંજ સર્વત્ર-દર્શન કરવાને તત્પર હોય તેવા પંડિત પુરુષો.

તાત્પર્ય —બ્રહ્મતત્ત્વ તથા આત્મતત્ત્વની એકતાનો જેમને પુષ્કળ અનુભવ સિદ્ધ થયલ હોય, તેવા પંડિત પુરૂષો સદા કેવળ સમદષ્ટિવાન્ હોય, અને તેઓ કવચિત્ વિષયદષ્ટા ન હોય આમ કહી સમદર્શિતા, કેવળ પંડિતોના ધર્મરૂપે હોય એમ સૂચન કરેલ છે ૧૮

અવ—સદા સર્વત્ર કેવળ બ્રહ્મદ્રષ્ટિવડે યુક્ત થઇ, જે બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરે તેઓ વિના અન્ય કોઇને વિદેહમુક્તિ સિદ્ધ ન થાય એમ સૂચના કરી, બ્રહ્મનિષ્ઠ યોગીઓને તો કેવળ જીવદ્દશા વિષે મુક્તિ પ્રાપ્ત થાય એમ હવે 'इहैव' ઇતિ મંત્રાર્થવડે દર્શાવે છે—

इहैवतैर्जितः सर्गो येषा साम्ये स्थितं मनः।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः॥ १९॥

अन्व—येषा मन साम्ये स्थित तै (ब्रह्मविद्भि) इह एव सर्ग जित हि ब्रह्म निर्दोषम् सम तस्मात् ते ब्रह्मणि स्थिता ॥१९॥

અ—જે બ્રહ્મવેત્તાઓનું મન સમરસરૂપ કેવળ પરબ્રહ્મતત્ત્વ વિષે નિશ્ચલતા-પૂર્વક સ્થિત હોય તેઓને, આ જીવદશાવિષેજ ભવિષ્યમા ઉત્પન્ન થનાર દેહ-સંબંધનો પરિહાર પ્રાપ્ત થાય છે, બ્રહ્મતત્ત્વ નિર્લેપ, તથા સર્વત્ર સમરસરૂપ હોય એટલે તે બ્રહ્મવેત્તાઓ તે બ્રહ્મતત્ત્વ વિષે સ્થિતિ કરે છે

વિ—येषाम्=બ્રહ્મ તથા આત્મતત્ત્વની એકતાનુ જેમને વિજ્ઞાન પ્રાપ્ત થયેલ હોય, જેઓ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવાળા હોય, જેઓ યાવત્ અંતરંગ સાધનવડે સંપન્ન હોય, તથા જેમણે સર્વ કર્મનો સંન્યાસ કરેલ હોય તેવા બ્રહ્મવેત્તાઓનુ, साम्य=કેવળ સમરસપણ, તે (साम्य) વિષે અર્થાત સમરસરૂપ કેવળ બ્રહ્મતત્ત્વ વિષે, સપ્તમી પ્રત્યય સ્વાર્થસૂચક છે, स्थित= નિશ્ચલરૂપ સ્થિતિ કરે છે, तै=જેઓ કેવળ સર્વત્ર બ્રહ્મદર્શન સંપન્નહોય, તેઓ કેવળ બ્રહ્મસ્વરૂપ સાથે તાદાત્મ્યતા-સંપન્ન થઇ કેવળ બ્રહ્મવિષે નિષ્ઠા કરી, તદાત્મતા-સંપન્ન વૃત્તિવડે યુક્ત થઇ કાલનયન કરે તેના લક્ષણવાળા

બ્રહ્મવેત્તાઓવડે, इहएव કેવળ જીવદશા વિષે, सर्ग=જન્મ, અર્થાત્ ભવિષ્યમા ઉત્પન્ન થનાર દેહસબધ जित=નિર્જિત કરેલ હોય છે, અર્થાત્ તેનો પરિહાર થાય છે

અવિદ્યા-જન્ય કામનાઓના કાર્યભૂત કર્મોવડે નિશ્ચે શરીરોત્પત્તિ થાય, વાસનારૂપ અવિદ્યાવડે અદ્વિતીય બ્રહ્મતત્ત્વવિષે જગદ્બુદ્ધિ, તથા દેહાદિ વિષે અહમમ-બુદ્ધિ સપાદન થાય સર્વ કામનાઓ અવિદ્યા મૂલક હોય અને કર્મો કામનાઓના કાર્યરૂપે હોય, તેથી નિત્ય નિરન્તર બ્રહ્મનિષ્ટ થતા, અવિદ્યા, કામ, તથા કર્મોનો નિશ્શેષપૂર્વક વિનાશ થયે, 'કારણના નાશથી કાર્યનો નાશ થાય' આ ન્યાયાનુસાર, કર્મોના કાર્યભૂત ભાવિ દેહસબધનો પણ નાશ સિદ્ધ થાય, તેથીજ 'આ જન્મ વિષેજ ભાવિ દેહસબધ જીતેલો છે' એમ કહેલુ છે

કવચિત્ પણ બાહ્યાવલબન કર્યા વિના બ્રહ્મવેત્તાઓને કેવળ બ્રહ્મતત્ત્વ વિષે સર્વદા બ્રહ્મભાવરૂપે સ્થિતિ કેવી રીતે ઉત્પન્ન હોય? આ રીતની શકા કરવી યુક્ત નહોય, તેઓના મનની અતિનિર્મળતા તથા બ્રહ્મ સુખના અનુભવની રસિકતાના લીધે તથા તે પ્રકારની બ્રહ્મનિષ્ઠાને સપાદન કરે તેવી પુણ્ય-સપત્તિના લીધે સદાનદ એકરસ બ્રહ્મતત્ત્વ વિષે સ્થિતિ કરવી સભવે એમ સૂચન કરવા અર્થે હવે 'निर्दोष' ઇતિ ઉત્તરાર્ધ વડે બ્રહ્મતત્ત્વની આનદરૂપતાનુ પ્રતિપાદન કરે છે—

हि=કારણકે निर्दोषम्=નિર્દુખ દુખલેશથી રહિત, આનદરૂપ, અહીં 'दोष' શબ્દવડે તેનુ કાર્યભૂત દુખ ઉપલક્ષિત થાય છે 'आनन्दोब्रह्म' 'विज्ञानमानन्दब्रह्म ખ૦ ૩-૯-૨૮ 'स्वप्रकाशम नन्दघनम्' અર્થ—'બ્રહ્મ આનદરૂપ છે, બ્રહ્મ વિજ્ઞાન તથા આનન્દ સ્વરૂપ છે,' 'બ્રહ્મતત્ત્વ સ્વપ્રકાશ તથા આનદઘન છે આ રીતની શ્રુતિવડે બ્રહ્મ આનદ સ્વરૂપે છે એમ સિદ્ધ થાય છે

ભલે બ્રહ્મતત્ત્વ સ્વત આનંદ સ્વરૂપ હોય, તથાપિ અસત્ય, જડ તથા દુ ખાત્મક પ્રપચ-સબધના સંભવ લીધે, ક્વચિત્ દુઃખલેશનો સબધ સભવે ? એમ શ કા કરવી યોગ્ય ન હોય,'मायामात्र मिदंद्वैतं असत्त्वादन्यस्य' 'नह्यस्तिद्वैतसिद्धिमा मैव सिध्योऽद्वितीय ' 'एक मवाद्वितीय' છા ૬-૮-૭ ૬-૨ -૧ 'अध्नयोग्ययमात्मकल्पएव ' નૃસિંહોત્તરતાપિની ખડ ૮ અર્થ —અન્ય વસ્તુની અસત્તાના લીધે આ સર્વ જગત્ કેવળ માયામાત્ર છે ' ' ખરેખર દ્વૈતભાવ સિદ્ધ નથી, કેવળ અદ્વિતીય આત્મા સિદ્ધ છે, ' 'બ્રહ્મ એક અદ્વિતીય છે ' 'આ આત્માજ એકનો અધ્વયરૂપે છે' ઇત્યાદિ શ્રુતિઓ વડે જગતના સ્વરૂપની અ-સત્તા તથા બ્રહ્મતત્ત્વની અદ્વિતીયતા નિયમ પૂર્વક પ્રતિપાદન કરેન છે, તેથી મરૂદેશને જળ સબધનત, બ્રહ્મતત્ત્વને મિથ્યાભૂત પ્રપચ સાથેનો સબધ કેવળ અસભવિત હોય, તેથી બ્રહ્મતત્ત્વ સદા સર્વત્ર એકસ્વરૂપ હોયએમ હવે ' सम ' ઇતિ પદાર્થવડે બોધ કરે છે—

सम=સર્વત્ર કેવળ સમરસરૂપ અર્થાત્ કેવળ સચ્ચિદાનંદ તથા એક રસરૂપ પરબ્રહ્મ તત્ત્વ

' सच्घनोयचिच्घन आनन्दघन एकरसः નૃસિંહોત્તરતાપિની ૮ અર્થ — બ્રહ્મતત્ત્વ સદ્‌ઘન ચિદ્‌ઘન, આનંદઘન, તથા એકરસ રૂપ છે ' ઇત્યાદિ શ્રુતિઓવડે સમરસરૂપે હોવાથી, બ્રહ્મતત્ત્વ સદા કેવળ એકજ સ્વભાવવાળું હોય, વળી, લવણપિંડની પ્રમાણે તે સમરસ હોય ઇત્યાદિ યુક્તિઓવડે,બ્રહ્મ તત્ત્વ સજાતીય તથા વિજાતીય આદિ ભેદોથી કેવળ રહિત હોય એમ પ્રતિ પાદિત થાય છે તેથી પરબ્રહ્મતત્ત્વ,સદા કેવળ આનંદૈકરસરૂપ હોય,તેને કાંઇ અવિદ્યા, તેના કાર્ય તેના ધર્મ તથા કર્મલેશનો સપર્ક સિદ્ધ ન હોય, તેથી જ ( तस्मात् ) બ્રહ્મવેત્તાઓનુ મન, બ્રહ્માનદરૂપ અમૃતના રસાસ્વાદની આસક્તિના લીધે કેવળ બ્રહ્મતત્ત્વ વિષે સ્થિતિ કરે છે

तात्पर्य —આનંદઘન સ્વરૂપ બ્રહ્મતત્ત્વ વિષે જે બ્રહ્મવેત્તા યોગીઓના મન સદા આજ રીતે સ્થિતિ કરે તેઓજ વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય એમ સિદ્ધ થાય છે

અવ—વિદેહ-મુકિતની કામનાવાળો જે બ્રહ્મવેત્તા સર્વ કર્મનો સન્યાસ કરી, કેવળ બ્રહ્મતત્વ વિષે સર્વદા બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરે તેના યોગી પુરૂષની સર્વ વાસનાઓ નાશ પામતા, સર્વ કામનાઓથી તે પ્રમુકત થાય, એટલે તેના સર્વ કર્મનો પ્રવિલય થાય, આ રીતે ભાવિ-જન્મની હેતુરૂપ વાસના આદિ આ ત્રણ અનિષ્ટ વસ્તુની નિવૃત્તિ થાય, વળી જીવદશા વિષે દૃષ્ટસ્વરૂપ દુ ખની અનુપલબ્ધિ, સદાનંદની અનુભૂતિ તથા વિદેહ કૈવલ્ય-પ્રાપ્તિ, આ ત્રણ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય આ રીતનો પુરૂષાર્થ સિદ્ધ થાય માટે શ્રવણ આદિ કર્મવડે આત્મતત્વનુ સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરનાર મુમુક્ષુ યોગીને બ્રહ્મનિષ્ઠા અવશ્ય કર્તવ્યરૂપ હોય એમ સૂચન કરી, બ્રહ્મયોગાનુષ્ઠાન કરનાર પુરૂષને શુ કર્તવ્ય હોય ? તેનુ હવે 'न प्रहृष्येत्' શ્રુતિમત્રાર્થ વડે કથન કરે છે—

नप्रहृष्येत्प्रियंप्राप्यनोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

અન્વ—ब्रह्मवित प्रिय प्राप्य न प्रहृष्येत् च अप्रियम् प्राप्य न उद्विजेत् । असमूढ स्थिरबुद्धि (सन्) ब्रह्मणि एव स्थित (भवेत्)॥२०

અ—બ્રહ્મવેત્તા પુરૂષે ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરી પ્રહર્ષ કરવો નહિ તેમજ વળી અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય તો ઉદ્વેગ કરવો નહિ તેણે સમદર્શી થઇ બ્રહ્માકારતાનો પરિત્યાગ ન થાય તે રીતે નિશ્ચલ-બુદ્ધિવાન થઇ કેવળ બ્રહ્મતત્વ વિષેજ સ્થિતિ કરવી

વિ ब्रह्मवित्=યોગી પુરૂષ, ब्रह्मणि=સર્વત્ર બ્રહ્મમાત્ર દર્શન રૂપ સમાધિ વિષે, સ્થિત પ્રવૃત્ત થયનો, प्रियम्प्राप्य=ભિક્ષાટન આદિ કર્મવિષે યદચ્છયા પ્રારબ્ધવશાત્ ઇષ્ટ વસ્તુ, વા ઇષ્ટ વચન કર્મ, વા પૂજાદિરૂપ કર્મને પ્રાપ્ત કરી, શ્રવણકરી, દર્શન વા સ્પર્શ કરી, આ વસ્તુ રમણીયરૂપ છે, વા

ઇષ્ટ રૂપછે આ રીતની બુદ્ધિ તે વસ્તુ વિષે કરીને; ન પ્રહૃષ્યેત્=પોતે પ્રહર્ષ કરવો નહિ

પ્રહર્ષ અનાત્મ-વસ્તુનો ધર્મ છે, માટે તે કરીએ તો પોતાના પ્રત્યગાત્માને અનાત્મ વસ્તુ-સાથે તાદાત્મ્યતા પ્રસકત થતા તેને અસત્ વસ્તુનો આરોપ થાય; કોઇપણ વસ્તુના નામ, રૂપ તથા ગુણનું વિશેષ વિમર્શન કર્યા વિના, તે વસ્તુ સમીચીન તથા ઇષ્ટરૂપ છે, આ રીતની સમીચીનતા તથા ઇષ્ટતાની બુદ્ધિ તે વસ્તુ વિષે પ્રાપ્ત થાય નહિ; અને સમીચીનતા આદિ બુદ્ધિ થયા વિના, પ્રહર્ષ પણ ઉત્પન્ન થાય નહિ; અને તે વસ્તુના દૃષ્ટા તથા ભોકતા વિષે આત્મતાનો અભિનિવેશ કર્યા વિના હર્ષોત્પત્તિ ન થાય; આ રીતે પદાર્થનુ વિમર્શન કરવાથી, તથા તેના વિષે રમ્યતા તથા ઇષ્ટતા બુદ્ધિ કરવાથી અનર્થ પ્રાપ્તિ થાય, તેથી બ્રહ્મવેત્તાએ પ્રત્યગ્દૃષ્ટિનો પરિત્યાગ કરી, પદાર્થનુ વિમર્શન ( વિશેષ રીતે ચિન્તવન કરવું તે ), પદાર્થ વિષે રમ્યતા તથા ઇષ્ટતા-બુદ્ધિ તથા પ્રહર્ષ કરવા નહિ, કિંતુ તેણે કેવળ સર્વત્ર પ્રત્યગદષ્ટિપૂર્વક સ્થિતિ કરવી.

અપ્રિયમ્=અનિષ્ટ; અર્થાત્ આધ્યાત્મિક, આધિભૌતિક, તથા આધિદૈવિક અનર્થનાં કારણરૂપ; અર્થાત્ જ્વરાદિ આધ્યાત્મિક તથા સર્પ તથા ચોરાદિ આધિદૈવિક, તથા વર્ષા, વાતઆદિ આધિભૌતિક અનર્થના કારણ રૂપ અનિષ્ટ વસ્તુને; ન ઉદ્વિજેત્=ચલન, અધૈર્યતા, તથા ભયનું આવહન (ઉદ્વેગ. ) કરવુ નહિ.

તાત્પર્ય —અહો ? હું મરી ગયો આમ કહી, આ રીતના ઔપાધિક અનર્થનો પોતાના આત્મા વિષે આરોપ કરવો નહિ; અર્થાત્ પોતાના આત્માને તે અનર્થનો વિષયીભૂત કરવો નહિ; કિંતુ ભવિતવ્યતા, અવશ્ય ભાવિરૂપે હોય એમ દૃઢ બુદ્ધિ કરી. ઉપાધિને પ્રારબ્ધ કર્મને સમર્પિત કરી, પોતે તે ઉપાધિથી અવિષયીભૂત થઇ નિર્વિશેષ બ્રહ્મ વિષે કેવળ બ્રહ્માકારે સ્થિતિ કરવી.

આ રીતે આત્મદૃષ્ટિ–પૂર્વક સ્થિતિ કરનારને મુક્તિનો વિઘાત થાય નહિ; કિંતુ જે બાહ્યદૃષ્ટિ–પૂર્વક સ્થિતિ કરે તેને તો ઉપાધિનો નાશ સિદ્ધ ન હોય, એટલું જ નહિ, કિંતુ તેની મુક્તિનો વિનાશ થાય, તેથી વિદ્વાન્ પુરૂષે પ્રત્યગ્દૃષ્ટિનો પરિત્યાગ કરી, બાહ્ય પદાર્થનું ગ્રહણ, તેમજ તે પદાર્થો વિષે અનિષ્ટતા બુદ્ધિ, અને અનર્થને વિષય કરનાર ઉદ્વેગ કરવા નહિ

ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય ત્યારે પ્રહર્ષ અને ઉદ્વેગ ન કરે તો તે પુરૂષ કેવી રીતે સ્થિતિ કરે ? આ આકાંક્ષા પ્રત્યે ' असंमूढ ' ઇતિ પદાર્થ વડે કથન કરે છે —

असमूढ =વિપરીત સ્વરૂપને ગ્રહણ કરનાર (समूढ.) તેનાથી વિલક્ષણ સ્વરૂપવાળો કેવળ સમદર્શી, स्थिरबुद्धि =કેવળ બ્રહ્મતત્ત્વ વિષે આત્મપ્રતીતિ; કેવળ તે વિષેજ, પોતાની બ્રહ્માકારતાનો પરિત્યાગ ન કરે તેવી નિશ્ચલ (સ્થિર ) બુદ્ધિ જેની હોય તેવો સતો, ब्रह्मणि एव स्थित (भवेत्)=પોતાના આત્મા તથા સર્વ જગત્ વિષે કેવળ બ્રહ્મદૃષ્ટિ કરીને સ્થિતિ કરે ૨૦

જ્યા– ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરીને પ્રહર્ષ ન કરવો ' આ ઉક્તિ વડે વિષય સુખનો પરિત્યાગ કરવો એમ સૂચિત થયું, એટલે વિષય–સુખનો પરિત્યાગ કરે તો સુખના અભાવ લીધે, ઉન્મત્ત પુરૂષની પ્રમાણે બ્રહ્મવેત્તાની સ્થિતિ કેવળ નિષ્ફળ થાય? આ રીતની આશંકા પ્રત્યે- रसह्येवायलब्ध्वानन्दी भवति અર્થ–ખરેખર આ બ્રહ્માનંદ રસને પ્રાપ્ત કરી તે આનંદીભૂત થાય છે' ઇતિ શ્રુતિઅનુસાર જે બ્રહ્મનિષ્ઠ વિષે સ્થિતિ કરે તેને નિરંતર, નિરતિશય બ્રહ્મસુખ વિદ્યમાન હોય એમ હવે ' बाह्यस्पर्शेषु' ઇત્યાદિ મંત્ર વડે કથન કરે છે–

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥

अन्व—(य आत्मतत्त्वज्ञ ) बाह्यस्पर्शेषु असक्तात्मा (सन् ) आत्मनि यत् सुखम् विन्दति स ( एव ब्रह्मवित् ) ब्रह्मयोगयुक्तात्मा (सन्) अक्षय्यम सुखम अश्नुते ॥ २१ ॥

અ—જે આત્મતત્ત્વને જાણનાર પોતે, શબ્દાદિ વિષયો તથા તજ્જન્ય સુખવિષે તુચ્છબુદ્ધિ-પૂર્વક અનાસક્ત મનવાળો સતો પ્રત્યગાત્મા વિષે સુખનો અનુભવ કરે તેજ બ્રહ્મવેત્તા પુરૂષ, સર્વદા સતત બ્રહ્મધ્યાન પરાયણ થતો અવિચ્છિન્ન સુખને પ્રાપ્ત કરે છે ૨૧

વિ—बाह्यस्पर्शेषु=મૂઢ પુરૂષોએ આત્માની કેવળ બહાર કલ્પેના, (बाह्य) ઇંદ્રિયોવડે જેનુ ગ્રહણ કરાય તે ( स्पर्शा ) સ્પર્શ, તેમના વિષે, અર્થાત્ શબ્દાદિ બાહ્ય વિષયો તથા તજ્જન્ય સુખ વિષે असक्तात्मा= તે વિષયાદિ તુચ્છ તથા બધક રૂપ છે, આ રીતની બુદ્ધિ વડે તે વિષે અપ્રવૃત્ત હોય (असक्त ) મન (आत्मा) જેનુ તે, आत्मनि=બુદ્ધિ આદિના સાક્ષિભૂત પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર થતા, यत्सुखम्=આત્મ-સાક્ષાત્કાર વડે સમુત્પન્ન થયેલ સુખ, विन्दति=અનુભવ કરે છે, स = તેજ બ્રહ્મવેત્તા, ब्रह्मयोगयुक्तात्मा=નામ તથા રૂપને ગ્રહણ કર્યા વિના, ચિદાકારવૃત્તિ-પૂર્વક બહાર તથા અદર સર્વત્ર કેવળ બ્રહ્મદૃષ્ટિ કરવી, તે પ્રકારના બ્રહ્મયોગ વિષે અર્થાત્ સર્વત્ર સદા સમદર્શન-ભાવ, તે વિષેજ નિયમિત (युक्त ) હોય મન (આત્મા) જેનુ તેવો, अक्षय्य सुखअश्नुते= સદા સર્વદા આનદ એકરસરૂપ કેવળ બ્રહ્મતત્ત્વ બુદ્ધિવૃત્તિનુ વિષયીભૂત હોવાથી, કોઇ પણ વિચ્છેદ વિનાના સ્વરૂપાનન્દ રૂપ સુખને પ્રાપ્ત કરે છે, અર્થાત્ બ્રહ્મવેત્તા યોગી સર્વત્ર બ્રહ્મમાત્રનો દર્શન-પરાયણ હોય, તે સદાનદ રૂપ થાય છે

અહીં આ અભિપ્રાય સિદ્ધ થાય છે —ગુદા આદિ વિષે સ્થિતિ કરીને એમત વિષે જે સમાધિ કરે તેને કેવળ સમાધિ કાળ વિષે આત્માનન્દનો અનુભવ થાય કિંતુ તેને સર્વદા તેનો આનદ પ્રાપ્ત થાય નહિ, તેથી

ઉલટું બ્રહ્મયોગ વિષે જેનું મન યુકત હોય તેને તો બ્હાર, અંદર તથા સદા સર્વત્ર નિરર્ગલ આત્માનંદ સિદ્ધ થાય.

તીવ્ર વૈરાગ્યના લીધે મનવડે વિષયોનુ ગ્રહણુ ન કરતા, ગુહા વિષે, વા અન્યસ્થલે એકાંત વિષે સમાહિત-ચિત્તવાળો થઇ પોતાના આત્મા વિષે જે આનંદનો અનુભવ કરે તેથી અધિક આનંદને, જેનુ મન બ્રહ્મયોગ વિષે યુકત હોય તેવો, વ્યુત્થાન તથા અવ્યુત્થાન (સમાધિદશા) દશા વિષે, સદા સર્વત્ર આનંદ એકરસ, પરિપૂર્ણ રૂપ બ્રહ્મતત્ત્વને જુવે, તે ભોગવે છે.

અવ—'બાહ્યવિષયો તથા તેમના સુખ વિષે જેનું મન અસકત હોય' આ રીતની ઉકિત અનુપયોગી છે; બ્રહ્મવેત્તાને કોઇ કાળે વિષય સુખ પણુ હોય, અને બ્રહ્મતત્ત્વને લગતું સુખ પણુ હોય ? આમ આશંકા કરવી યોગ્ય ન હોય; વિષયસુખ, આદિ તથા અંતવાન્, દુ:ખરૂપ, અલ્પરૂપ, તથા તુચ્છ સ્વરૂપ હોવાથી, તેના વિષે આત્મતત્ત્વને જાણુનાર કદાપિ પ્રવૃત્તિ કરે નહિ એમ હવે 'યેહિ' ઇત્યાદિ મંત્રાર્થવડે કથન કરે છે.—

येहि संस्पर्शजा भोगा दुःखयोनय एवते।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुध· ॥२२॥

अन्व—हि संस्पर्शजा ये भोगा· ते आद्यन्तवन्तः दुःखयोनय· एव (हे) कौन्तेय, (तस्मात्) बुध न तेषु रमते ॥२२॥

ભ—ઇન્દ્રિય તથા વિષયના સંપર્ક વડે જે ઉત્પન્ન થાય તે વિષય સુખ ઉત્પત્તિ તથા વિનાશવાન્ હોય, તેમ તે કેવળ દુઃખના હેતુભૂત હોય તેથી હે કૌન્તેય ? બ્રહ્મવેત્તા પુરુષ તે વિષય-સુખ વિષે રમણુ કરતો નથી. ૨૨

વિ–હિ=કારણુ કે, સંસ્પર્શજા =ઇંદ્રિય તથા વિષયોનો પરસ્પર સંયોગ; ( सस्पर्शः ), કેવળ તે વડે ઉત્પન્ન થાય તે; અર્થાત્ ઇન્દ્રિય અને વિષયના

સંપર્ક વડે ઉત્પન્ન થતા ભોગાઃ વિષય-સુખ; आद्यन्तवन्तः=ઉત્પત્તિ તથ વિનાશ વાળા, એટલે અનિત્ય, ક્ષણિક.

'સંસ્પર્શવડે ઉત્પન્ન થનાર' આ પદાર્થવડે જન્યના-હેતુનો બોધ થવાથી ભોગોની અનિત્યતા સિદ્ધ થાય, તેથી 'आद्यन्तवन्त.' શબ્દનો પુનઃ પ્રયોગ કર્યો તે નિરર્થક હોય એમ માનવું ઘટે નહિ, કારણ કે તાર્કિક સિધ્ધાંતવાળાઓએ પ્રધ્વંસાભાવને જન્યતા તથા નિત્યતાનો અંગીકાર કરેલો છે વળી મીમાંસક-વાદીઓએ પણ 'अक्षय्य ह वै चातुर्मास्य याजिन सुकृतम्।' અર્થ —ખરેખર જેઓ ચાતુર્માસ-યાગ કરે તેમને અક્ષય્ય સુકૃત પ્રાપ્ત થાય છે,' આ વાક્યાર્થ અનુસાર યાગજન્ય સુખની અક્ષય્યતાનો અંગિકાર કરેલો છે; આ સર્વ અર્થનું નિરાકરણ કરવા માટે 'आद्यन्तवन्त' ઇતિ પદની ઉક્તિ કરેલી છે, તેવડે વિષયસુખની ક્ષણિકતા તથા અલ્પતા પ્રત્યક્ષ આદિ પ્રમાણોવડે સિદ્ધ થાય છે, કારણ કે વિષય અને ઇન્દ્રિયોના સંયોગના પૂર્વે તથા તેમના વિયોગની પશ્ચાત સુખ જોવામાં આવતું નથી.

જે વિષયસુખ ઉત્પત્તિ તથા વિનાશવાન્ હોય, તે કેવળ દુઃખનું હેતુ-ભૂત હોય છે, ( दु खयोनय )

સ્વ-કારણનો નાશ થયે સ્વ-નાશ, તથા સ્વ-કારણ અસિદ્ધ થયે સ્વ-અસિદ્ધિ થાય તેથી વિષય-સુખો કેવળ દુઃખને પ્રાપ્ત કરાવે એ વાત સર્વલોક-પ્રસિદ્ધ છે તેથી વિષયસુખ સાપેક્ષિક, ક્ષણિક અલ્પસ્વરૂપ તથા દુઃખપ્રદ હોય એમ અનુભવ સિદ્ધ થવાથી બ્રહ્મવેત્તા ( बुध ) વિષયસુખો વિષે ( तेषु ) રમણ કરતો નથી

तात्पर्य —બ્રહ્મવેત્તા પોતે મુક્તિદશા વિષે પણ આત્મ-દષ્ટિવડે કેવળ બ્રહ્માનંદરૂપ અમૃતરસનું પાન કરે છે, બાહ્ય-વિષયોનું તે અનુસંધાન કરતો નથી

અવ—સર્વ જગતને કેવળ બ્રહ્મસ્વરૂપે જોનાર, બ્રહ્મનિષ્ઠાવડે જેણે પોતાના યાવત્ મળો ને પ્રક્ષાલિત કરેલ હોય તેવા આત્મારામ, સિદ્ધ-પુરુષને સુખેચ્છાના લીધે વિષયો વિષે ભલે પ્રવૃત્તિ ન હોય, તથાપિ અભ્યાસી મુમુક્ષુને તો ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થતા કામ તથા ક્રોધ થાય, અને તેથી તેને ઇષ્ટાનિષ્ટ વસ્તુ પ્રત્યે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ અવશ્ય સિદ્ધ થાય ? તેમ આશંકા કરવી યોગ્ય નહોય;; અભ્યાસી મુમુક્ષુએ પણ પ્રયત્નપૂર્વક કામ તથા ક્રોધનો અવશ્ય પરિહાર કરવો ઘટે; કામ તથા ક્રોધના ઉપર જય મેળવવાથીજ શમ આદિ સાધન-સંપત્તિ, શ્રવણ, જ્ઞાન, મોક્ષ તથા તેનુ સુખ સિદ્ધ થાય, અને અન્ય કોઈ પ્રકારે મોક્ષાદિ સુખ સિદ્ધ ન થાય એમ આશયથી હવે ' शक्नोति ', ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે-

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात्
कामक्रोधोध्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

अन्व-कामक्रोधोध्भवं वेगं शरीरविमोक्षणात् प्राक् इह एव य (मुमुक्षुः) सोढुं शक्नोति सः नरः युक्तः सुखी च ( भवति ) ॥ २३ ॥

અ-કામ તથા ક્રોધથી ઉદ્ભૂત થતા ઉપ્દ્વેગને જે મુમુક્ષુ વિદ્યમાન દેહના પતન પૂર્વેજ આ જન્મવિષેજ સહન કરવાને સમર્થ હોય તે યોગી હોય, તથા તે બ્રહ્માનંદનુ સુખ ભોગવવાને સમર્થ હોય છે. ૨૩

વિ-कामः ભોગ્ય-પદાર્થનુ સ્મરણ, શ્રવણ, દર્શન તથા પ્રાપ્તિ થતા જે અતર ભોગેચ્છા થાય તે; જે ભોગેચ્છા શિષ્ટ પુરૂષને પણ ભ્રષ્ટ કરે, વૃદ્ધ હોય તેને પણ લોભાવે, અને જે ઉપતન્ન ન હોય તેને પણ સંતપ્ત કરે અપ્રિય વસ્તુનું સ્મરણ, શ્રવણ તથા દર્શન થવાથી મનને ક્ષોભ કરે તેવો જે દ્વેષનો પરિપાક તેને ક્રોધ કહે છે; જે ક્રોધ જેના વિષે આશ્રિત હોય તેને વહ્નિ પ્રમાણે દહન કરે તથા તેનાવડે ગુરુની પણ હિંસા કરે: कामक्रोधोद्भवं =કામ તથા ક્રોધવડે સમ્યક્ પ્રકારે ઉત્પત્તિ ( ઉદ્ભવ ) જેની

હોય તેને; વેગ=કામ તથા ક્રોધના ઉદ્રેકને, शरीरविमोक्षणात् प्राक्=કેવળ વિદ્યમાન દેહના પતનકાળ પૂર્વે, અર્થાત્ યૌવનકાળ વિષેજ, य =જે મુમુક્ષુ; कोઽ शक्नोति=તીવ્ર મોક્ષેચ્છાવડે ઉત્પન્ન થયેલ તિતિક્ષાવડે યુક્ત થઇ સહન કરવાને સમર્થ થાય છે, અર્થાત્ કામ તથા ક્રોધને નિર્જિત કરી, શાંત તથા દાંત થવાને યોગ્ય થાય છે

તે મોક્ષાર્થી પુરૂષ (स नर) શ્રવણ આદિ કર્મવડે આત્મ-જ્ઞાન સંપાદન કરે તે યોગી હોય (युक्तः) તથા બ્રહ્માનન્દનો અનુભવ પ્રાપ્ત કરવાને સમર્થ (सुखी) થાય છે.

અહીં આ પ્રમાણે અભિપ્રાય સિદ્ધ થાય છે–

'दुर्लभो मानुषो देहो ब्राह्मो देहः सुदुर्लभः। ब्राह्म देहं समासाद्य येन मुक्तये न यत्यते॥ सुमेरोरग्रमासाद्य स्वदेह पातयत्यधः। तमे व पतितं विद्युजातिभ्रष्ट महर्षय ॥ અર્થ —માનુષ દેહ દુર્લભ હોય, તેમાં વળી બ્રાહ્મણનો દેહ સુદુર્લભ હોય, બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત કરી જે મુક્તિ અર્થે યત્ન ન કરે, જે સુમેરૂ પર્વતના શિખરે પહોચી, પોતાના દેહનો અધ પાત કરે તેને મહર્ષિઓ કેવળ પતિત તથા જાતિભ્રષ્ટ કહે છે;' આ ન્યાયપૂર્વક, મોક્ષ સંપાદન કરવાને યોગ્ય બ્રાહ્મણદેહને પ્રાપ્ત કરી, કામ તથા ક્રોધને પરવશ થઇ મોક્ષ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ ન થાય, તો ઉક્તલક્ષણ બ્રાહ્મણ દેહ પુનઃ પ્રાપ્ત ન થાય, તેથી મુમુક્ષુએ વિવેક તથા વૈરાગ્યવડે સંપન્ન થઈ પૂર્વવય વિષે યૌવનાવસ્થામાં (इह एव) કામ તથા ક્રોધ આદિ શત્રુઓને નિર્જિત કરી પ્રયત્નપૂર્વક અધુનાજ મોક્ષને સંપાદન કરવો ઘટે.

અથવા આ જન્મવિષેજ (इह एव) મોક્ષ પ્રાપ્ત થવાની ઇચ્છાથી શરીરપાત પૂર્વે જે મુમુક્ષુ નર, વિવેક તથા વૈરાગ્યવડે સંપન્ન થઇ, કામ તથા ક્રોધથી ઉદ્ભૂત થતા વેગને સહન કરવાને સમર્થ થાય, કેવળ તેજ મુમુક્ષુ, કામ તથા ક્રોધાદિ સાધન-સંપન્ન થતો, શ્રવણ-મનનવડે જ્ઞાન સંપાદન કરી બ્રહ્મયોગ-યુક્ત (युक्त) તથા બ્રહ્માનન્દ-યુક્ત (सुखी)

થવાને સમર્થ હોય, કિંતુ તે કામ તથા ક્રોધને જીત્યા વિના, કર્મસંન્યાસવડે યુક્ત થઈ, શ્રવણ આદિવડે જ્ઞાન, તથા તેના ફળરૂપ બ્રહ્માત્મભાવ તથા મોક્ષસુખ પ્રાપ્ત કરવાને સમર્થ થાય નહિ.

અહીં શરીર શબ્દવડે તદાશ્રિત ગૃહસ્થાશ્રમનો બોધ કરેલો છે; પ્રાક્ વિમોક્ષણાત=પરિત્યાગ પૂર્વે;

શવ—નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક તથા વૈરાગ્ય, અને તીવ્ર મોક્ષેચ્છાવડે સંપન્ન થયા સર્વ કર્મનો પરિત્યાગ કરી, શમ, દમાદિ અંતરંગ સાધન-સંપત્તિ વડે તથા શ્રવણ મનન વડે જેને આત્મ-વિજ્ઞાન સમુત્પન્ન લયલ હોય તેવો કેવળ યોગી-પુરૂષ પોતે વિદેહકૈવલ્ય-મુક્તિની કામનાવાળો સતો બ્રહ્મનિષ્ઠા વિષે સ્થિતિ કરે તોજ તે મુક્તિને પ્રાપ્ત કરે, કોઈ અન્ય પ્રકારે તે મુક્તિને પ્રાપ્ત ન કરે એમ સૂચન કરી હવે 'योऽन्त.' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

योऽन्तः सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २८ ॥

अन्व—यः ( ब्रह्मवित् यतिः सः ) अन्तः ज्योतिः ( एव भवेत् ) यः अंतरारामः तथा अन्तः सुख. सः योगी ब्रह्मभूत. ( सन् ) ब्रह्मनिर्वाणम् अधिगच्छति ॥ २४ ॥

અ—જે બ્રહ્મવેત્તા યોગી અન્તર્મુખ હોય, જે સર્વદા આત્મતત્ત્વ વિષે અહંભાવનાવાન હોય, જે આત્મતત્ત્વ વિષે સુખ માનતો હોય, તેવો યોગી-પુરૂષ બ્રહ્મસ્વરૂપ સતો વિદેહ-મુક્તિને પામે છે. ૨૪

વિ—યોગી=શ્રવણ તથા મનનવડે સમુત્પન્ન થયેલ આત્મજ્ઞાનનો પરિપાક સિદ્ધ થાય તે અર્થે સમાધિનિષ્ઠા વિષે જે પ્રવૃત્ત થયેલ હોય તે બ્રહ્મવેત્તા

જે બ્રહ્મવેત્તા સમાધિનિષ્ઠ હોય તેજ કેવળ સદા અન્તર્જ્યોતિવાનહોય 'एव' શબ્દનો સર્વત્ર સંબંધ કરેલો છે

'सर्वस्मादन्तर यदयमात्मा અર્થ:—જે આત્મા છે તે સર્વપદાર્થોથી અન્તર રૂપે છે' આ નિ અનુસાર આહી સર્વાન્તરતા વડે આત્મા શબ્દ નો બોધ કરેલો છે.

મનને શ્રુતિઓ જ્યોતિરૂપે નિરૂપણ કરે છે એટલે ' ज्योतिः ' શબ્દવડે મનની ઉક્તિ કરેલી છે; પોતાના અંતરાત્મા વિષેજ ( अंतः ) જેનું મન (ज्योति ) આસક્ત હોય તે અંતર્જ્યોતિરૂપે જ હોય, ક્વચિત્ બાહ્યજ્યોતિ રૂપે ન હોય; અર્થાત્ બ્રહ્મવેત્તાએ કેવળ પોતાના 'આત્માનું જ સદા સર્વત્ર-દર્શન કરવુ, કિંતુ બાહ્ય-દષ્ટિ કદાપિ કરવી નહિ.

अतरारामः=કેવળ અંતરાત્મા વિષે અહંબુદ્ધિની ક્રીડા ( आरमणं ) જે કરે તેવો પુરૂષ; આ રીતનો પુરૂષ અનાત્મ-વસ્તુ વિષે કદાપિ રમણ કરે નહિ, તે તો કેવળ આત્મતત્ત્વ વિષે સદા અહંબુદ્ધિવાન્ હોય, તે ક્વચિત્ પણ અનાત્મ-વસ્તુ વિષે અહંબુદ્ધિ કરે નહિ.

अन्तःसुख=કાંઇ પણ સાધનની અપેક્ષા વિના કેવળ આત્મતત્ત્વ વિષે ( अन्तः ) આત્મીય સુખ જેને પ્રાપ્ત હોય તેવો; અર્થાત્ આ પ્રકારનો પુરૂષ સદા આત્મતત્ત્વ વડે જ સંતુષ્ટ હોય છે.

ब्रह्मभूतः–નિઃશેષના-પૂર્વક દેહાત્મભાવનો પરિત્યાગ કરી કેવળ બ્રહ્મ-તત્ત્વ વિષે જ આત્મભાવને પ્રાપ્ત સતો; ब्रह्मनिर्वाणं–વિદેહ–કૈવલ્ય સુખને.

જેનું મન આત્મતત્ત્વ વિષે આસક્ત હોય, ઇત્યાદિલક્ષણવાન્ યોગી-પુરૂષ પોતે જ નિરન્તર બ્રહ્મનિષ્ઠ થઇ વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય. અર્થાત્ જે યોગી ઉક્તલક્ષણસંપન્ન હોય તેજ વિદેહ-મુક્તિને પામે છે.

અવ—પાપનો નાશ થવાથી, દ્વિધાભાવથી છિન્નતા તથા યતાત્મતા આદિ ધર્મો વડે વિશિષ્ટ થઇ, જેઓ સદા આત્મતત્ત્વ વિષેજ રમણ કરે, તેઓજ વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય એમ હવે 'लभन्ते' ઇતિમન્ત્રાર્થ વડે કથન કરે છે—

लभन्तेब्रह्मनिर्वाणमृषयःक्षीणकल्मषाः ।
छिन्नद्वैधायतात्मानः सर्वभूतहिते रता ॥ २५ ॥

अन्व—यतात्मान सर्वभूतहितेरता (ये) ऋषय (भवन्तिते) क्षीण कल्मषा छिन्नद्वैध: (सन्त:) ब्रह्मनिर्वाणम् लभन्ते ॥२५॥

શ—જેમના મન સંયમિત થયેલ હોય, જેઓ સર્વભૂતાત્મક બ્રહ્મ તત્ત્વ વિષે રમણ કરનાર હોય, તેવા યોગીઓની બ્રહ્મનિષ્ઠાવડે તેમના અંતઃકરણના દોષો નાશ પામતા, યાવત્ સંશયોનો વિચ્છેદ સિદ્ધ થતા તેઓ વિદેહ-કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે ૨૫

વિ—यतात्मन-સંયમિત (यत) અર્થાત્ બાહ્યપ્રવણતાથી વિમુખ તાને પ્રાપ્ત થયેલ હોય મન (आत्मा) જેના તેવા પુરૂષો, અર્થાત્ જેઓ સર્વથા બાહ્યવૃત્તિથી નિરૂદ્ધ અંતરંગ સ્વરૂપે અવસ્થિત હોય તેવા, सर्वभूतहिते 'तदेतत्प्रेय पुत्रात्प्रेयोवित्ता प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतर यदयमात्मा બૃ૦ ૧ ૪-૮ અર્થ—જે આ આત્મા છે તે પુત્રથી વિત્તથી તથા અન્ય સર્વ પદાર્થોથી પ્રિયરૂપ છે, તે સર્વ પદાર્થોથી અન્તર રૂપ છે' આ શ્રુતિઅનુસાર આત્મા સર્વાન્તરાત્મરૂપ તથા તે આનંદરૂપ છે તેથી બ્રહ્માથી માંડી સ્તમ્બ પર્યંત યાવત્ ભૂતપ્રાણિઓને (सर्वभूत) કેવળ આ માજ પ્રિય રૂપે હોય (हित) તે પ્રકારના સર્વ ભૂતોના આ માવિષે रता -પોતાના આત્મા વિષે કેવળ બ્રહ્મતત્ત્વ વિષે નિરત હોય તે રીતે જેઓ નિરત હોય તે, ऋषय = યોગી-પુરૂષો,

क्षीणकल्मषाः=નિઃશેષતા-પૂર્વક ક્ષયને પ્રાપ્ત થયલ હોય વાસના રૂપ મનના મળ રૂપ કલ્મષ જેમનું તેવા; छिन्नद्वैधाः વિનષ્ટ થયલ હોય દ્વિધા ભાવ (छिन्नाः), જેમના તેવા; द्वैधाः-અર્થની દ્વૈધતાનું આલંબન કરીને જે ઉત્પન્ન થાય તે, સંશયો.

જેઓ સદા કેવળ આત્મારામ હોય, તેઓ સદા આત્મનિષ્ઠ હોવાથી, તેમના અંતઃકરણના દોષો બ્રહ્મયોગ-નિષ્ઠા લીધે નિર્ધૂત થાય છે, અને આ રીતે જેના અંતઃકરણના દોષો નિર્ધૂત થયલ હોય તેઓના યાવત્ શંસયો પણ વિનષ્ટ થયલ હોય છે;

ब्रह्मनिर्वाणम्: વિદેહકૈવલ્ય-મુક્તિને

સ્થાણુવિષે, સ્થાણું-પણાની તથા પુરૂષપણાની એકત્વ બુદ્ધિનો સમાવેશ થાય ત્યારે ખરેખર આ સ્થાણું હોય ? વા આ પુરૂષ હોય? એ રીતનો જેમ સંશય ઉત્પન્ન થાય, તેમ અહીં પણ અર્થજ્ઞાનની દ્વિવિધતાનું આલમ્બન કરીને સંશયો કયા પ્રકારે ઉત્પન્ન થાય ? તેનું કથન કરે છે-

આત્મા ચૈતન્ય રૂપે હોય, વા અચૈતન્યરૂપે હોય ? જો તે ચૈતન્યરૂપે હોય તો તે નિત્ય વા અનિત્ય હોય ? નિત્ય હોય તો તે દેહેન્દ્રિયથી ભિન્ન વા અભિન્ન હોય? જો દેહ તથાં ઇન્દ્રિયોથી તે ભિન્ન હોય તો તે દેહાદિવડે સંસૃષ્ટ હોય વા નહિ? જો દેહાદિથી તે અસંસૃષ્ટ હોય તો તે પોતે કર્તૃતા આદિ ધર્મ વડે વિશિષ્ટ હોય વા નહિ ? જો કર્તૃતા આદિ ધર્મની વિશિષ્ટતાનો અભાવ હોય તથાપિ તે પોતે અસંગ હોય વા નહિ ? જો તે અસંગ રૂપે હોય, તથાપિ તે દેહાદિ વડે કરાયલ કર્મોવડે લિપ્ત હોય વા નહિ ? જો કર્મલેપનો અભાવ હોય,તથાપિ તે બ્રહ્મતત્ત્વથી ભિન્ન વા અભિન્નરૂપે હોય! બ્રહ્મતત્ત્વથી અભિન્ન સ્વરૂપે હોય, તથાપિ બ્રહ્માત્મૈકતાનું વિજ્ઞાન મને ઉત્પન્ન થયું વા નહિ ! જો તે રીતની એકતાનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો તે યથાર્થ વા અયથાર્થ રૂપે હોય ? જો તે વિજ્ઞાન યથાર્થ-સ્વરૂપે હોય, તથાપિ તે મુક્તિનું સાધક રૂપ હોય વા નહિ ? જો મુક્તિના સાધન રૂપે હોય તથાપિ મને જીવનમુક્તિ સિદ્ધ

થાય વા નહિ ? જો તે સિદ્ધ હોય તથાપિ અને વિદેહ-મુક્તિ સિદ્ધ થાય વા નહિ ? આ રીતના સંશયો પૂર્વોક્ત જ્ઞાનવડે વિચ્છિન્ન થવાથી, ઉક્ત લક્ષણવાન્ યોગી-પુરુષો વિદેહ-કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે ૨૫

અવ—કામ તથા ક્રોધથી રહિત થઈ, જે સદા આત્મનિષ્ઠ હોય, તેવા યોગીઓને જ જીવનમુક્તિનું તથા વિદેહમુક્તિનું સુખ સિદ્ધ થાય, અને ઇતર પુરૂષોને તે સિદ્ધ થાય નહિ એમ આશયથી હવે कामक्रोधवियुक्तानाम् इति મંત્રાર્થવડે કથન કરે છે—

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

અન્વ—कामक्रोधवियुक्तानाम् यतीनाम् यतचेतसाम् विदितात्मनाम् (ब्रह्मविदाम्) अभितः ब्रह्मनिर्वाणम् वर्तते ॥ २६ ॥

ટી—જે કામ તથા ક્રોધથી વિયુક્ત હોય, જેઓ શાંત સ્વભાવના હોય, જેઓએ કેવળ બ્રહ્મતત્ત્વવિષે પોતાના ચિત્તને સ્થાપિત કરેલું હોય, જેઓને આત્મજ્ઞાનનું સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તેવા બ્રહ્મવેત્તાઓને જીવદશા તથા વિદેહદશા વિષે, બ્રહ્માનંદનો અનુભવ સિદ્ધ થાય છે, ૨૬

વિ— કામ ઇચ્છાવિશેષ, વસ્તુઓ વિષે ઇષ્ટતા-બુદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે મનની બાહ્યપ્રવૃત્તિ પ્રસક્ત થાય છે, ઇચ્છાવિશેષનો જ્યારે વ્યાઘાત થાય ત્યારે તે વસ્તુ વિષે અનિષ્ટતા-બુદ્ધિ પ્રાપ્ત થવાથી બુદ્ધિના જે વૃત્તિ વિશેષ વડે મનની કેવળ બાહ્યપ્રવૃત્તિ સિદ્ધ થાય તેને ક્રોધ કહે છે

કામ તથા ક્રોધ કેવળ આ ઉભય કારણ, મનન તથા સમાધિનો વિચ્છેદ કરવામાં પરમ કારણ રૂપે હોય, એટલે જે આ ઉભય વડે યુક્ત હોય તેને જ્ઞાન તથા સમાધિ સિદ્ધ ન હોય, તે વડે સમાધિનો વિચ્છેદ થાય એટલે

સો પ્રકારે શ્રવણકરે તથાપિ તેને સમ્યગ્જ્ઞાન સંભવે નહિ; અનેસમ્યગ્જ્ઞાનનો અભાવ હોય એટલે મોક્ષનો અભાવ સિદ્ધ હોય, તેથી સમાધિની કામનાવાળા મુમુક્ષુયોગીએ કામ તથા ક્રોધથી અવશ્ય રહિત થવુ જોઇએ એમ સૂચન કરી, પુનઃ પુન તે સબંધમા ઉક્તિ કરેલી છે તથાપિ તેનુ વિસ્મરણ ન થાય તે અર્થે કામ તથા ક્રોધનો પરિત્યાગ કરવો યોગ્ય છે એમ ' कामक्रोधवियुक्तानां ' ઇતિ પદાર્થ વડે સ્મરણ કરાવે છે,

यतीनाम्= શાતપુરષોનાઃ यतचेतसाम्= સર્વાત્મક પ્રસગભિન્ન કેવળ બ્રહ્મતત્ત્વ વિષે, નિયમ વડે કરીને સ્થાપન કરેલ હોય, ( यत ) ચિત્ત જેમના ( चेतसाम् ) તેમને; અર્થાત્ સર્વદા કેવળ બ્રહ્મતત્ત્વ વિષે સ્થિતિ કરનારને, कामक्रोधवियुक्तानाम्= ઉક્તલક્ષણવાળા કામ તથા ક્રોધથી જે રહિત હોય તેમને;

જેમનુ ચિત્ત બ્રહ્મનિષ્ઠ હોય તેમને જ આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે; विदितात्मनाम्= ' આ પરમાત્મા તે હું પોતે જ છું. ' આ રીતે આત્મસ્વરૂપ વડે સાક્ષાત્ રૂપે વિદિત થયલ હોય, સર્વાત્મક નિર્વિશેષ પરમાત્મા જેમને ( आत्मनाम् ) તેવા કેવળ સમ્યગ્વેત્તા બ્રહ્મવેત્તાઓને अभितः= જીવદશા તથા વિદેહદશા, આ ઉભય દશાવિષે; ब्रह्मनिर्वाणम् બ્રહ્માનન્દનો અનુભવ; वर्तते: સિદ્ધ થાય છે,

तात्पर्य—વિક્ષેપના કારણભૂત કામ તથા ક્રોધાદિકનો દૂરથી ત્યાગ કરી, જે યોગી-પુરુષ કેવળ સમાધિનિષ્ઠ હોય તેને જ સમ્યગ્જ્ઞાન, તથા તેના ફળ રૂપ મોક્ષ સિદ્ધ થાય એમ આ વડે સૂચન કરેલું છે. ૨૬

अव—' જેમના મન બ્રહ્મતત્ત્વ વિષે નિયમ વડે કરી સ્થાપિત કરેલ હોય ' આ વચન વડે સમાધિ, સમ્યગ્જ્ઞાન તથા ફળસિદ્ધિના પરમ કારણ રૂપે હોય એમ સૂચન કરી તે જ સમાધયોગનો તેના સાધનો સમેત ઉપદેશ કરવાની ઈચ્છાથી તે સમાધિયોગના સૂત્રભૂત ત્રણ શ્લોકવડે

કથન કરે છે, તેના આરંભમાં શ્લોકદ્વય વડે નિદિધ્યાસુ મુમુક્ષુને જે અંતરંગ સાધનો કર્તવ્યરૂપે હોય તેમનો 'स्पर्शान्' ઇતિ મંત્રાર્થ વડે ઉપદેશ કરે છે—

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरेभ्रुवो ।
प्राणापानौसमौकृत्वानासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधोयः स सदा मुक्त एव स ॥ २८ ॥

अन्व—बाह्यान् स्पर्शान् बहि कृत्वा भ्रुवो॰ अन्तरे च चक्षु (कृत्वा) नासाभ्यन्तरचारिणौ प्राणापानौ (च) समौ (कृत्वा) यतेन्द्रियमनोबुद्धि विगतेच्छाभयक्रोध मोक्षपरायण (सन्) य॰ मुनि॰ (एव भवति) स एव सदा मुक्त॰भवति॥ २७ ॥

અ—શબ્દાદિ બાહ્ય વિષયોને કેવળ બ્હાર્દેશ વિષે મસ્થાપન કરી, ભ્રમરોના અંતરાલ ભાગ વિષે ચક્ષુની દૃષ્ટિ કરી, તથા નાસિકા અંદર સંચાર કરનાર પ્રાણ તથા અપાન વાયુને સમ રૂપે કરી, અર્થાત્ કેવળ હૃદયવિષે સ્થાપન કરી કેવળ કુંભક પ્રાણાયામ કરી, જેની ઇન્દ્રિયો મન તથા બુદ્ધિ વિષયોથી વિમુખ થયલ હોય, જેણે ઇચ્છા ભય તથા ક્રોધનો પરિત્યાગ કરેલો હોય તેવો મુમુક્ષુ કેવળ મોક્ષપરાયણ તથા મનન સ્વભાવવાળો હોય તેજ મુક્ત થાય છે ૨૭-૨૮

વિ૦-बाह्यान्=ભ્રાન્તિના લીધે જે કેવળ આત્માની બ્હાર કલ્પિત-સ્વરૂપે હોય તેવા स्पर्शान्=શબ્દાદિ વિષયોને, बहि॰कृत्वा:=કેવળ બહિર્દેશવિષે મસ્થાપન કરીને અર્થાત્ મનવડે કરી કિંચિત્ સ્મરણ ન કરીને, ઇનઉત દૃષ્ટિ ન કરાય તે પ્રકારે ભ્રમરના મધ્યભાગ વિષે ચક્ષુદૃષ્ટિ કરી તથા નાસિકા

મધ્યે મચાર કરી રહેલ પ્રાણુ તથા અપાન વાયુને હૃદયવિષે સામ્ય અવસ્થા અપન્ન ( समौ ) કરી, અર્થાત્ કેવળ કુંભક પ્રાણાયામ કરી ( चक्षुर्वैवान्तरे भ्रुवो नासाभ्यन्तर चारिणौ प्राणापानौ समौ कृ त्वा ) પાપને નાશ થાય તથા મન નિશ્ચલ થાય માટે મુમુક્ષુને કેવળ કુંભક પ્રણાયામ કર્તવ્યરૂપ હોય છે.

यतेन्द्रियमनोबुद्धिः—ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ સ્વસ્વ-વિષયોથી વિમુખતાને પ્રાપ્ત થયલ હોય ( यता =सयता. ) જેના તેવો પુરૂષ, અર્થાત્ ઇન્દ્રિયોવડે કરીને વિષયોનુ ગ્રહણ, મનવડે કરીને વિષયનુ ચિંતન, તથા પ્રાપ્ત અર્થનું બુદ્ધિના આવેશપૂર્વક ગ્રહણ ન કરતા; विगतेच्छाभय क्रोधः—જેને ઇચ્છા, ભય, તથા ક્રોધ, બુદ્ધિનો પરિત્યાગ કરી, વિશેષ રીતે ગત થયલ હોય તે,

જો તે વિષય વિષે ઇચ્છા લાગેલી હોય તો સમાધિ સિદ્ધ ન થાય; દિવસ તથા રાત્રિએ અરણ્ય તથા ગુફા આદિ વિષે પ્રાણિઓ તરફથી ભય લાગે તો પણ સમાધિ સિદ્ધ ન થાય, તેમ મચ્છર કીડી આદી જન્તુઓ ઉપદ્રવ કરે તેમના વિષે હૃદયમા ક્રોધ લાગે તો પણ સમાધિ સિદ્ધ ન થાય, તેથીજ નિદિધ્યાસુ મુમુક્ષુએ ઇચ્છાદિ આ ત્રણ વસ્તુઓનો પરિત્યાગ કરવો.

વળી જે કાર્ય પ્રયત્નવડે કરીને કર્તવ્યરૂપ હોય, તેવા યાવત્કાર્યોનો પરિત્યાગ કરી તીવ્રમોક્ષેચ્છાવડે કરીને જે કેવળ મોક્ષ સિદ્ધ કરવાને તત્પર હોય ( मोक्षपरायणः ) તેવો મુમુક્ષુ, સર્વ કાર્યનો પરિત્યાગ કરી કેવળ સદા મનન શીલ હોય તે જ મુકત થાય, તેથી ઇતર કોઇ, ભલે તેણે સો વાર શ્રવણ કરેલુ હોય તથાપિ તે મુકત થાય નહિ.

मुनि=વસ્તુનુ ધ્યાન ( મનન ) તેજ નિયમવડે જે કરે તેવો મનનશીલ મુમુક્ષુ ૨૭–૨૮.

अव– આ બે શ્લોકવડે ધ્યાતાનુ સાધન તથા ધ્યાતા, આ ઉભયનું નિરૂપણ કરી, હવે તૃતીય શ્લોકવડે 'भोक्तार' ઇતિ મંત્રાર્થવડે ધ્યેયવસ્તુનું નિરૂપણ કરે છે—

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांति मृच्छति ॥२९॥

अन्वः—(उक्तसाधनसंपन्न निदिध्यासुःयति.) यज्ञतपसाम् भोक्तारम् सर्वभूतानाम् सुहृदं सर्वलोकमहेश्वरं मा ज्ञात्वा शांतिम् ऋच्छति ॥२९॥

અ–ઉક્ત સાધન-સંપન્ન નિદિધ્યાસુ યોગી યજ્ઞે, શ્રૌતસ્માર્તાદિક તપ તથા અન્યકર્મોના ફળના ભોક્તારૂપ, બ્રહ્માથી માંડી સ્તમ્બ પર્યંતના યાવત્ ભૂતપ્રાણિઓના સુહૃદરૂપ, તથા સર્વાત્મક સચ્ચિદાનંદ એકરસરૂપ પરમાત્માસ્વરૂપે હું નિરૂપાધિક આત્મા તેને આત્મસ્વરૂપે પ્રત્યગાત્માથી અભિન્ન રૂપે જાણીને પરબ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.　　　　૨૯

वि- यज्ञतपसा=યજ્ઞો, શ્રૌતસ્માર્ત તપ, તથા મત્યશ્રુતિ તથા શાંતિ આદિ કર્મોના ફળોના भोक्तार=ઉપાધિ તથા તેના ધર્મસંબંધથી રહિત ભોક્તારૂપ આત્માને सर्वभूतानाम्=બ્રહ્માદિથી માંડી સ્તંબપર્યંતના सुहृदम्=આત્મારૂપે હોવાથી પ્રકર્ષવડે કરીને ઇષ્ટતમરૂપ અથવા સર્વભૂતોના શોભન (सु) હૃદય રૂપ (हृद्) પરમાત્મ-તત્વના ઉપલબ્ધિસ્થાનરૂપે હોય તે વિષે આત્મીય સ્વરૂપે રહેનાર; सर्वलोकमहेश्वर=અવ્યક્ત સ્વરૂપ માયાથી માંડી સ્થૂલ પદાર્થો પર્યંતના યાવત્ લોકોથી (सर्वलोक) અત્યન્તમહાન્ ઇશ્વર તેને, लोका=જેનું આલોકન થાય તે યાવત્ યોનિઓ ईश्वर=સ્વ-સંનિધિમાત્રવડે સર્વ પદાર્થોનું જે ઇશન અર્થાત્ સર્વ પદાર્થોને ચેષ્ટાયુક્ત કરે તે, मा=સર્વાત્મક, સચ્ચિદાનંદ એક રસરૂપ પરમાત્માને ज्ञात्वा=પોતાનો પ્રત્યગાત્મા તે હું કેવળ પરબ્રહ્મ, તેના સ્વરૂપે છે એમ જાણી અર્થાત્ પ્રત્યગભિન્ન પરબ્રહ્મસ્વરૂપ હું તેનું મનન તથા નિદિધ્યાસન કરીને शांतिम्= સર્વ સંસારની ઉપશાંતિરૂપ, પરબ્રહ્મભાવને ऋच्छति-પ્રાપ્ત થાય છે.

અથવા બીજો પણ અર્થ આ પ્રમાણે થાય છે.—

યજ્ઞતપસાં ભોક્તાર–કાર્યોપાધિક ત્વ પદાર્થરૂપ આત્માને, મા–ત્વ તથા તત્ પદાર્થના અધિષ્ઠાનભૂત સત્ય, જ્ઞાન, આનંદ, ચિત્સ્વરૂપ, એકરમ તથા નિર્વિશેષસ્વરૂપ હું પરબ્રહ્મ, તેને, જ્ઞાતિમ્ ઋચ્છતિ–વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે યજ્ઞોના ભોક્તારૂપ કાર્યોપાધિક ત્વ પદાર્થરૂપ આત્મા, તથા સર્વભૂતોના સુહૃદ, સર્વ યોનિઓના નિયતારૂપ કારણોપાધિક તત્પદાર્થરૂપ શબલબ્રહ્મ, આ બે ત્વ તથા તત્ પદાર્થના સ્વરૂપોમાંથી 'અથાત આદેશો નેતિનેતિ અર્થ–હવે તેથી, તે નહિ તે નહિ આ રીતની આજ્ઞા, ઇત્યાદિ શ્રુતિનું અવલંબન કરી કારણ તથા કાર્યોપાધિનું નિરસન કરી તે 'તત્' તથા ત્વં પદાર્થરૂપ 'કૈવલ્ય ચૈતન્ય પરિશેષમાં રહે તેના' અધિષ્ઠાનભૂત પરબ્રહ્મસ્વરૂપે હું, તેને જાણીને અર્થાત્ તે પરબ્રહ્મ તે હું' પોતેજ છું એમ આત્મ–સ્વરૂપે સર્વદા મારૂં મનન તથા નિદિધ્યાસન કરીને વિદેહ મુક્તિને પામે છે ૨૯

સંન્યાસયોગ નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ

---

# અધ્યાય છઠો.



અત્ર-પૂર્વે પાંચમા અધ્યાયના અંતભાગવિષે 'શબ્દાદિ વિષયોને બ્હારના પ્રદેશ વિષે સ્થાપન કરીને' (૫-૨૭) ઇત્યાદિ શ્લોકત્રય વડે શ્રવણાદિવડે કરીને જન્ય એવું જ્ઞાન, કાંઇપણ પ્રતિબંધ વિના સિદ્ધ થાય તે અર્થે આત્મવેત્તા યોગીએ ધ્યાનયોગનું અવશ્ય સેવન કરવું એમ સૂચન કરી, હવે કેવળ તેજ ધ્યાન-યોગના બહિરંગ તથા અંતરંગ સાધનોનું, તેના અધિકારીના સ્વરૂપનું, તથા તે યોગના લક્ષણ તથા ફળનું નિરૂપણ કરવા અર્થે આ છઠ્ઠા અધ્યાયનો આરંભ કરાય છે તે વિષે આરંભમાં, શ્રવણાદિ વડે સંભાવ્યમાન એવા જ્ઞાનની ઉત્પત્તિના પરમકારણરૂપે ચિત્ત-શુદ્ધિ સિદ્ધ થાય છે, અને તે ચિત્ત-શુદ્ધિ સિદ્ધ હોય ત્યારેજ શ્રવણ મનન, નિદિધ્યાસન તથા તજ્જન્ય જ્ઞાન સિદ્ધ થાય, કેવળ કર્મ-યોગજ ચિત્તશુદ્ધિના કારણરૂપે હોય છે, યમ નિયમ આદિવત્ શ્રવણઆદિ તથા તજ્જન્ય જ્ઞાનના બહિરંગ સાધનો બળવત્તર હોય છે. તે બહિરંગ સાધનો સિદ્ધ હોય તોજ ચિત્ત શુદ્ધિ સિદ્ધ થાય, અને ચિત્ત શુદ્ધિ સિદ્ધ હોય તો જ્ઞાનરૂપ કાર્ય સહિત શ્રવણાદિ સિદ્ધ થાય, તે જ માટે મુમુક્ષુને નિયમ, શ્રદ્ધા તથા ઇશ્વરભક્તિવડે કરીને વૈદિકકર્મ અવશ્ય કર્તવ્ય હોય એમ સૂચન કરી, કર્મયોગી તથા તદીય કર્મયોગની પ્રશંસા કરી હવે શ્રી ભગવાન 'અનાશ્રિત' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

### શ્રી ભગવાન કહે છે—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति य ।
स संन्यासी च योगी च न निरग्निर्नचाक्रिय ॥ १ ॥

અન્વ—य कर्मफलं अनाश्रितः (सन्) कार्यं कर्म करोति स,

संन्यासी च योगी च (भवति) निरग्निः (एव संन्यासी इति) न, अक्रिय (एव यागी इति) च न ॥ १ ॥

અ—જેણે વેદ, વેદાગ તથા તેના અર્થનું જ્ઞાન સિદ્ધ કરેલ હોય તેવો મુમુક્ષુ બ્રાહ્મણ, પોતે કર્મફળની અપેક્ષા કર્યા વિનાજ નિષ્કામ મતો સર્વ કર્મો ઇશ્વરને સમર્પણ કરી, નિત્યાદિ વિહિત કર્મો કરે તેજ ખરો સંન્યાસી તથા યોગી કહેવાય, જે અગ્નિનો કેવળ ત્યાગ કરે તેને સન્યાસી ન કહેવાય, તેમ જે અક્રિયાવાન્ હોય તેને યોગી ન કહેવાય. १

વિ૦:०-વેદ, વેદાગ, તથા તેના અર્થને જાણનાર મુમુક્ષુ બ્રાહ્મણ, कर्मफल='स्वर्गकामर्थिन्वीत य पशुकामः' 'पश्यतिपुत्र, અર્થ:-જે સ્વર્ગનો કામનાવાન્ હોય તેણે પુણ્ય સચય કરવો,' જે પશુનો કામનાવાન્ હોય તેણે,' 'તેને પુત્ર દર્શન પ્રાપ્ત થાય' ઇત્યાદિ શ્રુતિવાકયોવડે તે તે શ્રુતિઓ વિષે પ્રતિપાદન કરેલ પુત્ર, પશુ તથા સ્વર્ગપ્રાપ્તિરૂપ કર્મોના ફળોને; अनाश्रित =કેવળ મોક્ષની કામનાવડે કરીને, યત્કિંચિત્ પણ કર્મફળની અપેક્ષા કર્યા વિનાજ સર્વ કર્મો ઇશ્વરને સમર્પણ કરી નિષ્કામ રૂપે મનો; कार्यं=નિયમવડે કરીને જે કર્તવ્યરૂપે હોય તેવા નિત્ય, નૈમિત્તિક, કામ્યવર્જિત અગ્નિહોત્રાદિક કર્મો; करोति=શ્રદ્ધા તથા ભક્તિવડે સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરે; सन्यासी=કર્મફળની કામનાના પરિત્યાગરૂપ સન્યાસપણાને લીધે સન્યાસી કહેવાય તથા કર્મયોગવિષે ચિત્તનુ સમાહિતપણુ હોવાથી તે યોગી કહેવાય; 'न निरग्नि न चाक्रिय.' આ વાકય વિષે 'एव' શબ્દરૂપ અવધારણવાચક પદનો અધ્યાહાર કરેલો છે.

જે મુમુક્ષુ અગ્નિનો પરિત્યાગ કરે તેનેજ સંન્યાસ, કહેવો, અને જે અક્રિયાવાન્ હોય તેનેજ યોગી કહેવો એમ યોગ ન હોય, કિંતુ ફળ તથા કામનાના સંકલ્પનો ત્યાગ તથા ચિત્તની નિશ્ચલતાવડે કરી, કેવળ મારી ભક્તિવડે જે કર્મ કરે તે ભલે ગૃહસ્થ હોય, તથાપિ તેને સંન્યાસી તથા યોગી કહી શકાય.

'निराग्न' આ પદ વિષે અગ્નિ શબ્દવડે જે કર્મોનું અગ્નિપૂર્વક અનુષ્ઠાન કરાય તે કર્મો ઉપલક્ષિત થાય છે, ચૌલ તથા ઉપનયન કર્મથી માંડી જે શ્રૌત તથા સ્માર્ત કર્મો બ્રાહ્મણને પ્રાપ્ત થાય તે સર્વ કર્મો કેવળ અગ્નિપૂર્વક કર્મો કહેવાય.

સાધન તથા તેમના લક્ષણ સહિત આ સર્વ કર્મોનો જ્ઞાનપૂર્વક જેણે પરિત્યાગ કરેલો હોય તેજ નિરગ્નિ તથા તેજ સન્યાસી કહેવાય, અને આ રીતનો મુમુક્ષુ શ્રવણાદિવડે સમ્યક્ પ્રકારે વિજ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાન યોગવિષે પ્રવૃત્ત સતો, દેહેન્દ્રિય આદિની ચેષ્ટારૂપ સર્વ ક્રિયાનો ત્યાગ કરીને અક્રિયાવાન્ યોગી થાય છે ૧

અત્ર-સન્યાસીપણું તથા યોગીપણું, આ ઉભય તો અનાત્મજ્ઞ પુરુષવડે કરાતા યાવત્ કર્મોથી જેણે વ્યુત્થાન કરેલ હોય તેવા બ્રહ્મવેત્તાના સર્વશાસ્ત્ર-પ્રસિદ્ધ ધર્મરૂપે હોય, એટલે જે પ્રવૃત્તિધર્મ-પરાયણ હોય, તથા દાર, અને અગ્નિહોત્ર આદિ સાધનવડે સપન્ન હોય તેવા અનાત્મજ્ઞ ગૃહસ્થને આ સન્યાસીપણું આદિ બ્રહ્મવેત્તાના ધર્મ કેમ ઉપપન્ન હોય? આ રીતની શકા કરવી યોગ્ય ન હોય, ઉક્તરીતિવડે ધર્મ તથા ધર્મિ વચ્ચે પરસ્પર ભેદ હોય તથાપિ સન્યાસયોગનુ અને કર્મયોગનુ મોક્ષરૂપ કેવળ એકજ સાધ્યપણુ હોય તેથી, તે ઉભયના ફળ વચ્ચે ભેદનો અભાવ હોવાથી સન્યાસીને જે ફળ પ્રાપ્ત થાય તેજ ફળ કર્મયોગીને પણ પ્રાપ્ત થાય તેથી ઉભયના ફળ સમાન હોય તે ઉપપન્ન છે એમ સૂચન કરી, સન્યાસવત્ કર્મ પણ મોક્ષના પરમકારણરૂપે હોય તેથી તે અવશ્ય કર્તવ્યરૂપ હોય એમ કહી કર્મની પ્રશસા કરી હવે 'य' ઇતિ મન્ત્રાર્થવડે સન્યાસ તથા કર્મયોગ વચ્ચે અભેદ હોય એમ કથન કરે છે—

यं संन्यासमितिप्राहु योंगं तं विद्धि पाडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

अन्व—(हे) पांडव, (पंडिताः) यम् संन्यासम् इति प्राहुः (त्वं) तम् (एव) योगं विद्धि। हि असंन्यस्तसंकल्पः कश्चन योगी न भवति ॥ २ ॥

અ–હે પાંડવ?, પંડિતો જેને સંન્યાસ–યોગ કહે છે, તેને જ તું કર્મયોગ સમજ, કારણ કે, કર્મફળ–વિષયક મનનનો જેણે પરિત્યાગ કરેલો ન હોય તેવો કોઇ પણ મુમુક્ષુ યોગી થાય નહિ. २

वि–प्राहुः–કહે છે; योग=કર્મયોગ; संन्यासं=જે વિષે કર્મિપણાનો અભાવ હોય તેવો ધર્મ; 'सर्व કર્મોનો મનવડે સંન્યાસ કરીને (૫–૧૩) આ વચનથી, પોતાનો આત્મા કૂટસ્થ, અસંગ તથા ચિત્તસ્વરૂપે હોય આ રીતના અનુભવથી દેહાદિ અનાત્મ વસ્તુવડે જે કાંઇ કર્મ કરાય તે કર્મ કેવળ કર્માભાવરૂપે સિદ્ધ હોવાથી તેને સંન્યાસ કહે છે; આ સંન્યાસ વડે તો મોક્ષરૂપ ફળ સિદ્ધ થાય છે.

કર્મસંભાવિત ( કર્મવડે ઉત્પાદિત ) એવી ચિત્તશુદ્ધિ–જન્ય જ્ઞાનના કાર્યભૂત સન્યાસનું, કર્મ અંગ હોવાથી તથા અંગ તથા અંગિરૂપ ઉભય વસ્તુની એકજ કાર્યની અન્વયતા તથા એકફળના સિદ્ધ હોવાથી, તે ઉભય વચ્ચે કેવળ અભેદ–દ્દષ્ટિ કરવી યોગ્ય હોય; અથવા આ ઉભય પરમાર્થ–સિધ્ધિના અવિશેષ સાધનરૂપે હોવાથી, તેમની એકતાજ ઘટે; જેમ શ્રવણાદિ–જન્ય અનુભવ વિના કર્મિત્વ–દર્શનનો અભાવ હોવાથી અવિ- ક્રિયાત્મ–સ્વરૂપવડે સ્થિતિ કરાય તેવા લક્ષણવાળો મોક્ષ સિદ્ધ ન થાય, તેમ વિહિત કર્મ ન કરવાથી ચિત્તશુદ્ધિનો અભાવ સિદ્ધ થતાં, તજ્જન્ય જ્ઞાન અનુત્પન્ન થવાથી, સ્વ–સ્વરૂપ–સ્થિતિરૂપ મોક્ષ પણ અવશ્ય સિધ્ધ ન થાય; તેથી મોક્ષ પ્રત્યે આ ઉભયનું વિશેષરૂપે અસાધારણ કારણપણું સિદ્ધ હોવાથી, તથા તેમની શકિત એકજ પ્રકારની હોવાથી, તેમજ ઉભયનું ફળ પણ એકજ પ્રકારનું હોવાથી, તે ઉભય વચ્ચે કાંઇ પણ ભેદ અસિદ્ધ હોય, તેથી તે ઉભયની એકતા ઉપપન્ન છે.

અથવા 'જે સર્વ સંકલ્પનો સંન્યાસ કરે' (૬-૪) આ વચનથી, સર્વ સંકલ્પોના સંન્યાસને સંન્યાસ કહે છે; અર્થાત્ સર્વત્ર-બ્રહ્મદૃષ્ટિવડે બાહ્ય પદાર્થોની ભાવનાનો પરિત્યાગ કરવામા આવે તે યોગી-ધર્મને સંન્યાસ કહે છે.

જો કે આ રીતનું લક્ષણ મુખ્ય-વૃત્તિવડે કરીને કર્મયોગને સંભવે નહિ, તથાપિ કર્મફળના સંકલ્પના પરિત્યાગરૂપ લક્ષણવડે કરીને ઉપલક્ષિત ફળ સંકલ્પના પરિત્યાગરૂપ ગૌણવૃત્તિવડે કરીને, સંન્યાસયોગ તથા કર્મયોગની એકતા સંભવે; તેથી સંન્યાસયોગ હોય તેજ કેવળ કર્મયોગ હોય, એ રીતે ઉભય વચ્ચે કેવળ અભેદ સિદ્ધ છે એમ તું અનુભવ કર.

'જેને પંડિતો સંન્યાસયોગ કહે છે તેને તુ કર્મયોગ સમજ' આ ઉક્તિવડે કર્મફળના સંકલ્પ -સંન્યાસવડે જે ઉપલક્ષિત હોય તેવા કર્મયોગવડેજ મોક્ષ સિદ્ધ થાય એમ સૂચન કરેલું છે.

આ રીતે કર્મયોગ વિષે, કર્મફળના સંકલ્પ-સન્યાસનો પ્રધાનપણે બોધ કરેલો છે તેથી ગૃહસ્થ મુમુક્ષુને કર્મફળ-સંકલ્પનો સંન્યાસ અવશ્ય કર્તવ્યરૂપે હોય એમ બોધ કરી 'નહિં' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે–

असंन्यस्तसंकल्प=કેવળ મોક્ષની કામનાવડે કરીને, સમ્યક્ પ્રકારે પરિત્યાગ કરેલ હોય (सम्+न्यस्त) કર્મફળને વિષય કરે તેવું મનન (संकल्पः) જે મુમુક્ષુએ; તેનાથી વિરૂદ્ધ લક્ષણવાળો જે હોય તેવો;

કર્મ કરતાં પૂર્વે, તત્પશ્ચાત્, તથા કર્મ કરતી વેળાએ કેવળ કર્મફળનુંજ મનન કરતો સતો જે કર્મ કરે, તેવા પુરૂષે સંકલ્પનો સંન્યાસ કરેલ નહોય એટલે, ભલે તે બ્રાહ્મણ વા અન્ય કોઇ હોય તથાપિ તેને યોગી કહી શકાય નહિ;

योगी=કર્મફળની અપેક્ષાથી રહિત તેવી ચિત્તની નિશ્ચળતા (योगः) જેને પ્રાપ્ત થયલ હોય તેવો પુરૂષ;

તાત્પર્ય.—કર્મફળની આશાવડે જેના ચિત્ત વિષે વિક્ષેપ સંભવે તેવો પુરૂષ કદાપિ યોગી ન થાય.

અથવા જે યોગીએ સર્વ સંકલ્પનો સંન્યાસ કરેલો ન હોય, તે મોક્ષયોગને પાત્ર થાય નહિ, કિંતુ તે કેવળ જન્માદિ દુઃખને યોગ્ય થાય.

' हि ' પદવડે ' कामान्य. कामयते मन्यमानः सकामभिर्जायते तत्रतत्र ' મુ० ३-२-२ उपासते पुरुषं येह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः અર્થ: (મુ૦ ૩–૨–૨)—જે કામનાની ઇચ્છા કરે તે કામનાનું મનન કરતો સતો તે તે વસ્તુઓની કામના વિષે તેને ઇચ્છાવિશેષ ઉત્પન્ન થાય છે,' ' જેઓ કામનાથી વિમુકત થઇ પરમાત્માનું ઉપાસન કરે, તેવા જ્ઞાની પુરૂષ આ શુક્રસ્વરૂપ ( દીપ્તિમાન્‌ સ્વરૂપ ) આત્મતત્ત્વનું ઉલંઘન કરી જાય છે ' ઇત્યાદિ શ્રુતિ–પ્રસિદ્ધિનો પ્રકાશ કરે છે ૨

અવ–આ રીતે, મુમુક્ષુઓને કર્મ અવશ્ય કર્તવ્યરૂપ હોય એમ સિદ્ધ કરવા અર્થે કર્મયોગ તથા કર્મયોગી, સંન્યાસયોગ તથા સંન્યાસયોગીના સમાનરૂપે છે એમ કથન કરી, હવે કર્મયોગ જ્ઞાનના સાધનરૂપે હોય એમ કથન કરી, તથા તે કર્મયોગની કર્તવ્યતાની અવધિનું સૂચન કરી, જ્ઞાનારૂઢ પુરૂષને વિદેહમુકિત કયા પ્રકારે સિદ્ધ થાય ? તે કારણનું ' आरुरुक्षोः ' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

आरुरुक्षोर्मुने र्योगंकर्म कारणमुच्यते।
योगारुढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

अन्व–योगं आरुरुक्षोः मुनेः ( ज्ञानयोगप्राप्तेः ). कारणं कर्म एव उच्यते । तस्य एव योगारुढस्य शमः कारणम् उच्यते ॥३॥

અ—જ્ઞાનયોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનાર મુનિ-પુરૂષને, કેવળ કર્મજ જ્ઞાનપ્રાપ્તિના કારણરૂપે હોય, અને તેજ પુરૂષ જ્ઞાના ઢ થાય ત્યારે કેવળ સર્વકર્મસંન્યાસરૂપ શમ ( શાંતિ ) કારણરૂપે અર્થાત્ કર્તવ્યરૂપે હોય. ૩

વિ—યોગ=સમ્યગ્દૃષ્ટિરૂપ નિષ્ઠા; आरुरुक्षोः=મુક્તિઅર્થે જ્ઞાનયોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારને; मुनेः= ભવિષ્યમા સંન્યાસયોગ ગ્રહણ કરનાર પુરુષને; ' गृहस्थः स्त्रियमुद्वहेत् અર્થ:— ગૃહસ્થાશ્રમી પુરૂષે, સ્ત્રી સાથે વિવાહ કરવો ' આ ન્યાયવડે ભવિષ્યમા જે સંન્યાસીપણું ગ્રહણ કરે તેને લઇને મુનિરૂપે ઉપદેશ કરેલો છે; ગૌણવૃત્તિવડે જે મુનિ કહેવાય, તેવા ગૃહસ્થ પુરૂષને કેવળ કર્મજ જ્ઞાનયોગની પ્રાપ્તિના કારણરૂપે હોય.

કર્મ વિના, અન્ય પદાર્થવડે ચિત્તશુદ્ધિ સંપાદન થવી અસંભવિત હોવાથી, કર્મ જ ચિત્તશુદ્ધિ સંપાદન કરી પુરૂષને જ્ઞાનારોહણ કરાવે, તેથીજ કેવળ કર્મને જ્ઞાનપ્રાપ્તિના કારણ રૂપે કહે છે.

'मंत्रेषु कर्माणिकवयो यान्यपश्यन्तानित्रेतायां बहुधासंततानि। तान्याचरथ नियतं सत्यकामा मुं. ૧-૨-૧ અર્થ:—વિદ્વાન પુરૂષોએ મંત્રો વિષે જે કર્મોનું નિરૂપણ કરેલુ જોયું, તે સર્વ કર્મો ત્રેતાયુગ વિષે અનેક પ્રકારે વિસ્તારને પામ્યા; સત્યવસ્તુની પ્રાપ્તિ અર્થે કામનાવાન થઇ તે સર્વ કર્મનું તમો આચરણ કરો ' ઇત્યાદિ શ્રુતિઓ પણ કર્મો જ્ઞાન-પ્રાપ્તિના કારણરૂપે હોય એમ પ્રતિપાદન કરે છે.

જેની ચિત્તશુદ્ધિ કરવા અર્થે કર્મયોગનું વિધાન કરેલું હોય તે પુરૂષની જ ચિત્તશુદ્ધિ નિત્ય, નૈમિત્તિક કર્મ કરવાવડે કરીને સંભવના, ઉદય પામેલ વિવેક, વૈરાગ્ય, શમ તથા દમાદિ સાધન—સંપત્તિવડે પ્રાપ્ત થયેલ શ્રવણ આદિ કર્મોવડે ઉત્પન્ન જ્ઞાનવડે, જ્ઞાનયોગને સંપ્રાપ્ત થયેલ ( योग+आरुढ ) વિદેહકૈવલ્ય-મુક્તિની કામનાવાન યોગી-પુરૂષને, કેવળ

શબ્દાદિ બાહ્ય વિષયો પ્રત્યે જે ઉપરતિરૂપ શાંતિ (શમ) પ્રાપ્ત થાય, તેનેજ વિદેહમુક્તિના અંતરંગ સાધનરૂપ (કારણ) કહે છે.

'तमेवैकंजानथ आत्मानमन्यावाचोविमुञ्चथ મું૦ ૨–૨–૫ અર્થઃ–કેવળ તે એક આત્મતત્ત્વને જાણો, તે સિવાયની અન્ય વાણીનો પરિત્યાગ કરો.' 'ओमित्येवं ध्यायथ आत्मानं મુ. ૨–૨–૬ અર્થઃ—આત્માનું ઓંકારસ્વરૂપે ધ્યાન કરો' 'तमेव धीरोविज्ञाय બૃ. ૪–૪–૨૧ અર્થઃ—જ્ઞાની પુરૂષ કેવળ તેનુ વિજ્ઞાન પ્રાપ્ત કરીને,' 'शान्तो दान्त उपरत स्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्येत् બૃ ૪–૪–૨૩ અર્થઃ—શાંત, દાંત, તથા ઉપરત, તિતિક્ષાવાન્ તથા સમાહિત–ચિત્તવાળો થઇને કેવળ તે આત્મ–તત્ત્વનું દર્શન કરે,' 'आत्मरतिरात्मक्रीडः છાં૦ ૭–૨૫–૨ અર્થઃ—આત્મતત્ત્વ વિષે જ રમણ તથા ક્રીડા કરતો સનો;' ઇત્યાદિ શ્રુતિઓ, તથા 'नैतादृशं ब्राह्मण स्यास्ति वित्तं यथैकता समता सत्यताच । शील स्थितिर्दण्डनिधानमार्जवं ततस्ततश्चोपरमः क्रियाभ्यः અર્થઃ—એકતા, સમતા, તથા સત્યતા, શીલ, સ્થિતિ, દંડનિધાન, આર્જવપણું તથા તે તે ક્રિયાઓથી ઉપરામ પામવું, આ સર્વના જેવું અન્ય એકે વિત્ત બ્રાહ્મણને હોય નહિ.'

'नैवधर्मीनचाधर्मीचैव हिशुभाशुभी । यः स्यादेकासनेलीन स्तूष्णींकिंचिद चिन्तयन् અર્થઃ—ભલે તે ધર્મી વા અધર્મી, શુભકર્મવાન્ વા અશુભકર્મવાન્ હોય, તથાપિ જે એકાસન વિષે લીન થઇ કિંચિત્ પણ અન્ય વસ્તુનુ ચિન્તન ન કરતા તૂષ્ણીરૂપે સ્થિતિ કરે' ઇત્યાદિ સ્મૃતિઓ પણ, જેને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયશે હોય તેવો યોગી પુરૂષ સમાધિ વિષે પ્રવૃત્ત થાય ત્યારે ઉપશાંતિ (शमः) વડે સર્વ કર્મોથી ઉપરતિને પ્રાપ્ત થાય એમ પ્રતિપાદન કરે છે; અર્થાત્ બ્રહ્મતત્ત્વ વિષે આરોપિત કરેલ નામ રૂપ આદિનું કેવળ અગ્રહણ કરવું તેને શમ કહે છે; એટલે કે, નામ રૂપાદિ યાવત્ પ્રપંચનો પરિત્યાગ, (શમ) તેનેજ વિદેહ–મુક્તિના પરમકારણ રૂપે હોવાનું શ્રુતિ તથા સ્મૃતિઓવડે પ્રતિપાદન કરેલું છે.

સનાતન પરબ્રહ્મતત્ત્વનુ જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે એક દઢ ગૃહણ કરીને ઉપવીત સમેત શિખાનો પરિત્યાગ કરવો,' ઇત્યાદિ શ્રુતિનો વિરોધ-પ્રસંગ પ્રાપ્ત થાય. જે જડ, જન્માંધ તથા મુંગા હોવાથી વૈદિક કર્મો કરવાને અનધિકારી હોય કેવળ તેમનેજ સન્યાસ કરવો ઘટે, કિંતુ વિદ્વાન્‌ પુરૂષને તેમ કરવુ ઘટે નહિ, ' विध्वानूयजते જ્ઞાની પુરૂષ યત્ન કરે છે ' આ વચનવડે વિદ્વાન પુરૂષને તો યાગાદિ કર્મોનું વિધાન કરેલું છે; આ જીતની શંકા કરવી યોગ્ય નથી; કારણ કે તેમ હોય તો નિરૂક્ત શ્રુતિ તથા સ્મૃતિ વાકયોને વિરોધપ્રસંગ આવે

' वहि: सूत्रंत्यजेद्बुध: બ્રહ્મ૦ ઉ૦ અર્થ:—વિદ્વાન્‌ પુરૂષે બાહ્ય સૂત્રનો પરિત્યાગ કરવો ' ' किंप्रजया करिष्यामोयेषानोऽयमात्मायलोक બૃ. ૪-૪-૨૨ અર્થ:—જે અમોને આ સર્વ લોક અમારા આત્મારૂપે છે તેને પ્રજાવડે શું પ્રયોજન હોય ? ' यदातु विदित तत्त्वम्‌ નારદ૦ પરિ૦ ૧૭ અર્થ:- જ્યારે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે, ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ વાકયોનો વિચાર કરતાં કેવળ વિદ્વાન પુરૂષ સંન્યાસનો વિષયીભૂત હોય; જડાદિ પુરૂષ તેનો વિષયીભૂત હોય નહિ

જડ આદિ પુરૂષ તો વેદશાસ્ત્રના અધ્યયનથી રહિત હોય એટલે ' परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायात्‌ મું૦ ૬-૨-૧૨ અર્થ — કર્મચિત લોકની પરીક્ષા કરીને બ્રાહ્મણે વૈરાગ્યને પ્રાપ્ત કરવો ' આ રીતના અર્થવાળા શ્રુતિના પદ તથા વાકય-પ્રમાણના બળવડે તેમને આ લોકની કર્મચિતના, અનિત્યતા, અલ્પફળના, તથા અસત્તાની પરીક્ષા કરવાની યોગ્યતાનો અસંભવ હોય, એટલે વેદાધ્યયન તથા તેનો અર્થ વિચાર કરવામા તથા તત્ત્વ-નિશ્ચય કરવામા લૌકિક કર્મ વિષે તેમજ સર્વજ્ઞ યોગ્ય પુરૂષને જ અધિકાર પ્રાપ્ત હોય, તેથી વેદાધ્યયન તથા તેનો અર્થ વિચાર કરવાને જે અયોગ્ય હોય તેમને બ્રહ્મતત્ત્વની પ્રાપ્તિ તથા જ્ઞાનિપણું સ્વપ્ને પણ સંભવી શકે નહિ.

આમ હોવાથી, વેદાંતના શ્રવણાદિ કર્મવડે જેને બ્રહ્મતત્ત્વની પ્રાપ્તિ થઇ હોય તેનેજ આત્મજ્ઞાનીપણું તથા સંન્યાસ સિદ્ધ થવાનું નિરૂક્ત શ્રુતિ તથા સ્મૃતિઓ વડે પ્રતિપાદન કરેલ છે, અને તે કારણના લીધેજ 'જ્ઞાનયોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનાર મુનિપુરૂષને' ઇત્યાદિ વચનો વડે શ્રીભગવાને ઉક્તિ કરેલી છે, આમ જે તેથી જેને આત્મતત્ત્વનો સમ્યગાવબોધ સિદ્ધ થયલ હોય તેને જ સંન્યાસ સિદ્ધ હોય, કિંતુ જડ આદિ વા પરોક્ષ જ્ઞાનવાન્ પુરૂષને તે સિદ્ધ હોય નહિ

महत्पदज्ञात्वा वृक्षमूले वसेत्‌सुमालजु १३अर्थ -મહાનપદને જાણીને વૃક્ષ મૂળ વિષે નિવાસ કરવો, 'ज्ञात्वा नैष्कर्म्यमाचरत् અર્થ --આત્મ તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરી નૈષ્કર્મ્યતાનું આચરણ કરવું तस्माज्ज्ञान पुरस्कृत्य सन्यसेदिहबुद्धिमान अहमेवाक्षर ब्रह्मवासुदेवाख्यमव्ययम् इतिभावो ध्रुवो यस्य तदासवति संन्यसुक्॥ નારદ૦ પરિ૦ ૧૫ ૦, વિશ્વેશ્વરીમાં ગૃહીત સ્મૃતિ, यदा तुविदितंतत्त्व ॥ અર્થ —તેથી જ્ઞાનનો પુરસ્કાર કરી બુદ્ધિમાન્ પુરૂષે આ લોક વિષે સન્યાસ ગ્રહણ કરવો, કેમકે હું પોતે અવ્યય સ્વરૂપ વાસુદેવ નામના અક્ષર બ્રહ્મસ્વરૂપે છું, આ રીતનો નિશ્ચયભાવ જેને થાય તેણે તે સમયે સંન્યાસ ગ્રહણ કરવો, જ્યારે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન સિદ્ધ થાય ત્યારે', ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિઓથી કેવળ બ્રહ્મવેત્તાને જ સન્યાસ કર્તવ્યરૂપે હોય એમ સિદ્ધ કરેલું છે.

तात्पर्य विद्वान् यजते અર્થ -વિદ્વાન્ પુરૂષ યજ્ઞ કર્મ કરે છે આ વચનવડે આહી વેદ તથા શ્રુતિનો અર્થ, તેનો પ્રયોગ તથા તેના પ્રાયશ્ચિત ને જે જાણે તેને વિદ્વાન્ કહેલો છે, એમ કેવળ આ રીતના જાણનાર પ્રત્યે કર્મ વિધિનો ઉપદેશ કરેલો છે, કિંતુ જે બ્રહ્મવેત્તા હોય તેના પ્રત્યે કોઇ પણ કર્મવિધિનો આદેશ સિદ્ધ ન હોય, બ્રહ્મવેત્તાને તો 'તેને કાંઇપણ કર્મ કર્તવ્ય નથી,' (૩-૧૭) આ વાકયાનુસાર કર્મનો અભાવ સિદ્ધ હોય એટલે 'યાવત્ જીવિત કર્મો કરવા' ઇત્યાદિ શ્રુતિવાકયો વડે જે

અનાત્મજ્ઞ હોય તેવા પુરુષનીજ ગતિનો બોધ કરેલો છે એમ તાત્પર્ય સિદ્ધ થાય છે.

અવ–બાહ્યોપરતિરૂપ કેવળ શમ નામના સાધનનું અવલમ્બન કરી જ્ઞાનયોગારોહણ કરનાર યોગીને યોગારૂઢતા ક્યારે સિદ્ધ થાય ? આ રીતની આકાંક્ષા પ્રત્યે, જ્યારે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવડે કર્મ તથા વિષયો વિષે અસત્ બુદ્ધિ સિદ્ધ થઇ આ પુરુષને પ્રવૃત્તિનો અભાવ સિદ્ધ થાય, ત્યારે તેને યોગારૂઢતા-સિદ્ધિ થાય એમ હવે 'યદા' ઇત્યાદિ મંત્રાર્થ વડે બોધ કરે છેઃ—

यदा हि नेन्द्रियार्थेषु नकर्मस्वनुपज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

अन्व—सर्वसंकल्पसंन्यासी यदा हि इन्द्रियार्थेषु कर्मसु ( न )
न अनुषज्जते तदा योगारूढः ( इति ) उच्यते ॥४॥

અઃ–સર્વ સંકલ્પોનો પરિત્યાગ કરી જ્યારે તે ઇન્દ્રિયોના વિષયો તથા કર્મ વિષે નિશ્ચે અનુરાગ કરે નહી, ત્યારે તે યોગારૂઢ થયો એમ કહેવાય. ૪

વિ–सर्वसंकल्पसंन्यासी=દ્રવ્ય, ગુણ, કર્માદિને ગોચર કરનાર, સમીચીનતા-બુદ્ધિવાળા સર્વ વિષયો (सकल्पाः) તેનો સંન્યાસ કરવાનો સ્વભાવ જેમનો હોય તેવો; અધિષ્ઠાન વસ્તુનું યથાર્થ સ્વરૂપ જોતાં આરોપ કરેલા દ્રવ્યાદિ વિષયોનું મિથ્યાપણું સિદ્ધ થવાથી શુકિતરજતવત્ તેઓ કેવળ આભાસ માત્ર હોય એમ પ્રતીતિ થાય, એટલે તે વિષયો સમીચીન રૂપે છે, આ રીતની બુદ્ધિ જ્ઞાની પુરુષને ઉત્પન્ન થાય નહિ.

यदा=જે કાળવિષે; इन्द्रियार्थेषु=ભિક્ષાટન આદિ વિષે. શબ્દાદિ દૃષ્ટ વિષયો વિષે; कर्मसु-કવચિત્ વાસનાવડે કર્તવ્યરૂપે પ્રતીત થતાં

સ્નાન, શૌચાદિ કર્મો વિષે न अनुषज्जते–ભોક્તા, ભોજન તથા ભોજ્ય વસ્તુ વિષે તથા કર્તા, કારણ તથા કાર્ય વિષે મિથ્યાપણાની બુદ્ધિ વડે પોતે અનુષગ અર્થાત્ આસક્તિ કરતો નથી; 'હું ભોજન કરૂં છું' 'હું કર્મ કરૂં છું' આ રીતની ભોક્તા તથા કર્તારૂપ તાદાત્મ્યતા પ્રાપ્તિ, તેને પ્રાપ્ત થાય નહિ, કિંતુ અસંગ તથા ઉદાસીનતા વડે કરીને સર્વત્ર સાક્ષિભૂતરૂપે સ્થિતિ કરે છે.

સર્વ વૈષયિક કામનાઓ સંકલ્પમૂલક હોય, सकल्पमूलः कामो वै यज्ञाः सकल्पसम्भवाः મનુ૦ ૨–૩ અર્થ–સર્વ કામનાઓ સંકલ્પ-મૂલક હોય અને યજ્ઞો સંકલ્પ વડે ઉત્પન્ન થાય,' આ સ્મૃતિવાક્યાનુસાર પ્રત્યગ્દૃષ્ટિ વડે સર્વત્ર પદાર્થને કેવળ બ્રહ્મસ્વરૂપે જોતા સર્વ સંકલ્પો આશ્રય વિનાના થાય, એટલે આ રીતે સર્વ સંકલ્પોનો પરિત્યાગ કરી સર્વ જગત્ કેવળ બ્રહ્મસ્વરૂપે હોય એ રીતે અનુભવ કરનાર સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવાળો બ્રહ્મવેત્તા યોગી જ્યારે વિષય તથા કર્મ વિષે અનુસંગ ન કરે, ત્યારે તે યોગારૂઢ થયો એમ કહી શકાય

અથવા બીજો પણ અર્થ આ પ્રમાણે થાય છે–

બ્રહ્મદૃષ્ટિવાળો બ્રહ્મવેત્તા પોતાના પ્રાક્તન સંસ્કારને અનુરૂપ પ્રવૃત્તિ ( अनुषक्ति ) કરે નહિ, કર્મપ્રવૃત્તિ કામમૂલક હોય અને કામ સંકલ્પ—મૂલક હોય, અને સંકલ્પોના આશ્રયભૂત યાવત્ પદાર્થ મિથ્યારૂપ હોય એમ જાનીને અનુભવ સિદ્ધ થવાથી સર્વ સંકલ્પોનો તેણે પરિત્યાગ કરેલ હોય, એટલે તેને 'કારણના અભાવે કાર્યનો અભાવ સિદ્ધ હોય' આ ન્યાયવડે કરીને શબ્દાદિ વિષયો તથા કર્મ વિષે પણ અનુષંગભાવ કેમજ હોય ?

અથવા પુનઃ આ વાક્યનો બીજો પણ અર્થ આ પ્રમાણે થાય છે–

सर्वसंकल्पसन्यासी=અવિદ્યાન—વસ્તુના અજ્ઞાનરૂપ દોષવડે શુક્તિ વિષે જેમ રજતની પ્રતીતિ થાય, તેમ નિર્વિશેષ અદ્વિતીય પર-

બ્રહ્મતત્ત્વ વિષે, 'આ ઘટ હોય? આ પટ હોય?, આ ભીંત હોય!' એમ ભ્રાંતિવડે કરીને, સમ્યક્ પ્રકારે કલ્પનાઓ ( सङ्कल्पाः ) અર્થાત્ વિપરીત પ્રતીતિ થય, તેને ચિદ્-વૃત્તિવડે બ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય કરવાનો સ્વભાવ જેનો હોય તેવો પુરૂષ ( सन्यासी ) અર્થાત્ વિપરીત પ્રતીતિના નિરાકરણપૂર્વક સર્વત્ર બ્રહ્મદર્શનરૂપ નિષ્ઠા વડે યુક્ત થઇ જે બ્રહ્મવેત્તા યોગી પોતે પ્રવૃત્તિ કરે, એટલે કે વિજાતીય પ્રતીતિનો બ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય કરવાને તત્પર થઇ સજાતીય પ્રતીતિનું જે આવર્તન કરે તેને યોગારૂઢ કહે છે

જે સમયે ( यदा ) સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરનારા યોગી—પુરૂષોની બુદ્ધિ-વૃત્તિ સ્થિર થાય, ત્યારે આભાસરૂપે પ્રતીત થતા વિષયો વિષે (इन्द्रियार्थेषु) તથા કર્મો વિષે અર્થાત્ ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે તે તે વિષયનું ગૃહણ કરવામાં તેઓ કદાચિત્ અનુષક્તિ કરતા નથી; ( न अनुषज्जते ) અર્થાત્ અકસ્માત્ જે કાંઇ વિષય જોયલો હોય તદનુરૂપે વૃત્તિ પુનઃ પરિણામને પ્રાપ્ત થાય તે રીતની અનુસક્તિ, તથા ચક્ષુ આદિ ઇન્દ્રિયો વડે વિષય-ગૃહણરૂપ કર્મ કરે નહિ, કિંતુ જે વિષયોનું દર્શન કરેલું હોય તે વિષયોનું તથા તે વિષયવૃત્તિના દૃષ્ટાનું પ્રત્યાવર્તન કરી, બ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય કરે છે.

આ રીતે, દ્રષ્ટા, દર્શન, તથા દૃશ્ય આદિ ભેદ વડે ભિન્ન એવા સર્વ વિશ્વને જ્યારે બ્રહ્મસ્વરૂપે જુવે ત્યારે તે યોગારુઢ થયલ હોય એમ કહેવાય, योगारूढ =સર્વ દૃશ્ય તથા પોતાના આત્માની કાંઇ પણ પ્રતિબંધ વિના કેવળ બ્રહ્માકારે પ્રતીતિ થાય તે પ્રકારનો બ્રહ્માકાર-પ્રતીતિરૂપ યોગ, તે વિષે પ્રતિષ્ઠા કરલ હોય તે, જે યોગારૂઢ હોય 'તેને આ સ્થિર બુદ્ધિવાળો જીવન્મુક્ત છે,' એમ પંડિતો અન્યોન્ય પ્રતિ સંભાષણ કરે છે ( योगारूढः इति उच्यते )

- 'हि' પદવડે 'विजानन्विध्वान्प्रवर्तेनाति यादी श्रु. ३-४ अर्थ-

અનુભવવડે વિદ્વાન્ થવાય, કિંતુ અતિવાદ કરનાર જ્ઞાની થઇ શકે નહિ,' 'आत्मक्रीड आत्मरतिः क्रियावान् मु'. ૩-૪ અર્થ-આત્મા વિષે ક્રીડા કરનાર આત્મા વિષે રમણ રૂપ ક્રિયાવાન્, ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ અર્થનો પ્રકાશ, કરે છે. ૪

અવ—મુમુક્ષુને માનુષ દેહ દુર્લભ હોય; તેમાં વળી બ્રાહ્મણદેહ, જે વડે સત્ તથા અસત્ પદાર્થનો વિવેક સંપાદન થઇ શકે, તે દેહને પ્રાપ્ત કરી, આત્મ-ઉદ્દેશવડે કરેલ શ્રૌત આદિ સત્કર્મ તથા ભક્તિવડે પ્રસન્ન થયલ પરમેશ્વરનો પ્રસાદ સંપન્ન કરી શમ, દમ, આદિ સાધન-સંપત્તિ વડે કરીને સદ્ગુરુ પાસેથી શ્રવણ તથા મનન કરીને 'હું પોતે કેવળ બ્રહ્મરૂપે છું' એમ આત્મ-સ્વરૂપે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરી યોગારૂઢ મનો તે મુમુક્ષુ ચિદેકરસ બ્રહ્મરૂપે જ્યારે સ્થિતિ કરે, ત્યારે નિશ્ચે સંસારરૂપ દુ:ખસાગર વિષે નિમગ્ન થયલ આત્માનો પોતાથીજ ઉદ્ધાર કરી, મોક્ષ-સામ્રાજ્યરૂપ સુખ વિષે સંસ્થાપિત થાય; તેથી બ્રાહ્મણ આદિ જે વિવેકસંપન્ન હોય તેણે, પોતાનું મનુષ્યપણું, વિવેકીપણું આદિ સફળ રૂપે સિદ્ધ થય તે માટે સર્વ કર્મનો સંન્યાસ કરી, સંસાર-સમુદ્ર વિષે નિમગ્ન થયલ આત્માનો પ્રયત્નવડે સમુદ્ધાર અવશ્ય કર્તવ્ય હોય એમ હવે 'उध्धरेत्' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

उध्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

अन्व—आत्मानम् आत्मना उध्धरेत् नआत्मानम् अवसादयेत् हि
आत्मा एव आत्मनःबन्धुःआत्माएव आत्मनः रिपुः ॥ ५ ॥

અ—પોતાના આત્માનો પોતાના આત્માવડે કરીનેજ ઉદ્ધાર કરવો; મુમુક્ષુ-યોગીએ બાહ્ય-પ્રવૃત્તિવડે પોતાના આત્માનો પોતેજ નાશ

ન કરવો; નિશ્ચે પોતાનો આત્મા તેજ પોતાનો બંધુ, તથા તેજ આત્મા પોતાનો રિપુ હોય છે. ५

વિ—પુત્ર, મિત્ર, કલત્ર આદિ જે વિષે ગોચર થાય તેવા મહામોહરૂપ અનેક વટોળથી જે આકુળ હોય, કામ, ક્રોધ, લોભ, અહંકાર તથા મમકાર આદિ ચિત્તના વિકારરૂપ મહાન્ ગ્રાહો જે વિષે મમુજ્જૃંભણ (સારી રીતે વિલાસ) કરી રહેલા હોય, નાના પ્રકારના મહાન્ રોગો રૂપ કરોડો માછલીઓથી જે વિરાજી રહેલો હોય, ભૂખ તથા તૃષ્ણા આદિ મહાન્ કલ્લોલોવડે જે ઉદ્વેલિત (આન્દોલાયમાન) થયલો હોય, આધ્યાત્મિક આદિ તાપત્રયરૂપ નિબિડ વડવાનળની જ્વાળારૂપ માળાવડે જે અમેત હોય, જે પોતાના ઇષ્ટ જનના નાશ વડે પ્રયુક્ત એવા પ્રલાપ રૂપ મહાધ્વનિ વડે વિઘૂર્ણિત થયલો હોય, નિત્ય, નિરંતર એવી દુર્વાસના રૂપ શેવાળના સમૂહ વડે જે સંકીર્ણભૂત હોય, તથા વિષય રૂપ વિષ વડે જે પરિપૂર્ણ હોય, તેવા સંસાર–સમુદ્ર વિષે નિમગ્ન થયલ, જન્મમૃત્યુ તથા જરા આદિ દુઃખવડે કરીને ' હાય અરે હું મરી ગયો ' એ રીતે આક્રોશ કરતા એવા પોતાના ( आत्मानं ) આત્માનો, શ્રદ્ધા તથા ભક્તિવડે પરમેશ્વરની સમ્યક્ પ્રકારે આરાધના કરી તેના પ્રમાદ વડે યુક્ત થઇ, સત્ તથા અસત્ પદાર્થનો વિવેક, વૈરાગ્ય તથા શમ દમ આદિ સાધનવડે સંપન્ન, તથા શ્રવણ આદિ વડે સમુત્પન્ન થયલ આત્મજ્ઞાન વડે યુક્ત એવા પોતાના આત્માવડે જ ( आत्मना ) ઉદ્ધાર કરવો; પોતાનો ઉદ્ધાર કરવામા ઉક્ત લક્ષણ સંપન્ન એવો પોતાનો આત્મા જ અત્યંત ઉત્તમ સાધન રૂપે હોય; અન્ય કોઇ વસ્તુ આત્મોદ્ધાર કરવામા સાધનભૂત ન હોય.

જે ઉક્તલક્ષણ ઉત્તમ સાધકરૂપ આત્મા સિદ્ધ હોય, તો તેને કાર્ય તથા અન્ય સાધનો પણ સિદ્ધ હોય; અન્યપ્રકારે તે કાર્યાદિ સિદ્ધ ન હોય; તેથી વિચક્ષણ મુમુક્ષુએ ઉક્તલક્ષણ કેવળ પોતાના આત્માવડે સ્વોદ્ધાર કરવો ઘટે;

જેમ મહાન્ જ્વર આદિ પ્રચંડ રોગ રૂપ દુઃખ વિષે નિમગ્ન થયલ આત્માનો, પોતે જ પ્રતિકૂલ અપથ્યાચરણ આદિનો પરિત્યાગ કરી, દિવ્ય ઔષધિ તથા પથ્ય-વસ્તુના સેવન વિષે અભિરત થઇ પ્રયત્ન વડે રોગથી ઉદ્ધાર કરે, તેમ ભૂતપ્રાણિઓને દહન કરનાર આપત્ત્ન બનકાપિ એ કથન કરેન ક્રોધાદિ દુર્ગુણોનો તથા તેના કાર્યોનો, તેમ જ યાવત્ પ્રતિકૂળ કર્મોનો પરિત્યાગ કરી, 'અમાનિપણું' ઇત્યાદિ આત્મ-ગુણોનું સેવન કરી, સદ્ગુરુની નિદિધ્યાસને નિયમવડે કરેન શ્રવણ આદિ વડે આત્મજ્ઞાન સમ્યક્ પ્રકારે પ્રાપ્ત કરી યોગારૂઢ થઈ, પોતે જ સંસાર-સાગરથી ઉદ્ધાર કરવો

અવિદ્યા તથા તેના કાર્યભૂત પ્રપંચના લેશમાત્ર સંબંધથી રહિત એવા કેવળ સચ્ચિદાનંદ સ્વરૂપ વડે આત્માનું સ્થાપન કરવું તેને આત્માનો ઉદ્ધાર કરવો કહેવાય, નિશ્ચે, આત્માની સ્વસ્વરૂપ વડે કરીને જે સ્થિતિ થાય તેને મોક્ષ કહેવાય માટે મુમુક્ષુએ નિરન્તર બ્રહ્મ યોગ-નિષ્ઠ થઈ, તે મોક્ષને જ સંપાદન કરવો, કિંતુ અનાદિગત અવિદ્યા રૂપ વાસનાને વશગત સતા બહિર્મુખ થઇ આત્માનો નાશ કરવો નહિ, (न अवसादयेत्)

જેમ રોગી પુરુષ જિહ્વા-દોષના વેગને વશ થઇ પોતાની આરોગ્યતાને પ્રતિકૂળ હોય તેનું અપથ્ય ભોજન કરી પોતે જ પોતાનો નાશ કરે, તેમ મુમુક્ષુ યોગીએ બાહ્યવાસનાઓવડે આત્મ-તરણને પ્રતિકૂળ હોય તેવી બહિ પ્રવૃત્તિ કરી, પોતે જ પોતાનો નાશ ન કરવો કિંતુ 'वाचंयच्छ मनोयच्छ यच्छ प्राणेंद्रियाणिच, आत्मानमात्मनायच्छ न भूयः कल्पसेऽध्वने અથ વાણી મન, તથા પ્રાણ અને ઇન્દ્રિયોને સંયમિત કર, ત્હારા આત્માવડે ત્હારા આત્માને સંયમિતકર, એટલે તને જન્માદિનું પુનરાવર્તન થશે નહિ ' આ ન્યાયવડે અંતર્મુખ થઇ કેવળ સ્વોદ્ધાર કરવો

પંક વિષે નિમગ્ન થયલ પશુનો જેમ તેના બાધવો છુટકો કરે, તેમ માતા પુત્ર આદિ બાંધવો, આત્માનો કન્યાદાન, તથા શ્રાદ્ધાદિકર્મ વડે.

સમુદાર કરે ? કિંવા અન્ય-પ્રયાસવડે તેનો ઉદ્ધાર કરી શકાય ? આ રીતની શંકા પ્રત્યે ' આત્મૈવ ' ઇતિ પદ્યવડે કથન કરે છે—

આત્મતત્ત્વના અજ્ઞાનના લીધે જન્મ, મરણ આદિ દુ:ખરૂપ પ્રવાહ વિષે પડીને, આધ્યાત્મિક આદિ તાપત્રયરૂપ અગ્નિવડે સંતપ્ત થતા પોતાના આત્માનો, આત્મા પોતે જ બંધુ રૂપે હોય; અર્થાત્ સંસાર રૂપ દુ:ખસાગરથી તે જ તારણ કરનાર હોય; કિંતુ ભ્રાતા આદિ વડે આત્માનો ઉદ્ધાર થઈ શકે નહિ, આત્મા, ભ્રાતા આદિ વડે શ્રાદ્ધાદિ પુણ્યકર્મો કરાય તેનો અવિષયીભૂત હોવાથી, તેમના વડે તેનો ઉદ્ધાર થઈ શકે નહિ.

વસ્તુ સંસારદુ:ખાથી મુક્ત કર, નિરતિશય મોક્ષ સુખવડે બાંધે તે. અર્થાત્ સંસારરૂપ દુ:ખાબ્ધિથી તારનાર પુરૂષ; જેમ કોઇ મહારોગી હોય તેનો ઉદ્ધાર પર પુરૂષે કરેલા પથ્ય તથા ઔષધના, સેવન વડે પોતે પથ્યાદિનુ સેવન ન કરે ત્યાં લગી ન થાય અર્થાત્ તે નિરોગી ન થાય, તેમ પોતાના આત્માનો ઉદ્ધાર પણ પોતે કરેલ શ્રવણ મનન નિદિધ્યાસન, તથા સમાધિનિષ્ઠા વિના, પુત્રાદિ વડે ન થાય, કિંતુ તેથી ઉલટું પુત્રાદિ, સ્નેહના સ્થાન રૂપે હોવાથી કેવળ બંધના હેતુભૂત થાય; કિંતુ તેમના વડે મુક્તિ સિદ્ધ ન થાય; આમ હોય, એટલે જ આત્મા પોતે જ નિશ્ચે આત્માના બંધુ રૂપે હોય એમ નિશ્ચયાત્મક ઉક્તિ કરેલી છે, પોતાને રોગ ક્ષુધા આદિ પ્રાપ્ત થાય, ત્યારે તેની નિવૃત્તિ પણ પોતાથી જ થઇ શકે એ વાત હરકોઇને પ્રત્યક્ષ સિદ્ધ હોય છે.

' एतैरुपायैर्यतते यस्तु विद्वान् तस्यैवात्मा विशते ब्रह्मधाम ' મુ० ૩-૨-૪ અર્થ:—જે જ્ઞાની પુરૂષ, આ ઉપાયોવડે કરીને યત્નશીલ હોય, કેવળ તેનોજ આત્મા બ્રહ્મધામ વિશે પ્રવેશ કરે છે ' ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ અર્થનો પ્રકાશ કરવા અર્થે ' हि ' શબ્દનો પ્રયોગ કરેલો છે.

કેવળ આત્મા આત્માના બંધુરૂપે હોય, તો પોતાના આત્માથી વ્યતિરિક્ત કેવળ મર્વેઆત્માનું શત્રુપણું સિદ્ધ થાય, તે કેમ ઘટે? આ રીતની શંકા કરવી યોગ્ય ન હોય; જે પોતાના આત્માનો ઉદ્ધાર કરવા યત્ન ન કરતાં કેવળ બહિર્મુખ હોય, તે પોતેજ પોતાનો શત્રુ થાય એમ હવે 'आत्मैव' ઇતિ વાકયાર્થવડે કથન કરે છે—

પોતાનો ( आत्मनः ) પોતે રિપુ હોય છે; જે શાત, તથા દાતસ્વરૂપ ઇત્યાદિ સાધન-સંપત્તિવડે આત્મોધ્ધાર કરવાને મમાધિનું મેવન ન કરે, કેવળ તેજ યોગી પોતે પોતાનોજ શત્રુરૂપે થાય છે.

જેમ જિહવાના દોષવડે અપથ્યનું કોઇ સેવન કરે, તે પોતે પોતાનોજ શત્રુ હોય, તેમ શમ આદિ સાધન-સામગ્રીનું આલમ્બન કર્યા વિના, સ્વોદ્ધારની સાધનભૂત બ્રહ્મયોગ–નિષ્ઠા વિષે સ્થિતિ ન કરતા, અનાદિ અવિદ્યા તથા વાસના–વેગના લીધે વિદેહ-મુક્તિના હેતભૂત જ્ઞાનને નિર્મૂળ કરે તેવા બાહ્ય પદાર્થનું અવલંબન કરે, તેથી આત્માજ કેવળ આત્માનો મારક ( रिपुः ) થાય, કિન્તુ કોઈ બ્હારનો અપકર્તા તેનો મારક ન હોય; બ્હારનો અપકર્તા હોય તેને તો બાહ્યકાર્ય પ્રત્યેજ રિપુપણું ઘટે, કિંતુ મુક્તિપ્રત્યે તેમ હોય નહિ, એટલેજ 'કેવળ આત્મા આત્મરિપુ છે,' એમ નિશ્ચયાત્મક ઉક્તિ કરેલી છે.

મુક્તિની હેતુભૂત સાર્વાત્મ્યસિદ્ધિને અને બાહ્ય પદાર્થના અવલબનને, પરસ્પર વિરોધ હોય, એટલે જે કોઇ મુમુક્ષુ બાહ્યાવલંબનનું સેવન કરે તે, પોતે પોતાનાજ રિપુરૂપે કહી શકાય તેમા કાંઇ આશ્ચર્ય ન હોય; રોગી પુરૂષ અપથ્યનુ સેવન કરે તો તે પોતે પોતાનીજ શત્રુતા કરે છે એમ પ્રત્યક્ષ સિધ્ધ છે તે પ્રસિદ્ધિ-બોધ કરવાને અર્થે 'हि' પદનો પ્રયોગ કરેલો છે.

અવ—પોતેજ પોતાના બંધુ તથા શત્રુરૂપે હોય એમ જે ઉપર કહ્યું તેનું હવે 'बन्धुः' ઇતિ મંત્રાર્થવડે વિશેષ રીતે સ્પષ્ટાકરણ કરે છે—

बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मनाजितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत ॥ ६ ॥

अव —येन आत्मना आत्मा एव जित (भवति सः) आत्मा बन्धु (भवति) अनात्मनः तु शत्रुत्वे (सति) आत्मा एव शत्रुवत् (भवति) ॥ ६ ॥

અ—જેણે પોતાના આત્માવડે કાર્યકારણના સમૂહરૂપ આત્માને જીતેલો હોય, તે આત્મા, પોતાના બંધુ સમાન હોય, અને જે આત્મા દેહેન્દ્રિયાદિ અનાત્મ વસ્તુ પ્રત્યે પ્રવૃત્તિ કરે, તે પોતે પોતાનો જ શત્રુરૂપે હોય ૬

ભા—અનાદિ અવિદ્યારૂપ વાસના તથા રાગદ્વેષ આદિ બંધક ગુણોવડે ઇન્દ્રિયને વશ થઈ, કેવળ દેહ તથા ઇન્દ્રિય આદિની પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે પોતાને કેવળ ઇષ્ટરૂપે હોય એમ માની જે આત્મા સંસરણ કરે તે રીતના આત્માના (तस्य आत्मनः) રાગ આદિ દોષોનો, સદસત્ વસ્તુનો વિવેકવાન્, તીવ્ર વૈરાગ્યસંપન્ન તથા કેવળ મોક્ષેચ્છાથી કરેલ શ્રવણ આદિ વડે જેણે આત્મતત્ત્વનો અનુભવ સંપાદન કરેલ હોય તેવા 'અમાનિપણું' (૧૩-૭) આદિ ગુણવડે કરીને સંપન્ન આત્મા વડે (आत्मना) પરાભવ કરી, કેવળ કાર્યકારણના સંઘાતરૂપ એવો જે આત્મા (आत्मा) નિર્જિત થાય તે આત્મા બંધુરૂપે હોય છે.

કાર્યકારણના સંઘાતરૂપ આત્માને, તેની પ્રવૃત્તિના પ્રતિયોગી ગુણોનું અવલમ્બન કરવાથી જીતી શકાય, દેહ, શિર તથા ગ્રીવાને સમાનરૂપે ધારણ કરીને તથા ધૈર્યતાવડે કરીને દેહની પ્રવૃત્તિ જીતી શકાય; પ્રાણની પ્રવૃત્તિ, પ્રાણાયામ તથા ક્ષમાવડે કરીને જીતી શકાય, ઇન્દ્રિયની તથા મનની પ્રવૃત્તિ, વૈરાગ્ય તથા શાંતિવડે અને બુધ્ધિની પ્રવૃત્તિ, સદસત્ વસ્તુના

વિજ્ઞાન તથા તીવ્ર મોક્ષેચ્છાવડે, અને અહંકાર પ્રવૃત્તિ, કેવળ બ્રહ્મસ્વરૂપ વિષે આત્મભાવ કરીને જીતી શકાય; માટે આ રીતે કેવળ કાર્ય કારણના સંઘાતરૂપ આત્માને જેણે વશીકૃત કરેલ હોય તેવો આત્મા, કાર્ય કારણના સંઘાતરૂપ આત્માનો જેતારૂપે હોવાથી, પૂર્વોક્ત અહંમમરૂપે સંસારપણાને પામેલા આત્માના તારકરૂપે (बन्धुः) થાય; અર્થાત્ પોતાના ઉદ્ધારના કારણભૂત જ્ઞાનને કોઈ પણ પ્રતિબંધ પ્રમક્ત ન થાય, તે અર્થે કરવામાં આવતી સમાધિ-નિષ્ઠાને પ્રતિકૂળ કાર્ય—કરણના સંઘાતરૂપ આત્માની વાસનાકૃત પ્રવૃત્તિનો નિગ્રહ કરી કેવળ સમાધિનિષ્ઠ હોય એટલે 'હું તથા મારૂં' આ રીતે સંસરણ કરતો આત્મા વશ થઈ શકે.

આ રીતે દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિ આદિ અનુકૂળ હોય ત્યારેજ સમાધિજ્ઞાન તથા મોક્ષ સિદ્ધ થાય; અન્ય પ્રકારે તે સિદ્ધ ન થાય; તેથી પ્રતિયોગી ગુણોનું અવલંબન કરી દેહ તથા ઇન્દ્રિય આદિ ઉપર મુમુક્ષુયોગીએ અવશ્ય જય પ્રાપ્ત કરવો એમ સૂચન કરેલું છે; અને તે રીતે જે દેહ તથા ઇન્દ્રિય આદિને વશ ન કરે તે મુમુક્ષુ કેવળ પોતે પોતાનો શત્રુ થાય એમ 'अनात्मन.' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે કથન કરે છે—

દેહેન્દ્રિય આદિ અનાત્મ—પદાર્થો પોતપોતાની વાસનાઓને અનુરૂપ પ્રવૃત્તિ કરે એટલે તેનાવડે સમાધિનિષ્ઠાને પ્રતિકૂળપણું પ્રાપ્ત થવાથી (शत्रुत्वे) તે પ્રવૃત્તિને આ આત્મા અનુસરે તો સંસાર વિષે નિમગ્ન થયલ પોતાના આત્માનો પોતેજ કેવળ શત્રુરૂપે થાય; અર્થાત્ રોગી પુરુષ વિવેકથી અપથ્ય પદાર્થનું સેવન કરે તો તે જેમ પોતે પોતાનો શત્રુ થાય તેમ સ્વોદ્ધારને પ્રતિકૂળ હોય એવાં દેહાદિને અનુસરે તો પોતે પોતાનોજ શત્રુરૂપે થાય.

'नाविरतोदुश्चरितात् કઠ. ૧-૨-૨૪.' 'यच्छेद्वाङ्मनसी प्राज्ञः'

ગાચંયચ્છ' કઠ ૧-૩-૧૩ 'દુશ્ચરિતોથી વિરામ ન પામેલો,' 'પ્રાજ્ઞ પુરૂષે વાણી તથા મનનું સંયમન કરવું,' 'વાણીનું સંયમન કર,' ઇત્યાદિ શ્રુતિ-ન તથા સ્મૃત્યુક્ત મોક્ષમાર્ગનો અનાદર કરી પોતાની વાસનાનુસાર સ્વ-મુક્તિને પ્રતિકૂળ તેવી કેવળ પ્રવૃત્તિ કરે, તેથી આત્માનો આત્મા પોતેજ શત્રુરૂપે હોય એમ કહેવું કેવળ યોગ્ય છે.

તાત્પર્ય —આમ હોવાથી, મુમુક્ષુ યોગી પુરૂષ જેને શ્રવણાદિવડે આત્મજ્ઞાન સંપન્ન થયેલ હોય, તેણે પોતાને વિદેહ કૈવલ્ય-મુક્તિ સિદ્ધ થાય તે અર્થે, કર્તા કરણ, ભોક્તા તથા ભોગ્ય આદિ અનર્થદ્રશ્ય પદાર્થ વિષે મિથ્યાપણાની બુદ્ધિ કરી, તીવ્રવૈરાગ્યવડે મિથ્યાવિષયક બંધનને પ્રાપ્ત કરનાર બાહ્યપ્રવૃત્તિનો નિગ્રહ કરી, બ્રહ્મયોગ-નિષ્ઠા વિષે અધિષ્ઠિત થઇ, પ્રયત્નવડે અવશ્ય આત્માનો ઉદ્ધાર કરવો એમ તાત્પર્ય સિદ્ધ થાય છે

પોતાના આત્માવડે પોતાના આત્માનો ઉદ્ધાર કરવો' આ ઉક્તિ વડે (૬--૫) આત્માનો ઉદ્ધાર કરવો આમ કથન કરતા તો એક જ આત્મા ઉભય કર્તા તથા કર્મ રૂપે સિદ્ધ થાય, તે તો કેવળ લોકશાસ્ત્રથી વિરૂદ્ધ થાય, જેમ પોતાની ખાંધે પોતે આરોહણ કરી શકે નહિ, તેમ પોતે પોતાનો ઉદ્ધાર કરી શકે નહિ, એમ વાદી કહે તો તે વાત સત્ય છે, પોતાના પ્રત્યે પોતાનો કર્તાભાવ તથા કર્મભાવ આ ઉભય એક આત્મા પ્રત્યે ઉપપન્ન ન હોય, તથાપિ ઉભયના ગુણભેદવડે આ ઉભય સ્વરૂપ એક આત્મા વિષે ઉપપન્ન હોય, તે કેવી રીતે ઉપપન્ન હોય? તે કહીએ છીએ—

આત્મસ્વરૂપના અજ્ઞાનવડે જે આત્માનું સંસાર વિષે પતન થયેલું હોય તે આત્માને, શમ, દમ, સંન્યાસ આદિ સાધન-સંપત્તિવડે સિદ્ધ એવા શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આદિથી, આત્મા કૂટસ્થ, અસંગ તથા, ચિદ્રૂપે હોય એમ અનુભવ સમુત્પન્ન થતા, દેહ તથા ઇન્દ્રિયાદિના સંબંધથી રહિત હોય એમ જાણીને, પોતેજ કર્તા તથા ભોક્તાપણા આદિ સંબંધથી મુક્ત થવાને અવશ્ય યોગ્ય થાય છે

એમ અજ્ઞાનવડે કરીને, કોઇ અરણ્ય વિષે વા નિર્જન તળાવ વિષે વા અન્યત્ર પંક વિષે કોઇ નિમગ્ન થયેલો હોય તે વિવેકી ચતુર પુરુષ હોય તો તરુ, વા તરુશાખા વા કોઇ લતા વા અન્ય પદાર્થનું આલંબન કરી, પોતેજ ઉપાયવડે કરીને પોતાનો ઉદ્ધાર કરે તેમ, આ ન્યાય વડે તથા ભગવાનના વચનવડે કાંઇપણ વિરોધ પ્રાપ્ત થતો નથી. ૬

અવ–સમાધિદશાને પ્રતિકૂળ હોય તે રીતની દેહ તથા ઇન્દ્રિયાદિની પ્રવૃત્તિનો નિરોધ કરી, સમાધિનિષ્ઠા કરનાર યોગીને 'આ સર્વ જગત્ તે હું પોતે જ છું' આ રીતનું સર્વત્ર કાંઇપણ પ્રતિબંધ વિનાનું આત્માની અપરોક્ષસિદ્ધિ રૂપ ફળ સંપાદન થાય એમ સૂચન કરી જે યોગી વક્ષ્યમાણ લક્ષણવડે સંપન્ન થઇ, સમાધિનિષ્ઠા વડે સંપાદન કરેલ અનુભવ–બળવડે વિપરીત પ્રતીતિઓથી પણ કમ્પાયમાન ન થાય તે યોગારૂઢ હોય એમ હવે 'जितात्मनः' इति એ મંત્રોવડે કથન કરે છે—

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

अन्वयः—जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः विजितेन्द्रियः योगी ज्ञानविज्ञानतृप्तात्मा समलोष्टाश्मकांचनः मानापमानयोः तथा शीतोष्णसुखदुःखेषु कूटस्थः ( भवति तदा ) युक्तः इति उच्यते ॥ ७–८ ॥

અ–વિપરીત પ્રતીતિનું ગ્રહણ ન કરે તે રીતે જેણે પોતાના મનને વશ કરેલું હોય, જે નિર્વિકલ્પસ્વરૂપ હોય, તેવા યોગીપુરુષને, વિપરીત પ્રતીતિથી નિર્મુક્ત થવાથી પરબ્રહ્મતત્ત્વ, બહાર અંદર તથા સર્વત્ર પોતાથી જ

બુદ્ધિવૃત્તિને વિષયીભૂત થાય; તે યોગીપુરૂષ જીતેન્દ્રિય થઈ જ્ઞાન તથા વિજ્ઞાન વડે તેનું મન પરિપૂર્ણ થવાથી લોષ્ટ, અશ્મ તથા કાંચન આદિ સર્વ પદાર્થ પ્રત્યે બ્રહ્મદ્રષ્ટિવાન્ થાય; તથા માન અને અપમાન, શીત તથા ઉષ્ણ, સુખ તથા દુઃખ નિર્દ્વંદ્વ પદાર્થ પરત્વે સમદ્રષ્ટિ વાળો થઈ કેવળ કૂટસ્થ સ્વરૂપે સ્થિતિ કરે ત્યારે તેને યોગારૂઢ કહે છે; ૭-૮.

જિ—જિતાત્મનઃ=વિવેક, વૈરાગ્ય તથા તીવ્ર મોક્ષેચ્છા વડે તથા ઇશ્વર અને ગુરૂના અનુગ્રહથી શ્રવણ તથા મનન વડે આત્મ તત્ત્વનો અભ્યગનુભવ પ્રાપ્ત કરી કાર્ય તથા કરણના સંઘાતરૂપ આત્માને વશ કરી, આત્મોદ્ધાર કરવા જે સમાધિ કરે તેના જિતાત્મકપુરૂષનો; અર્થાત્ સમાધિ વડે સર્વ વાસનાનો સમૂહ પાર પામતાં, વિપરીત પ્રતીતિનું ગ્રહણ ન થાય તે રીતે વશ કરેલહોય. (નિર્જિત) એટલે કે વિપરીત અહભાવથી વિમુખતને પ્રાપ્ત થયલ હોય, મન (આત્મા) જેનું તેનો; જેણે આ રીતે મનને વશ કરેલું હોય તેજ પુરૂષ પ્રશાંત સ્વરૂપ હોય; પ્રશાંતસ્ય=નિર્વિકલ્પ યોગીનોઃ પરમાત્મા=નિરતિશય આનંદરૂપ તથા નિરવધિક મહાનરૂપે હોવાથી પરમસ્વરૂપ આત્મા; અર્થાત્ પરબ્રહ્મ તત્ત્વ; સમાહિતઃ=સમ્યક્ પ્રકારે નિધાન કરેલો; અર્થાત્ વિપરીત પ્રતીતિથી નિર્મુક્ત થયલ.

આ રીતના લક્ષણવાળો જે યોગી હોય તેને, તે વિપરીત પ્રતીતિથી-નિર્મુક્ત થયલ હોવાથી, ચક્ષુને જેમ રૂપ સર્વત્ર વિષયીભૂત થાય, તેમ પરમતત્ત્વ, બ્હાર તથા અંદર સર્વત્ર તેની બુદ્ધિવૃત્તિને પોતાથીજ વિષયીભૂત થાય;

હું કર્તા છું, હું ભોક્તા છું, હું સુખી છું, હું દુઃખી છું, ઇત્યાદિ વિપરીત પ્રકારની પ્રતીતિઓના લીધે જે સંસારીપણાને પ્રાપ્ત થયલ હોય તેવા સંસારીભૂત આત્માને, સમાધિનિષ્ઠાવડે સમુત્પન્ન થયલ વિજ્ઞાન બળવડે તે તે વિપરીત પ્રતીતિના સંબંધથી નિર્મુક્ત કરવો, તેનેજ આત્મોદ્ધાર

કહેવાય એમ 'परमात्मा समाहितः' આ પદાર્થવડે સૂચન કરેલું છે.

'આત્માનો આત્માવડે કરીને ઉદ્ધાર કરવો એમ' પૂર્વે કહેલું તે વચનાનુસાર આત્માનો ઉદ્ધાર કયા પ્રકારે સિદ્ધ થાય તેનું નિરૂપણ કર્યું. હવે આ રીતના લક્ષણવાળો જીવન્મુક્ત કહેવાય એમ કહી યોગી પુરૂષની યોગારૂઢતાનું 'प्रीत' ઇતિ પદાર્થવડે તથા તે યોગનિષ્ઠા સિદ્ધ થવાના અસાધારણ કારણનું 'विजितेन्द्रियः' ઇતિ પદાર્થવડે કથન કરે છે—

ज्ञानविज्ञान तृप्तात्मा=રાહુવડે કરીને ગ્રસ્ત અર્કબિંબનું જેમ ચક્ષુવડે દર્શન થાય તેમ, ઉપર કહેલા લક્ષણવાળા તથા કાંઇ પણ પ્રતિબંધ વિનાના, અને સર્વ જગતને બ્રહ્મસ્વરૂપે અવગાહન કરનાર જ્ઞાન તથા વિજ્ઞાનવડે કરીને પૂર્ણ, અર્થાત્ વિકલ્પાન્તરના અવકાશથી રહિત (तृप्त) અને હોય (आत्मा) જેનું તેવો;

જ્ઞાન તથા વિજ્ઞાનવડે જેનુ મન પરિપૂર્ણ હોય તે યોગીપુરૂષ સમદર્શી હોય; समलोष्टाश्मकाचन.=ચિદાકાર વૃત્તિવડે કરીને, કેવળ સમાનરૂપે અર્થાત્ બ્રહ્મસ્વરૂપે (समानि) દૃષ્ટ હોય લોહ, અશ્મ તથા કાંચન જેને તે; અર્થાત્ સર્વત્ર કેવળ બ્રહ્મદષ્ટા, આ પદાર્થવડે અમુક પદાર્થ બાહ્યરૂપે હોય, આ રીતના વિવેકના અભાવનું તથા અમુક પદાર્થ ત્યાજ્ય હોય અને અમુક પદાર્થ ગ્રાહ્ય હોય આ રીતની બુદ્ધિના અભાવનું સૂચન કરેલુ છે.

યોગારૂઢ બ્રહ્મવેત્તાને સદા સર્વત્ર બ્રહ્મદર્શન અનુપપન્ન હોય; તેને આધિભૌતિક આદિ ઉપદ્રવ પ્રાપ્ત થયે, તે ઉપદ્રવના દર્શન તથા અનુસંધાન વડે તેના બ્રહ્મદર્શનનો વ્યાઘાત થાય ? એવી શંકા યુકત ન હોય; તેણે પોતાનું મન વશ કરેલું હોય, વળી તેની યાવત્ બાહ્યવાસનાઓ નિઃશેષ રીતે વિનાશ પામેલી હોય, એટલે તે ઉપદ્રવો પ્રાપ્ત થાય તથાપિ કેવળ બ્રહ્મદષ્ટિ વિષે સ્થિતિ કરેલી હોય, તેમાથી તે બ્રહ્મવેત્તા ચલાયમાન થાય નહિ એમ બોધ કરવા હવે 'शीतोष्ण' ઇતિ પદાર્થવડે કથન કરે છે—

સ્તુતિ તથા પત્નોપચાર આદિને 'માન' તથા નિન્દા, તિરસ્કાર આદિને 'અપમાન' કહે છે, 'શીતોષ્ણ' પદાર્થ વડે આધિભૌતિક તથા આધિદૈવિક ઉપદ્રવ ઉપલક્ષિત થાય; અને 'સુખદુઃખેષુ' ઇતિ પદાર્થ વડે આધ્યાત્મિક ઉપદ્રવ ઉપલક્ષિત થાય

શીતોષ્ણરૂપ અર્થાત્ વ્યાઘ્ર તથા સર્પ આદિ વડે આધિભૌતિક, તથા અન્ન આદિ તથા વૃષ્ટિના અભાવ રૂપ આધિદૈવિક તથા જ્વરાદિ તથા મિષ્ટાન્ન આદિ આધ્યાત્મિક સુખદુઃખો પ્રાપ્ત થાય તથાપિ બ્રહ્મવેત્તા તો કેવળ સમદ્રષ્ટા રહે; તે તો કદાપિ આરોપ કરેલા નામ, રૂપ ક્રિયા તથા તેના કળાનુસંધાન પરાયણ થાય નહિ; અર્થાત્ નામ, તથા રૂપાદિનો બ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય થતા, તે પુન વૃત્તિને વિષય ગોચર થાય નહિ તેથી તે પોતે કેવળ બ્રહ્મદષ્ટિ વડે સ્થિતિ કરે, તેથી કોઇપણ રીતે ચલિત થાય નહિ

વળી શ્રુતિમા પણ આજ અર્થનું પ્રતિપાદન કરેલુ છે --

'महत्पदंज्ञात्वा वृक्षमूले वसेत कुचैलोऽसहाय एकाकी समाधिस्थ आत्मकाम आप्तकामो निष्कामो जीर्णकामो व्याघ्रे हस्तिनि सिंहेदशे मशके नकुले सर्पे यक्षे राक्षसेगन्धर्वे मृत्योरूपाणि विदित्वाबिभेतिकुतश्चनेतिवृक्ष इव तिष्ठासेच्छिद्यमानोन कुप्येत नकम्पेत उपल इव तिष्ठासेच्छिद्यमानो नकुप्येत नकम्पेत आकाशमिव तिष्ठासेच्छिद्यमानो नकुप्येत नकम्पेत सत्येन तिष्ठासेत्

અર્થઃ--મહાન્ પદને જાણી, કુત્સિત વસ્ત્રો ધારણ કરી કોઇની પણ સહાય વિનાનો, એકલો સમાધિ વિષે સ્થિતિ કરી, આત્મ-કામનાવાન આપ્તકામનાવાન્, નિષ્કામ, તથા જીર્ણકામનાવાન્ થઇ વૃક્ષમૂળ પાસે નિવાસ કરવો, વ્યાઘ્ર, હસ્તિ, સિંહ, ડાંસ, મચ્છર, નોળીયું, સર્પ, યક્ષ, રાક્ષસ, તથા ગન્ધર્વ, આ સર્વ મૃત્યુના સ્વરૂપ હોય એમ જાણી તેનાથી

કાંઈ પણ ભય પામ્યા વિના, વૃક્ષની પેરે સ્થિતિ કરવી; કોઇ છેદન કરે તથાપિ કોપ ન કરતાં કમ્પાયમાન થાય નહિ; પત્થરની પેરે સ્થિર તથા દૃઢ રહે; કોઇ છેદન કરે. તથાપિ કોપ ન કરે તેમ કંપાયમાન ન થાય; આકાશની પેરે સ્થિતિ કરે. છેદન કરે તથાપિ ન કોપ કરે, વા ન કમ્પે; કેવળ સત્ય સ્વરૂપે સ્થિતિ કરે.'

તાત્પર્ય—આ રીતે વિપરીત પ્રતીતિ થવાના કારણ પ્રાપ્ત થાય, તથાપિ બ્રહ્મવેત્તા યોગી, કેવળ કૂટસ્થરૂપે સ્થિતિ કરી, વિપરીત પ્રતીતિ વડે કરીને પણ અકમ્પ્ય રહે ત્યારે તેને પંડિતો યોગારૂઢ થયો (યુક્તઃ) એમ કહે છે ૭-૮

અર્થ—જ્ઞાન તથા વિજ્ઞાન વડે કરીને પરિપૂર્ણતા, બાહ્ય પદાર્થોના વિવેકથી રહિતપણું અર્થાત્ બાહ્યપદાર્થો પ્રત્યે ઉદાસીનતા, હેય તથા ઉપાદેય (ત્યાજ્ય તથા ગ્રાહ્ય) બુદ્ધિથી રહિતપણું, તથા હોય વિપરીત જ્ઞાન વડે કરીને અકમ્પિતતા, આ યોગારૂઢ પુરુષના લક્ષણો હોય. એમ પ્રતિપાદન કરી હવે પણ કેવળ સર્વત્ર સમદર્શન, તેજ બ્રહ્મવેત્તા યોગારૂઢ જીવન્મુક્ત પુરુષનું લક્ષણ હોય એ વાતનું 'સુહૃદ્' ઇતિ મન્ત્રાર્થ વડે પુનઃ દૃઢીકરણ કરે છે—

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपिचपापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

અન્વ.—सुहृद् मित्र अरि उदासीन मध्यस्थद्वेष्यबन्धुषु साधुषु अपि पापेषु च समबुद्धिः विशिष्यते ॥ ९ ॥

અ—સુહૃદ મિત્ર, શત્રુ, ઉદાસીન મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ વા દુષ્ટ, આ સર્વ પ્રકારના પુરુષો પ્રત્યે બ્રહ્મવેત્તાને સર્વત્રસમદર્શન હોય છે ૯

વિ.—સુહૃદ્-કેવળ પ્રત્યુપકારની અપેક્ષા કર્યા વિના જે ઉપકાર કરે તેવો પુરુષ; 'દદાતિપ્રતિમહ્ણાતિ અર્થ- તે આપે છે તથા પ્રતિગ્રહણ

કરે છે' આ રીતનો ઉકતલક્ષણવાન્ હોય તેને 'मित्र' કહે; પરોક્ષ તથા અપરોક્ષ રીતે જે અપકાર કરે તેવા શત્રુને 'अरि' કહે; દ્વેષ્ય=અપ્રિયવાદ કરે તેના લીધે જે દ્વેષ કરવાને યોગ્ય હોય તેવો 'मध्यस्थ' વાદિ તથા પ્રતિવાદીને સમાનરૂપે હોય તેવો; उदासीन–સર્વત્ર સર્વપદાર્થોની ઉપેક્ષા કરનાર; बन्धुषु–બાંધવો પ્રત્યે, साधुषु–પ્રાણ ત્યાગ થાય તથાપિ જે સ્વધર્મનો ત્યાગ ન કરે, તેવા શાસ્ત્રનું અનુવર્તન કરનારા, તેમના વિષે पापेषु–નિષિદ્ધ કર્મને કરનારા, દુરાચાર વિષે અભિરત હોય તેવા, તેમના વિષે

જે બ્રહ્મવેત્તા હોય તેવા યોગારૂઢ યોગીને સંન્યાસનું તે સેવન કરે તે પૂર્વે, ઉકતગુણોવડે વિશિષ્ટ એવા સુહૃદાદિથી માંડી પાપિષ્ટ પુરૂષ પર્યંતના લોકો પ્રત્યે તે તે પુરૂષના નામ, રૂપ, જાતિ ગુણ, તથા ક્રિયા ને ગ્રહણ કર્યા વિના જ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ ( समदृष्टि ) વિશેષાયછે; અર્થાત્ મૃત્ વિષે ઘટ બુદ્ધિની પેરે કવચિત્ પદાર્થબુદ્ધિ ઉત્પન્ન થાય, તથાપિ ઉતરક્ષણેજ તે પદાર્થબુદ્ધિનો બાધ કરી ઘટ વિષે જેમ મૃદ્બુદ્ધિ કરાય તેમ સર્વત્ર કેવળ બ્રહ્મબુદ્ધિ વિશેષાય; એટલે કે કાંઇ પણ બાધ થયા વિના કેવળ બ્રહ્મ-પ્રતીતિ સ્થિરીભૂત થાય.

'समबुद्धि विमुच्यते' આ રીતનો પાઠ ગ્રહણ કરીએ તો 'समबुद्धि' પદનો પ્રથમા વિભકિત–વાચક વિશેષણરૂપે બોધ થાય, समबुद्धि=સમાન-ભાવને પ્રાપ્ત થયલ, ( सम ) અર્થાત્ સદા સર્વત્ર કેવળ બ્રહ્મભાવને ગ્રહણ કરનાર હોય બુદ્ધિ જેની તેવો પુરૂષ.

तात्पर्य – સુહૃદાદિ વિષે સર્વત્ર સદા જે કેવળ બ્રહ્મદૃષ્ટિ કરે તે પુરૂષ મુકત થાય છે ( विमुच्यते )

अव.—કેવળ યોગારૂઢ યોગીને કાંઇપણ પ્રતિબંધ વિનાનું જ્ઞાન પ્રાપ્ત થાય, અને બ્રહ્મદર્શન વડે યુકત હોય તેને મુકિત પ્રાપ્ત થાય, બીજા કોઇને જ્ઞાન તથા મુકિત સિદ્ધ ન થાય, તેથી મુમુક્ષુ યોગીએ શ્રવણ તથા

મનન વડે આત્મતત્ત્વનું વિજ્ઞાન પ્રાપ્ત કરી, આટલાથી જ હું કૃતાર્થ થયો એવી અસ્મિતાનો ત્યાગ કરી, કોઇ પણ પ્રતિબંધ વિનાનું જ્ઞાન પ્રાપ્ત થાય તે અર્થે સમાધિનું સેવન કરવું અવશ્ય યોગ્ય હોય એમ કહી, સમાધિના કર્તાપુરુષને સમાધિના અંગોનું સૂચન કરી હવે 'યોગી' ઇતિ મંત્રાર્થવડે સમાધિનું વિધાન કરે છે—

योगी युञ्जीतसततमात्मानं रहसि स्थितः ।
एकाकीयतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

अन्व—योगी एकाकी निराशीः अपरिग्रहः यतचित्तात्मा रहसि स्थितः सततं आत्मानं युंजीत ॥ १० ॥

અ—યોગીપુરુષે એકલા, વિષયભોગોની આશાથી રહિત થઇ, કૌપીન તથા કંથાથી અતિરિક્ત કોઇ પણ પદાર્થનો પરિગ્રહ કર્યા વિના, પોતાના ચિત્ત તથા આત્મ-દેહેન્દ્રય આદિના સમુદાયનો નિગ્રહ કરી, ગિરિ આદિ એકાંત પ્રદેશ વિષે સ્થિત કરી પોતાના મનનું નિરંતર નિયમવડે પરબ્રહ્મતત્ત્વ વિષે અનુસંધાન કરવું ૧૦

વિ—યોગી=' सन्यासयोगाद्यतयः મુ૦ ૩-૨-૬ અર્થ:—સંન્યાસ-યોગથી જેમના અંતઃકરણ શુદ્ધ થયલ હોય તેવા યોગીઓ ' આ શ્રુતિવાક્યાનુસાર સંન્યાસી પુરુષ; અથવા બ્રહ્મતત્ત્વ વિષે ચિત્તનું સ્થાપન કરવાનો ( योक्तु ) સ્વભાવ જેનો હોય તેવો યોગાભ્યાસી પુરુષ; एकाकी= ' एकस्तपो द्विरध्यायी અર્થ:-તપ એકલાવડે કરવું તથા વેદાધ્યયન બે મળીને કરવું, આ ન્યાયવડે 'एकाकी' વિશેષણવડે નિદિધ્યાસુ પુરુષ પ્રત્યે, પોતાથી અતિરિક્ત પુરુષથી રહિતપણાની વિવક્ષા કરેલી છે; જો નિદિધ્યાસન વખતે અન્ય પુરુષ હોય તો વાણી-વ્યાપારનો પ્રસંગ આવે તેથી ધ્યાનનિષ્ઠાના ભંગનો પ્રસંગ પ્રાપ્ત થાય તેથી એકાકીપણાનો બોધ કરેલો છે.

વળી યોગીપુરૂષ નિરાશી હોવો જોઇએ; નિરાશીઃ=વિષયભોગની સર્વ આશાઓથી ( आशीर्भ्यः ) તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યવડે જે નિર્મુક્ત હોય ( निः ) તેવો

'एकान्तवासो लघुभोजनादिर्मौनंनिराशाकरणावरोधः ।
मुनेरसोः संयमनं षडेते चित्तप्रसादं जनयन्ति शीघ्रम्'

અર્થઃ—એકાંતવાસ, લઘુભોજન આદિ, મૌન, નિરાશા, ઇન્દ્રિયોનો નિગ્રહ, અને પ્રાણનું સંયમન, આ છ વસ્તુ આ મુનિ વિષે ચિત્તપ્રસાદને શીઘ્ર ઉત્પન્ન કરે છે' આ ન્યાયવડે કરીને નિદિધ્યાસુયોગીએ પોતાના દેહ તથા જીવન આદિ વિષે પણ આશારહિત થઇને રહેવું યોગ્ય છે એમ સૂચન કરેલું છે.

अपरिग्रहः=કોપીન તથા કન્થાથી અતિરિક્ત વસ્તુનો પરિગ્રહ જેને ન હોય તેવો; કોપીનાદિથી અતિરિક્ત અન્ય વસ્તુનો પરિગ્રહ કરે તો યોગીને પણ ચોર આદિનો ભય થતાં, તે વસ્તુના રક્ષણ માટે વિક્ષેપનો પ્રસંગ થયે તેની સમાધિ અસિદ્ધ થાય, તેથી તેનાથી રહિત થવું યોગ્ય છે.

આ રીતે યોગના બહિરંગ સાધનો ભલે સિદ્ધ હોય તથાપિ અંતરંગ સાધનોનો અભાવ હોય તો યોગ સિદ્ધ ન થાય, માટે અંતરંગ સાધનવડે યુક્ત થવું અવશ્યનું હોય, આ આશયવડે કરીને 'यतचित्तात्मा' પદાર્થવડે કથન કરે છે—

यतचित्तात्मा=વાસનાવડે પ્રાપ્ત થયલ તે તે વ્યાપારોથી નિગૃહીત કરેલ હોય ( यतौ ) ચિત્ત, તથા પોતાનો દેહેન્દ્રિય સમુદાય, (चित्तात्मा) જેણે તે; અર્થાત્ તે તે પ્રવૃત્તિઓથી દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ તથા ચિત્તનો જેણે નિરાધ કરેલો હોય તેવો.

આ રીતે પૂર્વોક્ત આદિ સાધનોવડે જે સંપન્ન હોય તેવા મુમુક્ષુ નિદિધ્યાસુ યોગીએ પોતે એકાંત વિષે ( रहसि ) અર્થાત્ ગિરિ, કોતર

તથા ગુહા આદિ વિષે સ્થિતિ કરી નિત્ય નિરંતર ( सततं ) પોતાના મનનું, ( आत्मानं ) પ્રત્યગાત્માથી અભિન્ન, સર્વ દશ્ય-પદાર્થના નિષેધના અવધિભૂત પરબ્રહ્મતત્ત્વ વિષે નિયમવડે અનુસંધાન કરવું; ( युंजीत ); મનને અજ્ઞાન તથા તેના કાર્યભૂત દશ્ય વિષે જોડવું નહિ; કિંતુ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, પરમાનંદ તથા અદ્વય સ્વરૂપ ઉક્ત લક્ષણવાન્ પરબ્રહ્મતત્ત્વનું પોતાના આત્મા વિષે અનુસંધાન કરવું.

તાત્પર્યઃ—'હું કેવળ બ્રહ્મસ્વરૂપે છું, બ્રહ્મ તે કેવળ હુંજ છું.' આ રીતે સ્વાત્મરૂપે બ્રહ્માનુસંધાન કરવું. १०

અવ—યોગનાં બહિરંગ તથા અંતરંગ સાધનનું પૂર્વે સંક્ષેપવડે કથન કર્યું; હવે, સ્થળ, આસન, શરીર-ધારણા આદિ યોગના બહિરંગ તથા અંતરંગ સાધનોનો વિશેષ રીતે બોધ કરી, આરંભમાં 'शुचौ' પ્રતિ મંત્રાર્થવડે આસનના લક્ષણનું કથન કરે છે—

शुचौदेशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

अन्व—शुचौ देशे आत्मनः आसनं न अति उच्छ्रितम् न अति नीचम् चैलाजिन कुशोत्तरम् स्थिरम् प्रतिष्ठाप्य ॥ ११ ॥

અ—પવિત્ર પ્રદેશ વિષે પોતાના આસનને, નહિ અતિ ઉંચું તથા નહિ અતિ નીચું એવી રીતે તથા વસ્ત્ર, તેની નીચે વ્યાઘ્રચર્મ અને તેના નીચે દર્ભ પાથરીને નિશ્ચલપૂર્વક પ્રતિસ્થાપન કરીને.

વિ—शुचौ=માર્જન, પ્રોક્ષણ આદિ ક્રિયાવડે, વા સ્વભાવવડે કરીને શુધ્ધ; देशे=વિજન-પ્રદેશ વિષે; અર્થાત્ નદીતીર વા ગુહા આદિ વિષે; आत्मनः आसनं=કેવળ પોતાને ધ્યાન કરવાને યોગ્ય આસન; न अत्युच्छ्रितम्=અત્યંત ઉન્નતાથી રહિત; જો આસન અત્યંત ઉન્નત હોય તો

કવચિત્ પરવશતાના લીધે ચલન, પતન આદિ વિઘ્નનો પ્રસંગ આવે, તેથી નહિ અત્યંત તુંગસ્વરૂપનું તથા નહિ અત્યંત નિમ્નસ્વરૂપનું હોય તેવું;

જો આસન નીચું હોય તો શીતતા ઉષ્ણતાવડે તથા પાષાણ આદિના ઘર્ષણવડે કલેશનો પ્રસગ આવે, તેથી તે ઉભયથી વિલક્ષણ પ્રકારનું જોઇએ.

તે આસન ચેલ, તેના નીચે અજિન અને તેના નીચે કુશ, એ રીતનું જોઇએ ચૈલ=વસ્ત્ર; અજિન=વ્યાઘ્રચર્મ, વા કૃષ્ણમૃગનું ચર્મ; કુશ=દર્ભ; ચૈલાજિનકુશોત્તરમ્=ચૈલ, અજિન, તથા કુશ, ઉપરાઉપર વ્યુત્ક્રમવડે કરીને (उत्तर) હોય જેને તેવું અર્થાત્ નીચે કુશ, તેના ઉપર અજિન, અને તે અજિન વસ્ત્રવડે આચ્છાદિત હોય તેવી રીતનું.

જો કે વસ્ત્રનો નીચેની સ્મૃતિવડે નિષેધ કરેલો છે, તથાપિ તે સ્મૃતિનું વચન ગૃહસ્થને વિષય કરનારૂં છે, તે યતિને વિષય કરનારૂં નહોય;

' वस्त्रं दारिद्दुःखाय दारुरोगाय चोपलः અર્થ:—વસ્ત્રાસનવડે દારિદ્રતારૂપ દુઃખ પ્રાપ્ત થાય, અને લાકડાના તથા પત્થરના આસનવડે કરીને રોગ ઉત્પન્ન થાય.

ધ્યાન કરનાર પુરૂષે, આ રીતે પોતાનું આસન નિશ્ચળ થાય (स्थिरं) તે રીતે ગોઠવવું. (प्रतिष्ठाप्य)

अव—આ રીતે આસનના લક્ષણનું કથન કરી તે આસન વિષે બેસીને શું કરવું ? તેનું હવે 'तत्र' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

तत्रैकाग्रंमनः कृत्वायतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

अन्व—तत्र आसने उपविश्य यतचित्तेन्द्रियक्रियः (भूत्वा) मनः एकाग्रं कृत्वा आत्मविशुद्धय योगम् युंज्यात् ॥ १२ ॥

અ—નિદિધ્યાસુ પુરૂષે ઉકતલક્ષણ આસન વિષે, બેસી ચિત્ત તથા ઉભય ઇન્દ્રિયોની સ્વાભાવિક ચેષ્ટાઓનો નિરોધ કરી, મનોવૃત્તિને એકાગ્ર રૂપે કરી, અંતઃકરણની વિશુદ્ધિ અર્થે સમાધિયોગનું અનુસંધાન કરવું.૧૨

वि—तत्र=ઉકતલક્ષણ આસન વિષે; यतचित्तेन्द्रियः=સમ્યક્ પ્રકારે નિરોધ કરેલો હોય (यतः) ચિત્તને, તથા ઉભય પ્રકારની ઇન્દ્રયોની, સ્વાભાવિક ચેષ્ટાને અર્થાત્ વિષયપ્રવૃત્તિને (चित्तेन्द्रिय क्रियः) જેણે તે; ચિત્ત તથા ઉભય ઇન્દ્રિયોની ચેષ્ટાઓનો નિરોધ કરવો તેજ યોગીને યોગસિદ્ધિનું ઉત્તમ અંતરંગ સાધન હોય એમ પૂર્વે કહ્યું તથાપિ આહી પુનઃ ઉપદેશ કરેલો છે; मनः=મનોવૃત્તિને; एकाग्र कृत्वा=કેવળ લક્ષ્યવસ્તુની અભિમુખ કરીને; અર્થાત્ સમ્યક્ પ્રકારે અંતર્મુખ કરીને; आत्मविशुद्धये=અંતઃકરણની વિશુદ્ધિ અર્થે; અર્થાત્ અવિદ્યા તથા તેના કાર્યરૂપ દેહ તથા ઇન્દ્રિય આદિ વિષે તથા અન્યત્ર 'હું' તથા 'મારું' એ રીતનીઅસત્ પ્રતીતિની તથા તેની કારણભૂત વાસનાઓની નિઃશેષ નિવૃત્તિ અર્થે; योगं=કેવળ બ્રહ્મતત્ત્વ વિષે, પુરૂષને આત્મભાવવડે કરીને જે જોડે તે રીતની સમાધિ.

ઉકતલક્ષણ આસન ઉપર બેસી, ઉકતલક્ષણ સંપન્ન યોગીએ પોતે પ્રત્યગાભિમુખ પ્રતીતિનું અનુસંધાન કરવું. ૧૨

અવ—યોગસિદ્ધિના કેવળ યોગના અંતરંગ સાધનોનો પુનઃ પણ ઉપદેશ કરી આ રીતના લક્ષણવાન્ મના યોગીને કેવળ સમાધિ કરવી અવશ્ય હોય એમ હવે 'समं' ઇત્યાદિબે મંત્રાર્થવડે કથન કરે છે—

**समंकायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रंस्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥**

अन्व—कायशिरोग्रीवं समं अचलं (च) धारयन् स्थिरः (भूत्वा) स्वं नासिकाग्रं संप्रेक्ष्य दिशःच अनवलोकयन् (युक्त.आसीत)

અ–પોતાની કેડ તથા ડોકને સીધી તથા અચળ રહે તે પ્રકારે ધારણ કરી, સ્થાણુની પેરે નિશ્ચળ થઇ, ચક્ષુવડે પોતાની નાસિકાના અગ્ર ભાગને જોઇ, કયાંઇ પણ આસપાસ અવલોકન કર્યા વિનાના થઇને બેસવું. ૧૩

વિ–कायः=કટિનો ઊર્ધ્વ ભાગઃ सम=સીધી રીતે; પોતાની કટિ આદિને સીધી રીતે ધારણ કરીએ એટલે આસપાસ તથા પાછળ જોવાનું તથા સ્પર્શ કરવાનું બની શકે નહિ, તથાપિ મચ્છર, કીડી આદિનો ઉપદ્રવ થાય તો તેથી ચલાયમાન થવાય તે માટે ચલનસ્થિતિનો નિરાસ કરવા અર્થે 'अचल' પદનો પ્રયોગ કરેલો છે. स्थिरः=સ્થાણુની પેરે નિશ્ચળ થઇને; स्व=સ્વકીય; संप्रेक्ष्य=ચક્ષુવડે કેવળ નાસિકાના અગ્ર ભાગ પ્રત્યે દૃષ્ટિ કરીને; 'ચક્ષુવડે નાસિકાના અગ્ર ભાગ તરફ દૃષ્ટિ કરીને' એમ ઉક્તિ કરેલી છે તે વડે તો ચક્ષુવડે કરીને તે ચક્ષુના વિષયી ભૂત રૂપને ગ્રહણ ન કરવું એ રીતના નિયમનો બોધ કરેલો છે, કિંતુ નાસિકાના અગ્ર ભાગનું જ દર્શન કરવું એ રીતના નિયમનો કાંઇ બોધ કરેલો નહોય; જો કેવળ નાસિકાનું અગ્રદર્શન જ વિવક્ષિત હોય તો મન તદાકારવડે કરીને ત્યાંજ સ્થતિ કરે, એટલે ચિત્તની બ્રહ્મવિષે સ્થિતિ સંભવે નહિ; બ્રહ્મવિષે ચિત્તનું સ્થાપન થાય તો જ નિશ્ચે સમાધિ સિદ્ધ થાય.

'મનને આત્મનિષ્ટ કરીને' આમ ઉક્તિ કરવામા આવશે (૬. ૨૫) તેથી ચક્ષુવડે નાસિકાગ્રદર્શન વિધિનો બોધ કરેલો છે તે વડે કેવળ રૂપના અસ્મરણનું સૂચન કરેલું છે; તે જ રીતે શ્રોતાદિવડે શબ્દાદિ વિષયોનુ પણ અગ્રહણ આહીં વિવક્ષિત છે એમ સમજવું.

ચક્ષુવડે રૂપ વિષયનું અગ્રહણ કરવાનું વિધાન કરેલું છે તેથી જ 'दिशश्चानवलोकयन्' ઇતિ પદાર્થવડે નિદિધ્યાસ પ્રત્યે નિયમવિધાન કરેલું છે.

જો કે કેવળ નાસિકાગ્રદર્શન—વિધિવડે, તેથી અતિરિક્ત પદાર્થના દર્શનનો અવશ્ય નિષેધ થાય, તથાપિ કદાચિત્ આગળ પાછળ તથા આસપાસમા, વિપરીત પ્રકારનો શબ્દ ઉત્પન્ન થાય તથાપિ પૂર્વ આદિ દિશાઓ તથા આત્મશરીર પ્રત્યે કેવળ અવલોકન કર્યા વિના જ યુક્તસ્વરૂપે આસન કરવુ એમ ઉત્તર મ ત્ર સાથે સ બ ધ જોડવો.

'ચ પદાર્થવડે આત્મશરીરનો બોધ થાય છે.

અવ-કટિ, શિર તથા ગ્રીવાને સીધા રાખવા, સ્થાણુવત્ નિશ્ચળ એમવું, નાસિકાગ્ર-દર્શન કરવુ, તથા દિશાઓનું અનવલોકન કરવુ, આ સર્વે યોગીના યોગસિદ્ધિના અ ગો હોય એમ સૂચન કરી, તે યોગસિદ્ધિના આથી પણ અ તર ગ અસાધારણ સાધનનોનુ સૂચન કરી, ઉક્તસાધન સ પન્ન થઇ યોગીએ સમાધિ કરવી એમ હવે 'प्रशातात्मा' इति મ ત્રાર્થ-વડે કથન કરે છે—

> प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
> मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

अन्व-प्रशांतात्मा विगतभी ब्रह्मचारिव्रते स्थित मनः संयम्य मच्चित्त मत्परः युक्त (सन्) आसीत ॥ १४ ॥

અ-પ્રશાત અ ત કરણવડે યુક્ત થઈ, હુ પોતે જ બ્રહ્મ રૂપે છુ ' આ રીતની બ્રહ્મભાવના કરી, બ્રહ્મભાવનાવડે યુક્ત થઈ યુક્ત મતા એમવું. ૧૪

ત્રિ-प्रशातात्मा=પ્રકર્ષવડે કરીને શાત, (प्रशात) મન (आत्मा) હોય જેનુ તે; રાગદ્વેષાદિની અનુત્પત્તિને જ અ ત કરણની શાંતિ કહે છે, આ રીતની શાંતિના પ્રકર્ષવડે રાગદ્વેષાદિની ઉત્પત્તિની હેતુભૂત, આ વિષય સમીચીન છે, આ અસમીચીન છે, આ પ્રિય છે આ અપ્રિય છે.

આ ઇષ્ટ વસ્તુના સાધનરૂપે છે, આ અનિષ્ટ વસ્તુના સાધનરૂપે છે, આ રીતની બુદ્ધિ અવશ્ય નિવૃત્ત થાય.

विगतभी'=વશેષ રીતે ગત થયલ હોય, અર્થાત્ નિઃશેષપૂર્વક વિનાશને પ્રાપ્ત થયલ હોય, (विगता) અન્નના ગ્રહણ તથા વિસર્ગથી અતિરિક્ત દંતધાવન તથા મુખ-પ્રક્ષાલન આદિ તથા સર્વ શાસ્ત્રીય કર્મોનો ત્યાગ કરીશ તો શિષ્ટપુરુષો મારી નિંદા કરશે આ પ્રકારની ભીતિ ( भीः ) જેને વિદ્યમાન ન હોય તેવો. અર્થાત્ 'स्वाध्यायं च सर्वकर्माणि संन्यस्य અર્થ—વેદાધ્યયન તથા સર્વ કર્મનો પરિત્યાગ કરી,' ઇત્યાદિ વાક્યો, वेदानिम लोकममुंचपरित्यज्यात्मानमन्विच्छेत् અર્થ:—વેદનો, આ તથા તે લોકનો પરિત્યાગ કરી આત્મતત્ત્વની ઇચ્છા કરવી ઇતિવાક્યનું,' તથા 'त्यज धर्ममधर्मंच અર્થ:-ધર્મ તથા અધર્મનો તું પરિત્યાગ કર,' 'नैव धर्मीन चाधर्मीनचैव हिशुभाशुभी અર્થ:-તે અવશ્ય ન હોય ધર્મી તથા અધર્મી, તેમજ તે કેવળ ન હોય શુભકર્મવાળો,' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ વાક્યાર્થક નિર્ણયનું અવલંબન કરીને જે નિર્ભીક અર્થાત્ નિર્ભય હોય થયલો હોય તેવો;

વળી તે નિદિધ્યાસુ બ્રહ્મચારિવ્રત કરનાર હોવો જોઇએ; અંહી 'બ્રહ્મચારિવ્રત' પદ વડે કેવળ ભિક્ષાનું સૂચન કરેલું છે; તે વડે ત્રણ પ્રકારનું સવન ( ત્રિષવણ ) આદિ ક્રિયા ઉપલક્ષિત ન હોય.

ત્રિષવણ આદિ કર્મો કરવાથી, અવિક્રમ બ્રહ્મત્વથી પોતાનો પ્રત્યગાત્મા અભિન્ન હોય આ રીતના સમાધિ-સંભાવિત જ્ઞાનનો વિધ્વંસ થાય; વળી તેથી 'સતત યોગાનુંસંધાન કરવું' ( ૬-૧૦ ) આ વચન વડે સમાધિ-અનુષ્ઠાનનું નિત્યનિરંતર કર્તવ્યતા રૂપે વિધાન કરેલું છે તેને ત્રિષવણ આદિ કર્મો કરવાથી પ્રતિકૂળતાનો પ્રસંગ આવે; તેથી 'બ્રહ્મચારિવ્રત' પદ વડે આહીં આહારમાત્રનું ગ્રહણ કરેલું છે; *આહારવિષય વિષે, કેવળ ભિક્ષાશન કરવું તે જ બ્રહ્મચારિનું વ્રત કહેવાય.*

વળી આ રીતનું બ્રહ્મચારિવ્રત કરવામા પણ નિદિધ્યાસુ યોગીએ પાચ ઘેરથી ભિક્ષા માગી માધુકરી–ભિક્ષાવૃત્તિ કરવી; કિંતુ કોઇને ત્યા પૂર્વેથી આમંત્રિત થઇ અથવા અયાચિત તાત્કાલિક ઉપપન્ન થાય તેવું ભિક્ષાશન કરવું નહિ: કારણ કે કોઇને ત્યા અમુક સમયે જમવાનું પહેલેથી નક્કી થયેલું હોય, તેમાં ભોજનની પરતંત્રતા હોવાથી કવચિત્ ભોજનની તૈયારી તાત્કાલિક થઇ જાય, અર્થાત્ જમવાના સમય વહેલો મોડો થાય, ભોજનના દ્રવ્યો ભારે હોય, આહાર ન્યૂન વા અધિક થાય, આમંત્રણની રાહ જોવી પડે, આ રીતના દોષો વડે સમાધિને વિધ્નનો પ્રસગ આવે, તેથી પોતાને સ્વાધીન હોય તેવા ભિક્ષાશન વિષે જ નિદિધ્યાસુએ સ્થિતિ કરવી યોગ્ય હોય.

મનઃ સંયમ્યઃ મનોવૃત્તિ રૂપ મન બહિર્મુખ ન થાય તે રીતે તેનો સંયમ કરીને, અર્થાત્ તેનો વિષય સાથે સંબધ ન થાય તે પ્રકારે નિગ્રહ કરીને,

મચ્ચિત્તઃ બુદ્ધિ તથા બુદ્ધિવૃત્તિના સાક્ષી રૂપ ચિદેકરસ, પ્રત્યગ્રૂપ બ્રહ્મતત્ત્વ વિષે જેનું ચિત્ત આસકત હોય તે રીતે સ્થિતિ કરીને, અર્થાત બહિર્ગમન કરનાર ચિત્તને મ્હારા વિષે સમ્યક્ પ્રકારે સ્થાપન કરીને;

'મચ્ચિત્તઃ' આ પદ અહંશબ્દાર્થવાચક હોવાથી, ચિત્તસ્થાપનના અધિકરણ બ્રહ્મ તથા તે વિષે સ્થાપન કરનાર પુરૂષ, આ ઉભય વચ્ચે ભેદ પ્રાપ્ત થાય તેથી 'ઉદરમન્તરંકુરુતે અથ તસ્યભયંભવતિ તૈ. ૨–૭ અર્થઃ–તે ઇષત્ માત્ર ભેદ કરે છે તેથી તેને ભય થાય છે,' આશ્રુતિ વડે ભેદદર્શી પુરૂષને મુકિત સભવે નહિ તેથી ધ્યાતા પુરૂષે 'હું કેવળ બ્રહ્મ સ્વરૂપે છું' આ રીતની ભાવના વડે યુકત થઈ, પોતે બ્રહ્મથી કેવળ અભિન્ન હોય એમ ભાવના કરવી, આ રીતનો બોધ કરવા 'મત્પરઃ' ઇતિ પદાર્થ વડે કથન કરે છે—

मत्पर = હું પોતે જ પરમાત્મા રૂપે છું, અર્થાત્ હું કેવળ બ્રહ્મ સ્વરૂપે છું એ રીતે બ્રહ્મભાવને ગ્રહણ કરે તેવી પોતાની વૃત્તિ વડે યુક્ત થઇને.

તાત્પર્યઃ—પોતાના મન વિષે કેવળ બ્રહ્મભાવના કરીને આસન ઉપર તૂષ્ણી સ્વરૂપે બેસવું. ૧૪

અવ–' આત્મવિશુદ્ધિ અર્થે યોગનું ' ( ૬-૧૨ ) આ રીતના વચન વડે યોગનિષ્ઠાનું ફળ આત્મશુદ્ધિ અર્થાત્ ચિત્તશુદ્ધિ હોય એમ બોધ કરેલા; આ ચિત્તશુદ્ધિ વડે કાઇ પણ પ્રતિબંધ વિનાનું આત્મજ્ઞાન સિદ્ધ થાય અને તે જ્ઞાનદ્વારા બ્રહ્મનિર્વાણ–પ્રાપ્તિ થાય એમ સૂચન કરી, બ્રહ્મવેત્તા યોગીને જીવતાજ મુકિતરૂપ ફળ પ્રાપ્ત થાય એમ હવે ' युंजन् ' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

युंजन्नेव सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

अन्व —योगी एवं आत्मानम् सदा युजन् नियतमानसः (भूत्वा)
निर्वाणपरमां मत्संस्थाम् शान्तिम् अधिगच्छति ॥ १५ ॥

અ. યોગનિષ્ઠાપરાયણ યોગી આ રીતે પોતાના અંતઃકરણનું બ્રહ્મતત્ત્વ વિષે સદા અનુસંધાન કરતો છતો, કાઇ પણ પ્રતિબંધ વિનાનું આત્મ વિજ્ઞાન પ્રાપ્ત કરી, પરમમોક્ષ સ્વરૂપ, બ્રહ્માત્મભાવ રૂપ શાંતિને પ્રાપ્ત કરે છે. ૧૫

વિ–योगी=યોગનિષ્ઠા–પરાયણ યતિ; एव=એકાકીપણું, નિરાશીપણું અપરિગ્રહપણું, કટિ આદિને સીધા ગખવાપણું, સ્થિરપણું, નાસિકાગ્ર દર્શનપણું, દિશાઓનુ અનવલોકનપણું, ભિક્ષાશનપણું, પ્રશાંતપણું આદિ વિશેષણ વડે વિશિષ્ટ થઇ નિરૂક્તલક્ષણ આસન ઉપર બેસીને; आत्मानः અન્ત કરણને युंजन् = બ્રહ્મતત્ત્વ વિષે સદા અનુસંધાન

કરી, नियतमानसः શ્રદ્ધા, તથા તીવ્રમોક્ષેચ્છા વડે ચિરકાળ પર્યંત નિત્ય નિરંતર અનુષ્ઠિત કરેલ સમાધિના અભ્યાસ બળવડે નિશ્ચળ (नियत) થયલું હોય મન જેનું તે, અર્થાત્ કાંઇ પણ પ્રતિબંધ રહિત એવા આત્મવિજ્ઞાનને પ્રાપ્ત કરીને, અર્થાત્ સર્વ બ્રહ્માત્મતાનો નિઃશેષપૂર્વક સાક્ષાત્ થવાથી વિપરીત પ્રકારની પ્રતીતિ અનુત્પન્ન થઇ નિર્વિઘ્ન સ્વરૂપે રહેતું હોય ( नियत ) માનસ જેનું તે,

' मनसैवानुद्रष्टव्यम् બૃ ૪-૪-૧૯ અર્થ- કેવળ મનવડે કરીને અનુદર્શન કરવું ' આ શ્રુતિ અનુસાર, જે મનન કરે અર્થાત્ ' આ જગત તે હું પોતે જ છું ' એ રીતે સ્વાત્મ-રૂપે જેના વડે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય તે મનને ' मानस ' કહે છે

निर्वाणपरमा= શરીરસંબંધથી રહિત ( निर्वाण ) પરમ પુરુષાર્થરૂપ કૈવલ્ય મુક્તિ ( परमा ) જેના વડે પ્રાપ્ત થાય તે અથવા ( ૨ ) જેના વિષે મોક્ષરૂપ ( निर्वाण ) પરમ નિરતિશય સુખ પ્રાપ્ત થાય તે,

જે નિર્વાણપરમાશાંતિ છે તે કેવળ ( मत्संस्था ) હોય છે

मत्संस्थाम्=જેના વિષે કેવળ મારી સ્થિતિ ( संस्था ) હોય તેના વિષે બુદ્ધિ આદિ અન્યવસ્તુની સંસ્થા હોઇ શકે નહિ, અથવા ( ૨ ) જેનાવડે મ્હારા સ્વરૂપે સ્થિતિ કરાય તેને અથવા ( ૩ ) મદ્ભાવને પ્રાપ્ત થાય તેની બ્રહ્માત્મસ્થિતિને અનુરૂપ, शांति=જેનાવડે સંસારની આત્યન્તિક નિવૃત્તિ થાય તે પ્રકારની સર્વોપરતિને, अधिगच्छति=પ્રાપ્ત કરે છે

तात्पर्य—આ વડે કરીને, ભુક્તિવડે જેમ તૃપ્તિ પ્રત્યક્ષ સિદ્ધ થાય, તેમ યોગનું ફળ પ્રત્યક્ષ સિદ્ધ થવાથી મુમુક્ષુ યતિએ, શ્રવણમાત્રવડે મુક્તિ સંભાવિત થાય આ રીતના ભ્રમનો પરિત્યાગ કરી, વિદેહમુક્તિ સિદ્ધ થાય તે અર્થે સમાધિનું અવશ્ય સેવન કરવું એમ સૂચન કરેલું છે ૧૫

અર્થ –'યોગીપુરૂષે નિત્યનિરંતર યોગાનુસંધાન કરવું' (૬-૧૦) તે મંત્રથી માંડી આ મંત્રપર્યંત, યોગ, યોગના અંગો, યોગાસન તથા યોગીના યોગનું ફળ પ્રતિપાદન કરી, હવે नात्यश्नत तु' ઇત્યાદિ મંત્રાર્થવડે કેવળ યોગાભ્યાસી પુરૂષ પ્રત્યે આહારાદિ બહિરંગ તથા યોગાનંદ રૂપ અંતરંગસાધનનું પ્રતિપાદન કરે છે--

नात्यश्नतस्तु योगोऽस्ति नचैकान्तमनश्नत ।
नचातिस्वप्नशीलस्य जाग्रतो नैमचार्जुन ॥ १६ ॥

अन्व— (हे) अर्जुन, अत्यश्नत (योगिन) तु न योग अस्ति एकान्तम अनश्नत च (यते) योगः न आस्ति एव अतिस्वप्नशीलस्य अतिजाग्रत च योग न(सिद्धयति)॥१६॥

અ--જે અત્યંત આહાર કરે તેને યોગનિષ્ઠા સિદ્ધ થાય નહિ, તેમજ નિયમ વડે જે અનાહાર કરે, તથા અત્પાહાર કરે તે યોગીને પણ યોગ અવશ્ય સિદ્ધ થાય નહિ, હે અર્જુન! વળી જે અત્યંત નિદ્રાળુ તથા અત્યંત જાગરણશીલ હોય તેને પણ યોગ સિદ્ધ થાય નહિ ૧૬

'यदात्मसम्मितमन्न तदवति न हिनस्ति यद्भूयो हिनास्ति तद्यत्कनीयो न तदवति ॥

અર્થ –પોતાના ઉદરના પ્રમાણમાં તથા તેને અનુકુળ જે અનાહાર થાય તે અન્ન, ભોક્તાનું રક્ષણ કરે તથા તેનાવડે ધર્મનિર્વાહ કરાય વળી તે ધાતુની વિષમતા સંપાદન કરી પુરૂષને નાશ વા પીડા કરે નહિ પોતાના ઉદર-પ્રમાણથી અધિક અન્નનો આહાર કરાય તો તે વડે રોગ આદિ ઉત્પન્ન થઇ પુરૂષ તથા ધર્મનો નાશ થાય, જો અત્પાહાર કરાય તો તે વડે પુરૂષનું સંરક્ષણ અર્થાત્ પોષણ થાય નહિ તેથી ક્ષુધાની નિવૃત્તિ ન થાય, વળી ધર્મનિર્વાહ પણ થઇ શકે નહિ,

તેથી કેવળ પરિમિત ભોજન કરવું એમ અર્થ આ શ્રુતિ વાક્યવડે સિદ્ધ થાય છે.

શ્રી ભગવાને પણ આ મંત્ર વિષે આજ અર્થનો બોધ કરેલો છે.

अत्यश्नतः=સ્વોદરના પરિમાણનું અતિક્રમણ કરી, જીરવી ન શકાય તેના અન્નનું અશન કરનાર બહુ અશન કરનાર યોગીને; योगः न अस्ति=યોગનિષ્ઠા સિદ્ધ થાય નહિ,

વળી જે યોગીપુરૂષ શુશ્રૂષા કરે તેને પણ શ્રવણ, મનન તથા બ્રહ્મચર્ય સિદ્ધ થાય નહિ;

एकान्तम् अनश्नतः-નિયમ વડે અનશન કરનાર તથા અલ્પાશન કરનારને; આ રીતના યોગીને પણ યોગ અવશ્ય સિદ્ધ ન થાય; તેમજ શ્રવણ તથા મનન પણ સિદ્ધ થાય નહિ; કિંતુ પોતાના ઉદરના પરિમાણ પ્રમાણમાં ન્યૂનવૃદ્ધિ ન કરે તેવો આહાર કરનારનેજ યોગ, શ્રવણ, મનન તથા બ્રહ્મચર્ય તથા દિવસે સુવું ઇત્યાદિ દોષથી રહિતપણું સિદ્ધ થાય;

અથવા,

'पूरयेदशनेनार्धं तृतीयमुदकेन तु । वायोः संचारणार्थाय चतुर्थमवशेषयत् ॥

અર્થઃ—'ઉદરને અર્ધું અન્નવડે પૂર્ણ કરવું, તૃતીય ભાગને ઉદક વડે પૂર્ણ કરવો, તથા ઉદરના ચતુર્થાંશને વાયુનો સંચાર કરવા માટે અવશેષ ખાલી રહેવા દેવો,' ઇત્યાદિ શાસ્ત્રમાં (યોગશાસ્ત્ર) નિરૂપણ કરેલ પરિમાણને ઉલ્લંઘન કરી જે અશન વા અનશન કરે તેને જેમ યોગ સિદ્ધ ન થાય, તેમ અત્યંત નિદ્રાળુ ( अतिस्वप्नशीलस्य ) તથા અતિ જાગરણશીલને ( जाग्रतः ) યોગ સિદ્ધ થાય નહિ.

અવ—જો આમ હોય તો યોગ કયા પ્રકારના યોગીપુરૂષને સિદ્ધ થાય ? તેને હવે ' युक्ता ' ' પરિમિ- ર્થ વડે કથન કરે છેઃ-

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वमावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥

अन्व—युक्ताहारविहारस्य कर्मसु युक्तचेष्टस्य युक्तस्वमावबोधस्य योग दुःखहा भवति ॥ १७ ॥

અ—જેનો આહારવિહાર પરિમિત હોય, અન્નદાન આદિ ક્રિયા વિષે જેની દેહેન્દ્રિયો પરિમિત સ્વરૂપે પ્રવૃત્ત થયલ હોય, જેની નિદ્રા તથા જાગરણ પરિમિત હોય, તેવા યોગીને યોગ પ્રાપ્ત થઇ આધ્યાત્મિકાદિ તથા જન્માદિ દુઃખો નાશ પામે છે. ૧૭

वि:–युक्ताहारविहारस्य= ' पूरयेदशनेनार्धम् ' 'न गव्यूतेः परं गच्छेन्न ग्रामे नगरे वसेत्

અર્થઃ– અશનવડે અર્ધું ઉદર ભરવું ' ' ગૌચર જમીન થી પાર અર્થાત્ બે માઇલ દૂર ગમન કરવું નહિ, ગ્રામ વા નગર વિષે વાસ કરવો નહિ ' ઇત્યાદિ શાસ્ત્રનિયમ વડે યુકત હોય અન્નાહાર તથા વિશ્રાન્તિના અર્થે સંચાર ( विहार ) જેનો તેવો પરિમિત આહારવિહાર વાળો પુરૂષ; कर्मसु=અન્નાદાન તથા વિસર્ગ આદિ ક્રિયા વિષે युक्तचेष्टस्य– જેટલાવડે કાર્યસિદ્ધિ થાય તેટલાજ પ્રમાણમા જ પરિમિત હોય, કિંતુ વિશૃંખલ અર્થાત્ નિરંકુશ ન હોય તેવી દેહેન્દ્રિયની પ્રવૃતિ જેની હોય તેવો;

युक्तस्वमावबोधस्य='जागृयाद्दशनाडयस्तु निद्रा तु दशनाडिकाः । पश्चाज्जागरणं तद्वद्दशनाड्यस्तु योगिनः

અર્થઃ– દશ નાડી ( नाडी=૨૪ મિનિટ ) પર્યંત જાગવું, અને દશ નાડી પર્યંત નિદ્રા કરવી, તત્પશ્ચાત્ જાગરણ કરવું; તે પ્રમાણે

યોગીએ દશનાડી પર્યંત યોગાનુસંધાન કરવું,' આ વચનાનુસાર ઉક્ત લક્ષણ- અર્થાત્ પરિમિત હોય ( युक्तः ) નિદ્રાકાળ ( स्वप्न ) તથા જાગરણકાળ ( अवबोध ) જેનો તેવા પુરૂષને,

આ રીતના ઉપર કહેલા ગુણવાળા બ્રહ્મનિષ્ઠયોગીને, આહાર, વિહાર તથા નિદ્રા આદિનું અધિકપણું હોય તો તેને રજોગુણ તથા તમોગુણની વૃદ્ધિ થતાં, સમાધિ તથા જ્ઞાનનો વિચ્છેદ થાય, માટે તેણે આહાર આદિ વિષે પરિમિતિ-સંપન્ન થવું યોગ્ય હોય.

આ રીતના લક્ષણ-સંપન્ન યોગીને જે સમાધિ (योगः) સિદ્ધ થાય તે વડે આધ્યાત્મિક આદિ તથા જન્માદિ સર્વ દુઃખોનો, સ્વાનુષ્ઠાન વડે અતિબંધ-રહિત જ્ઞાન સમુત્પન્ન થતાં નાશ થાય; ( दुःखहा भवति ) અર્થાત્ તે વિદેહ-મુક્તિને સંપાદન કરે છે. ૧૭

સર-જો કે, 'જ્યારે તે ઇન્દ્રિયોના વિષયો વિષે આસક્ત થાય નહિ', (૬-૪) 'તે કૂટસ્થ સ્વરૂપે તથા ઇન્દ્રિયોનો સંયમ કરીને,' ( ૬-૮ ) આ મંત્રાર્થવડે યોગીપુરૂષના યોગારૂઢપણાનું સત્યપ્રકારે નિરૂપણ કરેલું છે, તથાપિ બ્રહ્મવેત્તાના લક્ષણ મુમુક્ષુઓને પરિજ્ઞાત હોય તો તે બ્રહ્મવેત્તાનો આશ્રય કરીને જ્ઞાન તથા મુક્તિ પ્રાપ્ત કરી શકે, તેથી હવે તે બ્રહ્મવેત્તાના લક્ષણનુંજ ' यदा ' ઇતિ મંત્રાર્થવડે પુનઃ વિસ્પષ્ટીકરણ કરે છે—

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥

अन्व-यदा विनियतं चित्तम् आत्मनि एव अवतिष्ठते सर्वकामेभ्यः ( यदा अयं ) निःस्पृहः ( भवति ) तदा युक्तः इति ( पंडितैः ) उच्यते ॥ १८ ॥

અ—જે સમયે એકાગ્રતાને પ્રાપ્ત થયલ ચિત્ત, કેવળ પ્રત્યગભિન્ન બ્રહ્મતત્ત્વ વિષે સ્થિતિ કરે, અર્થાત્ જ્યારે આ યોગીપુરુષ શબ્દાદિ યાવત્ વિષયોથી ઇચ્છાશૂન્ય થાય, ત્યારે તેને પંડિતો આ યોગારૂઢ છે એમ ઉક્ત કરે છે. ૧૮

વિ–यदा=જે સમયે; विनियतं=વિષયનો સબંધ જે પ્રકારે ન થાય, તે પ્રકારે નિરંતર અભ્યાસબળ વડે એકાગ્રતાને પ્રાપ્ત કરાયલું. आत्मनि-કેવળ નિત્ય આનંદસ્વરૂપ, એકરસ પ્રત્યગભિન્ન બ્રહ્મતત્ત્વ વિષે.

નિરૂક્ત બહિરંગ તથા અંતરંગ સાધન-સંપત્તિ તથા તીવ્ર મોક્ષેચ્છા અને વૈરાગ્ય વડે કરીને, નિત્ય યોગનો અભ્યાસ કરનાર યોગીને જે સમયે પોતાનું ચિત્ત કેવળ બ્રહ્મ વિષે સ્થિતિ કરે, અર્થાત્ સર્વ વાસનાઓના ક્ષય વડે, તથા સર્વ કામનાઓના વિધ્વંસ વડે પોતે સદ્વાસના—વાસિત થઇ સર્વદા કેવળ આત્મસ્વરૂપે સ્થિતિ કરે, એટલે કે પ્રયત્ન વડે કરીને પણ તે કદાપિ બાહ્ય વિષયોનું અવલંબન કરે નહિ.

આ અર્થનું 'નિઃસ્પૃહ' ઇતિ પદાર્થ વડે વિશેષ રીતે સ્પષ્ટીકરણ કરે છે

सर्वकामेभ्यः-યત્ન વા અયત્ન વડે કવચિત્ વિષયીભૂત શબ્દાદિ સર્વ વિષયોથી; જેની કામના કરાય તેને 'काम' કહે છે, निःस्पृहः= ઇચ્છાશૂન્ય; युक्त=યોગારૂઢ.

જ્યારે તે પુરુષ શબ્દાદિ સર્વ વિષયોથી ઇચ્છાશૂન્ય થાય, અર્થાત્ તેમના વિષે મિથ્યાપણાની ભાવના કરી પોતાની ઇન્દ્રિયો તથા મનને પ્રવર્તાવે નહિ, ત્યારે આ હવે યોગારૂઢ થયો એમ પંડિતો કહે.

ઉ૦—યોગારૂઢ થઇને સ્થિતિ કરનાર યતિનુ ચિત્ત કયા પ્રકારે સ્થિતિ કરે? આ આ કાંક્ષા પ્રત્યે, આ સ્થિરસ્થિતિની ઉપમાનું નિરૂપણ કરી.

તે ચિત્ત વડે કરાયલ યોગને અ-સંપ્રજ્ઞાત સમાધિ કહે છે એમ હવે 'यथा' ઇતિ મંત્રાર્થ વડે સૂચન કરે છે—

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मन ॥ १९ ॥

अन्व—आत्मनः योगं युंजतः यतचित्तस्य योगिनः निवातस्थः दीपः यथा न इंगते सा एव उपमा स्मृता ॥ १९ ॥

અ–આત્માને ઉદ્દેશીને પ્રવર્તાવેલ યોગનું જે અનુસંધાન કરે તેવા સ્થિરીભૂત મનવાળા યોગીને, ગૃહની અંદર રહેલો દીપ જેમ જરાપણ ચલિત નથાય, તેમ આ માઇપણ ચેષ્ટા કર્યા વિના કેવળ બ્રહ્મતત્ત્વવિષે સ્થિતિ કરી રહેલો છે આરીતની ઉપમા આપે છે. ૧૯

વિ 'आत्मन'=આ પદમાં કર્મવાચક ષષ્ઠીવિભક્તિનો પ્રયોગ કરેલો છે, અર્થાત્ પોતાના આત્માને વિષયીભૂત કરીને પ્રવર્તેલો, અથવા પોતાને સર્વ પદાર્થો ઉપલબ્ધ થાય તેની સાધનભૂત, योग=સમાધિનું; युजत = સાદરપૂર્વક નિત્ય નિરંતર સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરનારનું योगिन= પરમહંસ યોગીની; यतचित्तस्य=કેવળ બ્રહ્મતત્ત્વ વિષે બ્રહ્માકારે નિશ્ચળતાવડે સમ્યક્ સ્થાપિત (यत) કરેલું હોય ચિત્ત જેણે તેની, અર્થાત્ કેવળ બ્રહ્મતત્ત્વ વિષે સ્થિરીભૂત થયલું હોય મન જેનું તેની, उपमा=જેનાવડે ઉપમાન થઈ શકે તે; અર્થાત્ દૃષ્ટાંત, निवातस्थ =ગૃહના અંદરના પ્રદેશ વિષે રહેલો; न इगते ચલિત ન થાય

જેમ વાયુ વિનાના પ્રદેશમાં રહેલો દીવો ચલાયમાન ન થાય તેમ બ્રહ્મતત્ત્વ વિષે સ્થાપન કરેલું બ્રહ્મવેત્તાનું ચિત્ત ચલાયમાન થાય નહિ; અર્થાત્ કેવળ બ્રહ્મતત્ત્વ વિષે નિશ્ચળ થઇ રહે, આ રીતની નિશ્ચળ સ્થિતિને અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે;

તે સમાધિનું આ પ્રમાણે કથન કરેલું છે :—

मनसो वृत्तिशून्यस्य निर्विकारात्मना स्थितिः ।
असंप्रज्ञातनामासौ समाधिर्योगिनां प्रियः ॥

અર્થ —વૃત્તિશૂન્ય મનની નિર્વિકાર-સ્થિતિને અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે, તે યોગીઓને પ્રિય હોય છે. ૧૯

અવ—આ રીતના લક્ષણવાળો જે ચિત્તપરિપાકવિશેષ તેનેજ યોગ જાણવો એમ નિરૂપણ કરી, હવે તે યોગના લક્ષણનું ' यत्र ' ' सुख ' તથા ' य ' ઇત્યાદિ ત્રણ મંત્રો વડે કથન કરે છે:—

यत्रोपरमते चित्तं निरुध्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

અન્વ—योगसेवया निरुद्धं चित्तं यत्र उपरमते ( किंच ) यत्र च आत्मनि आत्मानं आत्मना एव पश्यन् तुष्यति ॥२०॥

અ—યોગના સેવન વડે નિરોધ કરેલું ચિત્ત જે દશામાં ઉપશાંતિને પ્રાપ્ત થાય, વળી જે ચિત્તપરિપાક-વિશેષ રૂપ દશામાં ઉત્તમ બ્રહ્મવેત્તા, નિર્મળ અંતઃકરણ વિષે પરબ્રહ્મતત્ત્વનો આત્મસ્વરૂપે સાક્ષાત્ અપરોક્ષકાર કરી આનંદને પ્રાપ્ત થાય છે ૨૦

નિ૦—योगसेवया બહિરંગ તથા અંતરંગ સાધન-સિદ્ધિ તથા તીવ્ર મોક્ષેચ્છાવડે વિલાસ પામેલ યોગસેવા વડે, અર્થાત્ વિજાતીય પ્રતીતિના ઉદયથી રહિત, કેવળ ચિત્પ્રતીતિના ઉદય રૂપ યોગાગરૂપ અવિકલ્પ-સમાધિ, (योग ) તેનું નિરંતર આવર્તન કરવાથી, ( सेवया ) निरुद्ध=વિપરીતવૃત્તિ ઉત્પન્ન ન થાય તે રીતે દીર્ઘકાળ પર્યંત બ્રહ્મવૃત્તિવડે કેવળ બ્રહ્મવૃત્તિ વિષે સ્થાપન કરેલું: यत्र-જે દશા વિષે, અર્થાત્ જ્યારે પોતાનો આત્મા કેવળ શુદ્ધસત્ત્વાશમાત્રાવશેષ

રૂપ દશાને પ્રાપ્ત થાય ત્યારે; उपरमते-ઉપશમને પ્રાપ્ત કરે; અર્થાત્ વૃત્યન્તરરૂપ પરિણામને ત્યાગ કરી કેવળ ધ્યેય સ્વરૂપે નિવાતસ્થ દીપવત્ નિષ્કમ્પ્યપણે સ્થિતિ કરે છે;

યોગસેવાવડે નિરોધપામેલું ચિત્ત પોતે, સર્વ બાહ્ય વાસનાઓને સમૂહ નિઃશેષરીતે વિનાશ પામતાં જે દશા વિષે ઉપશાંતિને પ્રાપ્ત કરે છે; વળી જે ચિત્તપરિપાકવિશેષ—દશામાં ( यत्र ) આ ઉત્તમ બ્રહ્મવેત્તા પોતાના નિર્મળ અંતઃકરણ વિષે, ( आत्मनि ) આકાશ વિષે પૂર્ણચંદ્રના બિંબવત્ પ્રકાશી રહેલ નૃત્યારૂઢ ચિદાનંદ એકરસ પરબ્રહ્મતત્ત્વને ( आत्मानं ) 'હું કેવળ બ્રહ્મસ્વરૂપે છુ' એ રીતે આત્મસ્વરૂપે ( आत्मना ) સાક્ષાત્ અપરોક્ષકાર કરતો ( पश्यन् ) આનંદિત થાય છે ( तुष्यति ), અર્થાત્ હું મુક્ત થયો, હું કૃતાર્થ થયો એ રીતે 'समोदते मोदनीयं हि लब्ध्वा અર્થઃ—નિશ્ચે તે મોદનીય વસ્તુ પ્રાપ્ત કરીને આનંદિત થાય છે ' આ શ્રુતિ અનુસાર આનંદને પ્રાપ્ત કરે છે.

तात्पर्यः—'અંતઃકરણ વિષે સંતુષ્ટ થાય છે', એ વચનવડે યોગારોહણ કરનાર મહાત્મા પુરુષને આત્મ-સંસારને મોક્ષ તથા તેનું પરિણામજન્ય સુખ પ્રત્યક્ષ સિદ્ધ થાય તેથી જેણે શ્રવણાદિ વડે આત્મતત્ત્વનું વિજ્ઞાન પ્રાપ્ત કરેલું હોય તેવા યતિને કેવળ યોગારોહણ કરીને જ આત્મોદ્ધાર સિદ્ધ થાય, માટે તે યોગારોહણ અવશ્ય કર્તવ્યરૂપ હોય એમ સૂચન કરેલું છે. ૨०

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

અન્વય—यत्र च अयं ( ब्रह्मवित् यतिः ) बुद्धिग्राह्यम् अतीन्द्रियम् आत्यन्तिकम् यत् तत् सुखं वेत्ति यत्र अयं स्थितः ( सन् ) तत्त्वतः न एव चलति ॥ २१ ॥

ભાવ—વળી જે દશા વિષે આ યોગનિષ્ઠ બ્રહ્મવેત્તા યોગી, બુદ્ધિ વડે ગ્રહણ થાય તેવું, ઇન્દ્રિયોને અગોચર, આદિ તથા અંતથી રહિત તેવું સુખ પ્રાપ્ત કરે છે; જે દશા વિષે બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરતો સતો તે પોતાના પરમાર્થ સ્વરૂપથી કદાપિ ચલાયમાન થતો નથી. ૨૧

વિ-યત્ર=જે વિષે, બુદ્ધિ કેવળ શુદ્ધસત્વભાવને સંપન્ન થાય તેવી દશા વિષે, અયં=યોગનિષ્ઠ બ્રહ્મવેત્તા યતિ; बुद्धिग्राह्य=કેવળ સ્વવૃત્તિવડે જાણી શકાય તેવું; જે વસ્તુ બુદ્ધિગ્રાહ્ય હોય તે અતીન્દ્રિય હોય; अतीन्द्रियम्-ઇન્દ્રિયને અવિષયીભૂત; ઇન્દ્રિય તથા વિષયના સંબંધથી રહિત=અજન્યરૂપ; જે વસ્તુ અતીન્દ્રિય હોય તે આત્યન્તિકરૂપ હોય; आत्यन्तिकं= અંત અર્થાત્ વિનાશને અતિક્રમણ કરીને વર્તી રહેલું, અર્થાત્ આદિ તથા અંતદશાથી રહિત; અર્થાત્ જે 'एषोऽस्यपरमानन्दः= અર્થ:-આ એના પરમાનંદરૂપ છે' બૃ. ૪. ૩.૩૨ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ છે તેવું; सुखं वेत्ति= હું સદાનંદરૂપ છું, એ રીતે આત્માનંદનો અનુભવ કરે છે.

વળી જે દશા વિષે આ યોગી (अयं) પોતે ચિદેકવૃત્તિવડે સ્વસ્વરૂપ વિષે અર્થાત્ સચ્ચિદાનંદ, એકરસ બ્રહ્મતત્ત્વ વિષે, બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરતો સતો, (स्थितः) સો પ્રકારે બાહ્ય તથા આભ્યન્તર વિક્ષેપો પ્રાપ્ત થાય તદાપિ પોતાના પરમાર્થ સ્વરૂપથી (तत्त्वतः) કિંચિત્ પણ વિપરીત ભાવનાનું સેવન કરતો નથી (न चलति) ૨૧

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

અન્વ—यं च लब्ध्वा ( योगारूढः यतिः ) अपरं लाभम् ततः अधिकं न मन्यते यस्मिन् स्थितः गुरुणा दुःखेन न विचाल्यते॥२२॥

મિથ્યારૂપે હોય, એટલે તે તે લોકપ્રાપ્તિ તથા તે તે લોકના સ્વામિપણાની પ્રાપ્તિ પણ કેવળ અલાભરૂપેજ હોય

'आत्मलाभान्नपरं विद्यते:' (સત્યાષાઢ હિરણ્યકેશી ધર્મસૂત્ર) આત્મલાભથી શ્રેષ્ઠ વસ્તુ અન્યકોઇ નથી' આ સ્મૃતિવાકયાનુસાર આત્મલાભથી અતિરિક્ત લાભનો કેવળ નિષેધ કરેલો છે, એટલે નિત્ય નિરતિશય આનંદરૂપ આત્મતત્વનો લાભ, તેજ કેવળ પરમલાભ રૂપે હોય તેથી બ્રહ્મવેત્તા, આત્મસાક્ષાત્કારના સાધન રૂપે હોવાથી યોગને પરમલાભરૂપે માને છે: તેનાથી અન્ય પદાર્થ લાભરૂપે ન હોય.

વળી જે દશાવિષે સ્થિતિ કરીને બ્રહ્મવેત્તા યોગી મહાન દુઃખવડે પણ ચલાયમાન થાય નહિ. ૨૨

અવ—યોગના લક્ષણોનુ કથન કરી હવે, ઉકતલક્ષણ યોગનું વિજ્ઞાન પ્રાપ્ત કરવુ અવશ્ય હોય એમ 'त विद्यात्' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥२३॥

अन्वः—तं दुःखसंयोगवियोगं योगसंज्ञितम् (योगं) विद्यात् सः योगः निश्चयेन अनिर्विण्णचेतसा योक्तव्यः ॥ २३ ॥

અ—જે વિષે દુઃખમયોગનો તથા આધ્યાત્મિક આદિ સુખમયોગનો અભાવ હોય તેવી યોગસંજ્ઞાવાળી અંતઃકરણની વિશેષ—અવસ્થાને યોગ જાણવો; ચિત્ત દૃઢ રાખી કાઇ પણ આલસ્ય યુક્ત થયા વિના, તે યોગનું અવશ્ય સેવન કરવું. ૨૩

વિ—બાહ્યપદાર્થોથી ઉપરામ પામવુ, ઇત્યાદિ ચિત્તપરિપાકરૂપ ભેદ, તે વડે જે વિશિષ્ટ હોય તે જ અંતઃકરણની અવસ્થા—વિશેષનેજ યોગ જાણ;

મિથ્યારૂપે હોય. એટલે તે તે લોકપ્રાપ્તિ તથા તે તે લોકના સ્વામિપણાની પ્રાપ્તિ પણ કેવળ અલાભરૂપેજ હોય.

'આત્મલાભાન્નપરંવિદ્યતે:- (સત્યાષાઢ હિરણ્યકેશી ધર્મસૂત્ર) આત્મલાભથી શ્રેષ્ઠ વસ્તુ અન્યકોઇ નથી' આ સ્મૃતિવાકયાનુસાર આત્મલાભથી અતિરિક્ત લાભનો કેવળ નિષેધ કરેલો છે, એટલે નિત્ય નિરતિશય આનંદરૂપ આત્મતત્વનો લાભ, તેજ કેવળ પરમલાભ રૂપે હોય તેથી બ્રહ્મવેત્તા, આત્મસાક્ષાત્કારના સાધન રૂપે હોવાથી યોગને પરમલાભરૂપે માને છે; તેનાથી અન્ય પદાર્થ લાભરૂપે ન હોય.

વળી જે દશાવિષે સ્થિતિ કરીને બ્રહ્મવેત્તા યોગી મહાન દુઃખવડે પણ ચલાયમાન થાય નહિ. ૨૨

અવ—યોગના લક્ષણોનું કથન કરી હવે, ઉકતલક્ષણ યોગનું વિજ્ઞાન પ્રાપ્ત કરવું અવશ્ય હોય એમ ' तं विद्यात् ' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥२३॥

અન્વઃ—तं दुःखसंयोगवियोगं योगसंज्ञितम् (योगं) विद्यात् सः योगः निश्चयेन आनिर्विण्णचेतसा योक्तव्यः ॥ २३ ॥

અ—જે વિષે દુ:ખસંયોગનો તથા આધ્યાત્મિક આદિ સુખસંયોગનો અભાવ હોય તેવી યોગસંજ્ઞાવાળી અંતઃકરણની વિશેષ-અવસ્થાને યોગ જાણવો; ચિત્ત દ્રઢ રાખી કાંઇ પણ આલસ્ય યુકત થયા વિના, તે યોગનું અવશ્ય સેવન કરવું. ૨૩

ત્રિ-બાહ્યપદાર્થોથી ઉપરામ પામવું,'ઇત્યાદિ ચિત્તપરિપાકરૂપ ભેદ,' તે વડે જે વિશિષ્ટ હોય તેવી અંતઃકરણની અવસ્થા-વિશેષનેજ યોગ જાણ;

અર્થાત્ ઉક્તલક્ષણ અવસ્થા–વિશેષને પંડિત પુરુષે યોગ સમજવો.

યોગનાં ઉક્તલક્ષણનુંજ વિશેષ સ્પષ્ટીકરણ કરવા અર્થે ' दुःखसंयोग वियोग ' ઇતિ પદાર્થવડે કથન કરે છે—

दुःखसंयोगवियोगम्=દુઃખનો તથા આધ્યાત્મિક સુખનો સંસર્ગ, ( संयोग ) તેનાવડે જેને વિયોગ હોય તે; અર્થાત્ જે વિષે બાહ્ય સુખ તથા દુઃખની પ્રતીતિ અપ્રકાશિત હોય તેવા અંતઃકરણનાં સ્થિતિ વિશેષને યોગરૂપે જાણવો; આ શબ્દમાં 'दुःख' પદવડે તેના અનુબંધ સ્વરૂપ વૈષયિક સુખનું ગ્રહણ કરેલું છે.

આ રીતે ' પોતાના અંતઃકરણ વિષે યોગદર્શન કરીને તે આનન્દિત થાય છે ' ( ૬–૨૦ ) આ વચનવડે યોગના લક્ષણ તથા ફળનું પ્રતિપાદન કરીને, જે આત્મા સંસાર વિષે નિમગ્ન થયલ હોય તેનો યોગ વિના અન્ય વસ્તુથી ઉદ્ધાર થાય નહિ તેથી જેને આત્મતત્ત્વનું વિજ્ઞાન સિદ્ધ થયું હોય તેવા યોગીને વિદેહકૈવલ્યમુક્તિ સિદ્ધ થાય તે માટે સમાધિ અવશ્ય કર્તવ્યરૂપે હોય, એમ સૂચન કરવા માટે 'स' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે સમાધિની કર્તવ્યતાનું પુનઃ કથન કરે છે—

निश्चयेन=આત્મોદ્ધાર કરવામા આ ઉક્તલક્ષણ યોગ પરમસાધનરૂપ હોય, આ યોગવડેજ આત્માનો સમુદ્ધાર કરાય તે વાત શાસ્ત્રપ્રસિદ્ધ તથા વિદ્વાનને પ્રત્યક્ષસિદ્ધ હોય આ રીતની ચિત્તદઢતા વડે કરીને; निर्विण्ण-चेतसा=નાસાગ્રદર્શન, ઇન્દ્રિયનિરોધ, સીધી રીતે કાયસ્થાપન કરવું, તથા મનોનિગ્રહ, આ સર્વ કર્મો કલેશરૂપ હોય, તે મારાથી બની શકે તેમ નહોય, આરીતે સમાધિ કરવામા જે આલસ્યપણું પ્રાપ્ત થાય તે રીતના દોષવડે યુક્ત થયલું ચિત્ત, (निर्विण्णं ) તેને તીવ્ર મોક્ષેચ્છાવડે દોષથી રહિત કરીને; संयोग=ઉક્તલક્ષણ સમાધિ; प्रयोक्तव्यः=પ્રયોગ કરવો જોઇએ; અર્થાત્ વિદેહમુક્તિ સિદ્ધ થાય તે અર્થે આ સમાધિનું સમ્યક્ પ્રકારે સેવન કરવું જોઇએ.

અવ—સમાધિ કયા પ્રકારે કરવી ? તેના વિધિનું હવે 'संकल्प' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

संकल्पप्रभवान्कामां स्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

अन्व० संकल्पप्रभवान् कामान् सर्वान् अशेषतः त्यक्त्वा मनसा इन्द्रियग्रामं समंततः विनियम्य ॥ २४ ॥

અ—સંકલ્પજન્ય યાવત્ કામનાઓનો અશેષે કરીને પરિત્યાગ કરી, ઇન્દ્રિયસમુદાયને કેવળ મનવડે વિશેષ કરીને સર્વતઃ નિયમિત કરીને. ૨૪

વિ—संकल्पप्रभवान्=પદાર્થો વિષે સમીચીનપણાની કલ્પના કરવી તેનેજ સંકલ્પ કહે; તે સંકલ્પથી જે પ્રભવે તેને; कामान्=સર્વે વિષયોની અભિલાષાઓને; सर्वान्=સર્વ પદાર્થ-વિષયોને;

તેમનો પરિત્યાગ કરેલો હોય તથાપિ જેમ લેપમાત્રવડે પાત્ર વિષે તેનો શેષભાગ રહે, તેમ કામનાઓનો પરિત્યાગ કરેલો હોય, તથાપિ વિષયો વિષે રાગરૂપે કામશેષનો પ્રસંગ ન આવે તે રીતે સર્વત્ર કામત્યાગ કરવો પડે.

જો કામલેશ વિદ્યમાન હોય તો તેનાવડે મન આકૃષ્ટ થતાં, સમાધિ વિષે સ્થિતિ થઇ શકે નહિ, તેથી યોગીપુરૂષે દેહજીવન આદિ કર્મપરત્વે પણ નિરપેક્ષ રહેવું જોઇએ.

યોગસિદ્ધિના બળવાન્ અંતરંગ સાધનની ઉક્તિ કરી હવે 'मनसा' ઇતિ ઉત્તરાર્ધ મંત્રવડે સાધનાન્તરનું કથન કરે છે—

સમાધિ કરવાથી સમ્યગ્જ્ઞાન, અને તે વડે કરીતેજ મોક્ષ પ્રાપ્ત થાય; અન્ય પ્રકારે તે સિદ્ધ ન થાય તે રીતના નિશ્ચયવાન્ તથા કામના અને

સંકલ્પથી કેવળ દૂરવર્તી મનવડે ( मनसा ) ચક્ષુ આદિ તથા વાગાદિ ઇન્દ્રિયોના સંઘાતને, ( इन्द्रियग्राम ) સર્વતઃ ( समन्तात् ) નિયમિત કરીને અર્થાત્ તેના વિષે પ્રવૃત્તિનો નિગ્રહ કરીને; ( विनियम्य )

ઇન્દ્રિયોવડે મન સાથે સંયોગનો અભાવ તેનેજ ઇન્દ્રિયનું નિયમન કહે છે એમ ' मनसाएव ' ' મનવડે કરીને ' આ પદાર્થવડે સૂચન કરેલુ છે; તેથી ઇન્દ્રિયો તથા મનનો સંયોગ ન થાય તે પ્રકારે યોગીપુરુષે સ્થિતિ કરવી એમ અભિપ્રાય સિદ્ધ થાય છે ૨૪

સાર—ઉક્તલક્ષણ આસન વિષે બ્રહ્મવેત્તાએ સમ્યક્ પ્રકારે આસન કરી, પોતાના શરીરને સીધી રીતે સ્થાપન કરી, આસપાસ દિશાઓનુ અવલોકન કર્યા વિના,, નાસિકાના અગ્રભાગ વિષે દૃષ્ટિને છોડીને સર્વઇન્દ્રિયોનો સર્વ કામસંકલ્પના ત્યાગપૂર્વક નિગ્રહ કરી, ક્રમવડે ધીમે ધીમે ઉપરતિને પ્રાપ્ત કરવી એમ હવે ' शनैः ' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે–

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपिचिन्तयेत् ॥ २५ ॥

अन्वः —शनैः शनैः उपरमेत् धृतिगृहीतया बुद्ध्या मनः आत्मसंस्थं कृत्वा न किंचित् अपि चिन्तयेत् ॥ २५ ॥

અ. બાહ્યવિષયો ઇત્યાદિથી ક્રમે કરીને અંતઃકરણને ઉપરત કરવુ; દૃઢવૃત્તિ વાળી બુદ્ધિવડે મનને આત્મનિષ્ઠ કરીને બાહ્ય વા આભ્યંતર, કોઇ પણ વસ્તુનું ચિન્તન કરવુ નહિ. ૨૫

વિ. शनैः शनैः=ક્રમ વડે કરીને; અર્થાત્ બાહ્યવિષયોથી ધીમે ધીમે; उपरमेत् અંતઃકરણને ઉપરત કરવુ , અર્થાત્ કેવળ મોક્ષની કામના વડે યુક્ત થઇ વિષયો, ઇન્દ્રિયો, તથા અસત્ પ્રતીતિથી સંબંધ ન થાય તે રીતે બાહ્યપ્રવૃત્તિને ઉપરામ કરી.

'यच्छेद्वाङ्मनसी प्राज्ञ स्तद्यच्छेज्ज्ञानआत्मनि। ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि. કઠ ૧-૩-૧૩ અર્થઃ—પ્રાજ્ઞપુરૂષે વાણીનો મન વિષે, મનનો અહમાત્મિક-બુદ્ધિ વિષે, તે બુદ્ધિનો મહત્ તત્ત્વ વિષે, તે મહત્તત્ત્વનો અવ્યાકૃત પરબ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય કરવો'આ રીતની શ્રુત્યુક્ત રીતિ વડે વાણી વડે ઉપલક્ષિત યાવત્ ઇન્દ્રિયોનો તે તે વિષયો સહવર્તમાન મન વિષે પ્રવિલય કરવો; પ્રપંચના કારણ રૂપ તે મનને પણ અહમાત્મિક બુદ્ધિ વિષે, અહમાત્મિક-બુદ્ધિને મહત્તત્વ વિષે, તે મહત્તત્વને અવ્યાકૃત તત્ત્વ વિષે અને તે અવ્યાકૃત તત્ત્વને પ્રપંચના ઉપશમરૂપ નિર્વિશેષ પરબ્રહ્મ તત્ત્વ વિષે પ્રવિલય કરવું.

આ રીતે સર્વ પદાર્થનો બ્રહ્મતત્ત્વ વિષે પ્રવિલય કરી, 'ब्रह्मैवेदं सर्वं અથ.—આ સર્વ દૃશ્ય કેવળ બ્રહ્મસ્વરૂપે છે,' ઇત્યાદિ શ્રુત્યર્થનું અવલંબન કરી સમુત્પન્ન નિશ્ચય વાળી દૃઢવૃત્તિ વડે નિગૃહીત થયલી બુદ્ધિ વડે (धृतिगृहीतया बुद्धया) અર્થાત્ પૂર્વોક્ત પ્રવિલય વડે ઉત્પન્ન થતા 'સર્વત્ર બ્રહ્મ માત્ર અવશેષ રૂપે રહેલ છે, આ રીતના સંસ્કાર બળ વડે ઉત્પન્ન થતી, સર્વ દૃશ્ય કેવળ આત્મ સ્વરૂપે છે'' તેનાથી વ્યતિરિક્ત કાંઇ જ નથી' આ રીતની પ્રતીતિ વાળી 'બુદ્ધિ વડે મનને આત્મસંસ્થિત કરીને અર્થાત્ ચૈતન્યરૂપ કેવળ આત્મતત્ત્વ વિષે સમ્યક્ પ્રકારે નિશ્ચળ કરી, સર્વ દૃશ્યને કેવળ આત્મસ્વરૂપે જોઇને વિદ્વાન પુરૂષે પોતે તે પછી બાહ્ય વા આભ્યંતર કિંચિત્ વસ્તુની (न किंचित् अपि) ભાવના કરવી નહિ (चिंतयेत्) કિંતુ સર્વ દૃશ્ય કેવળ બ્રહ્મરૂપે છે એમ બ્રહ્મભાવના કરવી.

તાત્પર્યઃ— બ્રહ્માકારવૃત્તિ વડે મનની અન્ય ભાવનાનો અભાવ તેજ યોગ કહેવાય એમ આ વડે સૂચન કરેલું છે.

અવ○ જે વિષયલમ્પટ હોય તેના મનની આત્મતત્વ વિષે સ્થિતિ સંભવે નહિ, કારણ કે વિષયોની ભાવના તથા રાગાદિ વડે

તેનો સ્વભાવ કેવળ વિષય પ્રત્યે પ્રવૃત્તિ કરનાર હોય. વળી મનના સ્વભાવનું અતિક્રમણ કરવું દુર્ઘટ હોય; આ ન્યાય વડે જે પ્રવૃત્તિ સ્વભાવસિદ્ધ હોય તેનો નિરોધ સિદ્ધ થાય નહિ, એટલે તે સિદ્ધ ન હોવાથી મનની આત્મ-સંસ્થિતિ કેમ સંભવે? આ શંકા યુક્ત ન હોય; વિષયો વિષે કેવળ સત્યતા, સમીચીનતા, તથા ઇષ્ટતા-બુદ્ધિ કરવાથી તે રીતની બુદ્ધિના બળ વડે પ્રવૃત્તિ, તથા તેના હેતુભૂત રાગાદિ પ્રાપ્ત થાય એ વાત સત્ય હોય, તથાપિ 'विकल्पो न हि वस्तु અર્થઃ—નિશ્ચે વસ્તુ વિકલ્પ રૂપે ન હોય' 'मायामात्र मिदं द्वैतं ગૌડપાદ ૧–૧૭, આ દ્વૈતપ્રપંચ માયા માત્ર હોય, 'त्रयमप्येतत्सुषुप्तं स्वप्नं मायामात्रम् અર્થઃ—આ ત્રણે સુષુપ્તિ તથા સ્વપ્ન માયા માત્ર હોય,' ઇત્યાદિ શ્રુતિવડે આ સર્વ જગત્ મિથ્યા કલ્પિતરૂપે હોવાનું સિદ્ધ હોવાથી, તેમજ શુક્તિ રજતવત્ ઇત્યાદિ યુક્તિઓવડે વિષયોનું મિથ્યાપણું સિદ્ધ હોવાથી, વિષયો સત્ય, સમીચીન, તથા ઇષ્ટરૂપ હોય. આ રીતની બુધ્ધિ તથા રાગાદિનો નાશ થાય, અને તેવડે મનની પ્રવૃત્તિ સંભવે નહિ; વાસનાવડે કરીને ક્વચિત્ મન પ્રવૃત્તિ કરે તો વિષયો કેવળ મિથ્યારૂપે હોય એ રીતની બુદ્ધિવડે યુક્ત થઇ, તે વિષયોથી નિવૃત્ત થઇ કેવળ આત્મસ્વરૂપ વિષે તેને સ્થાપન કરવું એમ હવે 'यतः' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે—

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम्
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

अन्व–चंचलम् अस्थिरम् मनः यतः यतः निश्चरति ततः ततः
नियम्य एतत् आत्मनि एव वशं नयेत् ॥ २६ ॥

અ—આ ચંચળ તથા અસ્થિર મન જે જે વિષયને ઉદ્દેશીને નિર્ગમન કરે. તે તે વિષયથી તેનું નિયમન કરી, તેને આત્મવશ કરવું. ૨૬

વિ—चंचल=વાસનાવેગ લીધે ચપળ, अस्थिर=રાગાદિ દોષવડે અસ્ત હોવાથી અન્યવસ્થરૂપ; यत. यतः=જે જે વિષયને ઉદ્દેશીને निश्चरति=નિર્ગમન કરે છે; ततः तत.=તે તે વિષયથી; नियम्य=તે તે વિષયો મિથ્યા, દુઃખપ્રદ તથા અથકરૂપ હોય, તથા આત્મતત્ત્વથી વ્યતિરિક્ત વસ્તુ કેવળ અસત્‌રૂપે હોય, આ રીતનું ઉદ્ઘાટન કરી ( પ્રકાશ ) કરી તે વિષયો વિષે કેવળ વૈરસ્ય અર્થાત્ રસ-રહિતપણું પ્રદર્શિત કરી, તે મનને પુનઃ આકૃષ્ટ કરી ચિદ્‌ભાવને પ્રાપ્ત કરાવી, आत्मनि एव वश नयेत्=આત્મા, નિત્ય, ચિદ્રૂપ, અખંડાનંદ, એકરસ તથા સ્વ-સ્વરૂપ હોય, ઇત્યાદિ આત્માના ગુણોનો પ્રકાશ કરી, આત્મતત્ત્વ વિષે રુચિ ઉત્પન્ન કરી, મનને નિયમ વડે કેવળ આત્મનિષ્ઠ કરવું

જ્યારે મન, સ્વ-વિષયીભૂત આત્મતત્ત્વનો અનાદર કરી વાસના વા રાગાદિવડે કરીને, દર્દના લીધે જ્ઞાત વા અજ્ઞાનપૂર્વક વિષયો તરફ પ્રવૃત્તિ કરે ત્યારે તેનું નિયમન કરી, તેને આત્મનિષ્ઠ કરવું. ૨૬

अर—વિષયોના દોષોનું ઉદ્ઘાટન કરી મનને પુન પુનઃ તે વિષયોથી આકૃષ્ટ કરી, કેવળ આત્મતત્ત્વ વિષે સ્થાપન કરી, અત્યંત શ્રદ્ધા વડે યુક્ત થઇ ચિરકાળ, નિત્યનિરંતર, કેવળ ચિત્પ્રતીતિનું આવર્તન કરનાર યોગી યતિની બહારની વાસનાઓનો તથા તેની પ્રતીતિનો નિઃશેષ રીતે નાશ થાય ત્યારે તેનું મન બ્રહ્મતત્ત્વ વિષે પ્રશાન્તિને પ્રાપ્ત કરે, તથા અનુત્તમ બ્રહ્મ-સુખનો આવિર્ભાવ થાય એમ હવે 'प्रशांत' ઇતિ મંત્રાર્થવડે કથન કરે છે--

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

अन्व–शान्तरजसम् अकल्मषम् प्रशांतमनसम् ब्रह्मभूतं एनम् योगिनम् हि उत्तमम् सुखम् उपैति ॥ २७ ॥

અ—જે રજોગુણથી રહિત હોય, જે ભેદવાસનાથી રહિત હોય, જેનું મન અવિષયાકાર-સંપન્ન હોય, તેવા પૂર્ણ સ્વરૂપે સ્થિતિ કરનાર બ્રહ્મવેત્તા યોગીપુરૂષને ઉત્તમ બ્રહ્મસુખ પ્રાપ્ત થાય છે. ૨૭

વિ—शान्तरजसं=નિત્ય નિરંતર સમાધિ નિષ્ઠાવડે વિનષ્ટ થયલ હોય (शांतः) રજોગુણ જેનો તેને; 'रज' પદવડે તમોગુણ પણ ઉપલક્ષિત થાય, એટલે તમોગુણ તથા તેના કાર્યભૂત કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર તથા મમકાર આદિ સદવર્તમાન રજોગુણ જેનો શાન્ત થયલ હોય તેવા પુરૂષને; અર્થાત્ શુદ્ધસ્વભાવવાળાને.

જે શુદ્ધસ્વભાવવાળો હોય તેજ કલ્મષ વિનાનો હોય, अकल्मषम्=અન્તઃકરણની સત્ત્વમિશ્રીભૂત કેવળ રાજસી તથા તામસી ભેદવાસનાઓ જે ભૂતગોચર થાય તે સર્વ જેના ચિત્તવિષે વિદ્યમાન ન હોય તેને,

જે આ રીતે ભેદવાસનાથી નિર્મુક્ત હોય તેજ પ્રશાતમનવાળો હોય, प्रशातमनस-વિક્ષેપ તથા વિપરીતભાવના હેતુભૂત રજ તથા તમોગુણનો તેમના કાર્યસહવર્તમાન વિનાશ થવાથી વૃત્તિશૂન્યતા ઉત્પન્ન થાય, તે વડે પ્રકર્ષપણે કેવળ અવિષયાકારને સમાપન્ન થયલ હોય. (प्रशात) મન જેનું તેને;

આ રીતે પ્રશાતમનવાળો હોય તેજ કેવળ બ્રહ્મભૂત હોય; ब्रह्मभूतम् 'હું કેવળ બ્રહ્મ છું' આ રીતનો ઉપાધિકૃત પરિચ્છેદ ભાવનો પરિત્યાગ કરી, કેવળ પૂર્ણાત્મરૂપે સ્થિતિ કરનાર હોય તેને, एनं योगिनं= આ બ્રહ્મવેત્તા યોગીને; अनुत्तमम्–જેનાથી અન્ય કોઈ ઉત્તમ ન હોય તેવું; અનુપમ, નિત્ય, નિરતિશય, સાધનોની અપેક્ષા વિનાનુ, અયત્નસિદ્ધ, અક્ષય્ય, આત્મભૂત, કેવળ આત્મવેદ્ય, सुख=બ્રહ્મસુખને, उपैति=પ્રાપ્ત થાય છે.

સાધન-નિરપેક્ષ અપાર સુખનો સુષુપ્તિ વિષે આવિર્ભાવ થાય તે સર્વ લોકોને પ્રત્યક્ષસિદ્ધ હોય છે.

'हि' પદ વડે 'एषोऽस्यपरमानंद. અર્થઃ—આ તેનો પરમાનંદ,' ઇતિ શ્રુત્યર્થપ્રસિદ્ધિનો પ્રકાશ કરે છે. ૨૭

અવ—કેવળ યોગાનુષ્ઠાન વડે યતિ કૃતાર્થ થાય; તે કેવળ અવિનાશી બ્રહ્મસુખને સદા પ્રાપ્ત થાય, અને કવચિત્ પણ દુઃખલવને પ્રાપ્ત ન થાય એમ કહી, યોગવડે યોગીને સુખલાભ પ્રાપ્ત થાય એમ પ્રશંસા કરી, મુમુક્ષુને મુક્તિસુખ સિદ્ધ થાય તે માટે યોગનું અવશ્ય સેવન કરવું એમ હવે 'युजन्' ઇતિમન્ત્રાર્થવડે સૂચન કરે છે—

युंजन्नेवंसदात्मानं योगी विगतकल्मपः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

अन्वः—योगी एवं सदा आत्मानम् युंजन् विगतकल्मषः सन्
सुखेन ब्रह्मसंस्पर्शम् अत्यन्तम् सुखम् अश्नुते ॥२८॥

અ—સમાધિનિષ્ઠા વિષે પ્રવૃત્ત થયલ યોગી, એ રીતે યથાશાસ્ત્ર સદા પરબ્રહ્મતત્ત્વનું અનુસંધાન કરી, ભેદભાવથી રહિત થઇ, અપ્રયત્નસિદ્ધ બ્રહ્મતત્ત્વથી અભિન્ન એવા અપાર સુખને પ્રાપ્ત થાય છે ૨૮

વિ—योगी=સર્વ દૃશ્ય કેવળ મિથ્યા હોય, આ રીતે દૃશ્યપ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય કરી, સર્વત્ર કામ તથા સંકલ્પના પરિત્યાગપૂર્વક સર્વ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, બહિરંગ તથા અંતરંગ સાધનવડે સંપન્ન થઇ સમાધિનિષ્ઠા વિષે જે પ્રવૃત્ત થયલ હોય તેવો યતિપુરુષ; एवं=યથાશાસ્ત્ર તથા યથાલક્ષણ-પૂર્વક; सदा=નિત્ય; आत्मान=ચિદાનંદ, એકરસ પરિપૂર્ણ, અદ્વિતીય પરબ્રહ્મતત્ત્વનું; युंजन्=અનુસંધાન કરતો; અર્થાત્ 'આ સર્વ જગત્ તથાહું કેવળ બ્રહ્મ સ્વરૂપ છીએ,' એ રીતે અખંડવૃત્તિ વડે સર્વ જગતને કેવળ બ્રહ્મ સ્વરૂપે જાણીને; विगतकल्मष=વિશેષે કરીને ગત થયલ હોય, (वि+ गत) અર્થાત્ નિઃશેષે વિનષ્ટ થયલ હોય વાસનાકૃત

એ દર્શનરૂપ કર્મ જેનુ તેવો મતો, सुखेन=પ્રયત્ન વિના સિદ્ધ થયા હોય તેવુ, સાધનની અપેક્ષા વિનાનુ, અકૃત્રિમ, ब्रह्मसंस्पर्शम्=બ્રહ્માત્મરૂપે અવગત થાય તેવુ બ્રહ્મથી અભિન્ન, ચિદેકરસ, અથવા જેનાવડે સસ્પૃષ્ટ અર્થાત્ ગ્રહણ કરાય તેને સ્વરૂપ (सुस्पर्श) કહે છે, કેમકે બ્રહ્મસ્વરૂપ હોય જેનુ તેવુ બ્રહ્માત્મક,

જે બ્રહ્માત્મક-સુખ હોય તે અત્યત સ્વરૂપ હોય, अत्यन्त=પરિમાણનુ ઉલ્લઘન કરીને સ્થિતિ કરનાર, અર્થાત્ અપાર, અવિનાશી, નિત્ય, શાશ્વત, सुख=મોક્ષસુખને,

तात्पर्य —કેવળ જીવન્દશા વિષે મુક્ત સતો, મુક્તિસુખનો તે અનુભવ કરે છે 28

અત્ર કોઈપણ પ્રતિબધ વિનાનુ આત્મૈકતાદર્શન તથા આત્માનન્દનો અનુભવ, તેજ યોગનુ ફળ હોય, તેમા ક્રમની વિવક્ષા વિના, બેમાથી કેવળ આત્માનન્દની અનુભૂતિ દર્શાવેલી છે, હવે જેનાવડે સર્વ સસારદુખ નિર્મૂળ થાય તેવા આત્મૈકતાદર્શન રૂપ યોગના દ્વિતીયફળનુ "सर्वभूतस्थम्" ઇતિ મત્રાથવડે કથન કરે છે—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

અન્વ० योगयुक्तात्मा सर्वत्रसमदर्शनः ( ब्रह्मवित्तम स्वयं ) सर्वभूतस्थम् आत्मानम् सर्वभूतानि च आत्मनि ईक्षते ॥२९॥

અ—જેનુ અત કરણ બ્રહ્માકાર થયેલ હોય, તથા જે સર્વત્ર સમદૃષ્ટિવાળો હોય તેવો ઉત્તમ બ્રહ્મવેત્તા પોતે, સર્વભૂતો વિષે પોતાના આત્માનો સાક્ષાત્કાર કરે છે તથા સર્વભૂતોને પોતાના આત્મ-સ્વરૂપે જુવે છે- 29

વિ—योगयुक्तात्मा=પુરુષને પરમ પુરૂષાર્થવડે યોજે, અર્થાત્ તે પુરુષાર્થ વિષે તે પુરૂષનુ સંઘટ્ટન કરે, તેના બહુ જન્મો વિષે કરેલ પુણ્યપુંજના પરિપાકવડે જન્ય એવુ તે પ્રત્યગ્દર્શન જેના વિષે, વિદ્યમાન હોવાથી કાઇ પણ પ્રતિબંધ વિના પુરૂષને મોક્ષ સિદ્ધ થાય, ( योग ) તેવા કેવળ સમ્યગ્દર્શનવડે યુક્ત હોય મન ( આત્મા ) જેનુ તેવો અર્થાત્ જેનુ અંતઃકરણ બ્રહ્માકારે પરિણમેલુ હોય તેવો,

આ રીતે જે સમ્યગ્દર્શન–સંપન્ન હોય તેજ કેવળ સમદર્શી હોય, सर्वत्र समदर्शन =સમભાવને પ્રાપ્ત થયલ હોય ( सम ) અર્થાત્ વિશેષરૂપે ગ્રહણ કરવાપણાથી નિર્મુક્ત, ચિરકાલીય યોગાભ્યાસ–વશાત્ સર્વત્ર સત્સ્વરૂપેજ ગ્રહણ કરે તેવા સ્વભાવવાળું જેનું દર્શન હોય તેવો ઉત્તમ બ્રહ્મવેત્તા પુરુષ, सर्वभूतस्थं=જે ઉદ્દભૂત થાય તે भूतानि, અર્થાત્ અધિષ્ઠાન વસ્તુરૂપ બ્રહ્મતત્ત્વના સ્વરૂપને ન જાણવાથી, બ્રહ્મતત્ત્વથી પૃથક્ સત્તારૂપે પ્રતીત થતા, બ્રહ્માથી માડીને સ્તમ્ભ પર્યંતના તથા અવ્યાકૃત માયા આદિ યાવત્ ભૂતપ્રાણિઓ પરત્વે, બ્રહ્માંડ વિષે જેમ સૂર્ય, ગૃહ વિષે જેમ દીપ, ઘટાદિ વિષે જેમ આકાશ સ્થિતિકરે, તેમ અવિકાર સ્વરૂપે સ્થિતિ કરે તે; ईक्षत=અનુભવ કરે છે

કાર્યકરણના સંઘાતરૂપ આ દેહવિષે, ઇન્દ્રિય, પ્રાણ તથા મનોબુદ્ધિ આદિ, તેમજ તેમના ધર્મ, કર્મ તથા અવસ્થાના સર્વપ્રકાશક સાક્ષિરૂપે હુ જેમ હુ–રૂપે નિરભિમાન–પૂર્વક સ્થિતિ કરી રહુ છુ કેવળ તેજ પ્રકારે સર્વભૂતો, તેમની અવસ્થા ધર્મ તથા કર્મ આદિના પ્રકાશક સાક્ષિરૂપે, હુ રૂપે, અવિકારસ્વરૂપે, એકરૂપે, ચૈતન્યરૂપે કેવળ હુ સ્થિતિ કરૂ છુ. એમ પોતાના આત્માની પેરેજ સર્વત્ર સમભાવરૂપ સ્થિતિનો અનુભવ કરાવનાર ભૂતાનુભૂતિવડે સર્વાત્મભાવનો સર્વત્ર નિશ્ચય કરીને, સર્વભૂતો વિષે રહેલ પ્રત્યગાત્મા તથા પોતાનો પ્રત્યગાત્મા કેવળ એકરૂપે હોય, આ રીતનો બ્રહ્મવેત્તા પોતે અનુભવ કરે છે.

सर्वभूतानि=અવ્યાકૃતથી માંડી સ્થૂળપર્યંતના કાયસહિત પદાર્થો; आत्मनि=પરિપૂર્ણ, સચ્ચિદાનંદ, એકરસ, નિર્વિકલ્પ, નિરાકાર, નિર્વિશેષ, સ્વ-સ્વરૂપ વિષે;

આ રીતે સર્વ ભૂતોના આત્માની એકતાનું વિજ્ઞાન પ્રાપ્ત કરી, બાહ્ય નિર્વિકલ્પ સમાધિનિષ્ઠાથી નિષ્પન્ન થયેલ અધિષ્ઠાન વસ્તુના યાથાત્મ્ય વિજ્ઞાનબળવડે સર્વ ભૂતપ્રાણિઓને પોતાના નિર્વિશેષ આત્મસ્વરૂપ વિષે, કેવળ આત્મસ્વરૂપે અનુભવે છે.

જેમ વિવેકી પુરુષ અધિષ્ઠાન વસ્તુના વિવેકવિજ્ઞાનથી ઘટ, શરાવ આદિ પદાર્થોને કેવળ મૃદ્સ્વરૂપે સમજે, જેમ જળ, તરંગ, ફેન (ફીણ) તથા બુદ્બુદ આદિ જળવિકારને કેવળ જળસ્વરૂપે સમજે, સર્પ, તેનાશિર, ઉર, તથા પુચ્છ આદિને કેવળ રજ્જુ-સ્વરૂપે સમજે, તેમ બ્રહ્મવેત્તા પણ, યોગાનુષ્ઠાનથી સમુત્પન્ન, અપ્રતિબદ્ધ, અદ્વૈત આત્મ-વિજ્ઞાનના બળ વડે, અધિષ્ઠાનના અજ્ઞાનવડે જે પ્રતીત થાય તે સર્વ ભૂતોને કેવળ આત્મ-સ્વરૂપે સમજે; અર્થાત્ 'આ સર્વ કેવળ હું જ છું' આ આ રીતે સર્વનો કેવળ પોતાના આત્મારૂપે સાક્ષાત્ અનુભવ કરે; કિંતુ તે સર્વ ભૂતોની પોતાના આત્માથી પૃથક્-સત્તા હોય એમ માને નહિ.

આ રીતે, બ્રહ્મવેત્તા આધાર તથા આધેય, ઉભય-સ્વરૂપે પ્રતીત થતા આત્માને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, કેવળ એક, અદ્વિતીય, નિષ્કલ, નિષ્ક્રિય, શાંત, અનંત, અપારસુખરૂપ તથા સર્વ સંસારદુઃખથી નિર્મુક્તરૂપે જુવે, એટલે કેવળ આ રીતનું સમદર્શન, તેજ મુક્તિના પરમ-કારણરૂપે હોય એમ સૂચન થાય છે.

યોગ, સાંખ્ય, કર્મ, સ્તોત્ર, મંત્ર તથા જપ આદિ મુક્તિના પરમકારણરૂપે નહોય; શ્રુતિપણ આજ અર્થનું પ્રતિપાદન કરે છે—

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि। सपश्यन्ब्रह्म परमं यातिनान्येन हेतुना કૈવ॰ ૧-૧૦ અર્થઃ-સર્વભૂતો વિષે પોતાના આત્માનું, તથા

પોતાના આત્મા વિષે સર્વભૂતોનું દર્શન કરનાર, પરમબ્રહ્મતત્ત્વને પ્રાપ્ત કરે, અન્ય હેતુ વડે બ્રહ્મ-પ્રાપ્તિ થાય નહિ.

તાત્પર્યઃ-આ વડે, સંસાર સાગર વિષે નિમગ્ન થયલ આત્માના ઉદ્ધાર અર્થે, જે મુમુક્ષુ વિદેહકૈવલ્ય-મુક્તિની કામનાવાળો હોય તેણે અવશ્ય સમાધિ કરવી એમ સિદ્ધ થાય છે. ૨૯

અવ—પોતાનો આત્મા સર્વભૂતો વિષે સ્થિતિ કરી રહેલ હોય, તથા સર્વભૂતોના આધારરૂપે હોય, તે રીતના સમદર્શનવાળો બ્રહ્મવેત્તા તથા પોતે (ઇશ્વર) સ્વરૂપે કરીને એકજ હોય એમ બોધ કરી, પોતાને (ઇશ્વરને) પણ સર્વભૂતસ્થ-પણું તથા સર્વભૂતાધિવાસ-પણુ સિદ્ધ હોય, એમ ઉક્ત રીતિથી કેવળ સૂચન કરી, ઇશ્વર તથા પોતાના આત્માનું સ્વરૂપે કેવળ એકપણું હોય, એમ અપ્રતિબદ્ધ-વૃત્તિથી જોનાર બ્રહ્મવેત્તા યોગીને તે રીતના દર્શનથી જે ફળ પ્રાપ્ત થાય તેનું હવેઇતિમંત્રાર્થ વડે કથન કરે છે—

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

અન્વ-यः (योगारूढः ब्रह्मवित् यतिः) मां सर्वत्र पश्यति। (तथा एव) मयि च सर्वं पश्यति तस्य अहं न प्रणश्यामि सः च मे न प्रणश्यति ॥ ३० ॥

અ—જે યોગારૂઢ બ્રહ્મવેત્તા યતિ, પરબ્રહ્મને સર્વભૂતો વિષે આત્મસ્વરૂપે રહેલ જુવે, તથા તેજ રીતે પરબ્રહ્મરૂપ હું, તેના વિષે સર્વ જગતને અધ્યસ્ત થયલ જુવે, તેને પરબ્રહ્મ રૂપ હું, અગોચર થતો નથી, તેમ તે પોતે પણ અનાત્મતા- સંપન્ન થઇ નાશ પામતો નથી. ૩૦

વિ—ય.=ઉક્ત સાધનસંપત્તિથી જે યોગારૂઢ હોય તે બ્રહ્મવેત્તા યતિઃ માં=સચ્ચિદાનંદ, કે કરુણ પરબ્રહ્મને; સર્વત્ર-બ્રહ્માદિથી માંડી સ્તમ્બપર્યંત

ભૂતો વિષે પ્રત્યગાત્મ-સ્વરૂપે સ્થિત, મયિ=ઉક્તલક્ષણ પરબ્રહ્મરૂપ હું, તેના વિષે, સર્વં=અવ્યાકૃત આદિથી સ્થૂલાંત જગતને, પશ્યતિ=યોમ વિષે, ગધર્વનગરવત્ કેવળ આભાસરૂપે નિ મત્તા -પૂર્વક જુવે છે, तस्य સર્વ ભૂતસ્થપણું તથા સર્વભૂતોના આધારપણું, આ ઉભય નિયત લક્ષણોથી તથા શ્રુતિ અને યુક્તિમાર્ગથી પોતાના આત્માની તથા મારી, સ્વરૂપે કેવળ એકતા હોવાનુ સદૈવ જાણનાર ઉત્તમ બ્રહ્મવેત્તાને, अहं=સચ્ચિદાનંદ એકરસ પરબ્રહ્મ, न प्रणश्यामि=દૃષ્ટિને અવિષયીભૂત થાય નહિ, કિંતુ તે ઉભો હોય, ગમન કરતો હોય બેઠો હોય સુતો હોય, ચક્ષુનો ઉન્મેષ વા નિમેષ કરતો હોય, વા ભોજન કરતો હોય ગમે તે સ્થિતિમા -યથેચ્છાપૂર્વક હોય, તથાપિ ચક્ષુને જેમ રૂપ હોય તેમ તેની બુદ્ધિવૃત્તિ વિષે પરમાનંદ સદા સર્વદા પ્રસન્નવી હુ પોતે તેને ગોચર થાઉં છુ

જેમ ઘટ પોતે પોતાના દૃષ્ટી કેવળ ભિન્નરૂપે થઇ દ્રષ્ટાને વિષય ભૂત થાય તેમ બ્રહ્મતત્ત્વ પણ સર્વત્ર પોતાના આત્માનુ દર્શન કરનાર બ્રહ્મવેત્તાને પોતે કેવળ ભિન્ન હોય તે રીતે વિષયીભૂત થાય प्रणाश અદર્શન

જો આમ હોય તો ' उदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति अथ - જે અલ્પ ભેદ કરે એટલે તેને ભય થાય છે (તૈ ૨-૭) ઇતિશ્રુતિથી આ રીતે ભેદ દૃષ્ટિ કરનારને મોક્ષના અભાવનો પ્રસગ આવે, તેથી स' ઇતિવાક્યાર્થ વડ ભેદ દૃષ્ટિનો પરિહાર કરે છે—

प्रणाश =અનાત્મ-તાદાત્મ્યના, મે=ચિદેકરસ નિર્વિશેષ, હું પરબ્રહ્મ, તેની,

વળી તે બ્રહ્મવેત્તા પણ પરબ્રહ્મભાવથી ચ્યુત થાય નહિ અર્થાત્ તે અનાત્મતાને સપાદન કરે નહી

જેમ વૈરાગ્યના-સપન્ન પુરુષ નરકાદિ અનર્થને પ્રાપ્ત થાય તેમ કેવળ વિપરીતભાવને સપન્ન થાય તો બ્રહ્મવેત્તાને જન્માદિ

અનર્થતા સિદ્ધ થાય, તેથી તે કવચિત્ પણ અનાત્મ-વસ્તુ વિષે આત્મભાવના કરે નહિ; કિંતુ દેવદત્ત જેમ સ્વદેહ વિષે અહંભાવ કરે તેમ 'હું કેવળ બ્રહ્મ છું,' એ રીતે આત્મસ્વરૂપે વિષય કરેલ કેવળ નિર્વિશેષ પરબ્રહ્મ વિષે સર્વદા અહંવૃત્તિ વડે સ્થિતિ કરે છે ૩૦

અવ-આ રીતે યોગાનુષ્ઠાન વડે જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયલ હોય, જે સર્વ જગતનું કેવળ બ્રહ્મરૂપે અવગાહન કરતો હોય તેવા સમ્યગ્દષ્ટાને, સદા-સર્વત્ર-બ્રહ્મદર્શન, કેવળ બ્રહ્મતત્ત્વ વિષે આત્મત્વ-દર્શન, તથા સર્વદા બ્રહ્માનંદનો અનુભવ, આ રીતના ફળ પ્રાપ્ત થાય એમ સૂચન કરી, હવે આ રીતના લક્ષણવાળો ઉત્તમ બ્રહ્મવેત્તા, પ્રારબ્ધાનુરૂપે કરીને દેહ નાના પ્રકારના ધર્મ વડે યુક્ત હોય, તથાપિ પોતે કેવળ સ્વનિષ્ઠા વડે પ્રવર્તતો સતો મુક્તિને પ્રાપ્ત થાય, એમ 'सर्वभूतस्थित' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે--

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

अन्वः—एकत्वम् आस्थितः यः ( ब्रह्मवित् यतिः ) सर्वभूतस्थम् माम् भजति सः योगी सर्वथा वर्तमा[illegible] मयि, वर्तते ॥ ३१ ॥

અ૦-એકયતાનો આશ્રય કરી જે સર્વ [illegible]
અનુસંધાન કરે, તે સર્વથા પ્રવૃત્તિ કરે, તથાપિ તે

वि० एकत्वम् आस्थितः- एकमेवाद्वितीयं ब्रह्म
બ્રહ્મ કેવળ એક અદ્વિતીય સ્વરૂપ હોય [illegible]
મહાનારાયણઉ. ૩ सर्वं ह्येतद्ब्रह्म અર્થ. [illegible]
અર્થ:-આ આત્મા બ્રહ્મ છે; માં. ૨ બૃ-
૧-૪-૧૦ અર્થ-હું બ્રહ્મ છું,' ઇત્યાદિ

થયલ જ્ઞાનબલ વડે તથા યોગાનુષ્ઠાનથી સમુત્પન્ન થયલ સ્વાનુભૂતિ બલ વડે, 'સર્વ આ તથા હું કેવળ બ્રહ્મ છીએ,' એ રીતે સદા એકતા વિષે સ્થિતિ કરી, અર્થાત્ 'સર્વ કેવળ બ્રહ્મ છે' આ રીતે દૃઢ નિશ્ચયવાન્ થઇને; यः = જે બ્રહ્મવેત્તા યોગી; 'सर्वभूतस्थ'=મહત્તત્ત્વથી માંડી સ્થૂળ પદાર્થ પર્યંત સર્વભૂતજાત વિષે, જેમ અગ્નિ લોહપિંડને બ્હાર તથા અંદર સર્વતઃ સદા એકરૂપે વ્યાપીને રહેલ હોય, તે રીતે સ્થિતિ કરનારને; मां=નિર્વિશેષ પરબ્રહ્મ રૂપે હું, તેને भजति='હું કેવળ બ્રહ્મ છું,' એ રીતે પ્રત્યગ્દૃષ્ટિએ પોતાના આત્માને કેવળ બ્રહ્મ સ્વરૂપે સાક્ષાત્કાર કરી મદ્ભાવને જે પ્રાપ્ત થાય છે; स · योगी=મત્સ્વરૂપને પ્રાપ્ત થયલ બ્રહ્મવેત્તા; सर्वथा वर्तमानः अपि=દેહચેષ્ટા વડે લોકદૃષ્ટિએ કોઇ વાર બાલવત્, કોઇ વાર મૂઢવત્, ઉન્મત્તવત્, શિષ્ટ તથા અશિષ્ટ પુરૂષવત્, એ રીતે બ્રહ્મવેત્તા સ્વ.-પ્રારબ્ધાનુરૂપે વિવિધ ચેષ્ટાવાન્ જણાય તથાપિ સ્વદૃષ્ટિએ કેવળ નિર્વિકાર-સ્વરૂપે સ્થિતિ કરનાર ઉત્તમબ્રહ્મવેત્તા; मयि वर्तते=દેહપાત થયે મત્સ્વરૂપે મારા વિષે સ્થિતિ કરે છે;

અથવા 'मयि' આ પદનો, ત્રીજી વિભક્તિના અર્થમાં પ્રયોગ કરેલો છે એમ સમજવું; એ રીતે નીચે પ્રમાણે અર્થ થાય છે -

મારી સાથે બ્રહ્માત્મસ્વરૂપે સ્થિતિ કરે છે, અર્થાત્ વિદેહ-મુક્તિને પ્રાપ્ત કરે છે. ૩૧

अव०— 'सर्वभूतसुहृच्छांत. અર્થઃ-સર્વભૂતોના સુહૃદરૂપ, શાંત;' 'ज्ञानमुत्पद्यतेपुंसा क्षयात्पापस्यकर्मणः અર્થઃ--પાપકર્મના નાશથી મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થાય છે', ઇતિસ્મૃતિવાક્યોથી, સર્વભૂતો વિષે સુહૃદ્ભાવ કરી, મન, વાક્, કાય તથા કર્મથી જે મુમુક્ષુ, પ્રાણિઓને કેવળ પીડા ન કરે તેને શ્રવણ, મનન, તજ્જન્ય જ્ઞાન તથા તેના ફળ રૂપ મોક્ષ સિદ્ધ થાય; અન્ય પ્રકારે તે સિદ્ધ થાય નહિ; તેથી શ્રવણાદિ નિષ્ઠાવાન્ મુમુક્ષુ યોગીએ, સર્વ પ્રાણિઓના સુખ તથા દુઃખને પોતાનાં

જાણીને, તેમને કાંઈ પણ ઉપદ્રવ કોઇ પણ પ્રકારે ન કરવો, એમ હવે ' आत्मौपम्येन ' ઇતિ મંત્રાર્થવડે કથન કરી બોધ કરે છે—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

अन्व—( हे ) अर्जुन, आत्मौपम्येन सर्वत्र सुखं वा यदि वा दुःखं य समं पश्यति स योगी परमः मतः ॥ ३२ ॥

અ—હે અર્જુન ! પોતાની ઉપમા વડે કરીને, સર્વ પ્રાણિ પરત્વે સુખ તથા દુઃખ સમાન જ હોય એમ જે જાણે, તેને પરમયોગી જાણવો. ૩૨

वि—आत्मौपम्येन=સર્વપ્રાણીઓના સુખ તથા દુઃખવેદના રૂપ કર્મ પરત્વે, આત્મા પોતે દૃષ્ટાંત ( ઉપમા ) રૂપે હોય તે आत्मोपम. તેના ભાવપણા વડે; સ્વસાદશ્યના વડે કરીને; सर्वत्र=સર્વ પ્રાણિઓ પરત્વે ' वा ' શબ્દ 'च' વાચક છે यदि શબ્દ અવિનાચક છે. समं पश्यति=જેમ પોતાને સુખ ઇષ્ટ તથા દુઃખ અનિષ્ટ હોય તેમજ સર્વપ્રાણિઓને પણ હોય એમ અનુભવ કરી, વાણી, મન તથા ક્રિયાવડે અન્યપ્રાણિઓને કવચિત્ કદાચિત્ કોઇપણ પ્રકારે વિક્ષેપ કરે નહિ.

परम=ઉત્કૃષ્ટરૂપ, स =એ રીતના લક્ષણવાળો मतः=સંમતરૂપે પ્રસિદ્ધ છે. અથવા આ મંત્રનો બીજો અર્થ પણ થાય છે.—

આત્મૌપમ્ય વડે અર્થાત્ નિત્યમુકત સ્વરૂપ વડે જેમ હું, દેહ તેના ધર્મ, કર્મ તથા સુખદુઃખાદિ સંબંધથી રહિત છું, તેમ સર્વ દેહિઓ પણ દેહ તેના ધર્મ તથા કર્તાદિના સંબંધથી કેવળ રહિત હોય, એમ આત્મોપમાવડે કરીને જો કે સર્વ પ્રાણિઓને નિત્યમુકતપણું હોવાનું પ્રત્યગ્દૃષ્ટિએ જાણે, તથાપિ બાહ્યદૃષ્ટિએ સર્વભૂતો વિષે સુખ તથા દુઃખ સ્વપ્નમાન હોય એમ જે બ્રહ્મવેત્તા જાણે, અર્થાત્

कीटवच्चिचरेन्महीम् નારદપરિવ્રાજ૦ ૫ । ૨૦ અર્થ: કીડાની પેઠે પૃથ્વી વિષે વિચરવું,' ઇત્યાદિ સ્મૃતિ-પ્રામાણ્યતાથી હું મુક્તરૂપે છું, મને પાપલેશ નહોય, એ રીતના અભિમાનનો પરિત્યાગ કરી, સર્વત્ર આત્મ ભાવના કરી પ્રાણિમાત્રને જે વિક્ષેપ ન કરે તે.

એ રીતે સર્વપ્રાણિઓ વિષે આત્મભાવના કરી, અનુકૂળ-ભાવથી જે વર્તે તે યોગી અર્થાત્ યોગનિષ્ઠ બ્રહ્મવેત્તા યતિ, સર્વજ્ઞાનિઓ મધ્યે ઉત્તમ હોય (परमः) એમ મારો અભિપ્રાય છે. ૩૨

अत्र- 'મનને આત્મનિષ્ઠ કરી કાંઇ પણ વસ્તુનું ચિન્તવન કરવું નહિ, (૬-૨૫) 'જેમ ઘરના અંદરના ભાગ વિષે રાખેલો દીપ ચેષ્ટાયુકત ન હોય, તેજ ઉપમા કહેલી છે, '(૬-૧૯) ઇત્યાદિ મંત્રોવડે યોગિઓને યોગસિદ્ધિ અર્થે આત્મસ્થપણું, તથા વાયુ વિનાના સ્થળ વિષે રહેલા પ્રદીપવત્ નિશ્ચળપણું સંપાદન કરવા યોગ્ય હોય એમ સાંભળીને, અંતઃકરણ ને આત્મસંસ્થિપણું તથા સ્થિરપણું કયા ઉપાય વડે સિદ્ધ થાય? તે જાણવાની જિજ્ઞાસાથી હવે 'यः' इति મંત્રાર્થ વડે કથન કરે છે--

## અર્જુન કહે છે—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥

अन्व०-(हे) मधुसूदन, यःअयं योगः साम्येन (मनसः) चंचलत्वात् एतस्य स्थिरां स्थितिम् अहं न पश्यामि ॥३३॥

અ-હે મધુસૂદન ? જે આ ધ્યાનયોગનું સાધારણ રીતે તેં કથન કર્યું તેની નિશ્ચળ-નિષ્ઠા મનની ચંચળતાના લીધે કયા પ્રકારે સિદ્ધ થાય ? હું જાણતો નથી. ૩૩

વિ૦-યઃ 'યોગીએ નિરંતર અનુસંધાન કરવું' (૬-૧૦) ઇત્યાદિ મંત્રથી કૈવલ્ય-મુક્તિની કામનાવાળા મુમુક્ષુ યોગીને જે કર્તવ્ય રૂપે હોય તે યોગ=ધ્યાનયોગ; साम्येन=સાધારણ રૂપે; અર્થાત્ તે તેનું સામાન્ય નિરૂપણ કરેલું કિંતુ મનો નિરોધના સાધન-નિરૂપણ પૂર્વક વિશેષ-પ્રકારે નિરૂપણ કરેલું નથી एतस्य-આ પ્રતિપાદન કરેલ યોગની स्थिरां. स्थितिं-નિશ્ચળ નિષ્ઠાને.

તેથી મનની ચંચળતાના લીધે બ્રહ્મ વિષે અંતઃકરણની સ્થિરીભાવ કેમ સિદ્ધ થાય? તેના સાધનનો મને કાંઇ અનુભવ નથી. ૩૩

અવ-હવે ઉપર જે કહ્યું તેનું જ સવિશેષે 'चंचलं' ઇતિ મંત્રવડે વિસ્પષ્ટીકરણ કરે છેઃ-

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

अन्वः-(हे) कृष्ण, मनः हि चंचलम् प्रमाथि बलवत् दृढम्
तस्य वायोः इव निग्रहं सुदुष्करम् अहं मन्ये ॥३४॥

અ- હે કૃષ્ણ? મન નિશ્ચે ચંચળ, વિક્ષોભ કરનાર, બળવાન્ તથા સૂક્ષ્મ સ્વરૂપ હોય; તેનો નિગ્રહ કરવો, વાયુની પેરે મને અશક્ય લાગે છે. ૩૪

वि. कृष्ण—कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः तयो
रैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ।

વૃદ્ધહારીત સ્મૃતિ ૬ । ૩૦૩

અર્થ- कृष् શબ્દ ભૂવાચક છે તથા 'ण' પદ નિવૃત્તિવાચક છે, તે એની ઐકયતાને પરબ્રહ્મ 'કહે છે' આ વચનથી સદાનંદ સ્વરૂપે હોવાથી પરમાત્માને કૃષ્ણ કહે તેનું સંબોધન વાચક રૂપ હે કૃષ્ણ? चंचलं=ચપળ; જો કે પાંપણોને પણ ચપળતા હોય, તથાપિ તેના વડે કાંઇપણ અનર્થ સિદ્ધ થાય નહિ; તેમ આ મનના સંબંધમાં ન હોય, કિંતુ તે તો પ્રમાથિરૂપ

હોય; પ્રમાથિ=તે તે વિષયવાસનાઓ તથા તેના કાર્યભુત રાગદ્વેષ લોભાદિ દોષો વડે ધીર પુરુષને પણ વિક્ષોભ ને પમાડે તેવું પ્રમથનશીલ, અર્થાત્ પંડિત હોય તેને પણ તે પરવશ કરે છે.

જો કે વિષ આદિ પ્રમથનશીલ હોય, તથાપિ મંત્રાદિથી તેનો નિગ્રહ કરી શકાય તે સત્ય છે, કિંતુ એ રીતે મનનો નિગ્રહ થઇ શકે નહિ. કારણ કે તે બળવાન્ હોય, (बलवत्) અર્થાત્ બળવાન્ સારભુત તથા મહાવેગવાન્ અર્થાત્ સ્વશક્તિએ વેગવાન્ હોવાથી મંત્રાદિ સાધનોથી તેનો નિરોધ થઇ શકે નહિ.

વળી જેમ મહાન્ વેગવાળા બાણોનો અન્ય સાધનથી છેદ સિદ્ધ થાય, તેમ આ મનનો છેદ સંભવે નહિ કારણ કે તે દ્દઢ સ્વરૂપ હોય; અર્થાત્ તે વજ્ર જેવું કઠિન ( बलवत ) તથા સૂક્ષ્મરૂપે હોવાથી તે છેદ ક્રિયાનુ વિષયીભૂત થાય નહિ.

આ રીતે મન આ પ્રકારના લક્ષણવાળું હોય તેથી તે મનનો નિગ્રહ કરવો હું સુદુષ્કર માનુ છું; અર્થાત્ કોટિઉપાયોથી તેનો અત્યંત (सुदुष्करं) નિરોધ કરવો હું અશક્ય માનુ છું.

' अप्यब्धिपानान्महत सुमेरून्मूलनादपि, अपिवह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥

મહોપનિષદ ૩ । ૨૦

અર્થઃ-સમુદ્રજળપાન કરવા કરતા, સુમેરુપર્વતને ઉન્મૂલિન કરવા કરતા, અગ્નિપ્રાશન કરવા કરતા પણ હે સાધુપુરુષ ! , ચિત્તનિગ્રહ કરવો વિષમ હોય, ઇત્યાદિ શાસ્ત્ર પ્રસિદ્ધિનો 'हि' પદ વડે બોધ થાય છે. ૩૪

અવ-મનનું દુર્નિગ્રહપણું કેવળ લોકપ્રસિદ્ધ હોય એ વાતનો અંગિકાર કરી તેજ લોકશાસ્ત્રનો અનુવાદ કરી, હવે મુમુક્ષુને તે મનનો નિગ્રહ કયા સાધનવડે સિદ્ધ થાય ? તે 'असशयं' તથા ; 'असंयमात्मना ' ઇતિ મંત્રાર્થવડે શ્રી ભગવાન્ પ્રતિપાદન કરે છેઃ-

## શ્રી ભગવાન્ કહે છે:—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥३५॥

અન્વ—(હે) મહાબાહો, असंशयं मनः दुर्निग्रहं चलम् (तथापि हे) कौन्तेय, वैराग्येण अभ्यासेन च तु गृह्यते ॥ ३५ ॥

અ-હે મહાપરાક્રમી ! નિશ્ચે, મન, દુર્નિગૃહ્ય તથા ચપળ હોય; તથાપિ હે કૌન્તેય ! વૈરાગ્ય તથા અભ્યાસ વડે તેનો નિગ્રહ થઇ શકે. ૩૫

વિ-જો કે ચંચળતા, પ્રમાથિતા, બળવત્તા, તથા દૃઢતાના લીધે મન દુર્નિગ્રહ્ય હોય એમાં કાંઇ સંશય ન હોય, તથાપિ તેના નિગ્રહનો ઉપાય આ રીતે કહું છું તે તું સાંભળ-

શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિઓવડે નિર્દિષ્ટ કરેલ રીતથી સર્વ વિશ્વ કેવળ મિથ્યાસ્વરૂપ હોય એમ જેને સમ્યગ્દર્શન સિદ્ધ થયલ હોય તેવા વિદ્વાન્ પુરૂષને, વિષયો વિષે અસત્તપણાની, તુચ્છપણાની તથા બંધકપણાની બુદ્ધિ સમ્યક્ પ્રકારે ઉદય પામે છે; વળી તે તીવ્રમોક્ષેચ્છાથી, વિષયો વિષે જે વૈરાગ્યતા સમુત્પન્ન થાય તેને વૈરાગ્ય કહે છે; તે વૈરાગ્યથી મનનો નિગ્રહ કરી શકાય. પદાર્થોના મિથ્યાપણાના જ્ઞાનથી મનોવેગના હેતુભૂત રાગદ્વેષ આદિ દોષો નિવૃત્ત થાય, અને તેની નિવૃત્ત થયે મન વશવર્તિ થઇ નિશ્ચળ થાય.

રાગદ્વેષાદિ દોષથી રહિત હોય તથાપિ બાળક આદિ વિષે કેવળ મનની ચંચળતા જોવામાં આવે છે; તેથી રાગદ્વેષાદિથી રહિત એવા કેવળ વૈરાગ્યથી મનની નિશ્ચળતા કેમ સિદ્ધ થાય ? આ શંકા યુક્ત ન હોય; તેમને પદાર્થોનું મિથ્યાજ્ઞાન, રાગાદિનો અભાવ, તથા મનની નિશ્ચળતા સંભવે

નહિ, તથાપિ વૈરાગ્ય અંગભાવે હોવાથી અંગમાત્રે કાર્ય સિદ્ધ ન થાય, તેથી અ ગિરૂપે ભવિતવ્યતા જોઇએ એવા આશયથી 'अभ्यासेन' આ પદથી કથન કરે છે—

વિજાતીય-પ્રતીતિના તિરસ્કાર-પૂર્વક સજાતીય-પ્રતીતિના આવર્તન રૂપ અભ્યાસ વડે ( अभ्यासेन ) કેવળ તીવ્ર મોક્ષેચ્છા તથા તીવ્ર વૈરાગ્ય રૂપ સાધનથી સંપન્ન થઈ નિત્ય, નિરંતર-ભાવિ બ્રહ્મપ્રતીતિના ચિરકાલીય અભ્યાસથી વિજાતીય-પ્રત્યયનો નિઃશેષે વિનાશ થયે, તેતે વાસનાઓનો નિઃશેષે સક્ષય થવાથી ' निमित्तापाये नैमित्तिकस्याप्यपाय अर्थ-નિમિત્તનો નાશ થયે નૈમિત્તિક વસ્તુનો નાશ થાય ' આ રીતથી ચલનની નિમિત્તભૂત બાહ્ય-વાસનાઓનો નાશ થયે, મન પોતેજ નિશ્ચળ થાય, તેથી તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યથી યુક્ત સત્પ્રતીતિના અભ્યાસ વડે મનોનિગ્રહ તથા મનની નિશ્ચળતા સિદ્ધ થાય, તેથી મનોનિગ્રહના પરમકારણભૂત આ અભ્યાસનું સમ્યક્ સેવન કર્યે, મન નિશ્ચળ થાય છે     ૩૫

असंयतात्मना योगोदुष्प्राप इति मे मति ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायत ॥ ३६॥

અન્વ—અસંયતાત્મના (યતિના) યોગઃ દુષ્પ્રાપઃ ઇતિ મે મતિઃ વશ્યાત્મના યતતા (યતિના) તુ ( યોગ અનેન એવ ) ઉપાયેન અવાપ્તુમ્ શક્યઃ ભવતિ ॥ ૩૬ ॥

અ-સમાધિનુ અનુષ્ઠાન ન કરનાર યોગીને જ્ઞાનયોગ દુર્લભ હોય એમ મારો અભિપ્રાય છે, કિંતુ જેને પોતાનુ મન વશવર્તી હોય તેવા યત્નશીળ-યતિને તો આ ઉપાયથીજ તે પ્રાપ્ત થઇ શકે     ૩૬

વિ. અસયતાત્મના—તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યના અભાવથી યુક્ત થઈ જે સમાધિનુ સેવન ન કરે, અર્થાત્ આત્મતત્ત્વનું જ્ઞાન

પ્રાપ્ત થયુ હોય, તથાપિ તેતે વાસનાઓને વશ થઇ કેવળ બાહ્ય-પ્રવૃતિ કરે. તેથી ચિરકાલીય, નિત્ય, નિરતર તથા અત્યત આસ્થા વડે જેનુ મન (आत्मा) બ્રહ્મતત્ત્વ વિષે સ્થાપિત થયેલ ન હોય તેવા યોગીથી योग-જ્ઞાનયોગ અર્થાત્ થાઇ પણુ પ્રતિબધ વિનાનો સ ।-સર્વત્ર બ્રહ્મમાત્ર દર્શન રૂપ, તથા શુક્તિકાના અદર્શનથી જેમ શુક્તિ-પ્રત્યય સિદ્ધ થાય તેમ અ ધ્યાન રૂપ બ્રહ્મદર્શનથી સમુત્પન્ન થાય તેવો સતત પ્રવાહ રૂપ બ્રહ્મ-પ્રત્યય, दुष्प्रापः-[ ત્ય નિરતર એવા અભ્યાસ શ્રમના દુ ખ વિના પ્રાપ્ત કરવો અશકય હોય, એવુ પરમેશ્વરનો, મતિ-નિશ્ચય

તાત્પર્ય-કોઇ શ્રવણુ કરે તથાપિ યતિપુરૂષને સમાધિ વિના સમ્યગ્દર્શન સિદ્ધ થાય નહિ

મુમુક્ષુયતિને કેવળ સમાધિથી સમ્યગ્જ્ઞાન તથા મોક્ષ સિદ્ધ થાય, તેથી કેવળ સમાધિ કર્તવ્ય રૂપ હોય એમ હવે 'वश्यात्मना' ઇતિ ઉત્તરાર્ધ વડે કથન કરી સૂચન કરે છે--

શ્લોકના પૂર્વ ભાગ વિષે જે અર્થ જણાવેલો તેથી વિલક્ષણ અર્થનો બોધ 'तु' પદ વડે કરેલો છે, वश्यात्मना-પોતાને આધીન હોય, (वश्य) અર્થાત્ તીવ્ર મોક્ષેચ્છા તથા તીવ્ર વૈરાગ વડે વિષયો વિષે અત્યત રીતે અપ્રવર્તિત કરેલ હોય મન (आत्मा) તથા ઇન્દ્રિય-સમૂહ જેણે, यतता અત્યન્ત શ્રદ્ધાથી કેવળ યોગસિદ્ધિ અર્થે યથાકાળ યથા લક્ષણુ યત્ન-કરનાર યતિ વડે, योग-ઉક્તલક્ષણ જ્ઞાનયોગ, उपायतः-કેવળ આ ઉપાયથી, अवाप्तु शक्य-પ્રાપ્ત કરવો શકય થાય, આ જ્ઞાન યોગ અન્ય કોઇ ઉપાયે સિદ્ધ થઇ શકે નહિ ૩૬

अव—એ રીતે યોગપ્રાપ્તિના ઉપાયનું જ્ઞાન પ્રાપ્ત કરી, હવે આ તથા પરલોક વિષે સુખના કારણ રૂપ શ્રૌતાદિ સર્વ કર્મોનો પરિત્યાગ કરી, યોગનિષ્ઠા વિષે પ્રવૃત્ત થયેલ કોઇ યતિ, યોગસિદ્ધિ ઉત્પન્ન થતાં

પૂર્વેજ મૃત્યુ પામેથી, સ્વર્ગ તથા મોક્ષના સાધનોથી તે વિધુર હોય, તેથી તેની શું ગતિ થાય? આ શંકા ઉપસ્થિત થતા તે ગતિ જાણવાની કામનાથી યુક્ત થઇ અર્જુન હવે 'अयतिः' 'कच्चित्' 'एवं' ઇતિ મંત્રાર્થ વડે કથન કરે છે—

## અર્જુન કહે છેઃ—

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्ययोगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥

अन्व—(हे) कृष्ण श्रद्धया उपेतः (अपि) अयतिः योगात् चलितमानसः योगसंसिद्धिम् अप्राप्य का गतिम् गच्छति ॥ ३७ ॥

અ હે કૃષ્ણ? કેવળ યોગાનુષ્ઠાનથી સમ્યગ્જ્ઞાન, અને કેવળ સમ્યગ્જ્ઞાનથી મોક્ષ સિદ્ધ થાય, એ રીતની નિશ્ચયાત્મક આસ્તિક્ય—બુદ્ધિ વડે યુક્ત હોય, તથાપિ અંતકાળે વા અન્ય પ્રકારે તેનું મન યોગ બુદ્ધિથી ચલિત થાય, તો યોગસિદ્ધિ પ્રાપ્ત ન થવાથી તેની શુ ગતિ થાય? (તે કહો) ૩૬

वि. श्रद्धयोपेतः–કેવળ યોગાનુષ્ઠાનથી સમ્યગ્જ્ઞાન, અને સમ્યગ્જ્ઞાનથી મોક્ષ સિદ્ધ થાય એ રીતની નિશ્ચયાત્મક બુદ્ધિ વડે (श्रद्धया) સંપન્ન હોય (उपेतः) તથાપિ अयति –યોગસિદ્ધિ અર્થે યત્ન કરે તે યતિ અર્થાત્ સમાધિના અનુષ્ઠાન માટે યત્ન કરનાર ન હોય તેવો પુરૂષ અર્થાત્. "श्रेयांसि बहु विघ्नानि भवन्ति महतामपि. અર્થ –મહાન પુરૂષોને પણ શ્રેયઃ સિદ્ધિ થતા અનેક વિઘ્નો પ્રાપ્ત થાય છે; આ રીતથી સંપ્રાપ્ત થયેલ વિચિત્ર વિઘ્નવિશેષ વડે પ્રતિબંધ કરનાર કર્મના લીધે, સમાધિથી જ પ્રમાદને પ્રાપ્ત થયેલ હોય તેવો,

જે સમાધિદશાથી પ્રમત્ત થયેલ હોય તેનુંજ મન યોગથી ચલિત થાય: योगाच्चलितमानसः ' હું કેવળ બ્રહ્મ છું ' આ રીતે કેવળ બ્રહ્મતત્ત્વ વિષે આત્મસ્વરૂપે બુદ્ધિની નિશ્ચળતા, ( योगः ) તેમાથી અન્તકાળે વા અન્ય પ્રકારે બાહ્યવાસના તથા દુષ્કર્મ વડે વિપરીત ભાવને પ્રાપ્ત થયું હોય, (ચાલિત) મન જેનું તેવો, અર્થાત્ વિનષ્ટ થયલ સ્મૃતિ-ભાવવાળો; એ રીતના લક્ષણવાળો યોગીયતિ योगसंसिद्धिम् अवाप्य–વિદેહ-મુક્તિથી પુરૂષને જે જોઇ તે રીતનું સમ્યગ્જ્ઞાન. ( योगः ) તેની નિરંતર સમાધિના અનુષ્ઠાનવડે કરીને અપ્રતિબન્ધ-સ્થિતિ; ( संसिद्धि ) અર્થાત્ ' સર્વ આ તથા હું કેવળ બ્રહ્મ સ્વરૂપ છીએ' એ રીતના પ્રતિબંધ વિનાના સમ્યગ્દર્શન રૂપ સમાધિ ફળને પ્રાપ્ત કર્યા વિના कां गतिम् गच्छति–સ્વર્ગને સંપાદન કરેનાર કર્માનુષ્ઠાનનો અભાવ હોવાથી સ્વર્ગ--પ્રાપ્તિનો અભાવ હોય, વિષ્ણુ આદિ દેવતાઓની ઉપાસનાનો અભાવ હોવાથી લોક--પ્રાપ્તિનો અભાવ હોય, સમાધિજન્ય-સમ્યગ્દર્શનના અભાવથી મુક્ત--પ્રાપ્તિનો અભાવ હોય, પાપરૂપ આચરણનો અભાવ હોવાથી દુષ્ટયોનિ તથા દુષ્ટગતિનો અભાવ હોય, તેથી યોગ-સંસિદ્ધિ પ્રાપ્ત થયા પૂર્વે તે યોગીપુરૂષ મૃત્યુ પામે તો તેની શું ગતિ થાય ? તે તું કહે આમ અભિપ્રાય સમજવો.

'का' પદમાં 'किं' પદ આવજ્ઞાત-પદાર્થનો જ્ઞાનાર્થક વાચક હોય, કિંતુ તે આક્ષેપાદિ-અર્થક નહોય; गतिः જે પ્રાપ્ત કરવા યોગ્ય હોય તેવો પદાર્થ, અર્થાત્ ઉપર કહેલ અયતિને કયો પ્રાપ્તવ્ય અર્થ હોય ? તેનું કથન કરો;

'હે કૃષ્ણ ?' તે યતિ કયી ગતીને પ્રાપ્ત થાય ?' આ રીતનો અર્જુનનો પ્રશ્ન કેવળ અનુપપન્ન હોય; યોગસંસિદ્ધિ ન થઇ હોય તથાપિ તે યતિને પૂર્વજન્મનાં પુણ્યકર્મના સંભવથી તદનુરૂપ સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ ઉપપન્ન હોય, આ કહેવું યુકત નહોય; કારણ કે તે કર્મો તો કેવળ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરાવી ઉપક્ષીણ થઇ જાય છે.

નીચેની સ્મૃતિઓ આજ અર્થ પ્રતિપાદન કરે છે.–

' जन्मांतरसहस्रेषु यज्ञदानतपोध्वरैः । नराणाक्षीणपापानां कृष्णभक्तिः प्रजायते ॥ स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् । साधनं प्रभवेत्पुंसां वैराग्यादि चतुष्टयम् ॥ नित्यनैमित्तिकैरेव नियमेनेश्वरार्पितैः । बहुजन्मकृतैर्विप्र सत्त्वशुद्धिं समश्नुते ।

અર્થ —સહસ્ત્ર–જન્માંતરો વિષે કરેલા યજ્ઞ, દાન, તપ તથા યજ્ઞોથી, મનુષ્યોના પાપ ક્ષીણ થવાથી કૃષ્ણભક્તિ ઉત્પન્ન થાય છે, સ્વ-વર્ણાશ્રમના ધર્મ, તપ, તથા હરિતોષણથી, પુરુષોને વૈરાગ્યાદિ સાધનચતુષ્ટય પ્રાપ્ત થાય છે, અનેક જન્મો વિષે કરેલા કેવળ નિત્ય તથા નૈમિત્તિક કર્મોનું, નિયમવડે ઈશ્વરાર્પણબુદ્ધિ-પૂર્વક અનુષ્ઠાન કરવાથી સત્વશુદ્ધિ પ્રાપ્ત થાય છે '

' स्वकर्मणातमभ्यर्च्यसिद्धिंविन्दतिमानव अर्थः—સ્વ-કર્મથી તેની અર્ચના કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે.' (૧૮-૪૬)

આ સ્મૃતિવાક્યોથી, પૂર્વ જન્મ વિષે કરેલા ઈશ્વરાર્પિત-પુણ્ય કર્મોથી કેવળ ચિત્તશુદ્ધિ સિદ્ધ થાય એમ પ્રતિપાદન કરેલું છે.

જો એમ હોય તો ' सन्यासाद्ब्रह्मण स्थानम् અર્થ —સન્યાસથી બ્રહ્માના સ્થાનની પ્રાપ્તિ થાય', ઈત્યાદિ સ્મૃતિ-પ્રસિદ્ધ કેવળ સન્યાસ-ક્રિયાવડે કરીને બ્રહ્મલોકની ગતિ અવશ્ય વિદ્યમાન હોય છે તેનું શું ? આ શંકા-યુક્ત ન હોય, તે રીતનો સન્યાસ તો અન્ય પ્રકારે સિદ્ધ હોય છે.

' एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति, 'सन्यस्यश्रवणं कुर्यात्'

અર્થઃ—એજ લોકની ઇચ્છા કરતા સતા, પરિવ્રાજકો સન્યાસ ગ્રહણ કરે છે,' 'સન્યાસ અંગિકાર કરીને શ્રવણ કરવું,' ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવડે વિધાન કરેલ સન્યાસ, શ્રવણના અંગરૂપે હોવાથી, તે સન્યાસની શક્તિ કેવળ શ્રવણાદિ અર્થસિદ્ધિ પરત્વે ઉપક્ષીણ થઇ જાય,

એટલે તે સન્યાસવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય એમ કહેવું અનુપપન્ન હોય

જેમ ' ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत અર્થઃ—સ્વર્ગ–કામનાવાળાએ જ્યોતિષ્ટોમવડે યજ્ઞ કરવો ' આ વચનાનુસાર, વિધાન કરેલ જ્યોતષ્ટોમ યાગ કેવળ સ્વર્ગપ્રાપ્તિ કરાવવા અર્થે ઉદ્દિષ્ટ હોવાથી, તે યાગને કેવળ સ્વર્ગપ્રાપ્તિ કરાવવા પુરતું સામર્થ્ય હોય, કિંતુ તેનાવડે બ્રહ્મા આદિ લોકપ્રાપ્તિ કરાવવાનું સામર્થ્ય હોઇ શકે નહિ, તેજ રીતે વિવિદિષા સન્યાસ કેવળ શ્રવણાદિ અર્થસિદ્ધિ પરત્વે ઉપકલ્પિત હોય, એટલે તેને કેવળ શ્રવણ આદિ અર્થપ્રાપ્તિ કરાવવાનું સામર્થ્ય હોય, કિંતુ ફળાંતર પ્રાપ્તિ કરાવવાનું કાંઇ સામર્થ્ય હોય નહિ

વળી, सयथा कामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते । બૃ-૪-૪-૫

અર્થ—તેને જેવી કામના ઉત્પન્ન થાય તેવો સંકલ્પ તેને પ્રાપ્ત થાય, જેવો સંકલ્પ થાય તેવું કર્મ કરે, અને જેવું કર્મ કરે તેવું ફળ પ્રાપ્ત થાય,' આ શ્રુતિનિયમથી શ્રવણ આદિ કર્મના અંગરૂપે કરેલ વિવિદિષા-સન્યાસની શક્તિ કેવળ શ્રવણ આદિ વિષે ઉપક્ષીણ થઇ જાય, અને યતિને તે શ્રવણાદિ કર્મોથી અતિરિકત પુણ્યકર્મ અનુપલબ્ધ હોય, એટલે અર્જુનનો પ્રશ્ન કેવળ યુકત હોય, એમ સિદ્ધ થાય છે

જો આમ હોય તો ' सन्यासाद्‍ब्रह्मण स्थानम्‌ અર્થ—સન્યાસથી બ્રહ્મલોકનું સ્થાન પ્રાપ્ત થાય ' ઇત્યાદિ સ્મૃતિવાકયોની અનર્થકતા સિદ્ધ થાય એમ વાદી કહે તો કહીએ છીએ–

'સન્યાસથી બ્રહ્મસ્થાન પ્રાપ્ત થાય' આ વાકયથી સન્યાસનું ફળ બ્રહ્મસ્થાન હોય એમ જે સ્મૃતિ વિષે કહેલું છે તે વિદ્વત્સન્યાસ સંબંધમાં, વિવિદિષા-સન્યાસ સંબંધમાં, વા આપત્સન્યાસ સંબંધમાં, તે તું કહે ?

આ પક્ષો મધ્યે પ્રથમ પક્ષ સિદ્ધ નહોય, 'नतस्यप्राणा उत्क्रामन्ति' બૃ.૪-૪-૬ અર્થ:-તેના પ્રાણો ઉ ક્રમણ કરીને જાય નહિ,' આ શ્રુતિથી વિદ્વાન્ પુરૂષના પ્રાણનુ ઉત્ક્રમણ થાય નહિ, એટલે તત્કર્તૃક—સંન્યાસનું ફળપણું અનુંપપન્ન હોય.

દ્વિતીય પક્ષ પણ અસિદ્ધ હોય; વિવિદિષા-સંન્યાસનુ કેવળ શ્રવણાદિની અર્થસિદ્ધરૂપ ફળપણુ સિદ્ધ હોા, તેથી ફલાતરની કલ્પનાનો પુનઃ અયોગ સિદ્ધ હોવાથી, પરિશેષરૂપે કેવળ આ મન્યાસનુ બ્રહ્મલોક-પ્રાપ્તિ રૂપ ફળ સિદ્ધ હોય એમ પર્યવસિત થાય છે.

વળી સ્મૃતિવિષે પણ તેજ અર્થનુ પ્રતિપાદન કરેલું છે.---

'आपद्यपि च कुर्वीत संन्यासं ब्राह्मणे।त्तमः । यदनुष्ठ नमात्रेण प्रयाति ब्रह्मणःपदम् ॥

અર્થ- ઉત્તમબ્રહ્મણે આપત્કાળ વિષે પણ સન્યાસ કરવો, જેના અનુષ્ઠાન માત્રથી તે બ્રહ્માના પદને પ્રાપ્ત થાય છે,' આમ સ્મૃતિમા કહ્યું છે તેથી સન્યાસથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થ ય, ' ઇત્યાદિ સ્મૃતિવાકયો આપત્સંન્યાસના વિષય રૂપે સાર્થક હોવાથી તે વિષે કર્થચિત્ પણ અનુપપન્નતા ન હોય.

આપત્સન્યાસ કરીને પણ પુનઃ જીવે તો વિવેકી પુરૂષ, શ્રવણાદિવડે જ્ઞાન સપાદન કરીને મુકત થાય, તો કેવળ બ્રહ્મલોક-પ્રાપ્તિજ આપત્સંન્યાસના ફળરૂપ હોય એમ કહવુ કેમ ઘટે? આ શકા વિષે કહીએ છીએ.—

મોક્ષેચ્છાવડે જન્માતર વિષે સન્યાસ ગ્રહણ કરી શ્રવણ કરનારને કોઇ પણ પ્રતિબધ-વશાત્ જ્ઞાન અનુત્પન્ન થયું હોય, તો તે આ જન્મ પણ આપ દશા વિષે ઉપદેશ વડે પૂર્વસસ્કાર-વશાત્ પુનઃ સંન્યાસ ગ્રહણ કરી, શ્રવણ તથા મનનવડે જ્ઞાનને પ્રાપ્ત થઇ મુકત થાયછે

શ્રી ભગવાન્ પણ 'પવિત્ર વા શ્રીમંત પુરૂષોના ઘર વિષે યોગભ્રષ્ટ પુરૂષ જન્મ પામે છે,' (૬-૪૧) ઇત્યાદિ વાકયવડે આજ અર્થનું કથન કરશે તેથી આહી કાઇ પણ વિરોધ સિદ્ધ થતો નથી.

યોગીયતિને પણ યોગ-સંસિદ્ધિ અપ્રાપ્ત થયે, સંન્યાસનું શ્રવણાદિ ફળ ભલે ઉપક્ષીણ થાય તથાપિ 'भिक्षाटनं जपः शौचं स्नानं ध्यानं सुरार्चनं कर्तव्यानि षडेतानि यतीना नृपदण्डवत् । स्वशाखोपानिषद्गीताम् ॥

અર્થ-ભિક્ષાટન, જપ, શૌચકર્મ, સ્નાન, ધ્યાન, દેવનાઓનું અર્ચન, આ ૭ કર્મો નૃપઆજ્ઞાવત્ યતીને કર્તવ્યરૂપ હોય; સ્વશાખાના ઉપનિષદ તથા ગીતાનો ( અભ્યાસ કરવો ) ઇત્યાદિ સ્મૃત્યુક્ત મંત્ર, જપ, સ્તોત્ર, સુરાર્ચન આદિ સ્વર્ગાદિને પ્રાપ્ત કરાવનારાં પુણ્ય કર્મોના સંભવના લીધે તે પુણ્યકર્મો વડે કરીને પ્રાપ્ત થવા યોગ્ય પુણ્યલોક વિદ્યમાન કેમ ન હોય ? આમ શંકા યુક્ત ન હોય;

સ્તોત્ર, મંત્ર તથા જપ આદિ વડે સ્વઃપ્રતીતિ ઘટાયમાન થવાથી વિપરીતભાવના પરિણમે, તેથી બ્રહ્મવેત્તાને તે સ્તોત્રાદિનું વિષયપણું અનુપપન્ન હોય; 'કારણ કે नैतादृशं ब्राह्मणस्यास्ति वित्तम् અર્થ-બ્રાહ્મણને તેના જેવું અન્ય વિત્ત ન હોય,' 'उपरामः क्रियाभ्यः અર્થ-ક્રિયાઓથી ઉપરામ પામવુ,' 'नैवधर्मीनचाधर्मी तूष्णीं किंचिदचिन्तयेत અર્થ-તે કેવળ ન ધર્મી તથા ન અધર્મી હોય, તુષ્ણી રૂપે તેણે કાંઇપણ પદાર્થનું ચિન્તન કરવું નહિ,' આ સ્મૃતિવચનથી યોગીયતિ પુરૂષને સર્વ કર્મની ઉપરતિનો ઉપદેશ કરેલો છે.

'નિત્યધ્યાન યોગ-પરાયણ થઇ,' આ વાકય વિષે નિદિધ્યાસનને ક્રિયાન્તરનો અનવકાશ સિદ્ધ કરવા અર્થે 'નિરંતર' પદનો પ્રયોગ કરેલો છે એમ શ્રી ભાષ્યકારોએ વ્યાખ્યાન કરેલું છે, તેથી નિરન્તર યોગનિષ્ઠા પરાયણ

યતિને મંત્ર, જપ આદિ પુણ્યકર્મનું અનુષ્ઠાન અનુપપન્ન હોવાથી, તે પુણ્ય કર્મના ફળભૂત એવા પુણ્યલોકની ગતિ અવશ્ય સંભવે નહિ તેથી જ 'હે કૃષ્ણ ? તે પુરુષ કયી ગતિને પ્રાપ્ત થાય ? એમ અર્જુન પ્રશ્ન કરે છે.- ૩૭

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणःपथि ॥ ३८ ॥**

अन्वः-( हे ) महाबाहो, ब्रह्मण.पथि विमूढ अप्रतिष्ठ ( यति स्वयम् ) उभयविभ्रष्ट (सन्) छिन्नाभ्रम् इव कच्चित् नश्यति ॥३८॥

અ- વળી હે પરાક્રમી દેવ ? બ્રહ્મમાર્ગ વિષે વિપરીતભાવને પ્રાપ્ત થયેલ યતિ પોતે, જ્ઞાન વા કર્મના આલમ્બનથી રહિત થવાથી, જ્ઞાન તથા કર્મ, ઉભયના ફળથી વિભ્રષ્ટ બનો, વાયુ વડે છિન્ન થયેલ અપ વાદળાની પેરે નાશ પામે કે નહિ ? ૩૮

વિ -ब्रह्मणः पथि=બ્રહ્મમાર્ગ વિષે, યોગનિષ્ઠા વિષે, વિમૂઢ =વિશેષે મૂઢ, પ્રતિબંધક કર્મદોષવડે વિપરીતભાવને પ્રાપ્ત થયેલ, અર્થાત્ સમાધિ નિષ્ઠાથી ભ્રષ્ટ થયેલ

આ રીતે જે સમાધિનિષ્ઠાથી પ્રચ્યુત હોય તે પ્રતિષ્ઠા-રહિત હોય -अप्रतिष्ठ જેના વડે પ્રતિષ્ઠિત રહે તે આધાર ( प्रतिष्ठा ) તેથી રહિત, જ્ઞાન વા કર્મ ઉભય મધ્યે અન્યતરના આલંબનથી રહિત, उभयविभ्रष्ट -યોગનિષ્ઠાથી પ્રચ્યુત થવાથી જ્ઞાનફળથી ભ્રષ્ટ, તથા સર્વ કર્મના સંન્યાસ લીધે કર્મફળથી ભ્રષ્ટ, એ રીતે ઉભય પ્રકારની ગતિથી રહિત બનો, छिन्नाभ्रमिव नश्यति कच्चित्-પૂર્વે ગમન કરનાર મેઘમંડળના સંબંધથી રહિત, પશ્ચાત્ ગમન કરનાર મેઘમંડળના સંબંધથી રહિત જે મધ્યવર્તી અલ્પ -વાદળ (अभ्र) વાયુ વડે છિન્નભાવને પામેલ સતુ જેમ અન્તરાલ વિષે પોતાના સ્વરૂપ—નાશને પ્રાપ્ત થાય, તેમ આ યતિ પણ

તેમ આ યતિ પણ નાશ પામે કિંવા નહિ? (કથિત)

एतं मे संशयं कृष्ण च्छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्य संशयस्यास्य च्छेत्तानह्युपपद्यते ॥ ३९ ॥

अन्व- (हे) कृष्ण, मे एतं संशयम् अशेषत छेत्तुं (त्वम् एव) अर्हसि अस्य संशयस्य च्छेत्ता त्वत् अन्यः नहि उपपद्यते ॥३९॥

અ૦ હે કૃષ્ણ ! મારા આ સંશયનો નાશ કરવાને કેવળ તું યોગ્ય હોય, નિશ્ચે, તારાથી અન્ય કોઇ આ સંશયનો નાશ કરવાને સમર્થ ન હોય, ૩૯

વિ૦ હે કૃષ્ણ=સદાનંદ સ્વરૂપ પરમાત્મન્, મે=મ્હારો, એતં=આ પ્રતિપાદન થયન, અશેષત=નિ શેષે છિન્ન થાય તે રીતે, છેત્તુ=શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિથી નિરાકરણ કરવાને, અર્હસિ=તુંજ સર્વજ્ઞ પરમેશ્વરરૂપ હોવાથી સમર્થ હોય, જે સંશયનો છેદ થાય તો મુમુક્ષુઓ નિર્ભય સતા, સર્વ કર્મનો સંન્યાસ કરી યોગનિષ્ઠા વિષે પ્રવૃત્તિ કરે.

દેવો, વા ઋષિઓ વા સર્વજ્ઞ મહાન્ પુરૂષો, ત્હારા સંશયનો છેદ કરશે માટે તેમને પુછવુ ઘટે એમ આશંકા પ્રત્યે, 'त्वदन्य.' ઇતિ ઉતરાર્ધવડે કથન કરે છે—

'હું નિશ્ચે દેવો તથા મહર્ષિઓ મધ્યે આદિ પુરૂષ છુ' (૧૦-૨) ઇતિ વચનથી કેવળ તુ દેવો તથા ઋષિઓ મધ્યે આદિ તથા સર્વજ્ઞરૂપ છે, તારાથી અન્ય (त्वतअन्य) દેવ, વા ઋષિ, વા અન્ય કોઈ આ સંશયનો નિવર્તક (च्छेत्ता) સંભવે નહિ (न उपपद्यते)

'હિ 'તુ મેધાવી તથા સંશયનો નિવર્તક છે,' (૧૮-૧૦) ઇતિ વચનથી તહારૂં સર્વસંશયનુ નિવતકપણુ શાસ્ત્ર-પ્રસિધ્ધ હોય, એ રીતની પ્રસિદ્ધિ પ્રકાશ-વાચક પદ છે

अन्व—न्यामइति ब्रह्मा ब्रह्मा हि पर परो हि ब्रह्मा । तानि वा एतान्यवराणि तपासि न्याम एवात्यरेचयत् । નારાયણ૦ ઉ૦ ૭૮

અર્થ—સન્યાસ એટલે બ્રહ્મા, બ્રહ્મા એટલે પરબ્રહ્મ, નિશ્ચે બ્રહ્મા પરબ્રહ્મરૂપ હોય; તે આ અન્ય તપકર્મોની સન્યાસ અવશ્ય શ્રેષ્ઠ હોય,' આ વચનથી સન્યાસનું બ્રહ્મસ્વરૂપપણુ સર્વ તપકર્મોથી શ્રેષ્ઠરૂપે હોવાનુ શ્રુતિ-પ્રસિધ્ધ છે, તેમજ વળી 'वेदान्तविज्ञानसुनिश्चितार्था सन्यासयोगाद्यतय शुद्धसत्वा નારા૦ ૧૨-૩, મુ૦ ૩-૨-૬ અર્થ-વેદાતવિજ્ઞાનથી સુનિશ્ચત—અર્થવાન થઇ, યોગીઓના અતઃકરણ સન્યાસ-યોગથી નિર્મળ થવાથી,' ઇતિ શ્રુતિ વચનથી સન્યાસ-યોગવડે યુક્ત હોય તેવા યોગીઓને શુદ્ધ અતઃકરણ પણ તથા વેદાતના અર્થનું વિજ્ઞાનપણુ પ્રસિદ્ધ છે, વળી, ऋत तप सत्य तप श्रुतं तप शात तप નારા૦ ઉ૦ ૧૦ અર્થ-ઋત તપરૂપ હોય, સત્ય તપ હોય શ્રવણ તપરૂપ હોય, શાન્તિ તપરૂપ હોય,' शमेन शाता शिवमाचरन्ति शमेन नाक मुनयोन्वविदन् । तस्माच्छमं परम वदति નારદ૦ ઉ૦ ૭૯ અર્થ-શમથી શાત થઇ તેઓ કુશળ આચરણ કરે, શમથી મુનિઓએ સ્વર્ગ પ્રાપ્ત કર્યું, તેથી શમરૂપ સાધનને શ્રેષ્ઠ કહે છે,' 'दमेन दाता किल्बिषमवधुन्वन्ति दमेन ब्रह्मचारिण सुवरगच्छन् दमो भूताना दुराधर्ष । નારા૦ ઉ૦ ૭૯ અર્થ-ઇન્દ્રિયોનુ દમન કરવાથી દમન કરનારના પાપોનો નાશ થઇ જાય, દમવડે બ્રહ્મચારિઓ સ્વર્ગને પ્રાપ્ત થયલા, દમ ભૂત-પ્રાણિઓને દુરાધર્ષરૂપ હોય,' 'सत्य परं प सत्यं सत्येन न सुवर्गाल्लोकाच्च्यवन्ते कदाचन सता हि सत्यम् નારા૦ ૭૯ અર્થ-સત્ય પરબ્રહ્મરૂપ હોય, પરબ્રહ્મ સત્યરૂપ હોય સત્યવડે કદાપિ સ્વર્ગ લોકથી અચ્યુતિ થાય નહિ સત્પુરૂષોને સત્ય,' ઇત્યાદિ શ્રુતિવાક્ય-સમૂહવડે ઋત-સત્ય શ્રુત, શાત આદિ મુમુક્ષુઓના ધર્મોનુ તપરૂપે હોવાનુ પ્રસિધ્ધ છે

'मानसं वै प्राजापत्यं નારા૦ ૭૯ અર્થઃ-નિશ્ચે, મનની સમાધિ પ્રાજાપત્ય યજ્ઞરૂપ હોય,' 'मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः અર્થઃ મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતા નિશ્ચે પરમ તપરૂપે હોય,' 'अश्वमेधसहस्राणि वाजपेयशतानि च। एकस्य ध्यानयोगस्य कलां नार्हन्ति षोडशीम् અર્થઃ-સહસ્ર અશ્વમેધ, તથા સો વાજપેય-યજ્ઞ, એક ધ્યાન-યોગની સોળમી કળાની પણ સમાન ન હોય,' ઇતિ વચનોથી સમાધિ પરમતપરૂપે હોવાનું શ્રુતિ પ્રસિધ્ધ છે.

વળી 'अथयद्यज्ञ इत्याचक्षते ब्रम्हचर्यमेव ब्रम्हलोकं निगच्छति ब्रम्हचर्येण कनिष्ठया છા૦ ૮-૫-૪ અર્થઃ-હવે જેને યજ્ઞ કહે છે તેજ કેવળ બ્રહ્મચર્ય હોય, કેવળ બ્રહ્મચર્યનિષ્ઠાથી બ્રહ્મલોક—પ્રાપ્તિ થાય,' 'अहिंसा परमो धर्मः यया याति त्रिविष्टपम् અથઃ-અહિંસા પરમધર્મરૂપ હોય જેનાવડે સ્વર્ગસિદ્ધિ થાય છે,' 'तपसामपि सर्वेषां वैराग्यं परमं तपः અર્થઃ-સર્વ તપ મધ્યે પણ વૈરાગ્ય પરમતપ રૂપ હોય,' 'सत्यं तीर्थं क्षमा तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः सर्वं भूतदया तीर्थं तीर्थं मार्जमेवच અર્થઃ-સત્ય તીર્થરૂપ હોય, ક્ષમા તીર્થરૂપ હોય, ઇન્દ્રિય-નિગ્રહ તીર્થરૂપ હોય, સર્વ ભૂતો વિષે દયાભાવ, તીર્થ રૂપ હોય, તથા આર્જવતા પણ તીર્થરૂપ હોય', ઇતિ સ્મૃતિ તથા શ્રુતિવચનોથી મુમુક્ષુઓના બ્રહ્મચર્ય આદિ ધર્મોની પરમમહત્તા પ્રસિધ્ધ છે; વળી, વિઘ્નવડે જેનો ધ્યાનયોગ વિનષ્ટ થયલ તેવા જડભરત, વીતહવ્ય આદિ પુરૂષો જન્માતર વિષે યોગને પાર પામેલા એમ વિષ્ણુપુરાણ યોગવાશિષ્ટ આદિ સ્મૃતિ વિષે પ્રસિધ્ધ છે.

આ રીતે નિરૂક્તલક્ષણ સંન્યાસ, જ્ઞાન, સત્ય, શમ, દમ આદિ ઉત્તમ તપકર્મો રૂપ બ્રહ્મચર્ય આદિ ઉત્તમ ધર્મોથી યોગીયતિ પણ ભલે વિશિષ્ટ હોય, તથાપિ કવચિત્ દુષ્કર્મ- વશાત્ યોગભ્રષ્ટ થાય તથાપિ બ્રહ્મવેત્તાને આ તથા પરલોક વિષે પણ કાઇ પણ અનર્થ—સિદ્ધિ થાય નહિ, એમ શ્રી ભગવાન્ હવે 'पार्थ' ઇતિ મંત્રાર્થવડે કથન કરી બોધ કરે છે—

## શ્રી ભગવાન્ કહે છે—

**पार्थ नैवेहनामुत्र विनाशस्तस्य विद्यते ।**
**नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

अन्व—(हे) तात पार्थ, तस्य न एव इह न अमुत्र विनाशः विद्यते
न हि कल्याणकृत् कश्चित् पुरुष दुर्गतिं गच्छति ॥ ४०

अ—હે તાત અર્જુન ! જે સમાધિનિષ્ઠ હોય તેવા યોગીને આ લોક વા પરલોક વિષે કાંઈ પણ હાનિ થાય નહિ. શુભકર્મ કરનાર કોઈ પણ પુરુષ દુર્ગતિને પ્રાપ્ત થાય નહિ ४०

વિ૦—તાત—સ્વ-દત્ત બ્રહ્મવિદ્યાનો શિષ્ય-પ્રશિષ્ય—દ્વારા વિસ્તાર કરે તેનુ ( तनोति ) સંબોધન—વાચક રૂપ, હે તાત પાર્થ ? तस्य—સમાધિ નિષ્ઠા વિષે પ્રવૃત્ત થનાર, સંન્યાસ, શ્રુત, સત્ય, શમ દમ આદિ ઉત્તમ તપવડે વિશિષ્ટ, બ્રહ્મચર્ય, અહિંસા આદિ વિશિષ્ટ ધર્મવાન્ યોગી-યતિને, इह=આ લોક વિષે, विनाश=શિષ્ટ પુરુષોએ કરેલ નિન્દાથી પ્રાપ્ત થનાર પ્રતિષ્ઠા ભંગરૂપ હાનિ

જે ઉપર કહેલા ગુણોવડે વિશિષ્ટ હોય તેવો યોગીપુરુષ દુષ્કર્મ વશાત્ બ્રહ્મમાર્ગથી પ્રચ્યુત થાય, તથાપિ તેને પ્રતિષ્ઠા—ભંગરૂપ હાનિ થાય નહિ, તે બ્રહ્મનિષ્ઠા વિષે શ્રદ્ધાળુપણ આદિ વિશિષ્ટ-ગુણોથી યુક્ત, તથા બ્રહ્મચર્ય આદિ ઉત્તમ ધર્મવત્તાવાળો હોય, એટલે તેને શિષ્ટ પુરુષોની નિંદાનો પ્રસંગ કેમજ ઘટે ? જેમ વિધિથી સંકલ્પ-પૂર્વક શાળા વિષે પ્રવેશ કરી અગ્નીષોમીયાત યજ્ઞક્રમ કરનાર યજમાનને દૈવવશાત્ કાંઈ વિઘ્ન પ્રાપ્ત થાય, તથાપિ તે આસ્થાવાન્ હોવાથી, શ્રોત્રિય-બ્રાહ્મણો તેની નિંદા કરે નહિ, તેમ દુષ્કર્મ-વશાત્ પ્રાપ્ત થયેલ આધ્યાત્મિક આદિ ઉપદ્રવોથી વિઘ્ન પ્રાપ્ત થાય, તથાપિ તે સ્વધર્મનિષ્ઠ હોવાથી, શિષ્ટ-પુરુષો

તેની નિંદા કરે નહિ; એથી તે પુરુષને આંહી પ્રતિષ્ઠા-ભંગ રૂપ વિનાશ પ્રાપ્ત થાય નહિ; તેજ રીતે આ યોગી કલ્યાણ-કર્મ કરનાર હોવાથી તેને પરલોક વિષે (अमुत्र) દુષ્ટયોનિ તથા દુર્ગતિ રૂપ વિનાશ પ્રાપ્ત થાય નહિ.

કોઇ પણ શુભ કર્મનો કરનાર (कल्याणकृत्) નિશ્ચે, દુર્ગતિને પ્રાપ્ત થાય નહિ; કિંતુ કેવળ સદ્ગતિને પ્રાપ્ત થાય.

વળી શ્રુતિ વિષે આજ અર્થનું પ્રતિપાદન કરેલું છે—

'तद्य इह रमणीयचरणा अभ्याशोहयत्ते रमणीयां योनिमा पद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा छां. ५-२०-७

અર્થઃ—જેઓ આ લોક વિષે સુંદર આચરણ કરનાર હોય, તેઓ નિશ્ચે સુંદર બ્રાહ્મણ, ક્ષત્રિય, વા વૈશ્ય-યોનિને પ્રાપ્ત થાય;' અથવા 'अतिकल्याणरूपत्वान्नित्यकल्याणसंश्रयात् स्मर्तृणां वरदत्वाच्च ब्रह्मतन्मंगलं विदुःઅર્થ-તે અત્યંત કલ્યાણરૂપ, નિત્ય કલ્યાણના સંશ્રયરૂપ, તથા સ્મરણ કરનારને વરદાન આપનારરૂપ હોવાથી બ્રહ્મતત્ત્વને મંગળરૂપ કહે છે,' मगलाना च मंगलम् અર્થ-તે મંગળવસ્તુ મધ્યે શ્રેષ્ઠ. ' पवित्रमंगलपर અર્થ-તે પવિત્ર, મંગળરૂપ તથા શ્રેષ્ઠ હોય,' આ વચનોથી પરબ્રહ્મતત્ત્વ મંગળ સ્વરૂપે હોવાનું સ્મૃતિ પ્રસિદ્ધ છે;

कल्याणकृत्=મંગળ-સ્વરૂપ પરબ્રહ્મને (कल्याणं) આત્મ-સ્વરૂપે જે સાક્ષાત્કાર કરે તે (मगल+कृत्) બ્રહ્મવેત્તા પુરુષ;

આ રીતનો બ્રહ્મવેત્તા પુરુષ, ભલે તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વા અન્ય કોઇ જ્ઞાતિનો હોય, તથાપિ તે યોગભ્રંશતાને પ્રાપ્ત થઇ નરકને (दुर्गति) પ્રાપ્ત થાય નહિ.

જડભરત આદિ સંબંધમા આ સિદ્ધાન્ત પ્રસિદ્ધ છે એમ 'हि,' પદવડે પ્રસિદ્ધિબોધ કરેલો છે.

ધ્યાનયોગ આદિ વિષે જે યોગીપુરુષ પ્રવૃત્તિ કરે, તે કેવળ બ્રહ્મવેત્તા ન થાય, કારણ કે બ્રહ્મવેત્તાપણા વિષે ધ્યાનાભ્યાસરૂપ ક્રિયાનો અયોગ હોય, વેદાધ્યયનની ક્રિયા પેઠે ધ્યાનયોગાભ્યાસ પણ કેવળ ક્રિયારૂપે હોય, અને તેને કાઇ પણ કર્મ કર્તવ્યરૂપે ન હોય ', ( ૩-૧૭ ) તથા 'नैवास्ति किंचित्कर्तव्य' પૈંગલ ૪-૯ અર્થ –તેને કાઇ પણ કર્તવ્ય ન હોય, ' આ સ્મૃતિવચનોથી બ્રહ્મવેત્તાને કર્તવ્યતાનો અભાવ પ્રસિદ્ધ છે આ વાત સત્ય છે, બ્રહ્મવેત્તાને અવશ્ય કાઇપણ કર્તવ્ય હોય નહિ

ચક્ષુને જેમ રૂપ તેમ કૃતકૃત્ય બ્રહ્મવેત્તાને બહાર તથા અંદર સર્વત્ર બ્રહ્મોપલબ્ધિ સિદ્ધ હોય, તથાપિ આ સબંધમા તુંને પુછીએ છીએ કે-

आत्मावा अरे द्रष्टव्यःश्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः

બૃ ૪-૫-૬

અર્થઃ– અરે આત્મા દર્શન, શ્રવણ મનન તથા નિદિધ્યાસન કરવા યોગ્ય હોય,' આ શ્રુતિથી મુમુક્ષુને નિદિધ્યાસનનુ કર્તવ્ય રૂપે કથન કરેલુ છે તે શ્રવણસિદ્ધ વા અશ્રવણસિદ્ધ–મુમુક્ષુને ઉદ્દેશીને ? તે તુ કહે

આ ઉભયપક્ષમધ્યે દ્વિતીયપક્ષ સિદ્ધ ન હોય, વેદાંતના અર્થવિચારથી જે રહિત હોય તેને આત્મ તથા અનાત્મ–વસ્તુના વિવેકવિભાગના જ્ઞાનનો અભાવ હોય તેથી તેને નિદિધ્યાસા અનુપપન્ન હોય.

તુ જો પ્રથમ પક્ષનો અંગિકાર કરે તો તુંને પુછીએ છીએ કે–તે પુરૂષે શ્રવણઆદિથી આત્મતત્ત્વનું વિજ્ઞાન પ્રાપ્ત કરેલુ હોય વા, નહિ ?

આ ઉભય મધ્યે દ્વિતીયપક્ષ સિદ્ધ ન હોય; કેમકે જેને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયો ન હોય તેને નિદિધ્યાસા અનુપપન્ન હોય.

' નિશ્ચે, વિજાતીય–પ્રતીતિના તિરસ્કારપૂર્વક સજાતીય–પ્રતીતિવાળી વૃત્તિને નિદિધ્યાસા કહે, અને તે કેવળ આત્મતત્ત્વને સમ્યક્ પ્રકારે જાણનારને સિદ્ધ થાય; બીજા કોઇને સિદ્ધ ન થાય

જેમ ઘટ તથા પટના સ્વરૂપ તથા લક્ષણનું જેને જ્ઞાન સિદ્ધ હોય તે પુરૂષને જ, ઘટની પ્રતીતિ પટની પ્રતીતિથી વિજાતીયરૂપેન હોય એમ જ્ઞાન સિદ્ધ થાય, તથા તે ઘટપટનુ જેણે મ દર્શન કરેલુ હોય તેનેજ તેનો સાક્ષાત્ અનુભવ સિદ્ધ થાય, અન્ય કોઇને તે સિદ્ધ ન થાય, તેમ આત્મ તથા અનાત્મ-વસ્તુના સ્વરૂપ તથા લક્ષણનુ વિજ્ઞાન જેને સિદ્ધ હોય તેનેજ, આત્મ-પ્રતીતિથી અનાત્મ—પ્રતીતિ વિજાતીયરૂપે હોય એ રીતનુ જ્ઞાન સિદ્ધ થાય, તેમજ તે ઉભયનો જેને સાક્ષાત્કાર થયલ હોય તેનેજ તે પ્રકારનુ વિજ્ઞાન સિદ્ધ થઇ શકે, અન્યકોઇને તે સિદ્ધ થાય નહિ

જેમ કોઇ પણ પુરૂષ દષ્ટ-ગરૂડની પેઠે અદૃષ્ટ ગરુડભેરૂડની ભાવના કરવી ન શકે, જેમ પિતાના સ્વ-રૂપ આદિની ભાવના થઇ શકે તેમ પિતામહ પ્રપિતામહમાં તેવી ભાવના થઇ ન શકે, તેમ જેને આત્મતત્ત્વનું વિજ્ઞાન અસિદ્ધ હોય, જે તેના અનુભવથી રહિત હોય, તેને આત્માનુભવનો અભાવ હોય, એટલે પોતા વિષે આત્મ-ભાવના અનાત્મ વસ્તુની પેઠે કરવાને અસમર્થ થાય નહિ.

આમ હોવાથી, અનાત્મ-વસ્તુના જ્ઞાનની પેઠે આત્મતત્ત્વના સ્વરૂપનુ સમ્યગ્જ્ઞાન સિદ્ધ થયલ હોય તેવા લક્ષણવાળા પુરૂષનેજ નિરૂક્તલક્ષણ સમાધિ તથા નિદિધ્યાસ કર્તવ્ય રૂપે હોય

'तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मण બૃ. ૪-૪-૨૧ અર્થ-જ્ઞાની બ્રાહ્મણે (બ્રહ્મ પરાયણ પુરૂષ) તે આત્મતત્ત્વનુ જ વિજ્ઞાન પ્રાપ્ત કરી પ્રજ્ઞાવાન થવું,' 'तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुंचथ મુ.૨-૨-૫ અર્થ-કેવળ તે એક આત્માનેજ જાણો, અન્યવાણીનો ત્યાગ કરો,' આ રીતની ઉકિત કરી, જેમને નિરૂક્ત-લક્ષણ આત્માનું વિજ્ઞાન સિદ્ધ થયલ હોય, કેવળ તેમના પ્રત્યે 'ओमित्येवं ध्यायथ आत्मानं મુ' ૨-૨-૬ અર્થ.—આત્માનુ ઓંકાર સ્વરૂપે ધ્યાન કરો,' આ શ્રુતિથી આત્મધ્યાનનું વિધાન કરે છે

આત્મવેત્તાને ધ્યાન અથવા સમાધિનુ શુ પ્રયોજન હોય? આમ માનવુ નહિ; કારણ કે આત્મજ્ઞાન કાંઇપણ પ્રતિબંધ વિના સિદ્ધ થાય તે અર્થે ધ્યાન તથા સમાધિ અનિવાર્ય કારણરૂપે હોય, 'સર્વ તથા હું કેવળ બ્રહ્મરૂપ છીએ,' એ રીતનુ સર્વ જગત્ તથા પોતાના આત્માનુ કેવળ બ્રહ્મરૂપે હોવાનુ વિજ્ઞાન, તથા કેવળ બ્રહ્મતત્ત્વ વિષે અપ્રતિબદ્ધ-આત્મતાજ્ઞાન, ધ્યાન તથા સમાધિ વિના કેવળ શ્રુતિમાત્રથી સિદ્ધ થાય નહિ

'समाहितो भूत्वा आत्मन्येवात्मानं पश्यति सर्वमात्मान पश्यति

બૃ૦ ૪-૪-૨૩

અર્થ—સમાહિત-ચિત્તવાળો થઇ, આત્માવિષે (બ્રહ્મવિષે) આત્માને જુવે સર્વજગત્‌ને આત્મસ્વરૂપે જુવે,' આ શ્રુતિવચનથી બ્રહ્મવેત્તાને કેવળ બ્રહ્મતત્ત્વ વિષે અપ્રતિબંધપૂર્વક આત્મ-સાક્ષાત્કાર તથા સર્વાત્મસિદ્ધિ થાય તે માટે શ્રુતિ સમાધિનું વિધાન કરે છે.

તાત્પર્ય—આથી બ્રહ્મવેત્તાને પણ કાંઇ પણ પ્રતિબંધ વિનાનું જ્ઞાન સિદ્ધ થાય તે માટે નિદિધ્યાસ આદિ અવશ્ય કર્તવ્ય રૂપ હોય એમ તાત્પર્ય સિદ્ધ થાય છે

અવ- સમાધિનુ સેવન કરનાર બ્રહ્મવેત્તાને દુષ્કર્મ-વશાત્ સમાધિ વિષે વિઘ્ન પ્રાપ્ત થાય, અને તદનન્તર તેનુ મૃત્યુ થાય તથાપિ તે યોગીની દુર્ગતિ ન થાય, કિંતુ સદ્‌ગતિ થાય એમ હવે 'प्राप्य' ઇતિમંત્રાર્થ વડે કથન કરે છેઃ-

**प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वती समा ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

अन्व—( योगमार्गे प्रवृत्तः ब्रह्मवित् यति अप्राप्तयोगससिद्धिः सन् मृत्वा ) पुण्यकृताम् लोकान् प्राप्य ( तत्र ) शाश्वती समा उषित्वा शुचीनाम् श्रीमता ( च ) गेहे योगभ्रष्टः अभिजायते ॥ ४२ ॥

અ– યોગમાર્ગે પ્રવૃત્ત થયલ બ્રહ્મવેત્તા યોગી યોગસંસિદ્ધિ પ્રાપ્ત કર્યા વિના મૃત્યુ પામે, તો તે મહાન્ લોકને પ્રાપ્ત કરી, ત્યાં અનેક વર્ષો નિવાસ કરી ત્યાંના ભોગો ભોગવી, ભોગક્ષયાતે આ લોક વિષે પવિત્ર તથા ભાગ્યવાન્ ગૃહસ્થના વંશ વિષે આ યોગભ્રષ્ટ પુરૂષ પુનઃ જન્મ પામે છે ૪૧

વિ૦—પુણ્યકૃતામ્=અશ્વમેધ આદિ મહાયજ્ઞો કરનાર નેજે પ્રાપ્ત થાય તે મહાન્ લોકને,

શાશ્વતી=અનેક; સમાઃ=સંવત્સરો. ઉષિત્વા=ત્યાં નિવાસ કરીને; અર્થાત્ તે લોકસંબંધી ભોગોનો અનુભવ કરીને; શુચિનામ્=યોનિ, બીજ, કર્મ આદિ શુધ્ધિવાળા; શ્રીમતામ્=ભાગ્યવાન્ ગૃહસ્થોના; ગેહે=વંશ વિષે; અભિજાયતે=સમુત્પન્ન થાય છે.

યોગમાર્ગ વિષે પ્રવૃત્તિ કરનાર બ્રહ્મવેત્તા યોગી યોગસંસિદ્ધિ પ્રાપ્ત થયા વિના મૃત્યુ પામે તો ' वाजिमेधसहस्त्राणि राजसूयशतानिच । वाजपेयसहस्त्राणि अश्वमेधशतानिच ॥ एकस्य ज्ञानयोगस्य कलां नार्हति षोडशीम् ॥ मनसश्चेन्द्रियाणां ह्येकाग्र्यं परमं तपः ॥ અર્થઃ-સહસ્ત્ર વાજિમેધ-યજ્ઞ, સો રાજસૂય-યજ્ઞ, સહસ્ત્ર વાજપેયયજ્ઞ તથા સો અશ્વમેધ કરે, તથાપિ તે એક જ્ઞાનયોગની સોળમી કળાની પણ સમાન ન હોય; મન અને ઇન્દ્રિયોની એકાગ્રતા તે પરમ તપરૂપ હોય,' આ સ્મૃતિ વચનાનુસાર અશ્વમેધ આદિ કોટિક્રતુની અપેક્ષાએ જ્ઞાનયોગની કળા લેશ અધિક મહાન્ પુણ્યકર્મરૂપે તથા પરમ તપરૂપે પ્રસિદ્ધ હોય, તેથી તે યોગરૂપ પુણ્યકર્મના જ મહિમાથી, મહાન્ લોકોને પ્રાપ્ત થાય; તે લોકો વિષે ભોગો ભોગવી ભોગક્ષય થતાં તે યોગભ્રષ્ટ, આ લોક વિષે પુનઃ શુદ્ધ તથા ભાગ્યવાન્ ગૃહસ્થના વંશ વિષે સમુત્પન્ન થાય; કિંતુ જે કર્મ ભ્રષ્ટ હોય તેની આ રીતની ગતિ ન થાય.

કર્મિષ્ટ પુરૂષને કર્મભ્રંશ થાય તો તેથી તેને પુણ્યલોક—પ્રાપ્તિ, તથા શુચિ અને શ્રીમાન્ પુરૂષના વંશ વિષે જન્મ થાય નહિ; તૈલપાકવત્

સાંગોપાંગ કર્મસિદ્ધિ થયલ હોય તોજ કર્મનું ફળ અવશ્ય-ભાવિ હોય, આવો યોગી સંબંધમા કાંઈ નિયમ ન હોય; તેવિષે તો દેવતાઓના દર્શનની પેરે જેટલું જેટલું યોગાનુષ્ઠાન કરેલ હોય તેનું તેટલું તેટલું ફળ પ્રાપ્ત થાય; તેથીજ યોગભ્રંશ થાય તથાપિ યોગીને પુણ્યલોક-પ્રાપ્તિ તથા શુચિ અને શ્રીમાનના કુળ વિષે જન્મ સિદ્ધિ થાય છે ૪૧

અવ-'मनोहराणा भोज्याना युवतीनाम् च वाससाम् । विचस्यापि च सान्निध्याच्चलेच्चित्तं सतामपि ॥ तत्सान्निध्यं ततस्त्यक्त्वा मुमुक्षु र्दूरतो वसेत् ॥ અર્થઃ—સત્પુરુષોને પણ, મનોહર ભોજન, તથા યુવતીઓના વસ્ત્રો તથા વિત્તની સાન્નિધ્યતાથી ચિત્ત ચલાયમાન થાય તેથી 'તેની સાન્નિધ્યતાનો ત્યાગ કરી મુમુક્ષુએ તેનાથી દૂરવાસ કરવો,' આ ન્યાયવડે કેવળ વિષયની સાન્નિધ્યતાથી વિક્ષેપપણું સિદ્ધ થાય તેથી શ્રીમાનના વંશ વિષે અમુતપન્ન એવા તે ઉત્તમ ભક્તયોગીને વિષયભોગની અનુષક્તિથી, રાગદ્વેષ આદિના લીધે મન ક્ષોભ થયા વિના, વિવેક, વૈરાગ્ય આદિનો વિજ્ઞાન યોગ પુનઃ શીઘ્રતાથી સિદ્ધ ન થાય, તેથી યોગસિદ્ધિ થવામા કાળવ્યવધાન, સહન ન કરતો સતો તે કેવળ યોગીના વંશ વિષે જન્મ લે છે, એમ હવે 'અથવા' ઇત્યાદિ વચનવડે કથન કરે છે—

अथवा योगीनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અન્વ—अथवा धीमताम् एव योगिनाम् कुले भवति ईदृशम् यत् जन्म एतत् हि लोके दुर्लभतरम् ॥ ४२

અ—અથવા શ્રીમતથી વિલક્ષણ એવા, દરિદ્ર, પવિત્ર, કેવળ જ્ઞાનવંત

યોગીઓના કુળ વિષે તેનો જન્મ થાય, આ રીતનો જન્મ નિશ્ચે, આ લોક વિષે અત્યંત દુર્લભ હોય છે ૪૨

વિ–અથવા શ્રીમંત પુરૂષોથી વિલક્ષણ એવા, દરિદ્ર, પવિત્ર, કેવળ જ્ઞાનવંત યોગીઓના કુળ વિષે તેમનો જન્મ થાય, અથવા, બ્રહ્મવેત્તા યોગી પોતાના મૃત્યુકાળે જો પૂર્વજન્મના કર્મવશાત્ હૃદય વિષે વિષયની ભોગેચ્છાવાળો હોય, તો પુણ્યકર્તાઓને જે મહાન્ સ્વર્ગલોક પ્રાપ્ત થાય તે વિષે ભોગ ભોગવી, કર્મશેષના ભોગ અર્થે શ્રીમાનના વશ વિષે જન્મ પામે, અને જો મત્યુકાળે, ચિત્તને પવિત્ર કરનાર સત્કર્મ–વિશેષ લીધે તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યનો વેગ હૃદય વિષે ઉત્પન્ન થાય તો તે યોગી થાય.

'અથવા' પદમા 'અથ' શબ્દ આનન્તર્યવાચક, તથા 'વા' શબ્દ નિશ્ચયવાચક છે: દેહપાતાન્તર તેની કેવળ જ્ઞાની, ( धीमताम् ) જ્ઞાનયોગનિષ્ઠ પુરૂષોના કુળ વિષે ઉત્પત્તિ થાય છે ( भवति )

કેમકે બ્રહ્મનિષ્ઠાવાળા જ્ઞાનીઓના કુળ વિષે, મૃત્યુ પશ્ચાત્ કાઇ પણ અંતર વિના તે રીતના વૈરાગ્ય તથા મોક્ષેચ્છાના વેગાનુરૂપ જે જન્મ પ્રાપ્ત થાય, તે (यत् ईदृशं ) નિશ્ચે અત્યંત દુર્લભ હોય, ( दुलभतर )

નિશ્ચે, ગૃહસ્થોને જ્ઞાનિપણુ દુર્લભ હોય, તેમા પણ લોકાંતર તથા દેહાન્તર ને પ્રાપ્ત થયા વિના કાંઈ પણ કાળ–વ્યવધાન વિના, તે રીતના કેવળ બ્રહ્મનિષ્ઠના કુળ વિષે જે જન્મ થાય તે તો અત્યંત દુર્લભ હોય, અર્થાત્ તે જન્મ અત્યંત મહાન્ તપવડે પ્રાપ્ત થાય, અલ્પ તપવડે તે પ્રાપ્ત ન થાય, તેથીજ તે જન્મ દુર્લભતર હોય એમ ઊક્તિ કરેલી છે, કેવળ જ્ઞાનિ–ગૃહસ્થના કુળ વિષે યોગભ્રષ્ટ પુરૂષનો જન્મ થાય એમ જે કહ્યુ તે ઉપપન્ન ન હોય, કારણ કે ગૃહસ્થાશ્રમીઓને બ્રહ્મજ્ઞાન તથા જ્ઞાનોત્પત્તિના અધિકારનો અસંભવ હોય છે,

યતિ અને તેમાં પરમહંસ હોય તે વિનાના અન્ય કોઇને તે અપ-

મોક્ષજ્ઞાન સિદ્ધ થાય નહિ, જે શમ, દમ, વૈરાગ્ય, સન્યાસ આદિ અંતરંગ સાધનોથી શૂન્ય તથા બહિર્મુખ હોય, તેને શ્રવણઆદિ વડે અપરોક્ષ જ્ઞાન સંભવે નહિ, કહ્યું છે કે,—

'ब्रह्मात्मैकत्वविज्ञानं वेदान्तश्रवणादिना जायते परमहंसस्य यते मुख्याधिकारेण न श्रमान्तरनिष्ठस्य ॥

અર્થ—મુખ્ય અધિકારીરૂપ પરમહંસ-યોગીને વેદાંત- શ્રવણઆદિવડે બ્રહ્મ તથા આત્મતત્ત્વની એકતાનું વિજ્ઞાન પ્રાપ્ત થાય, તે આશ્રમાંતરનિષ્ઠ હોય તેને પ્રાપ્ત થાય નહિ,' તેથી તે ગૃહસ્થાશ્રમીઓને જ્ઞાનનો અભાવ હોય એટલે તેને યોગનિષ્ઠા તો ક્યાંથી સિદ્ધ હોય? એમ હોય તો, જે કર્મયોગીઓ (યોગીના) કર્મશાસ્ત્રાર્થના જ્ઞાનથી ઉત્પન્ન હોય પ(ધીમતામ્) તેના કર્મયોગીના કુળ વિષે તેનો જન્મ થાય એમ અમો કહીએ છીએ,

આમ કહેવું યુક્ત ન હોય જે આમ હોય તો શ્રોત્રિયકુળ વિષે જન્મને તે દુર્લભનરપણાનો અભાવ-પ્રસંગ પ્રાપ્ત થાય, અને તેથી સત્કર્મ શ્રોત્રિયકુળ વિષે જન્મ સાધારણરૂપે થાય તેથી,

'रमणीचरणा रमणीया योनिमापद्यरन्

અર્થ.-સુંદર કર્મ કરનાર સુંદર યોનિને પામે,' આ શ્રુતિઅનુસાર જે જે સત્કર્મવંત હોય તે તે કેવળ શ્રોત્રિયકુળ વિષેજ જન્મને પ્રાપ્ત કરે તેથી આવો જન્મ દુર્લભ હોવાનું અનુપપન્ન હોવાથી, પ્રસંગેન અર્થાપત્તિ પ્રમાણવડે કેટલાયક શુદ્ધાત્મક ગૃહસ્થાશ્રમીઓને પણ પ્રશ્નગ પ્રમાદને લીધે જ્ઞાન તથા જ્ઞાનયોગિપણું સિદ્ધ થવું યોગ્ય થાય, નહિ તો વસિષ્ઠ, અગસ્ત્યાદિ તથા જનક અને અશ્વપતિ આદિને તથા પ્રાચીન તથા આધુનિક વાચસ્પતિ ખંડનકાર આદિને અનાત્મજ્ઞાનો પ્રસંગ આવે

જો એમ હોય તો, 'अथातः અર્થઃ હવે એથી,' આ બ્રહ્મ સૂત્ર–વિષે રહેલ 'अथ' શબ્દવડે સૂચિત શ્રવણ–સાધનથી ( શમાદિ ) રહિત હોય તથાપિ શ્રવણ આદિથી જ્ઞાનસિદ્ધ થાય તો 'अथ' શબ્દની અનર્થતા સિદ્ધ થાય આમ શંકા કરવી યુકત ન હોય; કારણ કે જન્માતર વિષે, શમ દમ, સન્યાસ આદિ સાધન સંપન્ન કરેલા હોય તેથી જ જ્ઞાન ઉત્પન્ન થાય એમ અનુમાન થવાથી 'अथ' શબ્દની અર્થવત્તા ઉપપન્ન હોય, શમ, દમ, સન્યાસ આદિ ઉત્તમ સાધનની પેરે, શ્રવણાદિ-જન્યજ્ઞાન વડે તેઓને તેજ જન્મવિષે મુકિત સિદ્ધ થાય તો પછી તેને પુનઃ જન્મની વાત કેમ ઘટે ? આમ કહેવું યોગ્ય ન હોય; કારણ કે તેવા શમ, દમ આદિ સાધનો સંપન્ન હોય, તથાપિ પ્રતિબંધ વશાત્ તેમને સમ્યગ્જ્ઞાન અનુપપન્ન હોવાથી મોક્ષનો અસંભવ હોય, તેથી બીજા જન્મ વિષે તે પ્રતિ બંધ નિવૃત્ત થતા સમ્યગ્જ્ઞાન, તથા યોગનિષ્ઠા અને પરમ-ઉપશાંતિ પણ સંભવે; અર્થાત્ क्रमात्तस्यापि जायते અર્થઃ–તેને પણ ક્રમથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, આ રીતના સ્મૃતિવાકયશેષ અનુસાર ક્રમથી અર્થાત્ આશ્રમ ક્રમ, વા જન્મ–ક્રમ, વા ચિત્તપરિપાક- ક્રમથી, ભલે તે પુરૂષ અન્ય આશ્રમવાન્ હોય, તથાપિ તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે.

જો આમ હોય તો તેમને વ્યુત્થાન–પ્રસંગ પ્રાપ્ત થાય ? આમ પણ કહેવું યુકત ન હોય, કારણ કે વિષયોના અનુભવ કરાવનાર કર્મવડે વ્યુત્થાનનો નિરોધ ( ઉત્પત્ત ) સંભવે, અને જેઓ નિરંતર બ્રહ્મનિષ્ઠ થઈ નિત્યાનંદ રૂપ અમૃત રસનું પાન કરે તેમને સંન્યાસવડે કાર્યપણ આધ્યરૂપે ન હોવ તેથી તેમને વ્યુત્થાન–પ્રસંગ કેમજ પ્રાપ્ત થાય ?

જો આમ હોય તો વિષયાનુભૂતિને તથા બ્રહ્માનુભૂતિને પરસ્પર વિરોધ હોય તેથી તેમને એક-અધિકરણ-પણું ન ઘટે એમ પણ કહેવું યોગ્ય ન હોય; કારણ કે તેમની દ્રષ્ટિએ વિષયાનુભૂતિ આભાસ રૂપે હોવાથી, સ્વપ્નવત્ તેનું મિથ્યાપણું ઉપપન્ન હોય.

જો આમ હોય તો વ્યવહાર–લોપનો પ્રસંગ પ્રાપ્ત થાય ? એમ પણ

શંકા યુકત ન હોય; કારણ કે કવચિત્ ક્રિયા કરે, કવચિત્ ન કરે, તથાપિ તેઓ સર્વ પદાર્થ ને મિથ્યારૂપે જાણે, એટલે તેમને પ્રત્યવાય આદિ અનર્થ અસિદ્ધ હોય; વળી,

शौचमाचमनं स्नानं न तु चोदनयाचरेत्
अन्यांश्च नियमान्ज्ञानी यथाहं लीलयेश्वरः॥

અર્થઃ—જેમ હુ ઈશ્વર લીલાવડે શૌચ આદિ કર્મ કરૂ છું તેમ જ્ઞાની એ પણ શૌચ, આચમન, સ્નાન તથા અન્ય વિષયોનુ ચોદનાવૃત્તિવડે આચરણ કરવું નહિ,' આ સ્મૃતિવચનથી ઈશ્વરવત્ જ્ઞાની પણ વિધિ તથા તેના નિયમનો ભંગ કરે, તો તેથી તેને દોષ પ્રસક્ત થાય ન હિ એમ પ્રતિપાદન કરેલુ છે. ૪૨

અવ—'शिलाञ्छवृत्त्या परितुष्टचित्तो धर्मं महान्तं विरजं जुषाणः।
मय्यर्पितात्मा गृहएव तिष्ठन्नातिप्रसक्तः समुपैति शान्तिम्॥

અર્થ.-શિલોઞ્છવૃત્તિ વડે, અર્થાત્ ક્ષેત્ર વિષે પડી રહેલ ધાન્ય કણોનુ ભક્ષણ કરીને જેનુ ચિત્ત પરિતુષ્ટ થયલ હોય, જે વૈરાગ્ય રૂપ મહાન્ ધર્મનું સેવન કરતો હોય, જેણે પોતાનુ ચિત્ત મારા વિષે અર્પણ કરેલ હોય, તેવો પુરૂષ, અતિ પ્રમાદવાળો ન હોય તો તે ગૃહસ્થ શ્રમ વિષે રહીને પણ શાન્તિને સમ્યક્ પ્રકારે પ્રાપ્ત કરે છે,' ઇત્યાદિ વચન પ્રમાણુનાથી લક્ષકોટિ ગૃહસ્થાશ્રમી મધ્યે જે કોઈ ઇશ્વરપ્રસાદનો પાત્રીભૂત હોય, તેવો ગૃહસ્થ જ્ઞાની તથા જ્ઞાનયોગી થાય તેથી; યોગભ્રષ્ટ પુરૂષ શીઘ્ર યોગસિદ્ધિ થાય તેઅર્થે કેવળ જ્ઞાની--ગૃહસ્થો ( યોગિના ) ના ગૃહ વિષે જન્મ પ્રાપ્ત કરે એમ અંગિકાર કરવું ઘટે; કેવળ આજ અર્થનું તત્ર ઇતિ મન્ત્રાર્થવડે કથન કરી સ્પષ્ટીકરણ કરે છે.—

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते ततो भूय संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

अन्व—तत्र (सः योगी ) पौर्वदैहिकम् बुद्धिसंयोगं लभते ततः (हे) कुरुनन्दन संसिद्धौ भूयः च यतते ॥ ४३ ॥

અ—ત્યાં જન્મ પ્રાપ્ત કરી તે યોગી પુરુષ, પૂર્વજન્મ વિષે અનુષ્ઠાન કરેલ શ્રવણાદિવડે સંભવતા બુદ્ધિસંયોગને પ્રાપ્ત કરે છે; હે કુરુનંદન ? તે પછી તે જ્ઞાનસિદ્ધિ અર્થે પુન. પ્રયત્ન કરે છે ૪૩

वि-तत्र=જ્ઞાનવંત યોગીઓના કુળવિષે; पौर्वदेहिक= પૂર્વ દેહ વિષે, ઉત્પન્ન અર્થાત્ પૂર્વ જન્મ વિષે અનુષ્ઠાન કરેલ શ્રવણ આદિ વડે સંભવતા જ્ઞાન-યોગી વડે તથા પિતા આદિ વડે ઉપદેશાયલ;

યોગીઓના કુળ વિષે જન્મ પ્રાપ્ત કરીને તે યોગીપુરુષ પૌર્વદેહિક બુદ્ધિસંયોગને પ્રાપ્ત કરે છે.

પિતા જે ધર્મવાળો હોય તેજ ધર્મનો ઘણે ભાગે પોતાના પુત્રને ઉપદેશ કરે તે વાત લોકપ્રસિદ્ધ છે.

तं=જે બુદ્ધિસંયોગનું પૂર્વજન્મ વિષે અનુષ્ઠાન કરેલ હોવાથી, અગ્નિ વત્ જે અંતર્લીન રહેલ હોય, અને જે બ્રહ્મવેત્તા રૂપ પિતાએ વેદાંતવાક્યોવડે વ્યક્તીભૂત કરેલો હોય તેવો; बुद्धियोग=પરાવર- સ્વરૂપની એકતાના પ્રવેદન રૂપ જ્ઞાન; (बुद्धि :) તે કેવળ જ્ઞાનરૂપ સમીચીન યોગ: અર્થાત્ મુક્તિસિદ્ધિ વિષે પરમ ઉપાયરૂપ, તેને; અર્થાત્ જ્ઞાનયોગને , लभते= કેવળ પૂર્વજન્મ વિષે અનુબદ્ધ રૂપે હોવાથી, આ જ્ઞાનયોગને કેવળ અલ્પ કાલીય સ્વલ્પ-ઉપદેશ વડે પ્રાપ્ત કરે છે.

પુરુષ સમ્યગ્જ્ઞાન સંપાદન થયા વિના એટલાથીજ કૃતાર્થ ન થાય, માટે મુમુક્ષુને તે અવશ્ય સંપાદન કરવું જોઇએ એમ 'यतते' ઇતિ ઉત્તરાર્ધ વડે કથન કરી સૂચન કરે છે; ततः=પિતા આદિ પાસેથી જ્ઞાનયોગની પ્રાપ્તિ કર્યા પછી; संसिद्धौ જ્ઞાન સમ્યક્-પ્રકારે સિદ્ધ થાય તે નિમિત્તે; भूयः-પુનઃ આ જન્મ વિષે પણ यतते=પ્રયત્ન કરે છે;

અથવા તેજ સંસ્કારવેગથી જ ( ततः ) અધિકતર ( भूयः ) યત્ન કરે છે, અને કાંઇ પણ પ્રતિબંધ વિના જ્ઞાન સિદ્ધ થાય તે અર્થે (संसिद्धौ) પૂર્વે ગુરૂએ ઉપદેશ કરેલ રીત વડે પૂર્વવત્ નિયમવડે નિત્ય નિરંતર સમાધિ કરે છે. ૪૩

અવ૦ હવે સમાધિનું નિરંતર અનુષ્ઠાન શું કામ કરવું ? તેના કારણનું "पूर्वाभ्यासेन" ઇતિમંત્રાર્થ વડે કથન કરે છે—

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

अन्व—तेन एव पूर्वाभ्यासेन (योगभ्रष्ट. यतिः स्वयम) अवशः अपि ह्रियते ( तस्मात् एव भूयः यतते ) योगस्य जिज्ञासुः अपि शब्द ब्रह्म अतिवर्तते ॥ ४४ ॥

અ–કેવળપૂર્વના તેજ અભ્યાસયોગવડે તે યોગભ્રષ્ટ યોગી પોતે અનિચ્છાએ પણ બલાત્કારે કેવળ યોગનિષ્ઠા વિષે સ્થાપિત કરાય, તેથી જ તે અધિકતર પ્રયત્ન કરે છે; પરબ્રહ્મતત્ત્વને જાણવાની ઇચ્છાવાળો હોવા છતા મુમુક્ષુ, વેદ તથા વેદોક્ત કર્મનો સંન્યાસ કરી કેવળ શ્રવણાદિ વિષે પ્રવૃત્તિ કરે છે. ૪૪

ત્રિ૦ हि=જે કારણથી; पूर्वाभ्यासेन=પૂર્વજન્મવિષે, શ્રદ્ધા, તીવ્ર મોક્ષેચ્છા તથા અત્યંત વૈરાગ્યવડે ચિરકાલપર્યંત તથા નિત્ય નિરંતર નિયમવડે કરેલ સમાધિની સંતત આવૃત્તિ, તે વડે. तेन एव–સંસ્કારાત્મક બુદ્ધિ વિષે સ્થિતિ કરનાર અભ્યાસ-યોગવડે सः—યોગભ્રષ્ટ યતિ अवश अपि-વિના મરજીએ પણ, ह्रियते–બલાત્કારે યોગનિષ્ઠા વિષે જ સ્થાપિત કરાય; કિંતુ કર્મનિષ્ઠા વિષે અથવા વિષય-ભોગનિષ્ઠા વિષે તે નિટિત કરાય નહિ

તે યોગભ્રષ્ટ યોગી પૂર્વજન્મના સંસ્કાર-વેગે કરીને સર્વકર્મોનો વિધિ

વડે ત્યાગ કરતા, બલાત્કારે યોગનિષ્ઠા વિષે જ સ્થાપિત કરાય, અને તેથી જ જ્ઞાન-સંસિદ્ધિ અર્થે પૂર્વે કરતાં અધિકાર યત્ન કરે છે; આ રીતે પૂર્વના વાક્ય સાથે અન્વય કરવો.

' अहरह संध्यामुपासीत

અર્થઃ-પ્રત્યેક દિવસ સંધ્યોપાસન કરવું.'

' उदेतिसूर्ये प्रातर्जुहोति

અર્થઃ-સૂર્યોદય થતા પ્રાત કાળે યજ્ઞ કરવો,'

' दर्शपौर्णमासाभ्यां यजेत

અર્થઃ-અમાવાસ્યા તથા પૌર્ણમાસના યજ્ઞો કરવા.'

' यावज्जीवमग्निहोत्रं जुहोति.

અર્થઃ-યાવજ્જીવિત પર્યંત અગ્નિહોત્ર યજ્ઞ કરવો,'

' श्रौतचापितथा स्मार्तं कर्मालम्ब्य वर्तेद्विजः तद्विहीनः पतत्येव ह्यालम्बरहितान्धवत् ।

અર્થઃ—શ્રૌત તથા સ્માર્ત કર્મનું અવલંબન કરી બ્રાહ્મણે વર્તન કરવું; આલંબરહિત અંધ પુરુષની પેરે જે તે કર્મોથી રહિત હોય, તેનો અવશ્ય નરકવાસ થાય છે,' ઇત્યાદ શ્રુતિ તથા સ્મૃતિના ઉપદેશનો કેવળ અનાદર કરી બ્રાહ્મણ (બ્રહ્મ-સંપન્ન) મનો, શ્રૌત તથા સ્માર્ત સર્વ કર્મોનો સંન્યાસ કરી, આ પુરુષ કેવી રીતે કેવળ યોગનિષ્ઠાવિષે પ્રવૃત્તિ કરે ? આ આશંકા યુક્ત ન હોય; કારણ કે—

'जन्मांतरसहस्रेषु बुद्धिर्यभ विता पुरा । तामेव भजते जन्तुरुपदेशो निरर्थकः ॥

અર્થઃ—પૂર્વે સહસ્ત્રજન્મતર વિષે બુદ્ધિની જે ભાવના થયેલ હોય, તેજ ભાવનાનું પ્રાણિઓ સેવન કરે; તેથી ઉપદેશ કેવળ નિરર્થક હોય,'

'આરીત વડે, જન્માંતર વિષે તે કર્મી હોય, તો તે કર્મ વિષે અભિરત થાય. ધર્મી હોય તો ધર્મરત, પાપી હોય તો પાપરત, ભક્ત હોય તો ભક્તિરત, જ્ઞાની હોય તો જ્ઞાનરત, અને યોગી હોય તો પોતાના સંસ્કારાનુરૂપ યોગરત થાય; આ રીતે સંસ્કાર વિના કોઇ પણ પુરૂષ ઉપદેશ-તત્પર થઇ શકે નહિ, તે જ રીતે આ પુરૂષ પણ વેદશાસ્ત્રાદિ સર્વનું અધ્યયન કરી તથા તેના અર્થનો વિચાર કરી, न कर्मणा न प्रजया કૈવલ્ય. ૨ અર્થ-કર્મ તથા પ્રજા વડે,' ઇત્યાદ શ્રુતિ વાક્યો વડે કર્મના મોક્ષ-સાધનપણાનો નિર્ણય કરી, પૂર્વજન્મના જ્ઞાનયોગાભ્યાસના સંસ્કાર--વેગથી સર્વ વૈદિક કર્મોનો સંન્યાસ કરી, કેવળ બ્રહ્મનિષ્ઠા વિષે સ્થિતિ કરે તેમાં શુ આશ્ચર્ય?

મુમુક્ષુ પણ, સર્વકર્મનો સંન્યાસ કરી કેવળ શ્રવણાદિ વિષે પ્રવૃત્તિ કરે છે એમ હવે ' जिज्ञासुः ' ઇતિ ઉત્તરાર્ધ વડે કથન કરે છે—

योगस्य=શ્રવણાદિ વડે ઉત્પન્ન થયલ વિજ્ઞાનથી યુક્ત એવા યોગીને આત્મભાવ તથા બ્રહ્મભાવ સાથે યુક્ત કરે તે, (योगः) અર્થાત્ તે ભાવને પ્રાપ્ત કરાવનાર નિર્વિશેષ પરમાત્મારૂપ પરબ્રહ્મતત્ત્વ, તેનો ।जिज्ञासुः= બ્રહ્મતત્ત્વના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાન્ મુમુક્ષુપુરૂષ, शब्दब्रह्म વેદ;

પરબ્રહ્મતત્ત્વનો જિજ્ઞાસુ મુમુક્ષુ પણ કેવળ મોક્ષની કામનાથી યુક્ત થઇ, વેદ, તેનો ઉપદેશ, તથા તે વડે પ્રતિપાદન કરવા યોગ્ય કર્મનુ અતિવર્તન કરે છે: અર્થાત્—

' एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति

અર્થ—કેવળ આ લોકની ઇચ્છા કરતા સતા, પરિવ્રાજકો સન્યાસ ગ્રહણ કરે છે,' બૃ ૪-૪-૨૨.

' वेदानिमंलोकममुंचपरित्यज्यात्मानम न्विच्छेत्

અર્થ – વેદો, આ લોકનો, તથા તે લોકનો પરિત્યાગ કરી આત્મતત્ત્વનું સંશોધન કરે છે,' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવાક્યોના બળ વડે

જિજ્ઞાસુ પુરૂષ પણ વેદનો તથા સર્વ વેદોક્તકર્મનો પરિત્યાગ કરીને કેવળ શ્રવણાદિ કર્મ વિષે પ્રવૃત્તિ કરે છે.' ૪૪

અર—તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યથી યુક્ત થઇ, યોગવિષય વિષે, અધિકતર પ્રયત્ન કરનાર યતિને શું ફળ પ્રાપ્ત થાય ? તેનુ હવે 'પ્રયત્નાત્' એતિ મન્ત્રાર્થવડે કથન કરે છે—

प्रयत्नाद्यतमानस्तुयोगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततोयातिपरांगतिम् ॥ ४५ ॥

અન્વ—प्रयत्नात् यतमानः तु योगी संशुद्धकिल्बिषः (सन्) अनेकजन्मसंसिद्धः (भूत्वा) ततः परां गतिम् याति ॥ ४५ ॥

અ—જ્ઞાન-સંસિદ્ધિ અર્થે પ્રકૃષ્ટયત્નપૂર્વક તત્પરાયણ થઇ, અજ્ઞાનના કાર્યભૂત કિલ્બિષનો નાશ થયે, અનેક જન્મ વિષે અપ્રતિબદ્ધ વિજ્ઞાન પ્રાપ્ત થતાં, તે યોગીપુરૂષ વિદેહમુક્તિને પ્રાપ્ત કરે છે. ૪૫

વિ૦ प्रयत्नात्=સમાધિ અર્થે પ્રકૃષ્ટ યત્ન કરીને; यतमानः=જ્ઞાન સંસિદ્ધિ અર્થે તત્પરાયણ થઇ, નિયમ વડે નિત્ય નિરંતર સમાધિનિષ્ઠા કરનાર,

કાળાંતરે જેને ફળ સિદ્ધિ થાય તેવા મંદપ્રયત્નવાળા ભિક્ષુકથી આ યોગીનો ભેદ પ્રદર્શિત કરવા અર્થે 'तु' પદનો પ્રયોગ કરેલો છે.

संशुद्धकिल्बिषः=નિરંતર સમાધિનિષ્ઠા વડે સમ્યક્ પ્રકારે અજ્ઞાન તથા તેના કાર્યરૂપ કિલ્બિષ નાશ થયલ હોય (शोधितं) જેના તેવો પુરૂષ, अनेकजन्मसंसिद्धः—=એકથી વ્યતિરિક્ત અર્થાત્ કપિંજલ (ચાતકપક્ષી) ધિકરણન્યાય વડે, બહુ વચનનો ત્રણની સંખ્યા પરત્વે પર્યવસાન થવાથી, એક, બે વા ત્રણ જન્મ વિષે, સમ્યગ્દર્શન (सामद्धिः) જેને સિદ્ધ થાય તેવો; परां गतिम् પરમપુરુષાર્થભૂત ગતિ=સ્વસ્વરૂપભૂત પરમાવધિરૂપ વિદેહમુક્તિ; તેને. गति આત્મસ્વરૂપે જે અધિગત થાય તે;

જે પ્રકૃષ્ટ—પ્રયત્નશીલ તથા તીવ્રમોક્ષેચ્છાવાન્ હોય તેવો બ્રહ્મવેત્તા, યોગી, તેની બાહ્યવાસના, તથા તેના કાર્યભૂત કામના તથા કર્મફળનો નિઃશેષ વિનાશ થવાથી, અપ્રતિબદ્ધ-વિજ્ઞાન પ્રાપ્ત થયે, ભેદપ્રતીતિનો નિઃશેષ વિનાશ થયલ હોય, તેથી કેવળ તે સમ્યગ્દર્શનવડે કરીને વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય, અર્થાત્ તે પોતાના નિર્વિશેષ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, પરમાનંદ, અદ્વિતીય, બ્રહ્માત્મ-સ્વરૂપે સ્થિતિ કરે છે.

તાત્પર્ય —ઉપર કહ્યું તે વડે, તીવ્રમોક્ષેચ્છાવાન્ યતિએ શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા સમાધિક્રિયા વિષે ક્રિયાન્તરને અવકાશ આપ્યા વિના, અધિક-પ્રયત્નવાન્ થવું યોગ્ય હોય એમ, તથા જે અલ્પ-પ્રયત્નવાન્ હોય તેને કેવળ લાંબા કાળે મુક્તિ સિદ્ધ થાય એમ સૂચન કરેલું છે. ૪૫

શ્રવ-શમ, દમ, સંન્યાસ આદિ ઉત્તમ સાધન-સંપત્તિ વડે જે યુક્ત હોય, અધિકતર પ્રયત્ન વડે સમાધિનિષ્ઠાનું સમ્યક્ પ્રકારે સેવન કરીને જેને અદ્વૈતવિજ્ઞાન ઉત્પન્ન થયલ હોય તેવા યોગીને જ મોક્ષ પ્રાપ્ત થાય, તેથી તે અદ્વૈત-વિજ્ઞાનવાન્ યોગી જ અન્ય સાધનોના અનુષ્ઠાતાઓથી અધિક રૂપે હોય, એમ હવે 'तपस्विभ्य' ઇતિ મંત્ર થવડે કથન કરે છે—

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपिमतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

अन्व —तपस्विभ्यः योगी अधिकः ( भवति ) ज्ञानिभ्यः अपि अधिक मतः कर्मिभ्यः च योगी अधिकः तस्मात् ( हे ) अर्जुन ( त्वं ) योगी भव ॥ ४६ ॥

અ—તપસ્વિઓ કરતાં યોગીપુરુષ અધિક હોય; તેમ મીમાંસા આદિ શાસ્ત્રવેત્તાઓથી પણ તે ઉત્તમ હોય; વળી કર્મિઓથી પણ તે ઉત્તમ હોય, માટે હે અર્જુન ? તું, યોગી થા. ૪૬

વિ૦—तपस्विभ्यः-કૃચ્છ્ર, ચાંદ્રાયણ આદિ, તથા પંચાગ્નિ મધ્યે સ્થિતિ

કરવી તે આદિ તપ કર્મો વિષે અભિરત તાપસ મુમુક્ષુઓ, તેમનાથી યોગી ઉક્તલક્ષણ બ્રહ્મવેત્તા યતિઃ

તાપસ મુમુક્ષુથી યોગી ઉત્તમ હોય; અર્થાત્ 'तपसा कल्मषं हन्ति' અર્થઃ—તપવડે કલ્મષનો નાશ કરે છે, ' આ સ્મૃતિથી, તપવડે કેવળ પાપનિવૃત્તિ થાય એટલે આ રીતે તપનું ફળ અલ્પરૂપે હોવાથી, આ અલ્પ-પ્રયોજનવાળા પ્રાજાપત્યાદિ લોકગામી તાપસ-મુમુક્ષુઓથી જ્ઞાનનિષ્ઠાવડે જન્મની પુનરાવૃત્તિથી નિર્મુક્ત એવા વિદેહ-મુક્તિમાર્ગ વિષે ગમન કરનાર બ્રહ્મવેત્તા ઉત્તમ હોય છે.

જ્ઞાનિભ્ય—મીમાંસા આદિ શાસ્ત્રાર્થને જાણનારથી અધિકઃ—ઉત્તમ મત —સંમત હોય છે.

મીમાંસા આદિ શાસ્ત્રાર્થને જાણનારથી યોગી ઉત્તમ હોય છે; ધર્મનું અનુષ્ઠાન તથા અનુષ્ઠાપન કરાવવું, તેટલું જ કેવળ શાસ્ત્રાર્થ-જ્ઞાનનું પ્રયોજન હોવાથી, શાસ્ત્રાર્થજ્ઞાન કેવળ અલ્પફળ વાળું હોય છે.

જો કે, ' यस्तु व्याकुरुते वाचं यस्तु मिमांसते गिरं ।
तावुभौ पुण्यकर्माणौ पंक्तिपावनपावनौ ॥

અર્થઃ-જે વાણીને વ્યક્ત કરે, જે વાણીની મિમાંસા કરે, તે ઉભય, પુણ્યકર્મના કર્તા તથા પંક્તિ-પાવન પુરૂષોને પાવન કરનારા, ' આ વચનાનુસાર શાસ્ત્રાર્થ જાણનાર જ્ઞાનીઓને પુણ્યકર્મપણું તથા પવિત્રપણું સિદ્ધ હોય, તથાપિ તે વડે પુણ્યલોકની પ્રાપ્તિ તથા પુનરાવર્તન પણ વિદ્યમાન હોય' તેથી તેમના કરતા ઉત્તમ લક્ષણવાળો યોગી શ્રેષ્ઠ હોય છે.

વળી અગ્નિહોત્ર આદિ વૈદિકકર્મની નિષ્ઠાવાળા કર્મિષ્ઠ પુરૂષોથી કેવળ યોગીપુરૂષ અધિક હોય છે.

જો કે, ' अपाम सोममममृता अभूम ' અર્થઃ—અમો સોમરસનું પાન

કરી અમૃતરૂપ થયો.' 'अक्षय्यं वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति अर्थ: ચાતુર્માસ યજ્ઞ કરનાર અક્ષય્ય પુણ્યને નિશ્ચે પ્રાપ્ત થાય છે, આ શ્રુતિવાક્યથી કર્મિષ્ઠ પુરૂષોને અમૃતપણું તથા અક્ષય્યપુણ્ય-પ્રાપ્તિથનાપણું પ્રસિધ્ધ હોય તથાપિ આ અક્ષય્યપણું કહ્યું તે અગ્નિષ્ટોમ આદિ પુણ્યકર્મની અપેક્ષાઓએ હોય કિંતુ તે સ્વાભાવિક-સિદ્ધ ન હોય, તેમજ અમરપણું અર્થાત્ પુનઃ પુનઃ મરણથી રહિતપણું કહ્યું તે પણ મર્ત્ય–મનુષ્યોની અપેક્ષાએ હોય, તે અમરપણું કાંઇ મુક્તિરૂપે કહેલું ન હોય

'नाकस्यपृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति

અર્થ—સ્વર્ગલોકની પીઠ વિષે તેઓ પુણ્યનો ઉપભોગ કરી, આ લોક વિષે વા તેથી નિકૃષ્ટલોકવિષે પ્રવેશ કરે છે ' (મુ ૧-૨-૧૦) આ શ્રુતિ અનુસાર કનિષ્ટપુરૂષોને પુનરાવર્તન પ્રસિદ્ધ હોય, તેથી નિરૂક્તલક્ષણ કેવળ યોગીપુરૂષ કર્મિષ્ઠ પુરૂષથી ઉત્તમરૂપ હોય.

ઉક્ત તથા અનુક્ત, સાંખ્ય તથા યોગ આદિ સર્વ મતવાળા કેવળ જ્ઞાનનિષ્ઠ બ્રહ્મવેત્તા શ્રેષ્ઠ હોય એમ 'च' પદ વડે બોધ થાય છે

આમ હોવાથી તું જો મુમુક્ષુ હો, તો તું યોગી થા; હે અર્જુન ?' તુંને યોગનિષ્ઠાથી-સમ્યક્ પ્રકારનું જ્ઞાનબળ ઉત્પન્ન થાય, તો તું વિદેહ--કેવલ્ય નામના પુનરાવર્તન-રહિત બ્રહ્મપદને પ્રાપ્ત થઇશ ૪૬

અવ—વિદેહમુક્તિના અસાધારણ કારણરૂપ સમ્યગ્જ્ઞાન સિધ્ધ થાય તે અર્થે સમાધિનિષ્ઠા વિષે જે અધિષ્ઠિત હોય તે યોગીને પરમ પુરૂષાર્થ સિધ્ધ થાય, તેથી આ રીતનો યોગી, તાપસ આદિ પુરૂષોથી ઉત્તમરૂપ હોય એમ પ્રતિપાદન કરી, સમાધિના અનુષ્ઠાનનો સર્વદા અભાવ હોય તો કોટિ શ્રવણ-શ્રાવણવડે સમ્યગ્જ્ઞાન સિધ્ધ ન થાય; સમ્યગ્જ્ઞાનના અભાવે વિદેહમુક્તિ સિધ્ધ ન થાય; તેથી મુમુક્ષુ--યતિએ અવશ્ય સમાધિનું સેવન કરવું એમ જ્ઞાપન કરાવવા અર્થે, સમાધિશ્રમથી વ્યતિરિક્ત, દેશ, કાળ, મૂલબંધ, આસન, નિયમ આદિ બ્હારના શ્રમથી રહિત એવી સમા-

ધિનું સૂચન કરવાની ઇચ્છાથી, હવે તે રીતની સમાધિનિષ્ઠાવાળા યોગીની 'योगिनाम' ઇતિમંત્રાર્થવડે પ્રશંસા કરે છે—

**योगीनामपि सर्वेषां मद्‌गतेनान्तरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥**

अन्व–श्रद्धावान् (सन्) यः मद्‌गतेनान्तरात्मना मां भजते सः सर्वेषाम् योगिनाम् अपि मे युक्ततमः मतः ॥ ४७ ॥

અ—શ્રધ્ધાવાન્ સનો જે મુમુક્ષુ, પરબ્રહ્મરૂપ હું, તેના વિષે અનુસંધાન પરાયણ થઇ સર્વત્ર બ્રહ્મદર્શન કરે, તેજ સર્વ યોગિઓ મધ્યે ઉત્તમ યોગી હોય એમ મ્હારો અભિપ્રાય છે. ૪૭

વિ—श्रद्धावान्=વિપરીત--ભાવનાથી રહિત થઇને; 'સર્વ જગત્ બ્રહ્મ-સ્વરૂપે છે, 'આ રીતની ભાવનાને અનુવર્તી બુધ્ધિવૃત્તિ-વિશેષ; તેવડે યુક્ત અર્થાત્ 'सर्वं खल्विदं ब्रह्म છાં. ૩–૧૪–૧, અર્થઃ--નિશ્ચે આ સર્વ બ્રહ્મ છે,' 'सर्वं ह्येतद्ब्रह्म' માડું. ૨ અર્થઃ--નિશ્ચે તે સર્વ બ્રહ્મ છે,' 'ब्रह्मैव सर्वम्' અર્થઃ—આ સર્વ કેવળ બ્રહ્મ છે,' ઇત્યાદિ અનેક શ્રુતિઓથી તેમજ 'कोऽहं सच त्वं सच सर्वमेतत्' અર્થઃ—તે હું છું, તે તું છે, તે વળી આ સર્વ જગતરૂપ છે.' भूतानि विष्णु र्भुवनानि विष्णुः અર્થઃ—ભૂતપ્રાણીઓ વિષ્ણુરૂપ હોય,' સર્વ ભુવનો વિષ્ણુરૂપ હોય,' वासुदेवः सर्वम् ગી. ૭–૧૯ અર્થઃ— સર્વ જગત્ વાસુદેવમય છે,'' ઇત્યાદિ સહસ્ત્ર--સ્મૃતિઓવડે આ સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપે હોય, તથા બ્રહ્મના વિવર્તરૂપે હોવાથી મૃગજળવત્ મિથ્યાસ્વરૂપે હોય એમ કોટિ યુક્તિઓવડે નિર્ણય થતાં,' સર્વ જગત્ કેવળ બ્રહ્મરૂપે હોય એ રીતની શ્રધ્ધાવાળો; यः=જે મુમુક્ષુ બ્રહ્મવેત્તા–યોગી પુરૂષ; मद्‌गतेन अन्तरात्मना = જે કાંઇ પદાર્થનું શ્રવણ, દર્શન, સ્પર્શન, મનન, તથા વિજ્ઞાન પ્રાપ્ત થાય તે સર્વ કેવળ બ્રહ્મરૂપ હોય,

એમ કાંઇપણ વિપરીત પ્રકારની પ્રતીતિથી રહિત, પૂર્વોકત શ્રુતિ, સ્મૃતિ તથા યુકિતઓથી નિર્ણય કરાયલ, સચ્ચિદાનંદ, એકરસ, પરબ્રહ્મરૂપે હું, તેના વિષે વ્યાપ્ત થયલ્ (मद्गतेन) બ્હાર તથા અંદર સર્વત્ર મારી સત્તાને અનુવર્તનાર ચિત્તવડે (चेतसा) માં भजते='આ સર્વ જગત્ તથા હું કેવળ બ્રહ્મસ્વરૂપ છીએ,' એવી ભાવનાથી પોતાના આત્માને તથા સર્વ જગત્‌ને કેવળ બ્રહ્મસ્વરૂપે જુવે છે; અર્થાત્ આહાર, વિહાર, શયન તથા આસન આદિ સર્વ અવસ્થાઓ વિષે અન્યવૃત્તિથી રહિત થઈ. સર્વદા નિરૂકન લક્ષણ કેવળ હું પરમાત્માનું આત્મસ્વરૂપે અનુસંધાન કરે છે.

योगिनाम् सर्वेषाम् अपि=વિરાટ્, હિરણ્યગર્ભ, ઇશ્વર આદિના સર્વ ઉપાસકોથી; અર્થાત્ સર્વયોગથી 'सर्वेषाम्' આ પદ વિષે છઠ્ઠી વિભક્તિનો પાંચમી વિભકત્યર્થે પ્રયોગ કરેલો છે એમ સમજવું.

આ મંત્ર વિષે નિરૂપણ કરેલયોગીજ સર્વ યોગીઓથી ઉત્તમ હોય; જે યોગીઓ વિરાટ્-સ્વરૂપના ઉપાસકો હોય, તેઓ તો અ વિદ્યારૂપ પડળથી વ્યવહિત થયલ દૃષ્ટિવડે ઉપાસ્ય તથા ઉપાસક આદિ ભેદનું આલંબન કરી વિરાટ્ આદિ સ્વરૂપની ઉપાસના કરે; અને આ યોગી તો શ્રવણાદિ-જન્ય જ્ઞાનાગ્નિ વડે-દ્વૈતભ્રમરૂપ પડળ નિર્દગ્ધ થવાથી, પોતાના આત્માને તથા સર્વ જગત્‌ને કેવળ બ્રહ્મસ્વરૂપે જુવે તેથીજ યોગી શ્રેષ્ઠ હોય. (युक्ततमः) એમ પરમેશ્વરરૂપે જે હું, તેનો (मम) અભિપ્રાય છે (मतः)

तात्पर्यः—જે બ્રહ્મવેત્તા હોય તેણે સર્વદા કેવળ બ્રહ્મનિષ્ઠાવડે કરીને સ્થિતિ કરવી એમ આ વડે બોધિત થાય છે; વળી, વૃત્યંતરથી રહિત થઇ પ્રત્યગ્દૃષ્ટિએ સર્વત્ર કેવળ બ્રહ્મદર્શન કરવાથી સમાધિ સુકર થાય એમ સૂચન થાય છે.

**ઇતિ આત્મસંયમ-યોગ નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.**

# શ્રી સયાજી સાહિત્યમાળા

| છપાએલાં પુસ્તકો. | કિંમત | |
|---|---|---|
| **૧. વિજ્ઞાન-ગુચ્છ:—** | કાચી | પાકી |
| ૨. ભૂપૃષ્ઠવિચાર (બીજી આવૃત્તિ) | | ૦-૧૨-૦ |
| ૧૧. દેહધર્મવિદ્યાના તત્ત્વો. | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૧૨. વિજ્ઞાનપ્રવેશિકા. | ૦-૧૦-૦ | ૦-૧૧-૦ |
| ૧૩. જીંદગીનો વીમો. (બીજી આવૃત્તિ) | | ૦-૧૧-૦ |
| ૧૭. ઉદ્ભિજ્જવિદ્યાનુ રેખાદર્શન | | ૧- ૦-૦ |
| ૧૮. કરોળીઆ (સચિત્ર) | ૦-૧૩-૦ | ૦-૧૪-૦ |
| ૨૨. પ્રાણીવિદ્યાનું રેખાદર્શન (સચિત્ર) | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૨૫. મનુષ્યવિદ્યાના તત્ત્વો. | ૦-૧૫-૦ | ૧- ૦-૦ |
| ૩૫. જીવવિદ્યા (સચિત્ર) | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૩૮. તુલનાત્મક ભાષાશાસ્ત્ર. | ૧- ૨-૦ | ૧- ૪-૦ |
| ૪૬. રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ. | | ૧- ૪-૦ |
| ૪૭. સમાજશાસ્ત્રપ્રવેશિકા. | | ૦-૧૪-૦ |
| ૪૮. બાળઉછેર | | ૧- ૮-૦ |
| ૫૦. બાળસ્વભાવ અને બાળઉછેર. | | ૧- ૮-૦ |
| ૫૧. શરીરયંત્રનું રેખાદર્શન (સચિત્ર) | | ૧- ૪-૦ |
| ૬૩. વિદ્યુત્ (સચિત્ર) | | ૧- ૪-૦ |
| ૬૪. સુપ્રજનનશાસ્ત્ર. | | ૦-૧૩-૦ |
| ૬૭. પ્રાણીસૃષ્ટિ સચિત્ર ) | | ૧- ૮-૦ |
| ૭૦. રસાયનપ્રવેશિકા ( સચિત્ર ) | | ૧- ૩-૦ |
| ૭૫. વડોદરાનું અર્થશાસ્ત્ર. | | ૦-૧૨-૦ |
| ૮૧. સત્યમીમાંસા. | | ૧- ૧-૦ |

| | કાચી | પાકી |
|---|---|---|
| ८४. सर्नईश्वादन पाठमाला पु. ३. ( मराठी ) | | १– २–० |
| ८५. सदर मदर पु. ४. ( मराठी ) | | १–१२–० |
| ८६. अवशररहस्य ( हिंन्दी ) | | ०–१४–० |
| ८८. मजीव सृष्टीची उत्क्राति (मराठी ) (सचित्र) | | २–११–० |
| ९१. यामिक प्रदीप, प्रथम भाग (मराठी) (सचित्र) | | २– ६–० |
| ૯૩ હિન્દુસ્તાનમા ક્ષયરોગ. | | ૧–૦–૦ |
| ૯૫. મન્ત્રવિદ્યા ( સચિત્ર ) | | ૧– ૦–૦ |
| ૯૬. નૃત્યુવિદ્યા. | | ૦–૧૫–૦ |
| ૯૭. મનોધર્મવિદ્યાના મૂળતત્ત્વો. | | ૦–૧૧–૦ |
| ૯૮. સૃષ્ટિની બાલાવસ્થા (સચિત્ર) | | ૧– ૨–૦ |
| ૧૦૦. આયુર્વેદનો સંક્ષિપ્ત ઈતિહાસ. | | ૧– ૦–૦ |
| ૧૦૨. સામર્થ્યનું વિજ્ઞાન. | | ૧– ૪–૦ |
| ११२. तत्त्वज्ञानातील कूटप्रश्न. ( मराठी ) | | १– ०–० |
| ११४. सुप्रजाजननशास्त्र ( मराठी ) | | ०–१२–० |
| ૧૧૬. સરોવરના જીવો. | | ૦–૧૩–૦ |
| ૧૧૭ સૂર્ય. | | ૦–૧૨–૦ |
| ૧૨૨. પરિવર્તનવાદ. | | ૦–૧૦–૦ |
| ૧૨૪. નાકાબળ | | ૦–૧૧–૦ |
| ૧૨૫. અર્વાચીન આર્યભાષાઓની તુલના. | | ૧–૩–૦ |
| ૧૩૦. આપણું પ્રાચીન રાજ્યતન્ત્ર અથવા રાજપ્રજાના ધર્મો | | ૧–૪–૯ |
| ૧૩૧. ધનવિદ્યા. | | ૦–૧૧–૦ |

## ૨. ચરિત્ર-ગુચ્છઃ—

| | કાચી | પાકી |
|---|---|---|
| ૮. પ્રેમાનંદ ( સચિત્ર ). | ૦–૧૨–૦ | ૧–૦–૦ |
| ૧૪. દયારામ. | ૦–૧૦–૦ | ૦–૧૧–૦ |
| ૨૦. મીરાંબાઈ. | ૦–૧૦–૦ | ૦–૧૨–૦ |
| ૩૦. ગિરધર. | ૦–૧૦–૦ | ૦–૧૪–૦ |
| ૩૩. ભાલણ ( સચિત્ર ). | ૦–૧૫–૦ | ૧–૦–૦ |

| | કાચી | પાકી |
|---|---|---|
| ૪૦. તુકારામ (સચિત્ર). | | |
| ૪૧. महाराजा शिवाजी ( मराठी ) ( सचित्र ). | १-०-० | १-०-० |
| ૪૫. વિષ્ણુદાસ. | | १-६-० |
| ૪૯. વીર શિવાજી ( સચિત્ર ). | | ૧-૦-૦ |
| ૫૩. મણિશંકર કીકાણી ( સચિત્ર ). | | ૧-૦-૦ |
| ૬૨. દલપતરામ ( બીજી આવૃત્તિ ). | | ૧-૬-૦ |
| ૭૨. સમુદ્રગુપ્ત ( સચિત્ર ). | | ૧-૨-૦ |
| ૭૪. मीराबाई ( मराठी ) | | ૦-૧૩-૦ |
| ૭૭. ચક્રવર્તી અશોક; | | ૦-૧૫-૦ |
| ૭૮ समुद्रगुप्त ( हिन्दी)(सचित्र. ) | | ૦-૧૪-૦ |
| ९८. अप्रसिद्ध ऐतिहासिक चरित्रें (मराठी) | | ૦-૧૨-૦ |
| ૧૦૪. શેક્સપિયર. | | ૧-૦-૦ |
| ૧૦૭. અકબર ( સચિત્ર ) ( બીજી આવૃત્તિ ) | | ૦-૧૧-૦ |
| २७. पंडित जगन्नाथराय चरित्र आणि सगीन गगा लहरी (मराठी) | | ૦-૧૪-૦ |
| | | १-०-० |

ઇતિહાસ-ગુચ્છ:—

| | કાચી | પાકી |
|---|---|---|
| १. संस्कृत वाङ्मयाचा इतिहास. ( मराठी ). | | ૨-૮-૦ |
| ૯. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૧ લો (બીજી આવૃત્તિ) | | ૩-૮-૦ |
| ૧૯. બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ. | ૦-૧૨-૦ | ૦-૧૩-૦ |
| .૪. પૅલેસ્ટાઈનની સંસ્કૃતિ. | ૦-૧૧-૦ | ૦-૧૨-૦ |
| .૬. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૨ જો (બીજી આવૃત્તિ) | | ૨-૧૨-૦ |
| .૧. પાર્લામેન્ટ. | ૧-૨-૦ | ૧-૪-૦ |
| ૪. ઇતિહાસનું પ્રભાત. | ૧-૨-૦ | ૧-૪-૦ |
| ૪. નવીન જાપાનની ઉત્ક્રાંતિ. | | ૧-૦-૦ |
| ૫. ચીનની સંસ્કૃતિ. | | ૧-૧-૦ |
| ૫. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ પહેલો | | ૨-૧૨-૦ |

| | કાચી | પાકી |
|---|---|---|
| ૫૭. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ બીજો | | ૨-૧૦-૦ |
| ૫૮. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ત્રીજો | | ૨-૧૨-૦ |
| ૫૯. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ચોથો. | | ૩-૦-૦ |
| ૬૦. ઉન્નતિવિચાર ( પૂર્વાર્ધ ). | | ૧-૧૦-૦ |
| ૬૧. પ્રાચીન હિંદુસ્તાનમા સ્થાનિક સ્વરાજ્ય | | ૨-૪-૦ |
| ६५. हिंदुस्थानचा अर्वाचीन इतिहास--मराठी रियासत (मध्यविभाग) भा. १ (मराठी) (द्वितीयावृत्ति) | | २-१२-० |
| ६६. सदर भाग २ ,, | | २-१२-० |
| ६८. सदर भा. ३ ,, | | २-४-० |
| ૬૯. હિંદુસ્તાનની સંસ્કૃતિ | | ૧-૧૨-૦ |
| ૮૨. રોમનો ઇતિહાસ | | ૧-૦-૦ |
| ८३. पानिपत. (मराठी) | | १-०-० |
| ९०. मराठ्याच्या प्रसिद्ध लढाया (मराठी) | | ३-०-० |
| ૧૦૧. અશોકના શિલાલેખો. | | ૧-૬-૦ |
| ૧૦૩. હિંદુસ્તાનના લોકો અને પ્રશ્નો | | ૧-૦-૦ |
| ૧૦૮. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ | | ૦-૯-૦ |
| ૧૦૯. વડોદરા રાજ્યનો ઇતિહાસ. | | ૧-૧૦- |
| ૧૧૧. ઇટાલીનું જીવનપ્રભાત. | | ૧-૨-૦ |
| ૧૧૫. ઇંગ્લાંડ અને હિંદુસ્તાન. | | ૦-૧૫-૦ |
| ૧૨૧. હિંદુસ્તાનના લોકો. | | ૦-૧૫-૦ |
| १२०. हिंदुस्थानच्या इतिहासांतील गोष्टी (मराठी) | | ०-१-० |
| ૧૨૬. મરાઠી રિયાસત, મધ્ય વિભાગ, ભાગ પહેલો | | ૨-૧-૦ |
| १२८. चीन देशातील सुधारणा ( मराठी ) | | १४-० |

## ૪. વાર્તા-ગુચ્છ:—

| | | |
|---|---|---|
| ૩. અંગ્રેજ બાલજીવન—આપણા લઘુબન્ધુ અંગ્રેજ (બીજી આવૃત્તિ.) | | ૦-૧૫-૦ |

| | | કાચી | પાકી |
|---|---|---|---|
| ૪. | અલકાનો અદ્ભુત પ્રવાસ (સચિત્ર) (બીજી આવૃત્તિ) | | ૧-૪-૦ |
| ૧૬. | વીર પુરુષો. | | ૦-૧૨-૦ |
| ૧૦૫. | જાતિસ્વભાવશતક ( પૂર્વાર્ધ ) | | ૦-૧૫-૦ |
| ૧૦૬. | જાતિસ્વભાવશતક ( ઉત્તરાર્ધ ) | | ૦-૧૩-૦ |
| ११३ | सुबोधकथामाला ( मराठी ) | | ०-१५-० |

## ૫. ધર્મ-ગુચ્છ —

| | | કાચી | પાકી |
|---|---|---|---|
| ૬. | હિન્દુસ્તાનના દેવો (સચિત્ર). | | ૪-૦-૦ |
| २३. | दीघनिकाय, भा. १ ला (मराठी) | | १-८-० |
| ૩૨ | તુલનાત્મક ધર્મવિચાર | ૦-૧૨-૦ | ૦-૧૩-૦ |
| ૩૬. | ધર્મના મૂળતત્ત્વો | ૦-૯-૦ | ૦-૧૦-૦ |
| ૪૨. | વિવિધ ધર્મોનું રેખાદર્શન | | ૦-૧૨-૦ |
| ૪૪. | ઉત્તર યુરોપની પુરાણકથા | ૦-૧૨-૦ | ૦-૧૪-૦ |
| ८०. | तुलनात्मक धर्मविचार ( हिन्दी ) | | १-०-० |
| ૧૧૮. | સિદ્ધાંતદર્શન. | | ૧-૮-૦ |
| ૧૩૨. | શ્રીમદ્ભગવદ્ગીતા ( શાંકરાનંદી ગીતા સહિત ) પ્રથમ વિભાગ | | ૩-૪-૦ |

## ૬. નીતિ-ગુચ્છ —

| | | કાચી | પાકી |
|---|---|---|---|
| ૫. | માબાપને બે બોલ (ત્રીજી આવૃત્તિ) | | ૦-૬-૦ |
| ૭. | નીતિશાસ્ત્ર | | ૦-૧૪-૦ |
| ૨૭. | નીતિવિવેચન (બીજી આવૃત્તિ) | ૧-૦-૦ | ૧-૨-૦ |
| ૨૯. | કૅાબેટનો ઉપદેશ (બીજી આવૃત્તિ) | | ૦-૧૫-૦ |
| ૩૭. | નૈતિક જીવન તથા નૈતિક ઉત્કર્ષ. | ૦-૧૪-૦ | ૦-૧૫-૦ |
| ૭૧. | ઉદાસીપંથના નીતિવચનો. | | ૦-૧૦-૦ |
| ७६. | नीतिविवेचन ( हिन्दी ) | | १-७-० |

| | કાચી | પાકી |
|---|---|---|
| **૭. શિક્ષણ-ગુચ્છ:—** | | |
| १०. बालोद्यानपद्धतीचें गृहशिक्षण (सचित्र) (मराठी) | ०-९-० | ०-१०-० |
| ૨૮. બાલોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ (સચિત્ર). | ૦-૧૨-૦ | ૦-૧૪-૦ |
| ૫૨. શાળા અને શિક્ષણપદ્ધતિ. | | ૦-૧૫-૦ |
| ૮૫. પ્રાચીન હિન્દમાંની કેળવણી. | | ૦-૧૩-૦ |
| ११९. मुक्या मुलांचें गृहशिक्षण ( मराठी ) | | ०-१४-० |
| **૮. પ્રકીર્ણ-ગુચ્છ:—** | | |
| १५ सुधारणा आणि प्रगति. (द्वितीयावृत्ति.) ( मराठी) | | ३-०-० |
| २१. शिस्त (मराठी) | | १-०-० |
| ३९. हिंदुस्तानचा लष्करी इतिहास व दोस्तराष्ट्रांच्या फौजा. ( मराठी) | | २-८-० |
| ૫૪. સંસ્કૃતિ અને પ્રગતિ. | | ૨-૦-૦ |
| ७३. जबाबदार राज्यपद्धति ( मराठी. ) | | ०-१३-६ |
| ७९. इंग्रजी शिष्टाचार ( मराठी ). | | ०-१४-० |
| ८७. नागरिकाचीं कर्तव्यें ( मराठी ). | | ०-१४-० |
| ૯૨. સહકાર્ય અને રાષ્ટ્રીય જીવન. | | ૦-૧૩-૦ |
| ९४. बडोद्याचें मराठी साहित्य ( मराठी ) | | ०-१०-० |
| ૧૧૦. લંડનનિવાસીની કેળવણી. | | ૦-૬-૦ |
| १२०. कादंबरीची गोष्ट ( मराठी ) | | १-१-० |
| ૧૨૯. જુવાનીની આંધી. | | ૨-૦-૦ |